# संस्था-संचालन

ગાંધીજી હિંદમાં આવ્યા ત્યારથી કહેતા આવ્યા છે કે રચનાત્મક કાર્યક્રમ દ્વારા જ રાષ્ટ્રમા સ્વરાજ્ય મેળવવાની તેમજ ટકાવવાની શક્તિ પેદા થવાની છે અને વધવાની છે જો આપણે આપણી નાની-મોટી સસ્થાઓ પોતાના આદર્શ કે સિદ્ધાંત અનુસાર સફળતાપૂર્વક ચલાવી શકીએ તો સ્વરાજ્ય પ્રાપ્ત કરવું અને સ્વરાજ્ય ચલાવી બતાવવું બિલકુલ સહેલુ છે. કહેવાય છે કે શિવાજીના સમયમાં જેઓ નાનાંમોટાં મંદિરોની મિલકત સાચવતા તેમજ તેનો કારભાર કરતા હતા તેઓ જ સ્વરાજ્ય મળ્યુ ત્યારે મોટાં મોટાં રાજ્યકાર્યના સ્તંભરૂપ થઈ પડ્યા. જો પ્રયોગશાળામાં સફળતા મળી તો એ જ અનુભવથી દેશવ્યાપી પ્રયોગ કરવો એ કંઈ ભારે કામ નથી.

એટલા જ માટે જો આપણે આપણી સંસ્થાઓ આદર્શને સતત નજર આગળ રાખી ચલાવીએ અને અંદર અંદર શુદ્ધ વાતાવરણ અને પરસ્પર બંધુત્વની ભાવના કેળવીએ તો સ્વરાજ્ય તો જાણે હાથવેંતમાં જ છે

એવી સંસ્થાઓનું સચાલન કેવા પ્રકારનું થવુ જોઈએ, એ સંચાલન કેવાં તત્ત્વો પર રચાવું જોઈએ, અને પરસ્પર અનુકૂળતાની દૃષ્ટિએ કયા કયા નિયમોનું પાલન કરવું જોઈએ, એ પણ વિચારવું પડશે અને સંસ્થા-સચાલનનું પૂર્ણ શાસ્ત્ર આપણે તૈયાર કરવું પડશે *

૨૦-૨-'૩૯

काका कालेलकर

* હિંદી 'सर्वोदय'માંથી

# કિશોરોને

## ૧૪

દોસ્તો,

આપણો આ દેહ એક સુંદર મોટી પ્રયોગશાળા છે. તમે પ્રયોગશાળાનો અર્થ તો જાણતા જ હશો. વિજ્ઞાનશાસ્ત્રી પોતાના બધા પ્રયોગો કરવા માટે જે મકાન કે ઓરડો બંધાવે તે પ્રયોગશાળા કહેવાય ત્યારે હવે તમે સમજી ગયા હશો કે દેહ શા માટે પ્રયોગશાળા છે

તમને પ્રશ્ન થશે કે ત્યારે વિજ્ઞાનશાસ્ત્રી કોણ? વિજ્ઞાનશાસ્ત્રી આપણું ચિત્ત દેહની બહારથી તેમ જ અંદરથી એવી અદ્ભુત રચના કરવામાં આવી છે કે તેને જ પૂરેપૂરી સમજતાં વર્ષો લાગે આપણા દેહની બધી ક્રિયાઓ કેવી રીતે થાય છે, તેની અસર અંદરને અંદર એકબીજા અવયવો ઉપર શી થાય છે, તંદુરસ્તી કોને કહેવાય, રોગ કોને કહેવાય, જાગ્રત અવસ્થામાં દેહની શી સ્થિતિ હોય છે, ઊંઘતી વખતે તેની કયી કયી ક્રિયાઓ ચાલે છે વગેરે પ્રશ્નો ઉપરથી જેટલા સરળ દેખાય છે તેટલા ઊંડાણમાં અઘરા છે ત્યારે સૌથી પ્રથમ કર્તવ્ય, આપણા વિજ્ઞાનશાસ્ત્રી ચિત્તનું કર્તવ્ય છે દેહની સર્વાંગી રચના સમજવાનું. જેવી રીતે વિજ્ઞાનશાસ્ત્રી પોતાના સાધનને બરાબર ન સમજે, તો તેના ઉપર થતા પ્રયોગોને પણ સમજી શકતો નથી, તેવી રીતે ચિત્ત દેહનું જ્ઞાન ધરાવવું જોઈએ

ત્યારપછી આ જગતના સર્વે પદાર્થોની દેહ ઉપર થતી અસર તે તપાસે છે પ્રકાશ, વાયુ, ધ્વનિ, વગેરેના ચાલુ પરમાણુઓનો યોગ તે ઝીણવટથી નોંધે છે.

આપણા જીવનની પ્રત્યેક પળે આપણું શરીર બહારથી તેમ જ અંદરથી બહારની દુનિયાના સબંધમાં આવે છે એટલે કે બાહ્ય જગતની અસર આપણા ઉપર પડે જ છે એ બધી અસરોને પેલો વિજ્ઞાનશાસ્ત્રી નોંધે છે. તેની એ બધી નોંધો આપણા સ્મરણપટ ઉપર રખાય છે

આ સચરાચર જગતના પદાર્થો અસંખ્ય અને અનેકવિધ છે. તે બધાની અસર જુદા જુદા મનુષ્યો ઉપર જુદી જુદી થાય છે, કારણ કે જે રંગથી રંગાઈને જે જુએ તે પ્રમાણે તેને દર્શન થાય છે. આથી કરીને દરેકના ચિત્તની નોંધો ઘણી રસિક હોય છે. એક જ પદાર્થ કે વિષય વિષે જુદા જુદા ચિત્તની અસરો સરખાવવાથી આપણને સત્ય મળી આવે છે. જેવી રીતે વિજ્ઞાનશાસ્ત્રી એક પદાર્થ ઉપર જાતજાતના અખતરા અને એકબીજાની તુલનાથી છેવટનો સિદ્ધાંત તારવે છે, તેવી રીતે સર્વકાળ અને સર્વ દેશના જુદાં જુદાં ચિત્તની અસરો સરખાવ્યાથી આપણને સત્ય મળી આવે છે. આ જાતની ક્રિયામાં ખૂબ બારીક નિરીક્ષણની, તટસ્થ વૃત્તિની, તુલના કરીને જે મળી આવે તે સ્વીકારવાની તૈયારી હોવી જોઈએ. એટલે જ કહ્યું છે કે આપણો આ દેહ બરાબર સમજીએ તો તેમાં બધું જ આવી જાય છે. એક જ મનુષ્યને સંપૂર્ણ રીતે પામી જઈએ તો તે દ્વારા સર્વને પણ પામી શકીએ અંગ્રેજીમાં એક કવિએ કહ્યું છે કે

"The proper study of mankind is Man."

( આખી મનુષ્યજાતનો ખરો અભ્યાસ કરવો હોય તો એક જ મનુષ્યનો અભ્યાસ કરો. )

લિ૦ તમારો
'અણગારી'

# હબસીઓનો કુલગુરુ

લેખક • મગનભાઈ પ્ર. દેસાઈ મહામાત્ર ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

૧

હબસી લોકો મૂળ આફ્રિકાના વતની હતા પરંતુ ઈ સ પૂર્વે જ્યારે ગ્રીસ અને રોમની સત્તા યુરોપમા ચાલતી હતી, ત્યારથી યુરોપના લોકો આ ભોળી હબસી પ્રજાના માણસોને પકડી લાવીને ગુલામ તરીકે રાખતા જેમ વેપારવણજની બીજી ચીજો બજારમાં વેચાય, તેમ આ જીવતાજાગતા હબસી ગુલામોના ત્યારે બજાર ભરાતા!

યુરોપી પ્રજાઓ અમેરિકાની શોધ થયા પછી ત્યાં વસવા લાગી• ત્યારે તે નવા મુલકમા ખેતીને માટે માણસોની તો ખૂબ જ જરૂર પડે, એ ઉઘાડુ છે તેઓએ આફ્રિકાથી હબસીઓના ટોળે-ટોળા પોતાના નવા ખંડ ઉપર આણ્યા, અને જેમ ગાય, ઘોડા કે બીજા પશુ રાખે તેમ જ આ મનુષ્ય-પ્રાણીને પણ રાખવા લાગ્યા અરે, તેઓ એટલે સુધી માનતા કે, આ ગુલામ હબસીઓને આત્મા નથી હોતો! તેથી પુરુષથી તેની સ્ત્રીને, અને સ્ત્રીથી તેના નાના કુમળા બાળકોને છૂટાં પાડીને વેચી નાખવામા પણ તેમને કશી દયા કે કોઈ જાતનો ખટકો નહિ આવતો!

આવી ગુલામ સ્થિતિમા ગયા સૈકાના મધ્યમા બૂકર ટી વૉશિંગ્ટન નામનો એક હબસી છોકરો પાક્યો. એક ગોરા અમેરિકન જમીનદારને ત્યા તેની મા જોડે તે અને તેનો ભાઈ ગુલામી કરતા હતા તે વખતે આ ગુલામ છોકરાની કેવી હીન દશા હતી એ બતાવવા સારુ, એણે જ પોતાની આત્મકથા લખી છે તેમાં આપેલા એક બે દાખલા કહું



બુકર ટી વૉશિંગ્ટન

બૂકરને પહેરવાને માટે ગૂણપાટના કપડાં મળતા નાના બિચારા બૂકરની કુમળી ચામડી આથી કરીને છોલાઈ જતી તેથી તેનો મોટો ભાઈ એવુ કરતો કે, નવા કપડા પહેલા પોતે પહેરતો, તેમ કરતા વપરાઈ વપરાઈને તે થોડાક નરમ પડે અને સુવાળાં થાય, એટલે નાના ભાઈને તે પહેરવા આપતો

ગુલામ દશામા સબડતા બૂકરને મળતો સવારનો નાસ્તો પણ જાણવા જેવો છે રોજ સવારે વહેલો ઊઠીને સીધો તે જમીનદારના ખેતર ઉપર જતો ત્યા ઢોર માટે ખાણુ બફાતું હોય, તે ક્યારે કાઢવામા આવે એની વાટ જોતો ત્યા એ ઊભો રહેતો એની

જેમ બીજા ગુલામ છોકરા પણ આવ્યા જ હોય બાણુ જ્યારે ઢોરોને માટે ટોપલામા કઢાય, ત્યારે તેમાથી મોટા સાગ જોઈને, બફાયેલા વટાણાના દાણા આ છોકરા પોતાને માટે વીણી લેતાં આ બૂકરનો નાસ્તો! જો વખતસર ત્યા ન પહોચાય તો તે નાસ્તો પણ જાય

આમાથી એક દહાડો છુટકારો થયો એક ખુન ખાર આતરયુદ્ધને અતે, ગોરા અમેરિકનોએ ઠરાવ કર્યો કે ગુલામીની પ્રથા રદ કરવી તે ખુશાલીને દિવસે માએ બૂકર અને તેના ભાઈબહેનોને ભેગા કર્યાં. પોતે ઘૂટણે પડી તેની આખમા આસુ હતા અને તે કાઈ જ બોલી શકતી નહોતી હર્ષથી જાણે ગાડી થઈ ગઈ હોય તેમ, છોકરાને વારવાર બાથમા લે અને ઉપરાઉપરી ચૂમે કેટલીક વાર એમ ચાલ્યા પછી તે બોલી, 'બેટા, આજ આપણે સ્વતત્ર થયાં છીએ ઈશ્વરનો પાડ માનો!'

૨

હવે બૂકર સ્વતત્ર બાળક થયો એટલે તેની મા એને કામે મોકલવા લાગી પાસે આવેલી એક કોલસાની ખાણમા બૂકરને કામ મળ્યુ હતુ ખાણના સખત કામથી થાકીને રાતે તે પાછો આવતો પણ હવે તેને એક નવી લેહ લાગી હતી તે ભણવાને નાદે ચડ્યો હતો તેથી રાતે થાકેલો આ ના છતા, ભણવા આગળ તેનો થાક ક્યા યે જતો રહેતો

આ નાદે ચડાવવામા મુખ્ય હાથ એની ચકોર માતાનો હતો પાઈ પાઈ એકઠી કરીને એણે એને એક ચોપડી લાવી આપી હતી બૂકર આ ચોપડીને ઘડીભર પણ પોતાથી વેગળી મૂકતો નહિ. એને એવી બીક રહેતી કે, કદાચ જો ખોવાઈ ગઈ તો! કામમાંથી જો ફુરસદ મળે કે રસ્તે ચાલતા પણ એ કાઢીને તે વાચવા લાગતો

કેટલાક વખત બાદ બૂકરને એક બાઈને ત્યા કામ કરવા જવાનુ થયુ આ બાઈ બહુ કપરી અને કડક છે એવી એની ચારેકોર ખ્યાતિ હતી એને ત્યા નોકરી કરી એટલે બસ! કદી જરા જ પવા જ ન દે!—એવી એને વિષે સાખ બધાઈ હતી આમ છતા, બીજુ કામ ન મળવાથી બૂકરની માએ કઠણુ કાળજુ કરીને તેને આ બાઈને ત્યાં મોકલ્યો

વાત એવી હતી કે, બાઈ સ્વભાવે ખરાબ નહોતી, પણ કડકાઈથી બરોબર કામ લેનારી હતી ખ તથી સોપેલુ કામ કરનારને તેની જોડે વાધો ન પડે. આથી બૂકરને તેની જોડે ગોઠી જવામા અડચણ ન આવી નાનો હોવા છતા આટલુ તો તે સમજતો હતો કે, 'માતા, પિતા અને મોટાભાઈ આખો દહાડો મજૂરી કૂટે છે ત્યારે માંડ પેટિયુ નીકળે છે, તો હું તેમા શુ કામ મદદ ન કરુ?' આ બાઈનો ઉપકાર છે કે તેણે મને કામ આપ્યુ' બૂકરની શેઠાણીને આવો જ માણસ જોઈતો હતો આ રીતે બેઉનુ ઠીક ચાલતુ જાણીને બૂકરની માને નિરાંત વળી.

બાઈને ત્યા બૂકરને ફરાસનુ કામ કરવાનુ હતુ આખુ ઘર બરોબર વાળવુ ઝૂડવુ ખુરશી ટેબલ વગેરે રાચરચીલુ સાફ રાખવુ, બારીબારણાંના મિજાગરા, ઈસ્ટાપડીઓ તથા હાથા વગેરે ઘસી ઘસીને ચકચકિત રાખવા, આ જાતનુ એ કામ હતુ બૂકર આ બધુ બરોબર તન અને મન દઈને કરતો પેલી બાઈ પણ પહોચેલ હતી ક્યા ક્યાં કચરો રહી જઈ શકે તે એને ખબર હતી એટલે તે તો ખૂણેખાચરે, બારીની ધારે પર, પેટીઓ પટારા પાછળ, ખુરશી ટેબલના પાયા અને બેઠક નીચે, અને એવી એવી કાળજી વગરનો કામ કરનાર ચૂકી જાય તેવી જગાઓ તે તપાસી જોતી પણ ક્યાય એને કસર ન જડતી કે જેથી તે બૂકરની કોઈ કસૂર કાઢી તેને વઢી કે ધમકાવી શકે ખરેખર, નોકર શેઠની જુગતે જોડી મળી હતી બૂકરે આ બાઈને આખી જિંદગી યાદ કરી કે, મળો તો આવો ગુરુ મળજો

૩

કામની સાથોસાથ ભણવાનુ તો બરોબર ચાલતુ હતુ પડોશમાં જે કોઈ કાંઈ ભણાવી શકે એમ હોય તેની પાસે પહોચી જઈ મળે એટલુ તે ભણી લેતાં આમ આખી પડોશ એણે પૂરી કરી પરતુ ભણવાની

એની ભૂખ તો અણુ–ભાગી જ રહી. ગરીબ માબાપ પણ તેમાં શું કરી શકે ? એવામાં એક દહાડો એને ખબર પડી કે, એક એવી નિશાળ નીકળી છે કે જ્યાં કામ કરી મજૂરી મેળવીને ભણી શકાય છે. આ તો એના જેવા કામગરા અને પ્રામાણિક તથા ગરીબ છોકરાને માટે ભારે સનદ કહેવાય. હવે તે નિશાળે પહોંચવાને માટે એ તલપાપડ થઈ ગયો. તેના ગામથી આ શાળા ૧૦૦ ઉપર માઈલ જેટલી દૂર હતી. પણ તેથી શું ? આટલે દૂર જવાને સારુ વાટખર્ચ પણ આપી શકે એવી સ્થિતિનાં એનાં માબાપ નહોતાં. પણ તેથી ઓછું છોડી શકાય ? એને તો માત્ર વહાલી માતાની આજ્ઞા અને આશીર્વાદ જોઈતાં હતાં.

તેણે કહ્યું, 'બા, એક મોટી નિશાળ એવી છે કે ત્યાં મજૂરી કરાય અને તેમાંથી ભણાય. હું ત્યાં જાઉં ?"

માતાઃ ક્યાં છે, બેટા ?

બૂકરઃ હેમ્પ્ટન ગામમાં છે એમ કહે છે.

બાઃ ઓ મા ! એટલે દૂર તું કેમ કરીને જવાનો ?

બૂકરે જેમ તેમ કરીને રજા મેળવી. ભલી માતાએ આમતેમથી થોડા પૈસા ભેગા કરીને તેને આપ્યા. તે વખતે બૂકર ૧૨–૧૪ વર્ષનો હતો. માતાને છોડીને જવું એ એના જેવા માતૃભક્ત છોકરાને માટે પણ ઓછો આઘાત નહોતો. પરંતુ, એ સમજતો હતો કે, છેવટે જઈને જોતાં પોતાની ઉન્નતિ સાધવામાં જ માતૃપ્રેમ પણ સધાવાનો છે.

રખડતો કુટાતો, કદી ભૂખ્યો તો કદી ટાઢે ઠુંઠવાતો, ચીંથરેહાલ દશામાં તે હેમ્પ્ટન પહોંચ્યો. શાળા પૂછતો પૂછતો તે તેના મકાને પહોંચ્યો. જન્મારામાં તેણે નહિ જોયેલું એવડું મોટું આલેશાન મકાન જોઈ તેને થયું, 'આ શાળામાં ભણવાનું મળે તો કેવી મજા પડે !' દાખલ થવાને માટે તે આચાર્ય પાસે ગયો. આચાર્યે તે ચીંથરેહાલ મૂર્તિ સામે જોઈને પૂછ્યું, 'કેમ આવ્યો છે ?'

બૂકરઃ મારે ભણવું છે.

આચાર્યઃ ઠીક, જા બહાર બેસ. અને પછી એક શિક્ષિકાને બોલાવી આચાર્યે કહ્યું કે, આ છોકરાને દાખલ કરવો કે કેમ તે તપાસજો.

શિક્ષિકા બૂકરના દિદાર જોઈને જ કહે, 'તને અહીં નહીં દાખલ કરવામાં આવે. ક્યાંથી આવો આવ્યો છે ?'

આ સાંભળતાંવેંત બૂકરનાં હોશકોશ ઊડી ગયા, તેની આંખમાંથી દડ દડ આંસુ પડવા લાગ્યાં; મોઢામાંથી તે અક્ષરે બોલી ન શક્યો.

બૂકરની આ દશા જોઈને કે શાથી, બાઈને કાંઈક થયું અને તે બોલી, 'છોકરા, તને ઝાડુ કાઢતાં આવડે છે ?' બૂકરે ઝટ જવાબ આપ્યો, 'હા જી, ક્યાં છે ઝાડુ ? શું વાળવાનું છે ?'

બૂકરને ઝાડુ આપવામાં આવ્યું. ઉપરાંત તેણે લૂગડાનો એક કકડો માગી લીધો, અને દેખાડેલા ઓરડામાં વાળવાનું શરૂ કર્યું. તેના હરખનો પાર નહોતો. મનમાં તે પેલી તેની શેઠાણીને દુવા દેતો હતો. તેને ખબર હતી કે, આ પોતાની પરીક્ષાનો દિન છે. આખો ઓરડો, તેનાં બારીબારણાં, ખૂણા તથા ધારો, અને સઘળું રાચરચીલું, બધું ઉપર નીચે તથા આજુબાજુથી બબ્બે વાર વાળ્યું અને ઘસી ઘસીને સાફ કર્યું. કહેવાની જરૂર નથી કે, તે પરીક્ષામાં પાસ થયો, તેને હેમ્પ્ટન શાળામાં પ્રવેશ મળ્યો.

૪

શાળામાં ચાર વર્ષ રહેવાનું હતું. દિવસનો મોટો ભાગ ખેતર કે ઈંટવાડા યા ગમાણ ગૌશાળા વગેરેમાં મજૂરી કરવાની હતી; અને તેની જે મજૂરી મળે તેમાંથી વિદ્યાર્થીનું બધું ખર્ચ નીકળતું. કેટલાક તો તેમાંથી બચત કરી, નાનીશીક મૂડી પણ ભેગી કરી શકતા. બૂકરે આ ચાર મોંઘાં વર્ષોમાં એક મિનિટ સરખી નકામી ન જવા દીધી. મજૂરી અને ભણતરમાં વિદ્યાર્થીઓનો આખો દિવસ ભરાયેલો રહેતો, તેમાં રોજ સાંજે જમ્યા પછી અને ઉપાસના પહેલાં વચ્ચે ત્રીસેક મિનિટ રહેતી તે બધા

છોકરા નકામી વેડફી મારતા. બૂકરે તે વખતમાં એક જ્ઞાનવર્ધિની સભા શરૂ કરી અને એમાં તેણે એવું જીવન રેડ્યું કે થોડાક કાળમાં તે સભા આખી શાળામાં માન પામી.

બધા શિક્ષકો બૂકર ઉપર અપાર પ્રેમ રાખતા. શાળાનો સંસ્થાપક જનરલ આર્મસ્ટ્રોન્ગ કરીને એક ગોરો સદ્‌ગૃહસ્થ હતો. એ આ શાળાનો પ્રાણ હતો. હબસી ગુલામો સ્વતંત્ર તો થયા, પણ સાધન કે આવડત વિના તેઓ સ્વતંત્ર - છતાં રવડી રખડી મરશે, એમ વિચારીને આ દીર્ઘદૃષ્ટિવાળા પુરુષે આ નવી જ જાતની શાળા શોધી હતી. મોટી મોટી ઉંમરના હબસી ગુલામોને અહીં ભણવાનું મળે તેની સાથે તેનું ખર્ચ પણ તેમની મજૂરીમાંથી આપોઆપ મળતું, અને તેમાંથી જ તેઓ ઉપયોગી ઉદ્યોગો શીખી લઈ શકતા હતા. એટલું જ નહિ, શાળાની આખી વ્યવસ્થા જ એવી હતી કે, છોકરાઓ ઉદ્યમી, મહેનતુ, ખંતીલા અને જીવનમાં પરોવાયેલા બનતા હતા. આર્મસ્ટ્રોન્ગે આ કામ ઉપાડીને હબસીઓની એક ભારે સેવા કરી છે, એમ આજ સૌ કોઈ કહે છે.

આર્મસ્ટ્રોન્ગની જ ભાવનાથી રંગાયેલા તે શાળાના શિક્ષકો પણ હતા. આથી શાળાના વાતાવરણમાં એક પ્રકારનું સેવાભાવનું વાતાવરણ રહેતું. બૂકર જેવા ઉપર આની અસર ન થાય એ તો બને જ કેમ? એ આર્મસ્ટ્રોન્ગને પોતાના મનથી ગુરુ તરીકે પૂજવા લાગ્યો, અને મનમાં વિચાર કર્યો કે, જેવો સેવાભાવ એમણે શીખવ્યો છે એને મારે પણ જીવનમાં ઉતારવો. અને ખરેખર, બૂકરે આ પાઠ બરોબર જીવી બતાવ્યો.

૫

ભણી ઊતર્યા પછી તેના આચાર્યે તેને કહ્યું કે, તું એક નવી કાઢેલી શાળા ચલાવવા જા. આ શાળાની કંગાલ દશા જોઈ આપણને તો એમ જ થાય કે એને તે શાળા જ કોણ કહે! ન મળે તેનું મકાન, ન મળે તેમાં ભણનાર! બૂકરે બધું કામ એકડે એકથી જ શરૂ કરવાનું હતું. ખંત, ધીરજ અને કુનેહ તથા પોતાની પતિત કોમ પ્રત્યેના પ્રેમથી તેણે આ કામમાં ઝંપલાવ્યું. કામ કામને શીખવે એ આપણામાં કહેવત છે, તે બૂકરનાં આ વર્ષો તો અક્ષરશઃ ખરી પાડી દેખાડે છે. તેણે પોતાની એ નાનકડી શાળા પાછળ પોતાનો આખો આત્મા રેડીને, આજ જે એક જગમશહૂર સંસ્થા થઈ છે, તે 'ટસ્કેગી ઇન્સ્ટિટ્યૂટ' નામની શિક્ષણસંસ્થા રચી. આ શાળાનાં શરૂનાં વર્ષોમાં તે જાતે જ ભણાવતો, ત્યારે તે પોતાના બાળપણની વાતો કહેતો. પેલી શેઠાણી બાઈની વાત આવતી ત્યારે તેના મોં પર કૃતજ્ઞતા અને આભાર ઝળકી ઊઠતાં અને તે કહેતો, "મારી જિંદગીમાં આજ સુધી હું જેટલું શીખ્યો છું તે અને આ બાઈએ મને જે શીખવ્યું તે બે સરખાં કીમતી છે."

જેમ જેમ શાળાનું કામ વધતું ગયું તેમ તેમ બૂકરને ભાગે તેના સંચાલનનું, તેની ઉન્નતિને અંગે વિચારો કરી તેને માટે નાણાં વગેરે સાધનોની જોગવાઈ કરવાનું, અને ખાસ તો પોતાની શાળાની પાછળ હબસી કોમની ઉન્નતિની કઈ ભાવના અને યોજના રહી છે તે તેને સમજાવવાનું કામ આવ્યું. આથી તેની નામના દેશભરમાં અને બહાર પણ પહોંચી. પોતાના કામને અંગે એ આખા અમેરિકામાં ફરતો. બધે એને સન્માન મળતું. છતાં ગોરા અને કાળા વચ્ચે ઊંચનીચભાવની માત્રા એટલી બધી હતી કે, આવા નામાંકિત માણસને પણ સમાન દરજ્જે લેખતાં ગોરા લોક અચકાતા. અમેરિકાના પ્રમુખે એક વાર બૂકરને મળવા બોલાવ્યો, તે ઉપર તો ગોરાઓમાં ભારે મોટી ચર્ચા જાગી કે, કાળાની જોડે પ્રમુખ હાથ મિલાવે એ તે કેવો ગજબ! એવી જ ચર્ચા બૂકર ઇંગ્લેંડની રાણી વિક્ટોરિયાને મળ્યો ત્યારે પણ ગોરા લોકમાં જાગી હતી.

કાળા લોકમાં પણ બૂકરના કામનો વિરોધ કરનારા કેટલાક પડ્યા હતા. તેઓનું એમ કહેવું હતું કે, બૂકર તો આપણી કોમને મજૂર ને મજૂર જ રાખવા ચાહે છે; નહિ તો આવું મજૂરીનું શિક્ષણ આપવાને બદલે વકીલ દાક્તરી અને એના જેવું

ગોરાઓને મળતું શિક્ષણ આપવા માટે ન મથત' બૂકર એટલું જ ઉત્તરમાં કહેતો, જેમને એ શિક્ષણ લેવું હોય તે લે; પણ હું જાણું છું કે મારી આખી કોમ વકીલ દાક્તર થવાની નથી. મોટા ભાગનાં મારાં ભાંડુઓ કારીગર, ખેડૂત, અને મજૂર જ થશે; એમને હું સ્વતંત્ર, શુદ્ધ અને પ્રામાણિક નાગરિક જીવન જીવવાનું અને ઉત્તમ કારીગર કે ખેડૂત થવાનું શીખવીશ તો મારે માટે બસ છે અને એ જ સાચો હતો, અને છેવટે સાચો ઠર્યો. તાજી જ સ્વતંત્ર થયેલી હબસી કોમ પાસે પોતાનાં હાથપગ સિવાય બીજું કશું સાધન નહોતું એ વાપરીને કેમ સ્વતંત્રતા જીરવાય એ આર્મસ્ટ્રૉન્ગે અને બૂકરે શીખવ્યું થોડા જ વખતમાં હૅમ્પ્ટન અને ટસ્કેગી હબસી છોકરા છોકરીઓથી ઊભરાઈ જવા લાગી બૂકરનો માર્ગ તેઓ ઝટપટ સમજી ગયાં હતાં. ગોરા લોક પણ સમજી ગયા કે હબસીઓને સ્વતંત્ર કર્યા માત્રથી કશું ન વળત; આ હૅમ્પ્ટન યોજના જરૂરની હતી. તેથી તેમણે એમાં મદદ પણ સારી પેઠે કરી.

ખરેખર, એક લેખકે બૂકર ટી. વૉશિંગ્ટનને હબસીઓનો કુળગુરુ કહ્યો છે તે તદ્દન યથાર્થ છે આજ એને મરી ગયાં ચાળીસેક વર્ષ થવા આવ્યાં છે એની આખી કોમ એને પોતાના તારણહાર તરીકે અને જગત એક પ્રતિભાશાળી કેળવણીકાર તરીકે હજી સુધી યાદ કરે છે એણે એની કોમને માટે જે વિદ્યા શોધી તેણે 'सा विद्या या विमुक्तये' સૂત્રને યથાર્થ કરી બતાવ્યું છે.

## સુહૃદને—

[ શિખરિણી ]

અમે તો પંખેરું નભ વિહરતાં થાકી ઊતર્યાં
અહીં શીળી છાંયે, ઘડીક વિરમી પંથ પકડ્યું;
હતાં તેં સત્કાર્યાં, સુહૃદ વાલા ! વ્હાલપ ભર્યાં
ન કોટિ જન્મે યે તવ પ્રણય એ ભાવ ભૂલશું.

'નૌતમ'

ભક્તની વ્યાકુળતા જોઈ સાધુ મનમાં સમજી ગયા. એમને થયું હવે વાર કરવી ઠીક નથી. એમણે ભક્તને કહ્યું "જો અમુક ગામે તારે જવાનું છે ત્યાં બરફના પાણીની એક નદી વહે છે એને તરીને પાર કરજે. વચમાં પથ્થર છે, જરા સંભાળીને જજે. એ પાર કર્યા પછી ત્રણ દિવસનો રસ્તો કાપવાનો છે. રસ્તામાં કોઈ મનુષ્ય કે ખોરાક કશું નહિ મળે. ભૂખ્યા જ ચાલવાનું છે ને ચઢાવ પણ એવો છે કે હાડકાંનો સાંધે સાંધો છૂટો થઈ જશે!

પહાડના શિખર ઉપર એવું એક દેવદારનું ઝાડ છે, એની નીચે તને ભગવાનનાં દર્શન થશે.' એટલું સાંભળતા જ ભક્તે તો દોટ મૂકી. એ ચાલતો હતો, દોડતો હતો કે ઊડતો હતો એ કહેવું મુશ્કેલ છે. નિશ્ચિત સ્થળે પહોંચતાં બેભાન થઈ પડી ગયો. કોણ જાણે કેટલો યે વખત ત્યાં પડી રહ્યો! ભાનમાં આવતાં એણે અમૃતવાણી સાંભળી, "વત્સ, મારાં દર્શન કરી લે!" એના કપાળ ઉપર એક સ્નેહશીતળ હાથ ફરતો હતો. ભક્તે આંખો ઉઘાડી. એનું જીવન કૃતાર્થ થયું. શિવજીની સાક્ષાત્ મૂર્તિ એની સામે વિરાજમાન થઈ હતી. ફરીથી એ વાણી આવી, 'વત્સ, લે, ઝટ દર્શન કરી લે, જો, તારો ગુરુ—પેલો સાધુ—પાછળ પાછળ આવી રહ્યો છે, એના આવતા પહેલાં મારે અંતર્ધાન થઈ જવું છે" ભક્તે આશ્ચર્યચકિત થઈ કહ્યું, "ભગવન્! જેમની કૃપાદૃષ્ટિથી હું આપનાં દર્શન પ્રાપ્ત કરી શક્યો તેમને આપનાં દર્શન નહિ થાય? એમાં શું રહસ્ય રહ્યું છે?'

હસતા હસતા શિવજી કહે, "તારો ગુરુ ભારે જ્ઞાની છે, આ ત્રિલોકમાં એનાથી અજ્ઞાત કશું જ નથી, પણ એનામાં ભક્તિ નથી, એને માટે મારાં દર્શન સંભવિત નથી. જ્યારે એનો જ્ઞાન-ભાર ઊતરી જશે ને એ સાચો ભક્ત બનશે ત્યારે જ એ મારા દર્શનનો અધિકારી થશે. આજે તો એનું સ્થાન એક માર્ગદર્શક સ્તંભ જેવું છે, જે સૌ કોઈને બતાવી શકે કે અમુક શહેર કઈ તરફ છે અને તે કેટલું દૂર છે પણ પોતે એ રસ્તે એટલે દૂર સુધી જઈ શકતો નથી એનું શા! બીજાઓ માટે છે" આટલું કહીને શિવજી અંતર્ધાન થઈ ગયા, અને થોડાક જ વખતમાં પેલા ગુરુ એ જ સ્થાને આવી પહોંચ્યા.

ભક્તના મોઢા ઉપર પ્રસન્નતા જોઈને ગુરુએ પૂછ્યું, 'કેમ, તને દર્શન થયાં?"

ભક્તની આંખો હર્ષનાં આંસુથી ઊભરાઈ આવી ને એ બોલ્યો, "આપની કૃપાથી આજે કૃતાર્થ થઈ ગયો છું"

'દર્શન કયાં થયાં? ક્યારે થયાં?' ગુરુએ ઉત્કંઠાપૂર્વક પૂછ્યું

"હમણાં જ થયાં આ જ જગાએ"

"તો મને કેમ ન થયાં?"

ભગવાન અને પોતાની વચ્ચે જે વાતચીત થઈ હતી તે બધી ભક્તે ખૂબ જ સંકોચપૂર્વક પોતાના ગુરુને કહી સંભળાવી. ગુરુ ખૂબ જ દિલગીર થયા ત્યાં ને ત્યાં જ એમનું અભિમાન ગળી ગયું. દુઃખના આવેશમાં આવી જઈ એમણે પોતાના શિષ્યના પગ પકડી લીધા અને કહ્યું, "હવે તો તું જ મારો ગુરુ બન અને મને દર્શનનો રસ્તો બતાવ" પોતાનાં આંસુ સિવાય ભક્ત બીજું શું બતાવી શકે? જ્યારે બન્ને ત્યાંથી પાછા ફર્યા ત્યારે બન્નેના મનમાં કેવા કેવા અવનવા ભાવ પેદા થઈ રહ્યા હતા! ભક્ત એ સ્થાનને છોડી નહોતો શકતો, કારણ કે એ જ સ્થાને એને પ્રભુનાં દર્શન થયાં હતાં અને ગુરુ એ સ્થાનેથી હટવા નહોતા માગતા કારણ કે એમને પોતાના જીવનની નિરર્થકતાનો પૂરેપૂરો ખ્યાલ આવી ચૂક્યો હતો! જ્ઞાનથી જે શુદ્ધિ નહોતી થઈ શકી તે આખરે પશ્ચાત્તાપ અને ભક્તના સહવાસથી થઈ ગઈ, અને પછી ગુરુએ પણ અમૃતવાણી સાંભળી, "વત્સ, હવે તું પણ મારાં દર્શનનો અધિકારી થઈ ગયો છે' *

જૂન ૧૯૪૦

---

* 'सबकी बोली' માંથી

☆

# મૈસૂરનો સિંહ હૈદરઅલી

લેખક રામનારાયણ ના. પાઠક, પોરબંદર

ઈ. સ. ૧૭૨૦ના અરસામા હૈદરનો જન્મ થયો હતો તે વખતે અગ્રેજોનું આવતુ રાજ્ય હતું બગાળામા અગ્રેજો ધણી થઈ પડ્યા હતા દક્ષિણમા પગપેસારો શરૂ કર્યો હતો એ વખતે આવતા દુશ્મનોને એકલે હાથે અટકાવી રાખનાર હૈદરઅલી હતો

હૈદરનો પ્રપિતામહ ફકીર વલી મોહમ્મદ એક ઓલિયા જેવો હતો હૈદરનો પિતા ફતહમોહમ્મદ બાલાપુરનો કિલ્લેદાર હતો હૈદરનો જન્મ થયો ત્યારે જોષીઓએ કહ્યુ હતુ, 'આ સિંહરાશીમા જન્મ્યો છે એટલે આગળ જતા નામ કાઢશે, પણ એના બાપનું મોત વહેલુ કરાવશે '

આથી હૈદરને તજી દેવાનો ઘરની સ્ત્રીઓએ વિચાર કર્યો, પરતુ હૈદરના બાપે એ વાતને હિંમતથી દબાવી દીધી અને હૈદરને પ્રેમથી મોટો કર્યો

ફતહમોહમ્મદને બે પુત્ર હતા મોટો શહબાજ અને નાનો હૈદર. બાપને નાનો હૈદર બહુ વહાલો હતો

એકાએક દક્ષિણના રાજાઓ વચ્ચે લડાઈ શરૂ થઈ તેમા ફતહમોહમ્મદ મરાયો નવાબ અબ્બાસ અલી જીત્યો તેણે હૈદર, શહબાજ તથા તેની માતા ત્રણેને કેદ પકડ્યા એટલુ જ નહિ પણ એમની માલમિલકત જપ્ત કરી લીધી. વધારે પસા પડાવવા શહબાજ તથા હૈદરને એક મોટા નગારામા પૂરી શીવી દીધા અને ઉપર દાંડી પીટાવવા લાગ્યો એ વખતે શહબાજ આઠ વર્ષનો હતો ને હૈદર ફક્ત ત્રણ વર્ષનો હતો

હૈદરનો પિતરાઈ ભાઈ હૈદરસાહબ એ વખતે મૈસૂર રાજ્યમા નાયક હતો હૈદરની માતાએ એને ખબર મોકલ્યા હૈદરસાહબે પૈસા આપી ત્રણેને છોડાવ્યા અને પ્રેમપૂર્વક મૈસૂરની રાજધાની શ્રીરગપટ્ટણ લઈ આવ્યો

ત્યા એણે બન્ને ભાઈઓને ઘોડેસવારી, નિશાનબાજી તથા યુદ્ધકળાનું શિક્ષણ આપ્યુ અને ઉમ્મરલાયક થતા મૈસૂર રાજ્યની નોકરીમા દાખલ કરાવ્યા

મૈસૂરના રાજા નામના રાજા હતા. રાજકાજ મત્રી કરતા મત્રીને 'દૈવ' કહેતા રાજ્યમાં કર્તાહર્તા દૈવ રાજા તો વરસમાં એકવાર પ્રજાને દર્શન આપવા બહાર આવે બાકી મહેલમા રહ્યા પૂજાપાઠ અને અમનચમન ઉડાવ્યા કરે રાજ્યનો ખરો ધણી દૈવ જેમ રાજાની ગાદી વશવારસને મળે તેમ દૈવની ગાદી પણ વશવારસને મળતી હતી

એ વખતના દૈવ નદીરાજે એક યુદ્ધમા હૈદરની વીરતા અને યુદ્ધકુશળતા જોઈ એથી એ હૈદર ઉપર ફીદા થઈ ગયો અને એને ડિંડિગલનો ફોજદાર નીમ્યો

યુદ્ધ વખતે હૈદરે ફ્રેંચ લોકોની સૈન્યવ્યવસ્થા અને કવાયત જોઈ લીધા હતા એને એ પસદ પડ્યા હતાં એટલે હૈદરે ડિંડિગલમા પોતાના સૈન્યને કવાયત શીખવવા માટે ખાસ ફ્રેંચ અમલદારોને નોકરીએ રાખ્યા પોતાના તોપખાનામા પણ ફ્રેંચ કારીગરોને રોક્યા

ધીમે ધીમે હૈદરઅલીનું બળ વધતુ ગયુ દૈવ નદીરાજની પ્રીતિ હૈદર ઉપર અથાક હતી હૈદર જોતજોતામા મૈસૂર રાજ્યનો સેનાધિપતિ બન્યો

એવામા મત્રીઓમા અદરોઅદર ખટપટ ચાલી. ખડેરાવ નામના એક મહારાષ્ટ્રી બ્રાહ્મણે નદીરાજને હઠાવી દૈવની ગાદી પોતે પચાવી પાડી અને મરાઠાઓને મૈસૂર ઉપર ચડાઈ કરવા લલચાવ્યા આ વખતે સેનાપતિ તરીકે હૈદરે ખડેરાવ સાથે યુદ્ધ કર્યુ નદીરાજ પહેલાના દૈવ દેવરાજની વિધવાએ હૈદરનો પક્ષ લીધો એનો પ્રભાવ પ્રજા ઉપર ખૂબ હતો આખરે હૈદર જીત્યો અને ખડેરાવને બદલે મૈસૂરના મહારાજાએ હૈદરને દૈવ નીમ્યો

આ રીતે પોતાના બાહુબળથી અને બુદ્ધિબળથી હૈદર એક સાધારણ સિપાઈમાંથી મૈસૂર રાજ્યનો ધણીરણી થયો. રાજ્યની લગામ હાથમાં આવતાં જ હૈદરે નવા સુધારા દાખલ કર્યા રાજ્યને પાયમાલ કરનાર બનિયા શાહુકારને કેદ કરી પંચ મારફત ન્યાય કરાવ્યો. પંચે ચોપડા તપાસી નિર્ણય આપ્યો કે શાહુકારે રાજ્યને ફોલી ખાધું છે એટલે એની બધી સંપત્તિ જપ્ત કરી એને જન્મટીપ આપવી પણ હૈદરે એને છોડી મૂક્યો. એની દોલત ખજાનામાં લઈ લીધી પરંતુ એના બે દીકરાને મોટા અધિકારી પદે નીમ્યા.

હૈદરઅલીએ જમીનમહેસૂલના દર નવેસરથી નક્કી કર્યા. રાજ્યના ખર્ચની વ્યવસ્થા કરી. મૈસૂરના અનેક સામંતો આ વખતે બળવાખોર બન્યા હતા. તેઓ પ્રજાને પીડતા હતા. હૈદરે એમને વશ કર્યા અને રાજ્યમાં શાંતિ સ્થાપી.

એ દિવસોમાં મરાઠાનું સામ્રાજ્ય સૌથી જોરાવર હતું. પૂનાના પેશ્વા વારંવાર મોટા સૈન્ય સાથે મૈસૂર રાજ્ય પર ચડાઈ કરતા હતા. હૈદરે મરાઠાઓ સાથે લડાઈ કરી અને તેમાં જીત મેળવી એકબીજા વચ્ચે ફરી ન લડવાની સંધિ થઈ.

આમ હૈદરનું બળ દિનપ્રતિદિન વધવા લાગ્યું. નાના નાના સરહદ પરના રાજ્યોને હૈદરે પોતાના રાજ્ય સાથે ભેળવી લીધા હતા અને તેમને ખંડીઆ બનાવી દીધા હતા. બંગાળામાં ક્લાઈવ ફાવી ગયો તેથી અંગ્રેજોએ મદ્રાસમાં પણ રાજ્ય વધારવાનો વિચાર કર્યો. એ વખતે દક્ષિણમાં ત્રણ મોટાં રાજ્યો હતાં મરાઠા, નિઝામ અને મૈસૂરનું રાજ્ય.

મરાઠાની સત્તા સૌથી બળવાન હતી. અંગ્રેજો મરાઠા સરદારોની ખુશામત કરતા હતા અને નિઝામ તથા મૈસૂર સામે લડાવી મારવા વેતરણ કરતા હતા પરંતુ એ વખતે પૂનામાં નાના ફડનવીસ નામનો મહા વિચક્ષણ રાજપુરુષ પેદા થયો. તેણે અંગ્રેજોની પ્રપંચજાળ જાણી લીધી અને મૈસૂર સાથે સંધિ કરી.

હૈદરઅલીનું વધતું જતું બળ જોઈને અંગ્રેજોએ એને દબાવી દેવાનો વિચાર કર્યો.

કશા કારણ વગર મૈસૂરના બારામહાલ ઉપર અંગ્રેજોએ હુમલો કર્યો, અને કર્ણાટકના નવાબ મોહમ્મદઅલીને એ પ્રાન્ત આપવાની લાલચ આપી પોતાના પક્ષમાં લીધો. અંગ્રેજોની સામે થવા માટે હૈદરઅલીએ નિઝામ સાથે સંધિ કરી. એમ નક્કી કર્યું કે આપણે બન્નેએ મળીને કર્ણાટક તથા અંગ્રેજોના મુલક પર ચડાઈ કરવી. નિઝામે રુકનુદ્દૌલાની સરદારી નીચે ૫૦,૦૦૦નું સૈન્ય હૈદરની મદદે મોકલ્યું.

મદ્રાસથી અંગ્રેજ સેનાપતિ જનરલ સ્મિથ ૫૦,૦૦૦ની સેના સાથે નીકળ્યો, અને મૈસૂરના વનિયમવાડી અને કાવેરીપટ્ટમની સરહદ ઉપર હુમલો કર્યો. હૈદરની સેના લગભગ બે લાખની હતી તેમાંથી ૫૦ હજારનું સૈન્ય લઈ હૈદર જનરલ સ્મિથની સામે ચાલ્યો.

અંગ્રેજ સેનાપતિએ વિચાર કર્યો કે હૈદર અને નિઝામના સંયુક્ત સૈન્ય સામે ટકી શકશે નહિ એટલે એણે નિઝામ સાથે છૂપા સંદેશા ચલાવ્યા અને નિઝામને ફોડયો.

આ બાજુ લડાઈ ચાલુ થઈ હતી. હૈદરને વહેમ પડયો કે નિઝામનું સૈન્ય દિલ દઈને લડતું નથી એટલે એ ઘડીભર મૂંઝાયો. એક તરફ અંગ્રેજી સેના, બીજી તરફ કર્ણાટકના નવાબનું સૈન્ય, ત્રીજી તરફ મરાઠાનો ભય. આવે વખતે નિઝામનું લશ્કર ફરી બેસે તો બાર જ વાગી જાય. કાચોપોચો માણસ આવે વખતે ગભરાઈ જ જાય પણ હૈદરઅલી પાકા હૈયાનો દૂરદર્શી પુરુષ હતો. એણે સમય પારખી અંગ્રેજોને સંધિનું કહેણ મોકલ્યું. અંગ્રેજોએ ધાર્યું કે હૈદર ભીંસમાં આવ્યો છે એટલે દૂતનું અપમાન કરી પાછો કાઢયો.

આથી હૈદર ખીજાયો અને લડાઈ શરૂ કરી. એક પછી એક કિલ્લા જે અંગ્રેજોએ જીતી લીધા હતા તે પાછા લેવા માંડયા. આમાં કાવેરીપટ્ટમનો કિલ્લો મુખ્ય હતો. હૈદરઅલીએ તેને ઘેરો ઘાલ્યો. અંગ્રેજોએ અંદર તોપો ગોઠવી. બહારથી હૈદરે તોપોનો મારો ચલાવ્યો. ત્રણ કલાકમાં અંગ્રેજી સેના પાછી હઠી. અંગ્રેજ સેનાપતિ લાચાર થઈ શરણે આવ્યો. હૈદરઅલીએ બધા અંગ્રેજોને જીવતદાન આપ્યું. ગોરા

સૈનિકોને હથિયાર મૂકાવી મદ્રાસ જવાની રજા આપી કંપનીના દેશી સિપાઈઓને ઘેર જવા અથવા મરજી હોય તો પોતાના લશ્કરમાં જોડાવા કહ્યું કેટલાક સિપાઈઓ હૈદરના સૈન્યમાં જોડાયા કંપનીનો અને નવાબ મોહમ્મદઅલીનો માલ ન હોય તેવો સામાન લઈ જવાની હૈદરે છૂટ આપી

હૈદરની આવી ઉદારતા જોઈને અંગ્રેજ સેનાપતિ શરમિંદો બન્યો થોડા દિવસ પહેલા જ હૈદરનો એક કિલ્લો એણે જીતેલો તે વખતે કિલ્લેદાર, સિપાઈઓ, અને બાલબચ્ચાંઓ સુદ્ધાંને એણે કતલ કર્યા હતાં

કાવેરીપટ્ટમ પછી બીજા જે કિલ્લા અંગ્રેજોએ લીધા હતા, તે હૈદરે પાછા મેળવ્યા આ લડાઈઓમાં જનરલ સ્મિથને ભારે નામોશી સાથે પાછા હઠવું પડ્યુ હતું ઠેકઠેકાણે એનો સરસામાન તોપો, દારૂગોળો બધું પડ્યું મૂકીને નાસવુ પડ્યુ હતું કેટલેક ઠેકાણે તો મુડદાઓને દફનાવ્યા વિના આગળ ચાલ્યું જવુ પડ્યું જ્યારે હૈદરનો નિયમ હતો કે પોતાના જ નહિ પણ દુશ્મનના સુદ્ધા મુડદાઓને દફનાવ્યા પછી જ આગળ વધવુ આમ લડાઈઓ ચાલતી હતી એવામાં ત્રિનમ'ની આગળ હૈદર અને સ્મિથ વચ્ચે યુદ્ધ જામ્યું અત્યારસુધી નિઝામની સેના હૈદરની પડખે લડતી હતી પણ ગુપ્ત પત્ર વ્યવહાર પૂરો થયો અને અંગ્રેજો સાથે કોલકરાર થઈ ગયા હતા બરાબર અણીને વખતે નિઝામની સેના જાણે અંગ્રેજી સૈન્ય પર હુમલો કરતી હોય તેમ આગળ વધી અને બન્ને સેનાની વચ્ચે આવી અને પછી એકદમ નાઠી તે હૈદરના સૈન્ય વચ્ચે થઈને એવી ભૂંડી રીતે નાઠી કે એથી હૈદરનુ સૈન્ય વેરવિખેર થઈ ગયુ

આ વખતે હૈદરની હિંમતની પૂરી કસોટી થઈ હૈદરે જરાપણ ન ગભરાતા પોતાના સૈન્યને સહેજ પાછુ હઠાવીને થભાવી દીધુ સ્મિથ તો મોંમાં આંગળાં નાખીને જોઈ જ રહ્યો હૈદરના સૈન્ય પર હુમલો કરવાની તેની હિંમત ન ચાલી

હૈદરની આ પીછેહઠની વાત વધારી વધારીને ચોમેર ફેલાવવામા આવી હૈદરની વૃદ્ધ માતા એ વખતે લડાઈના મેદાનથી બસો માઈલ દૂર હૈદરનગરમા હતી એને ખબર મળ્યા કે તરત તે પાલખીમા બેસી હૈદરને હિંમત આપવા નીકળી વરસાદના દિવસો હતા જનાનાની મુસાફરીની અડચણો, લડાઈનું મેદાન, છતા વૃદ્ધ માતા દિવસરાત બસો માઈલની સફર કરીને હૈદરને મળી

હૈદરને ખબર મળ્યા. તરત જ એ સામો ગયો માતાની સાથે ઘોડેસવાર અને ઊંટસવાર મળી ૧૦૦૦ સિપાઈઓ હતા એ ઉપરાંત પાલખી આગળ પાંચ બુરખા પહેરેલી સ્ત્રીઓ ઘોડેસવાર થઈ ચાલતી હતી

માતા તબૂમા ઊતરી કે તરત જ હૈદરે પૂછ્યુ, 'આટલી બધી તકલીફ વેઠીને આપ અહીં શા માટે આવ્યા ?'

વૃદ્ધ માતાએ જવાબ આપ્યો "બેટા, હું જોવા માગતી હતી કે તું આ હાર કેટલી ધીરજથી ખમી શકે છે '

હૈદરે હિંમતભેર કહ્યું, "તે આ કઈ હાર છે ?"

"બસ, તો જીવતો રહે ખુદા મહેર કરે હું વધારે રોકાઈને તને તકલીફ નહિ આપુ "

પહોંચ્યા પછી ત્રીજે જ દિવસે હૈદરને તથા દીકરાઓને આશીર્વાદ આપી માતા પાછી ફરી આવી બહાદુર માતા જ હૈદર જેવા વીર મર્દને જન્મ આપી શકે

માતાના ગયા પછી બીજે દિવસે હૈદર વનિયમવાડીના કિલ્લા પર ઊપડ્યો એ કિલ્લો ખૂબ મજબૂત હતો પણ હૈદરે થોડો વખત તોપમારો ચલાવ્યો. ત્યાં અંગ્રેજી તોપો ટાઢી પડી ગઈ અંગ્રેજ સરદારોને એક વર્ષ સુધી ન લડવાની પ્રતિજ્ઞા લેવરાવીને તેણે છોડી મૂક્યા

## ફતેહઅલી ટીપૂ

હૈદરઅલી આ બાજુ લડતો હતો ત્યારે એણે પોતાના પુત્ર ફતેહઅલી ટીપૂને પાંચ હજારની સેના આપી સીધો મદ્રાસ ઉપર મોકલ્યો ટીપૂ એના બાપ જેવો જ શૂરો હતો આ વખતે તેની ઉમર માત્ર ૧૮ વર્ષની હતી

ટીપૂ એટલી ઝડપથી મદ્રાસ ઉપર ચડી આવ્યો, કે જ્યારે મદ્રાસના ગવર્નરને ખબર મળ્યા ત્યારે ગવર્નર, કાઉન્સિલના સભ્યો, અને નવાબ મોહમ્મદઅલી બગીચામા બેઠા બેઠા હવા ખાતા હતા. એક બાજુ

ખાણું પીરસાઈ રહ્યુ હતુ અચાનક ખબર મળતા બધા જીવ લઈને નાઠા કહે છે કે ગવર્નરની તલવાર ને ટોપો પણ પાછળ પડ્યાં રહ્યા સદ્‌ભાગ્યે સામે જ એક વહાણ દરિયામા એ વખતે પડયુ હતું તેમાં તેઓ ભરાઈ બેઠા

એક યુરોપિયન ઇતિહાસકાર લખે છે કે, જો એ ખરે વખતે વહાણ ત્યા ન હોત તો ગવર્નર વગેરે સૌ ટીપૂના કેદી બન્યા હોત

નવાબ મોહમ્મદઅલી પોતાના ઘોડા પર બેસી સડક રસ્તે નાસી છૂટ્યો

ટીપૂએ મદ્રાસના કિલ્લાથી પાચ માઈલ દૂર આવેલી સેંટ થોમસની ટેકરી તાબે કરી લીધી આસપાસનો અંગ્રેજી મુલક જીતી લીધો અને ત્યા પડાવ નાખ્યો.

આ વખતે ટીપૂને મદ્રાસ જીતવુ રમત વાત હતી પરતુ એ વખતે જનરલ સ્મિથે હમેશની માફક દગો કર્યો

જનરલ સ્મિથને સમાચાર મળ્યા કે ટીપૂ મદ્રાસ પહોચ્યો છે અને મદ્રાસનો કિલ્લો હાથવેતમા છે એટલે એણે યુક્તિ રચી. એક સાઢણીસવારને રાતોરાત રવાના કર્યો એણે ટીપૂને આવીને સમાચાર આપ્યા કે ત્રિનમલી આગળ નિઝામનુ સૈન્ય દગાથી નાસી ગયુ છે હૈદરશાહ હાર્યા છે અને આપને જલદી મદદે આવવા કહેવરાવ્યુ છે

ટીપૂએ સરદારોને એકઠા કરી મસલત કરી

સૌનો મત થયો કે આવી સ્થિતિમા મદ્રાસ પર હલ્લો ન કરવો પરતુ હૈદરશાહની મદદે પહોચી જવુ આમ અનુભવી ટીપૂ આ કપટમાં ફસાયો

ઝપાટાબંધ કૂચ કરતો ટીપૂ બાપને આવી મળ્યો ત્યા એણે ભેદ પારખ્યો પણ પછી વાત હાથમા રહી ન હતી

હૈદર પૂર્વ સરહદ ઉપર યુદ્ધમા રોકાયો હતો એ વખતે અગ્રેજોએ પશ્ચિમ સરહદે જઈ મેંગલોર લેવા એક સેના રવાના કરી હૈદરને આ ખબર તરત મળ્યા એણે ટીપૂને ૩૦૦૦ નુ સૈન્ય આપી મેંગલોર તરફ રવાના કર્યો ટીપૂ પહોચે તે પહેલાં અંગ્રેજોએ મેંગલોર સર કર્યુ હતુ જેવો ટીપૂને લશ્કર સાથે આવતો જોયો તેવુ જ મેંગલોરનું સૈન્ય ઉત્સાહમાં આવી ગયુ મેંગલોરની પ્રજાએ ટીપૂને ઉત્સાહથી વધાવી લીધો મુંબઈથી આવેલી અગ્રેજી સેના અને ટીપૂની સેના વચ્ચે ખૂનખાર જગ મચ્યો આ યુદ્ધમા ટીપૂને પૂરેપૂરી જીત મળી અગ્રેજ સેનાપતિ ૪૬ અમલદારો ૬૮૦ અંગ્રેજ સિપાઈઓ, અને ૧૦૦૦ કરતાં વધારે કપનીના દેશી સિપાઈઓને ટીપૂએ કેદ કર્યા દરેકના હથિયાર ખૂચવી લીધા હૈદર પણ ટીપૂની મદદે પાછળ પાછળ જ આવતો હતો એને આવતાવેત ટીપૂના વિજયના સમાચાર મળ્યા ટીપૂને જોતા હૈદર ભેટી પડ્યો અને એની આખમા હરખના આસુ આવી ગયા

મેંગલોરના રક્ષણનો પાકો બદોબસ્ત કરીને હૈદરે સીધો મદ્રાસ પર હલ્લો કરવાનો વિચાર કર્યો. ટીપૂની સાથે મોટુ સૈન્ય લઈ એ મદ્રાસ ઉપર ચઢ્યો સેનાના ત્રણ ભાગ કરી ત્રણ બાજુથી કૂચ ઉપાડી

આ બાજુ જનરલ સ્મિથ અને વુડ મેંગલોર લેવાનો વિચાર કરતા હતા તેમને હૈદર સાથે લડાઈ થઈ અને તેમા બને અગ્રેજ સેનાપતિઓ સૈન્ય સાથે પાછા હઠવા લાગ્યા હૈદરની વિજયી સેના સામે એક પણ સ્થળે અંગ્રેજો ટકી શકયા નહિ નવાબ મોહમ્મદઅલી ખૂબ ડરી ગયો હૈદર અને ટીપૂનુ સૈન્ય જોતજોતામા છેક મદ્રાસના ફાટકે જઈ પહોચ્યુ ફરી એકવાર ગવર્નર અને કાઉન્સિલના સભ્યો ખૂબ ગભરાઈ ગયા

સાડાત્રણ દિવસમાં ૧૩૦ માઈલની ઝડપી કૂચ કરીને હૈદર વિશાળ સેના સાથે મદ્રાસને દરવાજે આવી ઊભો હતો ધારત તો એક દિવસમા એ મદ્રાસ સર કરત પરતુ હૈદર એકવચની હતો એણે ગવર્નરને કહેવરાવ્યુ હતુ કે મદ્રાસને દરવાજે આવીને હુ વાટાઘાટ કરીશ એ વચનને યાદ રાખી એણે વાટાઘાટ માટે ગવર્નરને કહેણ મોકલ્યુ ગવર્નરને ટાઢક વળી એને તો એમ જ હતુ કે હમણા હૈદર ભીસીને ભાગી નાખશે

એ વખતે હૈદરના નામથી અંગ્રેજો ભય પામતા હતા હૈદર કહે તેવી સધિ કરવા તેઓ રાજી હતા કપની સાથે સધિ કરવાની હૈદરે ના પાડી આખરે ઇગ્લાડના

બાદશાહને નામે સંધિપત્ર લખાયું. અંગ્રેજોએ જીતેલો મૈસૂરનો મુલક, અને જે મુલક હૈદરે જીતી લીધો હતો તે બધો હૈદર પાસે રહ્યો, અને અંગ્રેજોનો જે મુલક હૈદરે જીત્યો હતો તે હૈદરે રાજીખુશીથી પાછો અંગ્રેજોને સુપરત કર્યો. નવાબનો કારૂર પ્રાંત તથા લડાઈના ખર્ચ બદલ ભારે દંડ અંગ્રેજોએ હૈદરને આપ્યાં. એકબીજાને મદદ કરવાનું વચન આપ્યું. વધુમાં નવાબે દરવર્ષે ૭ લાખની હૈદરને ખંડણી ભરવી. આમ હૈદરે મનમાની સંધિ કરાવી. આ લડાઈથી નક્કી થયું કે અંગ્રેજો હૈદરની બરોબરી કરી શકે તેમ નહતા. આ સધિથી વિલાયતમાં તેમજ હિંદમાં અંગ્રેજોની આબરૂ કોડીની થઈ ગઈ.

આવી નામોશી ભરેલી સંધિ અંગ્રેજોએ ન છૂટકે કરી તો ખરી, પણ તે આંખના કણની માફક ખટકતી હતી. એ તોડવાનો લાગ અંગ્રેજો શોધવા લાગ્યા. અને લાગ મળી પણ ગયો. મરાઠાઓએ મૈસૂર પર ચોથી વાર હુમલો કર્યો. હૈદરે અંગ્રેજોની મદદ માગી. અંગ્રેજોએ ના પાડી. ઊલટો નવાબને ઉશ્કેર્યો અને લડવાની તૈયારી કરી.

હૈદરે નાના ફડનવીસ સાથે સંધિ કરી અને અંગ્રેજોનું કાસળ કાઢવાનો નિર્ણય કર્યો. એકદમ જંગી લશ્કર લઈ હૈદર કર્ણાટક ઉપર પહોંચ્યો. કર્ણાટકના રક્ષણ માટે અંગ્રેજી સેનાઓ હતી. એને હરાવતો હૈદર આગળ વધ્યો.

મદ્રાસથી બે મોટી અંગ્રેજ સેનાઓ હૈદર સામે આવી. એક સેના કર્નલ બેલીની સરદારી નીચે, અને બીજી જનરલ મનરોની સરદારી નીચે. બન્ને સેના કૂચકદમ કરતી આગળ વધી.

પૂર્મિપાક નામની જગાએ ટીપૂ અને કર્નલ બેલી વચ્ચે યુદ્ધ શરૂ થયું. મનરોએ બેલીની મદદે એક ટુકડી મોકલી. હૈદર રાતોરાત કૂચ કરી ટીપૂની મદદે આવી પહોંચ્યો. અંગ્રેજી સેનાની વચ્ચે ઘૂસીને હૈદરે તોપખાનું સળગાવી મૂક્યું ને લશ્કરને વિખેરી નાખ્યું. અંગ્રેજી સેના ભૂંડી રીતે હારી. હજારો દેશી સિપાઈઓ મરાયા. ૭૦૦ અંગ્રેજો મરાયા તથા ૨૦૦ કેદ પકડાયા. કર્નલ બેલી પણ પકડાયો. જનરલ મનરો ગંજી નજીક હતો. હૈદરે બેલીને હરાવી એની સામે મોરચો ફેરવ્યો. બેલીની હારના સમાચાર સાંભળી જનરલ મનરોની હિંમત તૂટી ગઈ. એણે તોપો તથા ભારે સામાન ગંજીની પાસેના તળાવમાં ફેંકી દીધાં. પાછા હટીને મદ્રાસના કિલ્લામાં આશરો લીધો.

હૈદરઅલીએ ત્રણ માસ ઘેરો ઘાલીને અર્કાટનો પ્રસિદ્ધ કિલ્લો હાથ કર્યો.

અર્કાટ નગરમાં હૈદરની વિજયી સેના પેઠી. હૈદરે ફરમાન કાઢયું કે કોઈપણ નગરવાસીના જાનમાલને હાથ ન લગાડવો, કોઈને અડચણ ન કરવી, કોઈના ધનને હાથ ન અડાડવો. કોઈ સ્ત્રી પર અત્યાચાર ન કરવો. કિલ્લામાં જીવતા રહેલા અંગ્રેજોને પોતાના સિપાઈઓના રક્ષણ નીચે મદ્રાસ પહોંચતા કર્યા. કિલ્લાની મરામત કરી. શહેરનો બંદોબસ્ત કર્યો.

હૈદરની માફક તેના સેનાપતિ મીર મુઈઉદ્દીને તથા ટીપૂએ અનેક કિલ્લાઓ જીતી લીધા. અને અંગ્રેજી સેનાને ઠેરઠેર હાર ખવરાવી નસાડી.

આ ખબરો સાંભળીને અંગ્રેજ અધિકારીઓ અને વિલાયતના રાજકર્તાઓ ચિંતામાં પડ્યા. એમને બીક પેઠી કે રખેને દક્ષિણમાંથી આ હૈદર આપણો પગ કાઢે!

મરાઠા સામ્રાજ્યનો મહામુત્સદ્દી નાના ફડનવીસ હૈદર ઉપર મોટી આશા બાંધી બેઠો હતો. એની ગણતરી એવી હતી કે જો હૈદર મદ્રાસમાંથી અંગ્રેજોને કાઢે તો પછી પોતે ઉત્તરમાંથી અંગ્રેજોનું નામનિશાન નાબૂદ કરવા કમર કસે.

પણ વિધિએ જુદું જ ધાર્યું હતું. હિંદુસ્તાનને પરદેશી ધૂંસરીમાં જોડાઈ આકરી કસોટીમાંથી પસાર થવાનું હતું.

આરણીના વિજય પછી હૈદરની કમરમાં એક ગૂમડું થયું હતું. એ ગૂમડું જીવલેણ નીવડ્યું.

અર્કાટમાં આવી હૈદરે આરામ લીધો. પણ સારું ન થયું. મોત નજીક છે એમ જાણ્યું ત્યારે હૈદરે મંત્રીઓ તથા અધિકારીઓને બોલાવી છેલ્લા હુકમ આપ્યા. પાંચ હજારની એક સેના મદ્રાસ તરફ રવાના કરી. પોતાના વિશાળ સેનાના દરેક સિપાઈને અકેક પગાર ઈનામમાં આપ્યો. નોકરોને પણ એ જ.

રીતે એક પગાર બક્ષિસ કર્યો. ટીપૂ બીજી જગ્યાએ લડતો હતો ત્યાંથી એને બોલાવી લીધો.

પણ ટીપૂ આવી પહોંચે તે પહેલાં હૈદરે પ્રાણ છોડયા. એ વખતે એની ઉમર ૬૦ વર્ષની હતી.

વિજયી સેના નાસીપાસ ન થાય તે માટે હૈદરના મંત્રીઓ પૂર્ણિઆ અને કૃષ્ણરાવે એના મૃત્યુની વાત છૂપી રાખી. બંને મંત્રીઓ હિંદુ હતા અને પૂરા વફાદાર હતા.

ટીપૂના આવી પહોંચ્યા પછી હૈદરનું શબ રાજધાની શ્રીરંગપટ્ટણમાં લઈ જવામાં આવ્યું. ત્યાં ભારે દબદબાથી બાગની અંદર તેને દફનાવ્યું. ટીપૂએ પિતાની કબર ઉપર આલેશાન સમાધિ બંધાવી.

હૈદરઅલી એક ગરીબ ઘરમાં પેદા થયો હતો. એક સાધારણ સિપાઈમાંથી આપબળે આગળ વધી એક વિશાળ સામ્રાજ્યનો સ્વામી બન્યો હતો. હૈદરઅલી 'સુલતાન હૈદરઅલી શાહ' કહેવાતો હતો. મૈસૂરનું રાજ્ય તેણે ખૂબ વધાર્યું હતું. મરતી વખતે, તેણે તાજેતરમાં જીતેલો મુલક બાદ કરીએ તો પણ, તેના રાજ્યનું ક્ષેત્રફળ એંશી હજાર ચોરસ માઈલ હતું અને ઉપજમાંથી ખર્ચ બાદ કરતાં વરસે ત્રણ કરોડ રૂપિયા સિલક બચતી હતી તેની કુલ સ્થાયીસેના ૩,૨૪,૦૦૦ હતી. તેના ખજાનામા રોકડ તથા જવાહીર મળીને લગભગ એંશી કરોડ રૂપિયા સિલકમાં હતા. તેની પશુશાળામાં ૭૦૦ હાથી, ૬૦૦૦ ઊંટ, ૧૧,૦૦૦ ઘોડા, ૪,૦૦,૦૦૦ ગાય અને બળદ, ૧,૦૦,૦૦૦ ભેંસ અને ૬૦,૦૦૦ બકરાં હતાં. તેના શસ્ત્રાગારમાં ૬,૦૦,૦૦૦ બંદૂકો, ૨,૦૦,૦૦૦ તલવારો અને ૨૨,૦૦૦ તોપો હતી

હૈદરઅલીને વાંચતાં લખતાં મુદ્દલ આવડતું નહતું. એ પોતાના નામનો પહેલો અક્ષર, 'હૈ' માંડમાંડ શીખ્યો હતો. અને એ પણ ઊંધો લખતો હતો! આમ છતાં એના જેવો બુદ્ધિશાળી, વીર, રણકુશળ સેનાપતિ એના જમાનામા બીજો કોઈ નહોતો.

હિંદુ મુસલમાનને હૈદર સમાન ગણતો. એના મંત્રીઓ હિંદુ હતા. એણે હિંદુ મંદિરો બંધાવ્યાં હતાં. બાબર અને અકબરની માફક હૈદરના રાજ્યમાં ગોવધની સખત મનાઈ હતી. જો કોઈ ગોવધ કરે તો તેના હાથ કાપી લેવામાં આવતા. જગદ્‌ગુરુ શંકરાચાર્યના ચાર મઠમાનો મુખ્ય શૃંગેરી મઠ મૈસૂર રાજ્યમાં હતો.

તે વખતના શંકરાચાર્ય ઉપર હૈદરઅલીનો ખૂબ પ્રેમ હતો અને તેને તે આદર આપતો. રાજકાજમાં તેની સલાહ પણ લેતો. એક પત્ર હૈદરે લખેલો તેની સાથે "એક હાથી, પાંચ ઘોડા, એક પાલખી, પાંચ ઊંટ, પાંચ સોનાના તાફતા (સૂર્યચંદ્રનાં ચિત્રોવાળી ધજાઓ), એક જોડી શાલ, સાડા દસ હજાર રૂપિયા રોકડા, એક સોનાની દીવી—જગદ્‌ગુરુની સેવામાં ભેટ" મોકલ્યાં હતાં.

હિંદુ તહેવારો હૈદરઅલી ઠાઠથી ઊજવતો. હૈદરઅલી ન્યાયી હતો. ન્યાયને માટે એની નામના ચોમેર પસરી હતી. ગરીબમાં ગરીબ માણસ પણ તેની રૂબરૂ જઈ ફરિયાદ રજૂ કરી શકતો અને દાદ મેળવતો.

ઈ. સ. ૧૭૬૭માં હૈદરઅલી કોઈમ્બતૂરમાં હતો. ત્યારે એકવાર સાંજે તે ફરવા જતો હતો. એક ડોશી માર્ગમાં આડી સૂઈ ગઈ અને 'ફરિયાદ, ફરિયાદ' પોકારવા લાગી.

હૈદર તુરત જ ઊભો રહી ગયો. પેલી વૃદ્ધ સ્ત્રીને પોતાની પાસે બોલાવી પૂછ્યું, "શી હકીકત છે?" ડોશીમાએ હાથ જોડી કહ્યું, "જહાંપનાહ! મારે એક જ દીકરી હતી, એને આગામોહમ્મદ નસાડી ગયો છે."

"આગામોહમ્મદ તો એક મહિનો થયાં છૂટો થઈ દેશ ગયો છે. તમે આજસુધી ફરિયાદ કેમ ન કરી?"

"જહાંપનાહ! મેં અનેકવાર અરજીઓ લખીને હૈદરશાને આપી. પરંતુ મને કશો જવાબ મળ્યો નહિ."

હૈદરશા એ હૈદરઅલીનો ખાસ જમાદાર હતો. ત્યારે એ સાથે જ હતો. આગામોહમ્મદ હૈદરશા પહેલાંનો જમાદાર હતો. પચીસ વર્ષ સુધી હૈદરની નોકરી કરી એક માસ પહેલાં પેન્શન પર ઊતરી એ પોતાને ગામ ગયો હતો.

જમાદાર હૈદરશાએ હૈદરઅલી પાસે આવીને કહ્યું, "બાદશાહ, આ ઓરત તેમજ એની દીકરી બન્ને બદચાલનાં છે."

હૈદરઅલીએ જમાદારનું વાક્ય કાને ધર્યું નહિ. તરત જ એ મહેલે પાછો ફર્યો.

પાસવાનોએ જાણ્યું કે જમાદાર હૈદરશાનું આવી બન્યું. એમણે હૈદરઅલીને વિનંતી કરી, "જહાંપનાહ, આ વખતે હૈદરશાને માફ કરો."

હૈદરઅલીએ જવાબ આપ્યો, "હું તમારી વિનંતિ સ્વીકારી શકતો નથી. એક બાદશાહ અને તેની રૈયત વચ્ચેનો પત્રવ્યવહાર રોકવો એના જેવો બીજો કોઈ ગુનો નથી. નિર્બળનું રક્ષણ કરવું એ જ બળવાનનું કર્તવ્ય છે. નિર્બળની રક્ષા કરવા માટે જ ખુદાએ મને બાદશાહ બનાવ્યો છે. જે બાદશાહ પોતાની પ્રજા ઉપર જુલમ ચાલવા દે છે, તે પ્રજાનો પ્રેમ મેળવી શકતો નથી અને પ્રજા વખત જતાં એની સામે બળવો કરે છે."

આમ કહીને હૈદરઅલીએ જમાદાર હૈદરશાને બોલાવ્યો. સૌની હાજરીમાં એને ૨૦૦ ફટકા મરાવ્યા. અને પેલી ડોશી સાથે સવારને મોકલ્યો. એને હુકમ આપ્યો કે આગામોહમ્મદને ઘેર આ ડોશીની દીકરી હોય તો એને ડોશીને હવાલે કરવી. અને આગા મોહમ્મદનું માથું કાપી અહીં રજૂ કરવું. દીકરી આગામોહમ્મદને ત્યાં જ હતી. તેને ડોશીને હવાલે કરવામાં આવી અને આગામોહમ્મદનું માથું કાપી લાવી હૈદરને સુપરત થયું।

હૈદરઅલી જાતે નગરચર્યા જોવા નીકળતો અને દાદફરિયાદ સાંભળતો. પ્રજા હૈદર ઉપર આફરીન હતી. વેપાર, ઉદ્યોગ, ખેતી, કારીગરીને હૈદરે વારંવાર ઉત્તેજન આપ્યું હતું. જો કોઈ અમલદાર લાંચ લેતો તો તેને આકરી સજા થતી.

એ વખતના વેપારનો ખ્યાલ એક વસ્તુ પરથી આવી શકશે: એકલા કોઈમ્બતૂરની બજારમાં દર અઠવાડિયે બે હજાર રેશમના તાકા વેચાવા આવતા.

હૈદરઅલી તીવ્ર બુદ્ધિશાળી હતો. એની યાદશક્તિ અદ્ભુત હતી. તે એકી સાથે અનેક કામો કરી શકતો હતો. એકી સાથે ત્રીસચાલીશ મુનશીઓ પાસેથી એ કામ લઈ શકતો હતો. રોજ સવારમાં જ્યારે ચારપાઈ પર બેઠો બેઠો તે હાથમોં ધોતો ત્યારે તેના અનેક જાસૂસો ચારપાઈની ચારે બાજુ ઊભા રહેતા. અને છેલ્લા ચોવીસ કલાકની હકીકત રજૂ કરતા. એકી સાથે બધા બોલતા જતા. કેવળ અવાજથી મોં ધોતાં ધોતાં કોણે શી વાત કરી તે હૈદર પારખી લેતો. એકવાર કોઈનો ચહેરો જોતો તે કાયમ યાદ રાખી શકતો હતો. ઘોડા અને જવાહીર પારખવામાં તે અજબ શક્તિ ધરાવતો.

હૈદરઅલી વીર હતો, વીરતાની કદર કરી શકતો, પોતાના સિપાઈઓ સાથેનું વર્તન પ્રેમ અને ઉદારતા તથા સમાનતાવાળું હતું. પોતાના રાજ્યને તે 'ખુદાદાદ' કહેતો. પોતે સામાન્ય સિપાઈ જેવું જીવન જીવતો. સામે જે ભોજન આવે તે ખાઈ લેતો; મુસાફરીમાં મોટે ભાગે તે ભૂંજેલા ચણા, બદામ અને જુવારનો સૂકો રોટલો અથવા આમાંનું જે કાંઈ મળે તે ખાઈ લેતો. પોતાના સિંહાસન ઉપર આખા વર્ષમાં એકવાર ઈદને દિવસે થોડા જ કલાક તે બેસતો, અને તે પણ બીજા આગ્રહ કરે ત્યારે જ.

હૈદર મધ્યમ કદનો હતો. તેનો રંગ શામળો હતો. છતાં હૈદરનું શરીર સુંદર ઘાટીલું હતું. તે મજબૂત અને સ્ફૂર્તિવાળો હતો. ઘોડેસવારીમાં તે પાવરધો હતો. લાંબે સુધી પગે ચાલવાનો તેને ઘણો શોખ હતો. અને આદત પણ હતી. અઠવાડિયે બે વાર તે દાઢી માથું મૂછ મુંડાવતો. દાઢી મૂછ સાફ રાખવાનો એને શોખ હતો. સો હાથની લાંબી લાલ પાઘડી તે માથે પહેરતો.

શિકારનો અને તેમાંય વાઘના શિકારનો તેને ખાસ શોખ હતો. તેણે વાઘ પાળ્યા હતા. હંમેશા સવારમાં હૈદરની પાસે વાઘને છૂટા લાવવામાં આવતા. હૈદર પોતાને હાથે તેમને લાડુ ખવરાવતો. તેમના પંજામાં અને જડબામાં પોતે લાડુ મૂકતો. હૈદરનું નિશાન અચૂક હતું.

હૈદરઅલી શરીરશ્રમ ખૂબ ઉઠાવતો. વરસના વરસાદમાં, જંગલોની અંદર, ઘોડાના જીન ઉપર

અનેક રાતો તે ગુજારતો ઘોડા, હાથી, તોપ અને રસાયનનો હૈદરને ઘણો શોખ હતો ઘોડાના સોદાગરો દૂર દૂરથી મૈસૂરમા આવતા હતા અને ઉમદા ઘોડા હૈદરઅલી ખરીદ કરતો હતો

હૈદરઅલી અગ્રેજોનો કટ્ટો શત્રુ હતો એની મોટી ભૂલ એ હતી કે એણે પોતાના સૈન્યના મોટા મોટા અધિકારો ઉપર ફ્રેચ લોકોને ગણ્યા હતા જેનુ બુરુ ફળ હૈદરના મત્યુ પછી તેના પુત્ર ટીપૂને ભોગવવું પડ્યું.

હૈદરઅલીએ આખી જિદગી અગ્રેજો સામે લડવામાં ગાળી હતી આખી જિંદગી અગ્રેજોને હિંદમાથી કાઢવા પાછળ તનતોડ મહેનત તેણે કરી તે છૂટ્યો ત્યા સુધી અજેય રહ્યો અને અંતે લડતા લડતાં જ ગણુમેદાને પ્રાણ છોડ્યા

જ્યારે મોટા મોટા રાજા મહારાજાઓ એક યા બીજી રીતે અગ્રેજોની પડખે ચડયા હતા અથવા એની જાળમાં ફસાયા હતા, ત્યારે એકલો હૈદર અગ્રેજો સામે ઝૂઝ્યો હિદુસ્તાનની આઝાદી માટે ઝૂઝનારાઓમા હૈદરઅલીનુ સ્થાન પહેલી હરોળમા છે આઝાદીને ચાહવાવાળાઓમા હૈદરનું નામ સદા સુવર્ણાક્ષરે લખાયેલુ રહેશે *

* 'ભારતમા અગ્રેજી રાજ્યને આધારે'



## સ્થિત શૂરને

આ વાદ્ય વાગે, ક્યમ શૂર ઊભો ?  
ઝુકાવ જગે વણુ ના તમા કો,  
થા સ્નાત આજે તવ આત્મશૌર્યે,  
બુઝાવ જ્વાળા ઉરમા જળે જે

શહીદ થા, થા રણધીર સાચો,  
ગજાવ સગ્રામ સુહાક તારી,  
દીપાવ તું દેહ દીપાવ મૃત્યુ,  
રણાગણે રેલવ રક્ત શૂરા.

એ ફાગમા તું રમને ઉમગે,  
ડોલાવ શૂરા દિગ્પાલ ને થા .  
કગાળ તું કાળ થકી વિશેષ  
કંપાવતો કારમું વીર મૃત્યુ

'ચમેશ'

## ટેલિવિઝનનો શોધક

# જ્હૉન બેર્ડ

લેખક : ડૉ. યશવન્ત ગુ. નાયક
• એમ. એસસી, પીએચ. ડી.
પ્રોફેસર ઑફ ફિઝિક્સ, ગુજરાત કૉલેજ: અમદાવાદ



જ્હૉન બેર્ડ

**આ**પણે જ્યારે કેટલીક પુરાણોની કથા વાંચીએ છીએ ત્યારે તેમાં અનેક એવા પુરુષોની હકીકત આવે છે કે જેઓ જગતમાં બનતા બનાવો તેમની દિવ્ય દૃષ્ટિ વડે જોઈ શકતા હતા. પાણિપતથી દૂર રહેલા ધૃતરાષ્ટ્રને સંજયે તેની દિવ્ય દૃષ્ટિ વડે મહાભારતના ચાલુ યુદ્ધનુ વર્ણન કરી બતાવ્યું હતું, એ જાણીતી વાત છે. આ જમાનામાં પણ કેટલાક કહેવાતા સિદ્ધ પુરુષો અને જાદુગરો મોટા કાચના ગોળામાં (Crystal) દુનિયાના દૂરના પ્રદેશોમાં માણસની પ્રવૃત્તિને દેખાડવાની શક્તિ હોવાનો દાવો કરે છે. માણસની દરેક શક્તિને મર્યાદા હોય છે, તે જ પ્રમાણે જોવાની શક્તિને પણ મર્યાદા હોય છે. નરી આંખે માણસ ભાગ્યે જ બે ફર્લાંગ સુધી સ્પષ્ટ જોઈ શકે છે. દૂરબિનની મદદથી માણસ પૃથ્વીની સપાટી ઉપર દૂર દૂર નજર ફેંકતો થયો છે. સેંકડો માઈલ દૂર આવેલા પર્વતો ઉપરની વસ્તુને દૂરબિનની મદદથી, સ્પષ્ટ જોઈ શકાય છે એટલુ જ નહિ, પરંતુ, આભના ઊંડાણમાં આવેલા અનેક ગ્રહો અને તારાઓ વિષે અનેક માહિતી મેળવી શકાય છે. આમ છતાં દૂરતા વધે તેમ દૂરબિન વડે પણ વસ્તુ બહુ સ્પષ્ટ દેખી શકાતી નથી. આ ઉપરાંત વસ્તુ અને જોનારની વચ્ચે કોઈ અવરોધ આડે આવે તો તેથી વસ્તુ દેખાતી બંધ થઈ જાય છે અને ગમે તેવાં દૂરબિનો પણ આથી નકામાં થઈ પડે છે. વચ્ચે આડી દિવાલ હોય તો પણ બીજા ઓરડામા શું ચાલી રહ્યું છે તે જોઈ શકાતું નથી. પૃથ્વી સપાટ હોત તો ઘણા દૂરના પ્રદેશોનુ તેમજ ત્યાં ખુલ્લી જગ્યામાં બનતા બનાવોનું અવલોકન દૂરબિન વડે થઈ શક્યું હોત, પરંતુ પૃથ્વીની સપાટી ગોળ છે એટલે થોડા માઈલની ક્ષિતિજથી વધુ દૂરની વસ્તુ દૂરબિન વડે જોવાનુ અશક્ય છે. જે પ્રમાણે દૃષ્ટિને અવરોધ નડે છે તે જ પ્રમાણે અવાજને પણ નડે છે. ટેલિફોન અને રેડિઆફ દ્વારા દુનિયાના દૂર દૂરના પ્રદેશોમાં વાતચીત કરવાનું શક્ય થયું, ત્યાર પછી માણસે તારનાં દોરડાં વિના દૂર ઘેરઘેર વાતચીત થઈ શકે તેવી શોધ કરવાની પ્રવૃત્તિ કરવા માંડી મેક્સવેલ, હર્ટ્ઝ અને માર્કોનીની શોધથી દુનિયાના ગમે તે દેશમાં વગર તારે સંદેશા મોકલવાનું શક્ય બન્યું છે. વિદ્યુત્-લહરીની મદદથી અવાજ મોકલી શકાયો, તો શું ચિત્રો અને બનાવોનાં ચિત્રો બહાર મોકલી શકાય નહિ

એવો પ્રશ્ન વૈજ્ઞાનિકોને સહજ ઉદ્ભવ્યો. રેડિયાક વડે ચિત્રો મોકલવાનું એડિસને અમુક પ્રમાણમાં સિદ્ધ કર્યું હતું, એટલે રેડિયોની શોધ પછી તારના દોરડા વિના ચિત્રો અને બનાવોને વિદ્યુતની લહરીની મદદથી દૂર મોકલી શકાય કે નહિ તેની શોધ થવા લાગી. દૂરદૃષ્ટિ (television) ઘણાને શરૂઆતમાં અશક્ય લાગી અને તેથી એ શોધની પાછળ જગતમાં ગણ્યાગાંઠ્યા માણસોએ પ્રવૃત્તિ જારી રાખી. એ શોધકોમાં આજે માત્ર જ્હોન બેર્ડનું નામ આગળ તરી આવે છે. એક સમય એવો હતો કે જ્યારે જ્હોન બેર્ડની પ્રવૃત્તિને એક ગાંડા માણસની ઘેલછા જેવી ગણવામાં આવતી. પરંતુ એ જ પ્રવૃત્તિને અંતે માણસને દૂરદૃષ્ટિ પ્રાપ્ત થઈ છે. એ જ્હોન બેર્ડ તે કોણ?

દૂરદૃષ્ટિ (ટેલિવિઝન)ની શોધનું મૂલ્યાંકન કરવા માટે જ્હોન બેર્ડના જીવનકાર્યનો આપણને અભ્યાસ કરવો પડશે. એ વૈજ્ઞાનિકે સારુંયે જીવન માત્ર એક જ શોધની ધૂનમાં ગાળ્યું છે અને અંતે તે શોધને ફલીભૂત બનાવી છે. જે વસ્તુ થોડાક વર્ષો પહેલાં જ માત્ર સ્વપ્ન જેવી લેખાતી તે આજે સત્ય થઈ પડી છે. દૂરદૃષ્ટિની સાથે અવાજ પણ આવે છે. એટલે માની લો દૂરની ઘટના અવાજ સાથે આપણે હવે પ્રત્યક્ષ જોઈ શકીશું. હજી ટેલિવિઝનનું ક્ષેત્ર બહોળા વિસ્તારમાં પ્રસર્યું નથી પરંતુ થોડાક વર્ષોમાં ટેલિવિઝન ઘરગથ્થુ થઈ પડશે એમાં શંકા નથી. લંડન અને ન્યૂયૉર્કમાં રેસ, નાટકો, સરઘસો અને અગત્યની ઘટનાઓ ટેલિવાઈઝ (દૂરદૃશ્ય) કરવામાં આવે છે. બેર્ડના પ્રયોગો આજે પ્રયોગશાળામાં રહ્યા નથી, પરંતુ જગતના ક્ષેત્રમાં બહાર પડી ફતેહમંદ થઈ ચૂક્યા છે. હજી પણ ટેલિવિઝન તદ્દન સંપૂર્ણતાને પામ્યું નથી, પરંતુ એ શોધ આ જમાનાની એક મહાન અગત્યની શોધ ગણાય છે.

ટેલિવિઝનની શોધમાં અનેક વિજ્ઞાનીઓએ ફાળો આપ્યો છે, પરંતુ તે સર્વ વિજ્ઞાનનું સમીકરણ કરી ટેલિવિઝનની શોધ કરવાનું માન બેર્ડનું હતું.

રેડિયોમાં માત્ર અવાજના આંદોલનોને વિદ્યુત્ લહરીના આંદોલનોમાં રૂપાન્તર કરવાનું કાર્ય કરવાનું હતું. પરંતુ ટેલિવિઝનમાં એથી પણ અઘરું કામ કરવાનું હતું. એની અંદર સિનેમાની પેઠે સેકન્ડમાં પંદરથી વીસ છબી લેવાથી કાર્ય પતતું નથી. સિનેમાને માટે એક છબી લેવાય છે તેટલા સમયમાં એક છબીના હજારો સૂક્ષ્મ ભાગોની છબી વારાફરતી લેવી પડે છે. એક સેકન્ડમાં પંદરથી સોળ આખા ચિત્રો ટેલિવિઝન દ્વારા મોકલવા પડે છે. અને તે દરેક ચિત્રને હજારો ભાગમાં વહેંચી તે દરેક સૂક્ષ્મ ભાગનું ચિત્ર મોકલવું પડે છે. આ રીતે ટેલિવિઝન દ્વારા મોકલેલા સંદેશાને પાછો ઉપર પ્રમાણે સ્વીકારવો પડે છે. જે પ્રમાણે સેકન્ડના લાખો નાના ભાગના ચિત્રો એક છેડે મોકલાય છે તે જ પ્રમાણે બીજે છેડે સેકન્ડના લાખો ચિત્રો રજૂ થાય છે. એ રજૂ થયેલા ચિત્રોની એક સામટી અસર એક આખું હાલતું ચાલતું ચિત્ર હોય તેવી થાય છે. આ કાર્ય યોગ્ય રીતે થાય તેની શોધમાં ૫૦ વર્ષ વીતી ગયાં. પછી ૧૯૨૫માં બેર્ડે પહેલવહેલું ટેલિવિઝનનું ચિત્ર જગતને બતાવ્યું.

ટેલિવિઝનના શોધકનો જન્મ સ્કૉટલૅન્ડમાં ગ્લાસગો નજીક થયો હતો. બેર્ડ નાનો હતો ત્યારથી જ એને વિદ્યાના પ્રયોગો પ્રત્યે પ્રેમ હતો અને એ પ્રેમને લીધે જ આખા જીવનમાં એક દાવને ખંતથી અને ધગશથી વળગી રહ્યો. સ્કૂલમાં હતો ત્યારે એના ઘરની નજીક રહેતા મિત્રોની સાથે વાત કરવાની સરળતા પડે તેટલા માટે એણે ટેલિફોનના તાર નાખી સંધાણ કર્યું હતું. એણે લટકાવેલા તારો રસ્તા ઉપર ઝૂલતા હતા અને એક રાતે એ તારમાં ભેરવાઈ જવાથી એક ગાડી હાંકનાર નીચે ગબડી પડ્યો હતો. ગાડી હાંકનારે શહેરની ટેલિફોન કંપનીને આવી રીતે તાર નાખવા બાબત ફરિયાદ કરી ત્યારે જ બેર્ડનું સાહસ બહાર આવ્યું.

આ બનાવ પછી થોડાક દિવસમાં બેર્ડ એક જૂની મોટર ખરીદીને ઘરે હાંકતો લઈ આવ્યો. આ મોટર

વડે એણે મોટરનાં યંત્રોનો અભ્યાસ કર્યો. રૉયલ ટૅકિનકલ કૉલેજ અને ગ્લાસગો યુનિવર્સિટીમાં અભ્યાસ કર્યા બાદ એક મોટરના કારખાનામાં અનુભવ લેવા તે દાખલ થયો. આ સમય દરમિયાન એણે અત્યંત ચીવટાઈથી મહેનત કરવાની ખંત કેળવી. સવારના ૫–૩૦ વાગેથી રાત્રે મોડે સુધી કારખાનામાં કામ કરવાની ટેવ પાડી હતી તે એને ભવિષ્યના કાર્યમાં ખૂબ કામ આવી.

આ કંપની છોડીને એણે ક્લાઈડ વેલી ઈલેક્ટ્રિક કંપનીમાં આસિસ્ટંટ સુપરિન્ટેન્ડન્ટ તરીકે જગ્યા લીધી. એ દરમિયાન વિશ્વવિગ્રહ ફાટી નીકળ્યો અને એણે પોતાનું નામ લડાઈમાં જવા નોંધાવ્યું. જગતના સારે નસીબે એને શારીરિક નબળાઈને લીધે પાછા ફરવું પડ્યું. લડાઈનાં વર્ષો દરમિયાન એણે ક્લાઈડની આસપાસનાં શસ્ત્રનાં કારખાનાં અને વહાણવટાના ઉદ્યોગને જોઈતી વિદ્યુતશક્તિ પૂરી પાડવામાં ખૂબ મહેનત કરી. પાછળથી નાદુરસ્ત તબિયતને લીધે એને નોકરી છોડી દેવી પડી. આથી જ એને ટેલિવિઝનની શોધની પાછળ મંડવાનું શક્ય બન્યું. આ દરમિયાન એણે એક એવી જાતનાં મોજાંની શોધ કરી હતી કે જે પગોને ગરમ અને સૂકા રાખે. આ શોધમાંથી એને કમાણી પણ થવા લાગી. તબિયતને લીધે આ શોધ બીજાને વેચી દેવી પડી. આ શોધનો પૂરતો આર્થિક લાભ તેનાથી લેવાયો નહિ

આ પછી એ વેસ્ટ ઈન્ડિઝ ફરી આવ્યો અને કમાણી કરવા ઑસ્ટ્રેલિયન મધ વેચવા લાગ્યો. એ સાથે નાળિયેરના ભૂકાનું ખાતર વેચવાનો, તેમ જ સાબુ વેચવાનો ધંધો પણ શરૂ કર્યો. આ ધંધા પણ એને તબિયતને કારણે છોડી દેવા પડ્યા. ડૉક્ટરે એને ધંધો કરવાનું સદાને માટે છોડી દેવાનું સૂચવ્યું. આ કારણથી એણે લંડનનો ત્રીજી વખત ત્યાગ કર્યો અને દક્ષિણ કિનારે હેસ્ટિંગ્સ આગળ રહેવા ગયો. આટલા વર્ષો દરમિયાન અનેક માણસો ટેલિવિઝનની શોધ કરતા હતા પરંતુ કશી ધ્યાનમાં લેવા જેવી પ્રગતિ કરી શક્યા નહતા અને એ કાર્ય અંતે બેર્ડના ભાગ્યમાં આવ્યું.



ટેલિવિઝન-સેટ

હવે બીજો ધંધો ન હોવાથી એક નાના સરખા ઓરડામાં કામ કરવાનું શરૂ કર્યું. આ જગ્યાએ ૭ માસમાં એક છાયાચિત્ર એક જગ્યાથી થોડે દૂર બીજી જગ્યાએ વિદ્યુતલહરી દ્વારા એ મોકલી શક્યો. હેસ્ટિંગ્સ શહેરનો આ નાનો પ્રયોગ ખરેખર ઐતિહાસિક ગણાવો જોઈએ. કોલમ્બસે નવી દુનિયા ઉપર પગ મૂક્યો તે દિવસ, રાઈટ ભાઈઓએ હવાથી ભારે યંત્રવડે હવામાં ઉડ્ડયન કર્યું તે બનાવ, ચુંબક બળ વડે તારનું ગૂંચળું ફરે તે ફેરેડેની શોધ, વગેરે વિપ્લવકારક ઘટનાના જેવી આ શોધ ગણી શકાય તેમ છે.

આ પહેલો પ્રયોગ જે સાધનોની મદદથી કરવામાં આવ્યો હતો તે જોતાં ખરેખર આપણને આશ્ચર્ય જ થાય. ચા ભરવાનું જૂનું ખોખું અને બિસ્કીટનો ડબ્બો એ આ યંત્ર રાખવાનાં સાધનો હતાં. મરેલા બળદની આંખ દશ પેન્સમાં વેચાતી લાવીને તેનો ચિત્ર બતાવવાના લેન્સ તરીકે ઉપયોગ કરવામાં આવ્યો હતો. ૭ શિલિંગથી પણ ઓછી કિંમતની એક વિજળીની નાની રમકડાં જેવી મોટર

વડે આખા યંત્રના પૈડાં ફેરવવામા આવ્યા હતા આવી રીતે ભેગા કરેલા યંત્ર વડે ટેલિવિઝનનો જન્મ થયો હતો।

આ બનાવની ખબર પડવાથી એક સિનેમાના માલિકે બેર્ડને શોધી કાઢી એની શોધમા ત્રીજા ભાગના શેર માત્ર ૨૦૦ પાઉન્ડ આપી રાખી લીધા આ પછી બીજા એક વર્ષમા બેર્ડે સફેદ અને કાળા રંગના ચિત્રોની આકૃતિ ટેલિવાઈઝ કરવામા સફળ થયો આ પછી એને લાગ્યુ કે એની શોધને પૂર્ણ ફતેહ મળે તે માટે લંડન ગયા સિવાય છૂટકો ન હતો હેસ્ટિંગ્સમા જે રૂમમા બેર્ડે કામ કરતો ત્યા તેના નામની એક તકતી તેની યાદગીરીમા શહેરીઓએ મારી છે

લંડનમા સોહો નામના લત્તામા ફ્રીથ સ્ટ્રીટમા એક નાના ઝરૂખામા એણે એનુ કામ ચલાવવા માંડ્યુ બેર્ડને ટેલિવિઝનના ભવિષ્ય માટે તદ્દન ખાતરી હતી પરંતુ એ મોટા પાયા ઉપર સફળ થાય તેમા અનેક વિઘ્નો આવવાના હતા એના પૈસા ખૂટ્યા અને ફાટેલે કપડે લંડનમા પૈસા ઢૂંઢવા એને રખડવુ પડ્યુ કોઈને ટેલિવિઝન ઉપર શ્રદ્ધા નહતી એટલે એને મદદ કરવા પણ કોઈ તૈયાર ન હતા આથી એને મિત્રોની મદદ શોધવી પડી મિત્રોએ એને સારો આશરો આપ્યો અને તેમની મદદથી એક નાની સરખી કંપની કાઢી આ મદદથી એણે ફરીથી પોતાના પ્રયત્નો આદર્યા ૧૯૨૫ના માર્ચ માસમા ગોર્ડન સેલ્ફ્રીજે બેર્ડની કીર્તિ સાંભળી અને એના પ્રયોગોની અગત્યતા સમજીને એને મળવા આવ્યો બેર્ડના પ્રયોગો જોઈને એણે પોતાના સ્ટોરમા આ પ્રયોગો જાહેરમા બતાવવા આમંત્રણ આપ્યુ અને તેના બદલામા એક સારી સરખી રકમ પણ આપવા જણાવ્યુ

આ જાહેર પ્રયોગથી જનતામા ખૂબ ખળભળાટ થયો બેર્ડની તદ્દન ક્લિષ્ટ રચનાથી તૈયાર થયેલા યંત્રને જોઈને ઘણા યાંત્રિક કળાકારોને નિરાશા થઈ, છતા આ પ્રયોગોથી લોકોને ખાતરી થઈ કે ટેલિવિઝન ચોક્કસ આવવાનુ છે આ પછી પાછુ યંત્રને સોહોની પ્રયોગશાળામા લઈ જવામા આવ્યુ અને એના કાર્યને સુધારવા માટે બેર્ડે તનતોડ પ્રયત્ન કરવા માંડ્યો. ૧૯૨૫ ના ઑક્ટોબરમા બેર્ડે જે પ્રગતિ કરી હતી તેનુ વર્ણન તેના જ શબ્દોમા જાણવુ ઠીક પડશે

"શોધખોળના કાર્યમા જે અવર્ણનીય આનંદ થાય છે તેનો અનુભવ મે ૧૯૨૫ના ઑક્ટોબરના એક દિવસે કર્યો જે પૂતળાં વડે હું પ્રયોગ કરતો હતો તેનુ ચિત્ર આજ સુધી માત્ર ઝાંખી કાળી અને સફેદ અસર વડે દેખાવ આપતુ તેને બદલે એ પૂતળાના દરેક અંગનુ સ્પષ્ટ પ્રતિબિંબ તેના સંપૂર્ણ ઉઠાવ સાથે દેખાવા લાગ્યુ આથી મને એટલો અચંબો થયો અને હું ઉત્તેજિત થઈને કોઈ જીવંત વ્યક્તિને મેળવવા નીચે દોડી ગયો નીચે પહેલા એક ઑફિસનો છોકરો હાથ આવ્યો અને મહામુસીબતે તેણે બક્ષિસની લાલચે પ્રયોગ સામે બેસવાનુ કબૂલ્યુ

"મે તેને ટ્રાન્સમિટર (ચિત્ર-પ્રક્ષેપક) સામે બેસાડ્યો અને બીજા રૂમમા તેની શી અસર થાય છે તે જોવા ગયો ત્યા પડદો તદ્દન કોરો દેખાયો અને ગમે તેટલા માથા ફોડ્યા પરંતુ છોકરાનો પડછાયો સુદ્ધા દેખાયો નહિ ગૂંચવાઈને અને નિરાશ થઈને હું અંતે છોકરો બેઠેલો તે ઓરડામા ગયો ત્યા જોયુ તો છોકરો ટ્રાન્સમિટર (પ્રક્ષેપક)ના ઉજ્જવળ પ્રકાશથી ગભરાઈને બેએક વાર દૂર હઠી ગયો હતો। આથી મારી નિષ્ફળતાનુ કારણ મને મળ્યુ નજીક બેસવામા કંઈ ભય નથી એમ કહી ફરીથી છોકરાને ત્યા બેસાડ્યો આ વખતે તેનુ માથુ સ્પષ્ટ દેખાયુ ખરેખર, જગતમા પહેલા જ માણસને ટેલિવાઈઝ થવા માટે લાંચ આપવી પડી એ પણ આશ્ચર્યની વાત છે"

આ ફતેહથી અંતે બેર્ડે ગ્રેટબ્રિટનના રૉયલ ઇન્સ્ટીટ્યુટને પોતાની પ્રયોગશાળા જોવાનુ આમંત્રણ આપી પોતાના પ્રયોગની ખાતરી કરવાનુ નક્કી કર્યુ. રૉયલ ઇન્સ્ટીટ્યુટના પચાસ સભ્યોએ આમંત્રણ સ્વીકાર્યુ એના ઝરૂખામા માત્ર ૭ માણસ એકી સાથે બેસી શકે તેમ હતુ એટલે બધાને વારાફરતી એ પ્રયોગ જોવો પડ્યો। આ વખતે જ જગતને દૂર દૃષ્ટિ ખરેખર પ્રાપ્ત થઈ છે એનો ખ્યાલ થયો

ફ્રેરેડે હાઉસના પ્રિન્સિપાલ ડૉ રસેલે (એફ આર એસ) આ પ્રયોગની સફળતા વિષે 'નેચર'માં લખ્યું અને બેર્ડને ટેલિવિઝનના શોધક તરીકે નવાજ્યો

હવે પૈસા આવવા મડયા એટલે નજીકના સારા મકાનમા જઈ યોગ્ય પ્રયોગો કરી એણે સુધારાવધારા કરવાનુ જારી રાખ્યુ ૧૯૨૭માં લડનથી ન્યૂયોર્ક અસ્પષ્ટ ચિત્રો મોકલવાનુ બની શક્યું આ ઉપરાત બેર્ડે 'નોક્ટોવાઈઝર' 'અધારદૃષ્ટા' નામનુ અધારામા વસ્તુના અસ્તિત્વનો ખ્યાલ આવે તેવુ યત્ર પણ શોધ્યુ છે અદૃશ્ય ઉષ્ણતાના કિરણો વડે આ યત્ર કાર્ય કરે છે

આજે લડન અને ન્યૂયોર્કમા 'ટેલિવિઝન'ના પ્રોગ્રામો રેડિયોના પ્રોગ્રામોની પેઠે દરરોજ આપવામા આવે છે મોટા સરઘસો, ઘોડદોડો, વ્યાખ્યાનો, નાટકો વગેરે અનેક જાતના પ્રોગ્રામ ટેલિવિઝન દ્વારા સાભળવાના મળે છે ટેલિવિઝન જ્યારે વ્યાપક થશે, ત્યારે જ એના અગણિત ફાયદા જણાશે ક્રિકેટની મેચ ઘરબેઠા જોઈ શકાશે, મોટા વ્યાખ્યાનકારને ઘર બેઠા ભાષણ કરતો જોઈ તેમજ સાભળી શકાશે, મોટા અગત્યના બનાવો પણ ઘરબેઠાં જોઈ શકાશે સિનેમા અને નાટકો ઘરબેઠા ટેલિવિઝનના યત્રથી જોઈ શકાશે આ પ્રમાણે ટેલિવિઝનથી અનેક જાતના ફાયદા થશે ભવિષ્યમા દૂર દૂરના દેશોની મુસાફરી કરી તે પ્રદેશો જોવાની પણ જરૂર નહિ પડે ટેલિવિઝન દ્વારા મુસાફરીના પ્રોગ્રામો પણ ગોઠવાશે જેથી ટેલિવાઈઝ કરનાર જે પ્રદેશની મુસાફરી કરે તે પ્રદેશના દેખાવો અને બનાવો નજરોનજર જોઈ શકાશે ત્યાના અવાજો પણ સભળાશે આ પ્રમાણે બોલતા સિનેમાના કેટલા યે કાર્યો ટેલિવિઝન દ્વારા આપણને ઘરબેઠા જોવાના મળશે

ખરેખર, બેર્ડની ખતને લીધે જગતને જે વારસો મળ્યો છે તે અમૂલ્ય છે.

❦

# શ્યામ

[ પ્રો. સાને ગુરુજી ]
અનુવાદક મૂળશંકર પાંધ્યા, પૂના

## ૧૬

## ત્રીજી વાર પલાયન

પૂનામાં મારુ ગાડું ઠીક ચાલતું હતુ – હું અભ્યાસ બરાબર કરતો હતો અમારી ડહેલીમા સ્ત્રીમંડળમા પણ હું લોકપ્રિય થયો હતો મારુ મન પણ હવે સ્થિર થયુ હતુ શરૂઆતમા મને પૂનામા ફાવતું નો'તુ એકાદ જંગલમા આવી પડ્યો હોઉં એમ મને થતુ, હવે એમ થતુ નો'તુ પરંતુ શાન્તિનો એકદમ ભંગ થઈ તોફાન જાગે તેમ મારા સબંધમા થયુ ઉપલકિયા દૃષ્ટિએ શાન્ત જણાતી પૃથ્વીના પેટાળ ભાગમાં થતી ભયંકર ઉથલપાથલ એક દિવસ ઓચિંતી ભૂકંપરૂપે યા જ્વાલામુખી રૂપે પ્રગટ થાય છે, તેમ બહારથી વ્યવસ્થિત જણાતા મારા જીવનમા અજાણપણે કંઈક અસમાધાન થયા કરતું–અશાન્તિ થયા કરતી એક દિવસ આ શાન્તિનો સ્ફોટ થવાનો હતો.

મામા હમણા રજા પર હતા, છતા રજામા ક્યાંય બહાર ન જતા પુનામા જ રહ્યા હતા તેમને પેટનુ દર્દ હતુ એમને એ દર્દ નાનપણથી થયેલુ હતુ પરંતુ કોઈક કોઈક વખત પેટ ખૂબ જ દુખતું, રાતદહાડો દુખ્યા જ કરતુ આરામ મળે એટલા ખાતર એમણે રજા લીધી હતી ઘરમા જ તે ઘણુંખરુ પડ્યા રહેતા કંટાળો આવે તો થોડુંક ફરી આવતા

ઘેર હોય ત્યારે મામા એમને પ્રિય 'જ્ઞાનેશ્વરી' અથવા 'વાલ્મિકી રામાયણ' વાંચતા એમણે મને હવે ભણાવવુ શરૂ કર્યુ સવાર–સાંજ મને ભણવા બેસાડતા, અંગ્રેજી વંચાવતા, ભાષાન્તર કરાવતા મામાને ઑફિસ હોય, ત્યારે ઘણુંખરું રવિવારે ભણાવતા પરંતુ હમણાં રજા પર હોવાથી મરજીમા આવે ત્યારે બોલાવતા મામાનુ શિક્ષણકાર્ય શાન્ત નો'તું મારઝૂડ ભર્યું એમનુ શિક્ષણ જે ખૂબ બુદ્ધિવાન હોય છે તેને ઉત્તમ શિક્ષક થતા ખૂબ ત્રાસ થાય છે કારણ વિદ્યાર્થીઓને જલદી ન સમજાય તો તે એકદમ ગુસ્સે થઈ જાય છે માથામાં ધૂળ ઘાલે છે 'આ ગધેડાઓને આટલુ યે કેમ સમજાતુ નથી' એમ તેને થાય છે આપણી જેમ બધા યે બુદ્ધિશાળી હોવા જોઈએ એવી તે માન્યતા સેવે છે મંદ બુદ્ધિવાળા વિદ્યાર્થીનો તેઓ વધ તે કરે છે મનુષ્યને ડગલે ને પગલે ઉતારી પાડવો, તેને માનભંગ કરવો એ તેનો વધ કરવા સમાન છે એના આત્માની એ હત્યા જ ગણાય.

નાનપણમાં આંખો દુખતી હતી ત્યારે હુ મામાને ત્યા હતો તે વખતે મામા ભણાવશે એ બીકે હું જલદી ઊંઘી જવાનો ઢોંગ કરતો મામાની શિક્ષણ પદ્ધતિ માટે મને પ્રેમને બદલે બીક લાગતી મામા બોલાવતા તો મને અરેરાટ થતો, હું ડોંગાર થઈ જતો, હું કાળો શ્યામ પડી જતો એક દિવસ સવારે મામાએ મને કહ્યુ, "બુધવાર પેઠમા જઈ ડાકટરને ત્યાથી મારી દવા લઈ આવ અને એમને બાર આના આપતો આવ અત્યારે હું ભણાવીશ નહિ, આપણે સાંજે વધારે અભ્યાસ કરીશુ શ્યામ, જા, બાટલી ધોઈ લે પછી જા"

'સાંજે આપણે વધારે અભ્યાસ કરીશુ ' એ શબ્દો છૂરીની જેમ હૃદયમા ભોંકાયા બકરું સિંહની ગુફામાં બે કલાક સુધી શાન્તિથી ને આનંદથી શી રીતે બેસી શકે ? ભણાવનારા મામા મને સિંહ જેવા લાગતા હું ડૉકટરને ત્યા જવા ઉપડ્યો, પણ મન ક્ષુબ્ધ બન્યુ હતુ ક્યાંક જતા રહેવુ એમ મને થયુ મામા પાસે ભણવા એ તો ! પરંતુ મારી પાસે પૈસા આ ફક્ત બાર આનાના બાર આનામા હું ક્યા જાઉં, કોની પાસે જાઉં ?

બીજે ક્યાંય નહિ તો સ્ટેશન પર જાઉં, એમ

મનમાં નિશ્ચય કર્યો. હું ગાડી ભાડે કરી સ્ટેશને આવ્યો. મુંબઈ જાઉં તો ખરો પણ પૈસા પૂરા નો'તા. સ્ટેશને ચાલતો આવ્યો હોત, તો જેમ તેમ કરી મુંબઈ સુધીનું ટિકિટભાડું નીકળ્યું હોત—પરંતુ પાછું અજાણ્યા મુંબઈ શહેરમાં રાતને વખતે પગે ચાલતો હું ક્યાં જાઉં ? અને મુંબઈવાળા મામા મને ફરીથી ઘરમાં પેસવા દેશે જ એમ શી રીતે કહી શકાય ? મને દરવાજામાં જ પેસવા ન દે. મારી પાસે ચાંદીનો કંદોરો હતો. હતો તો પાતળો, પરંતુ એના ઓછામાં ઓછા બે રૂપિયા તો મળ્યા જ હોત. મેં તે કંદોરો કેડેથી કાઢ્યો. સ્ટેશન પર કોઈકને વેચી દેવાનો મેં નિરધાર કર્યો. હિંમત રાખી મેં એકબે જણને પૂછ્યું, "મારો આ કંદોરો તમે રાખશો ? મારે થોડાક પૈસાની જરૂર છે. તમારો મારા પર ઉપકાર થશે. હું કોકણમાં રહું છું. મારે ઘેર જવું છે. મારી પાસે પૂરા પૈસા નથી તેથી વેચવો પડે છે. લેશો કે ?" પેલા લોકો મારી તરફ શંકાની નજરે જોતા હતા. એમણે કહ્યું, "અમારે એ નથી જોઈતો, ચોરીબોરીનો માલ હોય તો નાહકની પંચાત થઈ પડે. જા, અહીંથી ચાલતો થા."

તેમના આ શબ્દો સાંભળી હું તો ડરી જ ગયો. તરત જ મેં કંદોરો ખીસામાં સંતાડ્યો. પોલિસ મને પકડશે ? ક્યાંથી લાવ્યો કંદોરો ? બોલ કે લગાવું ફટકા ? એમ ધમકાવશે. મને ઊંધો લટકાવી મારશે ? મરચાંનો ધૂમાડો કરશે ? એવા કેટલાય ભયંકર વિચારો મારા મગજમાં આવવા લાગ્યા. હું ગભરાઈ ગયો ને એકદમ સ્ટેશન બહાર આવ્યો. અરધો–પોણો કલાક આમતેમ ભટક્યો. અગિયાર વાગ્યે પાછો સ્ટેશને આવ્યો. બાર વાગ્યાની ગાડીની ટિકિટો અપાતી હતી. અંદર ગાડી ઊભી હતી. લોકો ગાડીમાં બેસતા હતા. જે ગાડીમાં બેસી હું મુંબઈ ગયો હતો એ જ તે ગાડી. કેટલી આશાભરી નજરે હું એ ગાડી તરફ જોતો હતો ! હું ક્યાંની ટિકિટ કઢાવું ? કોને ત્યાં ક્યાં જાઉં ? કંઈ સમજાય જ નહિ. હું ટિકિટ ઑફિસની બારી આગળ આંટા મારતો હતો.

બાર વાગવાને થોડી જ વાર હતી. ગાડીનો ઘંટ વાગ્યો. ગાડી છૂટવાને ફક્ત પાંચ જ મિનિટ બાકી હતી. એ પાંચ મિનિટમાં જ મારે નિશ્ચય કરી લેવાનો હતો. મારી વૃત્તિ બહેર મારી ગઈ હતી. ગાડીની સિસોટી વાગી. ગાડી ઊપડી. સેંકડો ઉતારુઓ અંદર બેઠાં હતાં. મને એ બધાંની અદેખાઈ થઈ. હું દગ્ધ હૃદયે તે ગાડી તરફ જોતો હતો. મારી લાગણીઓની ક્રૂર મશ્કરી કરતી ગાડી હસતી હસતી ચાલી ગઈ. સ્ટેશનમાં જ હું કેટલોક વખત બેસી રહ્યો. પેટમાં ભૂખ લાગી હતી. કૈંક ખાવાનું લેવાની ઇચ્છા થઈ, પરંતુ મામાએ દવા આણવા આપેલા પૈસા વડે ખાવાનું લેવાની મારી હિંમત જ થતી નો'તી. ભૂખને સંતોષવા હું વારંવાર નળ પાસે જતો ને પાણી પીતો.

આખરે સ્ટેશન પર ક્રિયાશૂન્ય અને નિશ્ચયશૂન્ય બની બેસી રહેવાનો મને કંટાળો આવ્યો. હું બહાર આવ્યો. પગ થાકે ત્યાં સુધી રખડવાનો મેં નિશ્ચય કર્યો. હું સ્ટેશનેથી ઊપડ્યો. હું તે બાજુનો ભોમિયો નો'તો. હું આળંદી બાજુ કે વાનવડી બાજુ જતો હતો ? ભૂત જાણે ! રખડતાં રખડતાં સાંજ પડી. રાત્રે ક્યાં બેસવું, ક્યાં સૂવું ? પણ હું ક્યાં હતો ? સામે પર્વતીની ટેકરી દેખાતી હતી. એક વખત પર્વતીએ પહોંચી જાઉં–ત્યાંથી પછી સદાશિવ ને નારાયણ પેઠમાં જઈ શકીશ એવો મેં વિચાર કર્યો. ઝાડોની વીચ ઝાડીમાં થઈ, કાંટા ભાંગતો, ખેતરો ખૂંદતો હું આગળ ચાલ્યો. ગમે તેમ કરી પર્વતીએ પહોંચવું જ જોઈએ એમ હું મારા પગને કહેતો હતો. અંધારું થાય તે પહેલાં ત્યાં પહોંચી જવું એવો હુકમ શિથિલ થતા મારા ટાંટીઆઓને મેં ફરમાવ્યો. ટાંટીઆ તોડતો હું ઉતાવળો ચાલ્યો. કાંટા પગમાં ભોંકાતા હતા, ઠોકરો લાગતી હતી. પરંતુ મારું ધ્યેય પર્વતી હતું. સામે જણાતો સોનાનો કળશ મેં દષ્ટિથી દૂર કર્યો નો'તો.

આખરે, ગમે તેમ કરી હું પર્વતીની તળેટી પાસે આવ્યો. ફરવા આવેલા લોકો પાછા ફરતા હતા. હું તેમની પાછળ પાછળ ચાલ્યો. પરંતુ રાત ક્યાં પસાર કરવી એ વિચારે મન ચિંતાગ્રસ્ત બન્યું હતું. પર્વતી પહોંચ્યા બાદ પગે સદાશિવ પેઠ પ્રતિ પ્રયાણ કર્યું.

પરંતુ હવે પછી? રાત્રે દસ અગિયાર વાગ્યા સુધી સદાશિવ, નારાયણ પેઠમાં રખડ્યા કરીશ. પરંતુ પછી શું? બાર વાગ્યા પછી પોલિસ પકડશે તો? રાત્રે પોલિસો ચોકી કરતા ફરે છે એ હું જાણતો હતો. પોલિસના કબજામાં જવું એટલે યમદૂતને ત્યાં જવું એમ મને લાગતું. હું અસ્વસ્થ બન્યો. આખરે મને રામનું સ્મરણ થયું. જેમનો હું નાનપણમાં નામજપ કરતો હતો તે રામ મને યાદ આવ્યા. જટાયૂ પર પ્રેમ કરનાર, શબરીનાં એંઠાં બોર આરોગનાર, વાંદરાંને વળગી પડનાર, પરમ મંગળ રામ મને યાદ આવ્યા. પાદસ્પર્શ વડે અહલ્યાને પાવન કરનાર, પોતાના નામ વડે શંકરના ઝેરની આગ શાન્ત કરનાર, ભક્તવત્સલ રામ મને યાદ આવ્યા. રામ એટલે નિર્બળનું બળ, રામ એટલે નિરાધારના આધાર, અનાથોના નાથ, અરક્ષિતોના રક્ષણ કરતા, દુઃખીના સહાયક. જે જે રામનું નામ સ્મરણ કરશે તેના તે છે. નામસ્મરણ નહિ કરે તેના પણ છે. આકાશનું આવરણ સર્વને ઢાંકે છે, તેમ મેઘશ્યામ રામનું કૃપાછત્ર સર્વ પર છે. રામ ને કૃષ્ણના રંગની કલ્પના નભના રંગ પરથી લીધેલી છે. નભ પ્રમાણે તેમની કૃપાછાંય સર્વને શાન્તિ આપશે. નાના–મોટા, સ્પૃશ્યાસ્પૃશ્યના ભેદભાવથી તે પર છે, આ અર્થ એ વિશિષ્ટ રંગની કલ્પનામાં જ સમાયેલો છે.

તુળસીબાગમાં મારે જવું, રાત્રે ત્યાં રામનાં ચરણ પાસે સૂઈ જવું. મા પાસે બાળક સૂએ તેમ—નિશ્ચય થઈ ગયો. ને હું તુળસીબાગ તરફ વળ્યો–પહોંચ્યો તુળસી બાગે. પહોંચ્યો ત્યારે રામની સાયંપૂજા ચાલતી હતી. શાકબજારના કાછિયા તુકારામનાં અભંગ ગાતા ગાતા મૃદંગ બજાવતા હતા. હું રામની મૂર્તિ સામે ઊભો હતો. આમ મૂર્તિ સામે કાયમ જ ઊભા રહેવાનું હોય તો! ભજન ચાલી રહ્યાં હતાં હું રામની પ્રદક્ષિણા કરતો હતો. રામનું રૂપ અંતરમાં ઉતારતો હતો. તુળસીબાગના રામ હૃદયોદ્યાનમાં આણતો હતો. સ્ત્રીઓ ભજનો લલકારવા લાગી. હું તલ્લીન બન્યો હતો. હવે રામશયનની તૈયારી થવા લાગી. મારા રામ હવે સૂઈ જશે; પરંતુ રામ, તમારો શ્યામ ક્યાં સૂવાનો?

પ્રસાદ વહેંચાયો. રામનામનો જય બોલાવી વંદન કરતા લોકો ઘેર ચાલ્યા ગયા. હું મંદિરમાં જ એક થાંભલાને અઢેલી બેસી રહ્યો. મંદિરનાં દ્વાર બંધ થયાં. પૂજારી બહાર આવ્યો. મંદિરના મંડપમાં હું એકલો હતો હું નાનકડો બાર વર્ષનો શ્યામ, ચિંતાગ્રસ્ત, ખિન્ન મને બેઠો હતો. પૂજારી શરીરે જરા ભરાવદાર હતો. એનો એક પગ જરા લંગડાતો હતો. તે મારા તરફ આવતો હતો. તે રામનો પૂજારી હતો, પરંતુ એનો દેખાવ ભયંકર લાગતો હતો. દેવ પર પ્રેમ કરનારનાં નયનો કેવાં પ્રેમાળુ હોવાં જોઈએ! દેવ પર જ નહિ—પરંતુ જગતની કોઈ પણ વસ્તુ પર ઉત્કટ પ્રેમ કરનારનાં નયનો જુદા જ પ્રકારનાં હોય છે. જેણે પ્રેમ અનુભવ્યો હોય છે, તેમનાં નયનમાં મૃદુતા, કરુણા, ને પ્રેમ–જ્યોત જણાય છે. આ પૂજારીની દૃષ્ટિમાં મને તેવું કંઈ જ જણાતું નો'તું. મારા રામની પૂજા કરતી વેળા તેનાં નેત્રો ક્યાં ભરાઈ આવ્યાં હતાં? મારા રામની પૂજા વખતે તેનું હૃદય ભક્તિપ્રેમથી ક્યાં ઘેરાયું હતું?

પૂજારીએ મને કહ્યું, "એ છોકરા, હમણાં દરવાજો બંધ થઈ જશે–જા, ઘેર જા. ઊઠ અહીંથી."

હું: હું અહીં જ સૂઈશ. મને સૂવા દેશો કે?

પૂજારી: ના, બિલકુલ નહીં.

હું: અમારા કોકણમાં મંદિરમાં મુસાફરોને સૂવા દેવામાં આવે છે. હનુમાનના મંદિરમાં ઘણા યે લોકો ઊતરે છે.

પૂજારી: આ મંદિર એવું ભિખારી મંદિર નથી. આ તો રાજમંદિર છે. તમારાં કોકણનાં દરિદ્ર મંદિરોમાંથી શું ચોરાઈ જવાનું હતું? અહીં તો દેવના શણગાર જોયા ને?

હું: હું કંઈ ચોર નથી. એક અનાથ બાળક છું. મને અહીં સૂવા દેશો? 'ના' કહેશો નહિ. રાતને વખતે હું ક્યાં જાઉં?

પૂજારી: ફાવે ત્યાં—સ્મશાનમાં જા. અહીંથી ચાલતો થા. લાંબી પંચાત જવા દે. દોઢડાહ્યો જણાય છે.

ઊઠ કહું છું તો પણ ખસતો નથી. અગિયાર વાગવા આવ્યા.

હું : તમને નાનાં છોકરાં પર દયા નથી આવતી ? તમે રામના પૂજારી છો ને ? પ્રભુ તો ગરીબો પર દયા કરે છે. મને કાઢી મૂકશો તો સામે ઉભેલા રામ શું કહેશે ?

પૂજારી : દેખાય છે તો નાનો, પણ વાતો તો પંડિતના જેવી કરે છે ! તું કોણ છે ?

હું : હું એક ગરીબ છોકરો છું.

પૂજારી : તે તો સમજ્યો. પણ તારી જાત ?

હું : બ્રાહ્મણ.

પૂજારી : અહીં ક્યાંથી આવ્યો ?

હું : પૂનામાં મારા મામા રહે છે તેમની પાસેથી નાસી આવ્યો છું.

પૂજારી : શા માટે નાસી આવ્યો ?

હું : મને ત્યાં રહેવું ગમતું નથી. તે મારા પર ખૂબ ચિડાય છે.

પૂજારી : શું કરવા ચિડાય છે ?

હું : તેમનો સ્વભાવ જ એવો છે.

પૂજારી : તું સીધો ચાલતો નહીં હોય !

હું : ના રે ના.

પૂજારી : તારું મૂળ ગામ ?

હું : કોકણમાં.

પૂજારી : ત્યારે ત્યાં કેમ જતો નથી ?

હું : અહીં ભણવા માટે હું આવ્યો છું.

પૂજારી : હવે ક્યાં રહી ભણીશ ? ખવડાવશે કોણ ?

હું : હું માધુકરી માગીશ.

પૂજારી : પણ રહીશ ક્યાં ?

હું : તમારે ત્યાં મને રાખશો કે ? હું ખરે જ માધુકરી માગીશ. તમારે ઘેર કામ કરીશ. મને રાખો ને તમારે ત્યાં ? મારે બીજા કોઈનો આધાર નથી. મને તમારે ત્યાં લઈ જાઓ.

પૂજારીનું હૃદય પીગળ્યું. તેના હૃદયના રામ જાગૃત થયા. તેના નયનમાં કરુણા પ્રગટી. તેનો કઠોર ચહેરો મૃદુ લાગ્યો. અંધકારમાં પ્રકાશ પડ્યો. પશુતામાં માનવતા આવી.

પૂજારી : ભલે, હમણાં મારી સાથે ઘેર ચાલ. અહીં તો સૂવા દેવાય એમ છે જ નહિ. મારે ત્યાં સૂઈ જજે. સવારે જોઈ લઈશું શું કરવું તે.

હું : પણ તમારે ત્યાં જ મને રાખો. હું સ્વાવલંબી બની આગળ ભણીશ.

પૂજારી : ઠીક, જોઈશ. ચાલ.

અમે બંને તુલસીબાગની બહાર નીકળ્યા. સરિયામ રસ્તા પર આવ્યા. હું રામનામનું રટણ કરતો હતો. પૂજારીને ઘેર જતાં રસ્તામાં અમારી વાતચીત ચાલુ હતી.

પૂજારી : તું કઈ નિશાળમાં જાય છે ?

હું : હજી સુધી કોઈ પણ નિશાળમાં દાખલ થયો નથી. મામા મને ઘેર ભણાવે છે.

પૂજારી : તું ક્યાં સુધી ભણ્યો છે ?

હું : કોકણમાં પાંચમી પાસ થયો હતો. અંગ્રેજી બીજીનો અભ્યાસ અહીં લગભગ પૂરો થવા આવ્યો છે.

પૂજારી : નિશાળમાં નામ લખાવતી વખતે દાખલો જોઈશે.

હું : કોકણમાંથી મારા બાપુ પાસેથી મંગાવી લઈશ.

પૂજારી : ફીના પૈસા આપવા પડશે.

હું : માફી નહિ આપે ? હું ગરીબ છું એમ કહીશ, તો માફી નહિ આપે ?

પૂજારી : નામ લખાવતી વખતે તો ફી આપવી જ પડશે. વળી તને એકદમ માફી શી રીતે મળશે ? બધા વિદ્યાર્થીઓની સાથે પરીક્ષા લેવાશે. તે પરીક્ષામાં સારા માર્ક મેળવે તો કદાચ માફી મળે. ત્યાં સુધી શું કરીશ ?

હું : ફી જેટલા પૈસા મારા બાપુ મોકલશે. નહિ તો હું કોઈકને ત્યાં પાણી ભરવાનું કામ કરીશ. તમે મને કામ શોધી આપશો ?

પૂજારી : તું શું કામ કરે ? તારા દિદાર તો જો !

હું : આમ કેમ બોલો છો ? સદાશિવ પેઠના હોજમાંથી રોજ હું બાદલી ભરીને લઈ જતો.

પૂજારી : તારો સરસામાન ક્યાં છે ?

હુ મામાને ત્યાં મારી ચોપડીઓ, પથારી ઓઢવાનું કપડાં બધુ યે એમને ત્યાં છે

પૂજારી તે કોણ લઈ આવશે ?

હુ તમે લઈ આવશો ને ! ત્યાં હુ શી રીતે જાઉ ? હુ જાઉ તો મને પકડી જ રાખે—મારે લઈ આવશો ને તમે ?

પૂજારી તે રહે છે ક્યાં ?

હુ પગ્યા મારુતી પાસે

પૂજારીનુ ઘર આ પુ દરવાજો ઉઘાડો જ હતો અમે અદર ગયા નનુ આગણું હતું આગણામાથી ઓસરીમા ગયા મને 'પેલી પડાળીમાં બેસ' એમ એણે કહ્યુ ઘરમાથી ઝાખો પ્રકાશ ફેકતો દીવો તેણે બહાર આણ્યો

પૂજારી તે કઈ ખાધુ છે કે ?

હુ ના

પૂજારી લે. આજના શુક્રવારીઆ ચણા ખા દેવનો પ્રસાદ છે

એમ કહી એણે મને ખોબો ભરી ચણા આપ્યા આખો દિવસ રખડેલા વછેરાને થોડીક ચદી મળી પૂજારીબાપુએ પાણી આણી આપ્યુ એના માએ બહાર આવી મને નીરખ્યો

માજી નાનકડો છોકરો છે ભાઈ, શુ કેમ નાસી આવ્યો છે ? મામાને ઘેર રહીએ ખાવા-પીવાનું છોડી દુખી શુ કરવા થવુ પડે ?

પૂજારી એ કહે છે હુ તમારે ઘેર રહીશ માધુકરી માગી લાવીશ

માજી ના રે ભાઈ આપણે એ જોખમ શુ કરવા જોઈએ ? સવારે એના મામાને ત્યાં પહોચતો કર એને

પૂજારી ઠીક—જોઈશુ પાણી પીધુ ?

હુ હા

પૂજારી અહી પડાળીમા જ સૂઈ જા પાથરવા કઈ જોઈએ છે ?

હુ ના

માજી પેલી જૂની ચટાઈ દે નહિ તો એકાદ પાથરણું દે

પૂજારીએ એક અત્યત જીર્ણ થઈ ગયેલુ પાથરણુ મને લાવી આપ્યું મારી પથારી તૈયાર થઈ ગઈ હુ એના પર સૂઈ ગયો પૂજારી અદર ગયો માજી અદર ગયા દીવો અદર ગયો બારણા બધ થયા એકલો શ્યામ અધકાર ફાટીતૂટી પથારી પર પડ્યો હતો હુ હવે રડવુ બાકી રાખ્યો નહિ. હૃદય ખુલ્લુ મૂકી હુ રડી ઊઠ્યો પરતુ આમ ક્યાં સુધી રડ્યા કરવુ ? આવતી કાલે સવારે મારા નસીબમાં શુ થવાનું લખાયુ હશે તેની મને સમજ જ ન પડે પૂજારી મને મામાને ત્યા લઈ જશે ? મામા શુ કહેશે ? મહોલ્લાનાં લોકો શુ કહેશે ? મારા મોમા બધા ફળ ઘાલશે ને ? તે બધુ અપમાન —તે ફજેતી મારી નજર સામે ખડી થઈ દરવાજો ઉઘાડી નાસી જાઉ એમ મનમા વિચાર થયો હું સાચે જ ઊઠ્યો ને આગણાના દરવાજા પાસે ગયો—આકાશમાના પ્રશાન્ત તારા મારી સામે જોઈ રહ્યા હતા દરવાજા પાસે હુ ઊભો રહ્યો. પરતુ સાકળ ઉઘાડવાની હિંમત ચાલતી નોતી હુ ગયે ક્યા જાઉ ? પોલિસ પકડશે એવી બીક મારતી હતી આખરે હુ પાછો એના પાથરણા પર જઈ બેઠો

ઠડો પવન વાવા લાગ્યો મને ઠડી લાગવા માડી તે ઠડીના દિવસો હતા હુ ઠરી જતો હતો મે ફાટેલુ પાથરણું શરીરે વીટ્યુ એ ફાટેલા પાથરણાએ ઠડીમાથી મને બચાવ્યો રક્ષણ કર્યું—આ શ્યામનું રક્ષણ કર્યું વિચારમા ને ચિતામા મગ્ન હતો ત્યારે ધીમેથી આવી નિદ્રાદેવીએ મારી આખો મિચાવી

સવારે હુ ઊઠ્યો ત્યા સુધી તે પાથરણા પર શાન્ત સૂતો હતો

ચાલુ ]

# સ્વપ્નાં વિષે કંઈક

લેખક : સતીશચંદ્ર મ. દેસાઈ એમ. એસસી., (લંડન) બાર-એટ-લૉ.
પ્રિન્સિપાલ : બોમ્બે ટ્યુટોરિયલ કૉલેજ, મુંબઈ

સ્વપ્નાં વિષે અનેક જાતના વહેમો છે. કેટલાક માને છે કે મળસ્કાના વખતમાં સ્વપ્નું આવ્યું હોય અને તે સાચું પાડવું હોય તો ત્યાર પછી જાગતા રહેવું. એક ભાઈએ લૉટરીમાં ટિકિટ લીધી હતી અને એમને મળસ્કાના ભાગમાં સ્વપ્નું આવ્યું કે એમને ઇનામ મળ્યું એટલે એ ભાઈ જાગતા રહ્યા. પણ એમને ઇનામ મળ્યું નહિ કેટલીક વાર સ્વપ્નાં સાચાં પણ પડે છે. અંગ્રેજીમાં કહેવાય છે કે– "Coming events cast their shadows before." (ભવિષ્યમાં બનનારા બનાવો આવતાં પહેલાં એમનો પડછાયો નાખે છે.) શેક્સપિયરના 'જ્યુલિયસ સીઝર' નામના નાટકમાં વાત આવે છે કે રોમન સામ્રાજ્યના વડા જ્યુલિયસ સીઝરનું ખૂન કરવા માટે કાવતરું રચાયું હતુ. તેને આગલે દિવસે જ્યુલિયસ સીઝરની પત્નીને ખરાબ સ્વપ્નું આવ્યું હતું અને એણે સીઝરને બહાર ન જવા ઘણું સમજાવ્યું. પહેલાં સીઝરે માન્યું પણ ખરું, પણ પાછળથી તેણે વિચાર બદલ્યો અને તે સેનેટની મિટિંગમા ગયો. એ મિટિંગમાં એનું ખૂન થયું. આમ કેટલીક વાર આગામી બનાવોની આગાહી થાય પણ છે.

સાધારણ રીતે આપણે સ્વપ્નને સત્ય કરતાં વિરોધી તત્ત્વવાળું ગણીએ છીએ. "સ્વપ્નું છે સંસાર" એનો અર્થ એ છે કે સંસાર અસત્ છે. સ્વપ્નાંઓ ક્ષણભંગુર છે, છતાં તેને લીધે કેટલાક ઐતિહાસિક બનાવો બન્યા છે.

કેટલાંક સ્વપ્નાંઓએ માનવઇતિહાસ પર ઘણી અસર કરી છે. ગૌતમ બુદ્ધે સ્વપ્નામાં અતિશય દુઃખથી પીડિત માણસોનાં દૃશ્ય જોયાં હતાં. અને તેને લીધે એમના મન ઉપર ઊંડી અસર થઈ હતી. છેવટે એમણે મહાભિનિષ્ક્રમણ કરીને જગતને નવા ધર્મનો બોધ આપ્યો.

બીજો એક દાખલો ફ્રેંચ તત્ત્વજ્ઞાની ડેકાર્ટનો છે. એ બહુ પૈસાદાર હતો અને ગંભીર થયો તે પહેલાં બહુ આળસુ અને મોજશોખવાળું જીવન ગાળતો હતો. એને એક દિવસ સ્વપ્નું આવ્યું તેમાં એને એના આળસુ જીવન માટે દોષ જણાવા માંડ્યો. એનું એ જ સ્વપ્નું એને એક રાતમાં ત્રણ વખત આવ્યું અને એના મન પર એવી ઊંડી અસર થઈ કે બીજા દિવસથી એણે પોતાનું જીવન બદલી નાખ્યું. ગણિતમાં એના નામ પરથી કાર્ટેશિયન ભૂમિતિનું નામ પડ્યું છે. એણે પ્રાણીશાસ્ત્રમાં કેટલીક શોધો કરી હતી અને એ તત્ત્વજ્ઞાનમાં એ ઊંડો ઊતર્યો હતો.

સ્વપ્નાની ઊંડી અસરનું પ્રખ્યાત ઐતિહાસિક દૃષ્ટાંત ફ્રાંસની જોન ઑફ આર્કનું છે. તે વખતમાં ફ્રાન્સમાં ઘણો કુસંપ હતો અને એ કુસંપનો લાભ લઈને ઇંગ્લંડના રાજાએ ફ્રાન્સનો ઉત્તરનો ભાગ જીતી લીધો હતો. દક્ષિણના ભાગમાં ફ્રાન્સનો રાજા ચાર્લ્સ રાજ્ય કરતો હતો. હજી ઇંગ્લંડ અને ફ્રાન્સનો વચ્ચે લડાઈ ચાલુ હતી અને અંગ્રેજ લશ્કરે ફ્રાન્સના ઑર્લિયન્સ નામના શહેરને ઘેરો ઘાલ્યો હતો. આ કટોકટીને વખતે એક જોન નામની ભરવાડણને સ્વપ્નુ આવ્યું જેમાં એને એક ઈશ્વરી દૂત દેખાયો. એ દૂતે જોનને કહ્યુ કે દેશને બચાવવાની તારી ફરજ છે, એટલે દેશને મદદ કરવા જા, અને ચાર્લ્સને આખા ફ્રાન્સનો રાજા બનાવ. તેથી જોન ઑફ આર્ક દક્ષિણમાં રાજા ચાર્લ્સ પાસે ગઈ અને એને પોતાના સ્વપ્ના વિષે હકીકત કહી. રાજાને એમાં વિશ્વાસ આવ્યો અને જોનને લશ્કરની આગેવાની સોંપી. જોને એના લશ્કરને ખૂબ પ્રોત્સાહન આપ્યું અને અંગ્રેજોએ ઑર્લિયન્સ શહેરને ઘેરો ઘાલ્યો હતો ત્યાં સૈન્ય લશ્કરની સાથે તે જઈ પહોંચી. એણે અંગ્રેજ લશ્કરને હરાવ્યું અને સ્વપ્નામાં જોયું હતું તેમ તેણે રાજા ચાર્લ્સનો રાજ્યાભિષેક કર્યો.

સ્વપ્નાંઓ શાથી આવે છે તેના શારીરિક કારણો જાણીતાં છે જો અપચો થયો હોય તો શાંત નિદ્રા આવવાને બદલે સ્વપ્ના આવે કેટલીક વાર ખોટી રીતે સુવાથી શરીરના કોઈ અંગ પર દબાણ આવતું હોય તો તેથી પણ સ્વપ્નાં આવે છે કોઈક વાર ખૂબ તરસ લાગી હોય ત્યારે આપણે પાણી પાસે હોઈએ પણ પાણી પીવાતું ન હોય એવું સ્વપ્નું આવે છે તેજ પ્રમાણે ભૂખ લાગી હોય ત્યારે ખાવાના સ્વપ્ના આવે છે કેટલાકના કહેવા પ્રમાણે છાતી પર હાથ રહી ગયો હોય તો ભયંકર સ્વપ્નાં આવે છે

આ સિવાય માનસિક કારણોને લીધે સ્વપ્નાં આવે છે, એવો ઘણાને અનુભવ છે પરીક્ષાના દિવસો હોય ત્યારે પરીક્ષાનાં સ્વપ્ના વિદ્યાર્થીઓને ઘણી વાર આવે છે. રાત્રે દાખલા ગણીને સુતા હોઈએ તો ઊંઘમા આંકડાઓ કેટલીક વાર દેખાય છે તે સિવાય બીજી ચિંતાઓ હોય ત્યારે તે તે વિષયને લગતા સ્વપ્નાઓ આવે છે.

પણ, ઉપર આપેલા બધા કારણો ધ્યાનમા લઈએ તોપણ સ્વપ્ના વિષેનું પૂરેપૂરું નિરાકરણ નથી થઈ શકતું ઊંઘમા અકસ્માત પગ જરા નીચે પડે ત્યારે પર્વત પરથી નીચે પડ્યા હોઈએ એવું સ્વપ્નું આવે એ આપણે સમજી શકીએ છીએ પણ, કેટલીક વાર એવા વિચિત્ર સ્વપ્નાઓ આવે છે કે જે માટે આપણે કંઈ ખુલાસો આપી શકતા નથી

સ્વપ્નાંની સમજૂતી વિષે માનસશાસ્ત્રીઓ જુદા જુદા મત ધરાવે છે. આ વિષયમા માનસપૃથક્કરણની રીતની શોધ કરનારા પ્રખ્યાત જર્મન વૈજ્ઞાનિક ફ્રૂડે (Freud) ઘણી શોધખોળ કરી છે એના મત પ્રમાણે દરેકના મનમા એટલા બધા જાતીય (sexual) વિચારો હોય છે કે ઘણા સ્વપ્નાઓમા જે દેખાય છે તે કંઈક રીતે જાતીય પદાર્થનું રૂપાંતર હોય છે આ વિષયમાં એમણે 'સ્વપ્નાનું પૃથક્કરણ' નામનો ગ્રંથ બહાર પાડ્યો છે

એક માન્યતા એવી છે કે જાગ્રત અવસ્થામા જે ઇચ્છા પૂરી ન થઈ શકે તે સ્વપ્નામાં પૂરી થાય છે એક બાઈનું પરીણિત જીવન સુખી ન હતું, અને એને માતા થવાની ઘણી હોસ હતી છતા એને કોઈ સંતાન ન હતું આના દુ:ખમા તે ગાંડી થઈ ગઈ અને એને ગાંડાની ઇસ્પિતાલમા મોકલવામા આવી હતી દરરોજ દાક્તર એને જોવા આવે ત્યારે કહેતી કે "ગઈ કાલે મને છોકરું જન્મ્યુ" આ દરદી વિષે વાત કરતાં દાક્તરે એક જણને કહ્યું, "હું માત્ર મારી આંગળી ઊંચી કરું એટલામાં આ બાઈનું ગાંડપણ ચાલી જતું હોય તો પણ હું એ ગાંડપણ કાઢી નાખું નહિ ' એ ગાંડપણમા પોતાની ઇચ્છા તૃપ્ત કરતી હતી તેવી જ રીતે કેટલાક પોતાના સ્વપ્નામા પોતાની ઇચ્છાઓ સંતોષે છે

વળી, માનસવૈજ્ઞાનિકોની માન્યતા પ્રમાણે સ્વપ્નામા કેટલાક પદાર્થો દેખાય છે તે બીજા પદાર્થોનાં રૂપાંતર હોય છે જેમકે, સ્વપ્નામા રાજારાણી દેખાયાં હોય તો તે પોતાનાં માતાપિતા હોઈ શકે એક વખત એક માણસને એવું સ્વપ્નું આવ્યું કે પોતે એક સિંહની સાથે ચાલે છે છતા એ સિંહ એના કબજામા છે. એક માનસપૃથક્કરણશાસ્ત્રીએ આનો ખુલાસો એવો આપ્યો હતો કે સિંહ તે એનો પિતા છે ઊંઘનાર માણસને એના પિતાનો બહુ ડર હતો પણ તે ઇચ્છતો હતો કે એનો એ ડર જાય, એટલે સ્વપ્નામા એ સિંહ એના તાબામા હતો આમ એની ઇચ્છા પરિપૂર્ણ થઈ

સ્વપ્નાની મદદ કેટલીક વાર મનનું પૃથક્કરણ કરવામા બહુ ઉપયોગી થઈ પડે છે જ્ઞાનતંતુઓના અને મગજના કેટલાક રોગોમા દરદીના મનનો અભ્યાસ કરવો પડે છે અને તેમ કરવામાં સ્વપ્નાઓનું વર્ણન ઉપયોગી થઈ પડે છે માનસવિજ્ઞાનની આ શાખાએ હજી જોઈએ તેટલી પ્રગતિ કરી નથી, પણ હાલમાં આ વિષય પર ઘણી વિચારણા ચાલી રહી છે, અને આપણે આશા રાખી શકીએ કે થોડા વખતમા વિજ્ઞાન આ વિષય પર સારો પ્રકાશ પાડી શકશે

☆

# જાદુની રસભરી વાતો

લેખક : રામભાઈ પટેલ, અમદાવાદ

[ શ્રીયુત પી. સી. સરકારના બીજા કેટલાક જાદુના ,પ્રયોગોમાં સાંકડા મોંની શીશીમાં મરઘીનું ઇંડું દાખલ કરી બતાવવાનો પ્રયોગ પણ ઘણો રસિક ને નવાઈ પમાડે એવો છે. છતાં એની પાછળ જે યુક્તિપુરઃસરની બુદ્ધિ ને શોધકશક્તિ રહેલી છે એ બહુ સામાન્ય લાગે એવી છે. આપણે બીજા એકબે પ્રયોગો પણ જોઈએ. ]

## સાંકડા મોઢાની શીશીમાં મરઘીનું ઈંડું દાખલ કરવું

શ્રી સરકાર કહે છે કે આ પ્રયોગ પ્રેક્ષકને અત્યંત ગૂંચવાડાભર્યો એટલે રહસ્યમય લાગે એવો છે છતાં અત્યંત સાદો છે. જાદુગર એક સાંકડા મોંની શીશી ને મરઘી કે બતકનું મોટું ઇંડું લઈને સ્ટેજ ઉપર આવે છે. અને પ્રેક્ષકોના અચંબા વચ્ચે ફટ કરતાંકને એ, એ રૂડા રૂપાળા ઈંડાને શીશીમાં ધકેલી દે છે.

પણ સરકાર કહે છે કે એની યુક્તિ કેવી સાદી છે! વાઘનગર કે જલદ એસેટિક એસિડમાં એ ઇંડાને પ્રયોગ પહેલાં ૪૦ કલાક સુધી બોળી રાખવામાં આવ્યું હોય છે. જલદ એસિડના વાસણમાંથી એ ઈંડાને પ્રયોગ પહેલાં થોડી જ મિનિટો અગાઉ કાઢવાનું હોય છે. પછી એક બીજું સાચું ઈંડુ ચાલાકીપૂર્વક બતાવવામાં આવે છે. અને પ્રેક્ષકોમાં એક પછી એક એમ પસાર થવા દેવામાં આવે છે. પ્રયોગમંચ ઉપર આવીને જાદુગર સાચા ઇંડાને બદલે પેલું એસિડમાં બોળી રાખેલું ઈંડુ અત્યંત કુશળતા ને ચાલાકીથી બદલી નાખે છે. પ્રેક્ષકોને તો એવી જ ભ્રાંતિ રહી હોય છે કે પોતે તપાસી તપાસીને જોયેલ ઇંડુ જ જાદુગરના હાથમાં ફરતું હોય છે. હવે એસિડમાં જો પેલા ઇંડા ઉપર એસિડનો ડાઘોડપકો પડયો હોય તો સાચા ઈંડા ઉપર પણ એવો ડાઘો પાડવો જોઈએ, નહિ તો યુક્તિ પકડાઈ જાય.

પેલું એસિડવાળું ઈંડુ પોચું પડી ગયું હશે. એને સહેલાઇથી શીશીના મોઢામાં ધકેલી શકાશે. પછી બરફવાળું કંડું પાણી શીશીમાં રેડતાં વેંત જ ઇંડુ અસલના જેવું સખત ને ઘાટવાળું બની જશે. પકડાઇ જવાની લગીરે ભીતિ વિના આ પ્રયોગ કરી શકાય એવો છે.

## આંગળીમાંથી ખીલો ઠોકીને બહાર કાઢવો

આંગળીમાં થઈને ખીલો ઠોકવો એ પ્રેક્ષકોને ભારે નવાઈભર્યું લાગે. કારણકે આંગળીમાં ખીલો ઠોકાવવો એ ભારે હિંમતબાજી ગણાય. છતાં જાદુગર ચાલાકી વાપરીને આંગળીમાં ખીલો ઠોકી બતાવશે. શ્રી. સરકાર એ પ્રયોગ આમ સમજાવે છે:

પ્રયોગકાર જાદુગર સામાન્ય ખીલાઓથી ભરેલી એક નાની પેટી લાવીને પ્રેક્ષકો સમક્ષ રજૂ કરે છે. બધા ખીલા લગભગ એક જ જાત ને ભાતના હોય છે. પ્રેક્ષકોમાં એ બધા જોવા માટે વહેંચવામાં આવે છે. આ બધું કર્યા પછી પોતે એમાંથી એકાદો ખીલો ઉપાડીને જાણે બહુ ગુસ્સામાં આવી ગયો હોય એ રીતે, પોતાના એક હાથ વતી બીજા હાથની તર્જની કે બીજી જ કોઈ આંગળીમાં ઘચ કરતોકને ખોસી દે છે! પ્રેક્ષકગણ આ જોઈ કંપી ઊઠે છે!

આ પ્રયોગનું રહસ્ય એવું છે કે એક અર્ધ-ગોળાકાર ખીલો બનાવવામાં આવે છે. એનો આકાર તર્જની આંગળીને મળતો હોય છે. પેટીમાંના બધા ખીલા પ્રેક્ષકોને બતાવ્યા પછી આ અર્ધગોળાકાર




ખીલો ભારે અદબથી જાદુગર બદલી નાખે છે ને પ્રેક્ષકોને જાણવા દીધા વિના પોતાની આંગળીમાં એ ગોળ વળાંકવાળો ખીલો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ખોસી દે છે. આંગળીમાંથી ખીલો પાછો ખેંચી લેવામાં આવે ત્યારે આંગળી સાજીસમી દેખાય છે. ને એ વખતે જાદુગર પોતાની ચાલાકીથી વળાંકવાળા ખીલાને બદલે સીધો ખીલો હાથમાં મેળવી દે છે ને પેલો સંતાડી દે છે. આમ કરીને એ સાચો ખીલો લોકોને હાથોહાથ બતાવવા દોડી જાય છે! લોકો તપાસી જુએ છે ને વાહવાહના પોકાર કરે છે! લોકોને શી ખબર હોય કે જાદુગર ભાઈ જાદુગરીના કરતાં ચાલાકી ઉપર જ વાહવાહ પોકરાવતા હોય છે! અને તેમાં વળી ખીલો આંગળીમાં ઠોકતી વખતે ચીસો પાડીને, ઊંહ્ ઊંહ્ કરીને, ભારે વેદના થતી હોય તેમ મોઢું કરીને ઊભો હોય ત્યાં કેડમાંથી વાંકો વળી જઈ ને વગેરે અર્થસૂચક દેખાવો કરવાથી પ્રેક્ષકોમાં સાચો જ ખીલો ઠોકાતો હોય તેવી લાગણી જન્માવી શકે છે!



## દીપદાન

[ અંજની ]

જીવનસ્રોતની સુખદુઃખ લ્હેરે,
ભાગ્ય સમીરણની શુભ મ્હેરે,
તરતા સહુ દીપકની ભેળો—
મુજ દીપે તરજો.



સૌમ્ય પ્રભા સઘળે રેલાવી,
સ્નેહ તણી સૌરભ ફેલાવી,
દૂર સુદૂર જઈને આખર—
અનંતમાં ઠરજો!

'નૌતમ'

## કાવ્યપરિશીલન

૮

નાવિક વળતો બોલિયો, સાંભળો મારા સ્વામ,
સાથ સહુ કો નાવે બેસો, નહિ બેસાડું રામ.
વાર્તા મે સાંભળી છે, ચરણ રેણુની અપાર;
અહલ્યા ત્યાં થઈ સ્ત્રી સતી, પાષાણ શીલી નાર.
આજીવિકા મારી એક છે, જુઓ મન વિવેક,
સ્ત્રી થાતાં વાર ન લાગે, કાષ્ઠ પાષાણ એક.
આજીવિકા ભાગે મારી, આગે એક સ્ત્રી છે ઘેર,
બે મળીને શું જમે ? શી કરું ત્યા પેર ?
હસી વિશ્વામિત્ર બોલિયા, ચરણ રેણે સ્ત્રી થાય,
તે માટે ગંગાજળ લઈને પખાલો હરિ પાય.
હસીને હરિ હેઠા બેઠા, રામ અશરણશર્ણ.
નાવિકે ગંગાજળ લઈને, પખાળ્યા ત્યા ચર્ણ.

—ભાલણ

આ પદનો કર્તા ભાલણ છે.

મધ્યકાલીન ગુજરાતી કવિઓમાં ભાલણનું સ્થાન મહત્ત્વનું છે. અત્યારસુધીમાં હાથ આવેલાં કડવાબદ્ધ આખ્યાનકાવ્યોમાં સૌથી જૂનાં તેનાં મળી આવે છે. તેણે નળાખ્યાન કડવાબદ્ધ લખ્યું છે. અને કાદંબરી કરીને બહુ જ આલંકારિક અને પ્રૌઢ ગદ્યમાં લખાયેલી સંસ્કૃત કથાનું તેણે કડવાબદ્ધ આખ્યાનશૈલીમાં ભાષાન્તર કરેલું છે. આપણા એ સમયના કવિઓ શબ્દશઃ ભાષાન્તર ન કરતા, પણ મૂળમાં ફેરફાર કરી, મૂળનું છોડવું પડે તે છોડી દઈ, લોકો સમજે તેવું ભાષાન્તર કરતા. અત્યારે કાદંબરીનું શબ્દશઃ ગદ્ય ભાષાન્તર સદ્‌ગત છગનલાલ હરિલાલ પંડ્યાએ કરેલું મળે છે, તે સારું છે.

ભાલણની આખ્યાનશૈલી એટલી સુઘડ છે કે તેના પહેલાં પણ એ શૈલીનાં કાવ્યો લખાયાં હશે એમ અનુમાન થાય છે. ભાષા અને અમુક શૈલી ધીમે ધીમે જ ઘડાય છે. પણ ભાલણ પહેલાંનાં આખ્યાનશૈલીનાં કાવ્યો મળે કે ન મળે, પણ આખ્યાનશૈલીને સુંદર સુઘડ સુદૃઢ રૂપ આપવાનું માન તેને જ રહેશે એમ જણાય છે.

ઉપર આપ્યું છે તે ભાલણનું પદ છે. ગુજરાતમાં કૃષ્ણલીલાનાં પદો ઘણાં છે, રામલીલાનાં ઓછાં છે. ઉપરનું પદ રામલીલાનું છે.

હિન્દુઓ રામને ઈશ્વરનો અવતાર માને છે. કોઈ પણ માનવ ઈશ્વર હોઈ શકે તે સંબંધી કોઈ શંકા કરી શકે, પણ અવતાર ભાવનાની નીચે એક બે ભવ્ય સત્યો રહેલાં છે. અવતારવાદીઓ એમ માને છે કે જગતમાં જ્યારે પાપ વધી જાય છે ત્યારે જગતનો ભાર ઓછો કરવા, અને સંતોનો ઉદ્ધાર કરવા ઈશ્વર માનવરૂપે અવતરે છે. આમાં એ ભાવના રહેલી છે કે ઈશ્વરને માનવજાત માટે ઘણો જ પ્રેમ છે, અને તે માનવજાતને મદદ કરવા હમેશાં તત્પર રહે છે. વળી એ પણ સ્વીકારવું જ જોઈએ કે રામ કે કૃષ્ણ જેવા જે કોઈ માનવ જગતનો ઉદ્ધાર કરે છે, તેની શક્તિ તો ઈશ્વરી જ છે. આ બન્ને સત્યો ભવ્ય છે. પણ ઈશ્વરનો અવતાર માનવાથી ભક્તિમાં અને કાવ્યમાં કેટલીક અદ્‌ભુત ખૂબીઓ પણ આવે છે. ઈશ્વરનું માનવ રૂપ ભક્તને અને કવિને વધારે સુગમ બને છે, તેથી ભક્તકવિ ઈશ્વરની નિકટ જઈ શકે છે, તે પ્રત્યક્ષ હોય એવો અનુભવ કરી શકે છે, ઈશ્વર તરફના પ્રેમ અને પૂજ્યભાવ રાખીને તેની સાથે લાડ કરી શકે છે, તેની ક્વચિત્ મશ્કરી પણ કરી શકે છે.

ઉપરના પદમાં વર્ણવેલો પ્રસંગ ભક્તે ઈશ્વર પાસે કરેલા લાડનો અને કંઈક મશ્કરીનો છે. રામ વિશ્વામિત્ર સાથે વિચરતા હતા ત્યાં તેમને ગંગા નદી

ઓળંગવાની આવી નદીમા નાવ ફેરવનારો નાવિક ઈશ્વરનો ભક્ત હતો બીજાઓ કરતાં ભક્ત ઈશ્વરને વહેલો ઓળખે છે એટલે નાવિકે રામ ઈશ્વર છે એમ તરત જાણી લીધુ અને તેથી ઈશ્વરના પગ ધોવાની તેની ઈચ્છા થઈ પણ આ ઈચ્છા તેણે સીધી રીતે ન કહી પણ એવી ખૂબીથી કહી જેથી રામને પગ ધોવા દેવાની હા જ કહેવી પડે અહલ્યા શાપથી શિલા થઈ ગઈ હતી અને તે રામના પાદ સ્પર્શથી પાછી અસલ રૂપે થાય એવી શાપની અવધિ હતી, તેથી રામના સ્પર્શથી તે પાછી સ્ત્રી થઈ હતી આ વાત પ્રસિદ્ધ હતી નાવિક એ વાત આગળ કરીને જાણે બીનો હોય એમ કહે છે કે રામના સ્પર્શથી શિલાની સ્ત્રી થઈ ગઈ તેમ નાવની પણ સ્ત્રી થઈ જાય તો મારુ શુ થાય ? નાવ ઉપર તો મારા જીવનનો આધાર છે ! ઘરમાં એક સ્ત્રી છે તેનું માંડ પેટ ભરી શકુ છુ ત્યા બીજી સ્ત્રી આવે તો શી દશા થાય ! માટે હું બીજા બધાને બેસારીશ પણ રામને નહિ બેસારુ રામ સાથે વિશ્વામિત્ર હતા તેમણે રસ્તો કાઢ્યો રામના પગથી નહિ પણ તેમના પગ પર ચોટેલી ધૂળથી એવો ચમત્કાર થાય છે તે ધૂળ તું ધોઈ નાખ એટલે એવુ નહિ બને રામ પણ આ મશ્કરી અને તેની પછવાડે રહેલો નાવિકનો પ્રેમ અને ભક્તિભાવ જોઈને હસ્યા અને નાવિકે ભગવાનના પગ ધોઈને તેમને નાવમા બેસાર્યા !

પદની ભાષા સાદી છે ઉપર આપેલો અર્થ તેમા સ્પષ્ટ જોઈ શકાશે માત્ર થોડા શબ્દોનો વિચાર કરી લઈએ 'સ્વામ' એ સ્વામીનુ ઘસાયેલુ રૂપ છે જેમ 'મતિ'નુ 'મત', (સ્ત્રીલિંગ) 'ગતિ'નુ ગત થાય છે, તેમ આવી રીતે બાગાનું બાગ હારાનું હાર વગેરે રૂપો મધ્યકાલીન સાહિત્યમા મળે છે અને આધુનિક કાવ્યોમા કેટલાક કવિઓ એવા રૂપો વાપરે છે ફીરી એટલે મળીને પેર એટલે રીત બેનો નિભાવ કરવાની શી રીત કરુ એવો અર્થ પખાળવુ એટલે ધોવુ સં પ્રક્ષાલ્ ધાતુ ઉપરથી અશરણશર્ણું, એટલે શરણ વિનાના માણસોના શરણરૂપ સંસ્કૃત શબ્દ શરણ છે, ગુજરાતીમા એમ કોઈ વાર આપણે જોડાક્ષર કરી દઈએ છીએ જેમ 'વિકરાળ'નુ 'વિક્રાળ' 'ચરણ'નુ 'ચર્ણ' પણ એવુ જ રૂપ છે

મૂળ વાલ્મીકિ રામાયણમા આ પ્રસંગ નથી પણ આપણા દેશમા આવી કથા બધે પ્રચલિત હો. શ્રી તુલસીદાસે રામ તરફની અનન્ય ભક્તિનુ રામચરિતમાનસનુ કાવ્ય લખ્યુ છે તેમા આ પ્રસંગ આવે છે તેમના રામાયણમા વનવાસ જતા રામ-લક્ષ્મણજાનકીને ગંગા નદી ઊતરવાની આવે છે ત્યાં આ પ્રસંગ આવે છે તે વખતે વિશ્વામિત્ર સાથે નહોતા અને નાવિક પોતે જ અહલ્યાના ચમત્કારને કારણે પાદપ્રક્ષાલનની માગણી કરે છે ભાલણ તુલસીદાસ કરતા પહેલા થઈ ગયો એટલે એણે આ પ્રસંગ તુલસીદાસમાથી નહિ પણ લોકોમાં પ્રચલિત કથામાંથી લઈને કાવ્યમાં ઉતાર્યો હશે. એણે રામ લક્ષ્મણ વિશ્વામિત્રના યજ્ઞનુ રક્ષણ કરી પાછા ફરે છે ત્યાં તેને મૂક્યો છે

બીજા કવિઓએ પણ આ પ્રમાણે બીજેથી પ્રસંગો લઈ પોતાને ઠીક લાગે તેવા ફેરફારો કરી કાવ્યો કે પદો રચેલા છે તેમ કરવામાં તેમનો મુખ્ય ઉદ્દેશ પોતાને અનુકૂળ પડે તે રીતે ઈશ્વરભક્તિ કરવાનો હતો હિંદુસ્તાન ઘણો મોટો દેશ છે છતા તેના ઇતિહાસમા એક જ ધર્મ અને ભક્તિના મોજા વારંવાર આખા દેશ ઉપર ફરી વળ્યા છે, અને તેણે દેશના જીવનને સંસ્કૃતિનુ એકત્વ આપેલુ છે

જેમ ભાલણે રામ વિશે પદો ગાયા છે તેમ તેના પછી ગિરધરે આખી રામાયણનુ કાવ્ય કરેલુ છે તેમા તેણે પણ ઉપરનો પ્રસંગ થોડા ફેરફાર સાથે વર્ણવ્યો છે આ નીચે ગિરધરનુ એ પ્રસંગના વર્ણનનુ કાવ્ય આપેલુ છે તમે જોઈ શકશો કે ગિરધર ભાલણ જેટલો સારો કવિ નહોતો તુલસીકૃત રામાયણમાથી પણ હિંદી ફકરો મૂક્યો છે અને સાથે તેનુ ગુજરાતી ભાષાન્તર મૂકેલુ છે તુલસીકૃત રામાયણ એક ઘણું મહાન ભક્તિકાવ્ય છે

રામનારાયણ વિ૦ પાઠક

# પરિશિષ્ટ

## ૧

સુમંત મહાદુખવંત થઈને, વળ્યો પાછો ત્યાંય;
ગંગા ઊતરવા રામજી, પછે વિચારે મનમાંય.
ત્યાં જાહ્નવી નિર્મળ વહે, ગુહક તણો આશ્રમ,
ઘણા ભીલ કોળ કિરાત રહે છે, ઘાટ શોભા રમ્ય.
સહુ ગુહકમાં સરદાર છે, ઘોરાય તેનું નામ,
તે કર્મ નાવિકનું કરે છે, ગંગાતીરે ઠામ
ગયા રામજી ઘાટ ઉપર, જ્યાં ગુહકનો આશ્રમ,
ભાઈ પાર અમને ઉતારો, એમ કહે પૂરણ બ્રહ્મ
જેના નામની નૌકા વડે, ભવસિંધુ તરતા જન,
તે પાયના પોતે કરે, બોલતા દીન વચન
ઘોરાય કહે તમો કોણ છો, કોણ માતપિતા ને ગામ
શે કારણ તમે નીકળ્યા, કહો શું છે તમારું નામ
રઘુવીર કહે ઘોરાય સુણ, પુર અયોધ્યા કહેવાય,
સૂરજવંશી સત્યપાલક, ભૂપ દશરથરાય
અમો પુત્ર છુ તે રાયના, વળી આજ્ઞાકારી ચાર
હું રામ ને આ વીર લક્ષ્મણ, સાથે સીતા નાર.
વરદાન માગ્યું અપર માતે, રાય પાસે વચન,
આજ્ઞા પિતાની પાળવા, અમો નીકળ્યા છુ વન.
તે માટ પાર ઉતાર અમને, જવું વનમા જાણ
મનવાંછિત સુખ પામશો, ને થશે તુજ કલ્યાણ
એવા વચન શ્રી રામના, તે સુણ્યા સત્ય પ્રમાણ,
ત્યારે માતા ગુહક તણી, ઘરમાં થકી બોલી વાણ
અરે પુત્ર સુણ એ રામને, નવ ઉતારીશ તું પાર
મે સાભળ્યું મુનિ મુખ થકી, તે કારણ કહુ નિરધાર
એક શલ્યા થઈ ગઈ સુંદરી, એની ચરણરજ પરતાપ
માટે નાવ નારી થઈ જશે, જો સ્પર્શ કરશે આપ.
સુણી માતવાણી કહે ગુહક, સત્ય એ નિરધાર
કંઈ ચેટક છે તમ ચરણરજમાં, નહિ ઉતારું પાર
પાષાણથી એ કાષ્ઠ કુણું, થાય નારી રૂપ;
પછી ઉદ્યમ શો કરીએ અમો, સાભળો રઘુકુળ ભૂપ.
માટે રૂડી પેરે પગ પખાળું, જળે વડે હું આજ,
ત્યાર પછી નાવમાં તમને બેસાડું મહારાજ.
એવું સાંભળી રઘુવર હસ્યા, પછે બોલ્યા મધુર વચન,
જ્યમ ત્યમ કરી ભાઈ પાર ઉતારો, માને જ્યમ તુજ મન.
પછી મંદિરમાં બેસાડિયા, રઘુવીરને આસન,
લાવિયો ભરી કુંભ પોતે, ગંગાજળ પાવન.
કાષ્ઠની કથરોટ લાવી, તેહ મૂકી ધર્ણ,
તે મધ્યે ધોયા જતનથી, રઘુવીર કેરા ચર્ણ.
લૂછી પટે નીજ ગોદમાં, પદ મૂકિયા પરિધાન,
પછી રામપદ જળ સહકુટુંબે, મળી કીધું પાન.
દેવનાં દુંદુભી ગડગડ્યાં, થઈ પુષ્પવૃષ્ટિ અપાર,
ધન્ય ધન્ય કહેતા સુર સકળ, એના ભાગ્યનો નહિ પાર.
જે ચરણથી ગંગા થયાં, મુનિપત્ની થઈ નિષ્પાપ,
શિવ વિરંચી સહસ લોચન, જે રજ ઇચ્છે આપ
માયાપતિ એ શુદ્ધ ચૈતન, જગતગુરુ રઘુવીર,
તે પ્રભુના પદ ધોઈ પીધું, ગુહકે ત્યાં નીર
રઘુવીર પદ પરતાપથી, ઉપની ભક્તિ અપાર,
ફળફૂલ લાવી ત્રણે જણને, કરાવ્યો છે આહાર
ગુહકે લીધા સ્કંધ ઉપર, શોભતા શ્રીરંગ,
પછે નાવમાં બેસાડિયા, તે સીતા લક્ષ્મણ સંગ.
નાવ ખેડ્યું ગુહકે, ઉતાર્યા ગંગા તીર,
જ્યમ જોગી પામે નિવૃત્તિ, એમ પામ્યા પેલી તીર.
તીર ગંગાને ઊતર્યા, નાવમાંથી રઘુરાય રે;
ઘણી સ્તુતિ કીધી ગુહકે, કર જોડી લાગ્યો પાય રે

અયોધ્યાકાંડ, ૧૨
ગિરધરકૃત રામાયણ

## ૨

સુમંત્ર સાથે સંદેશો કહાવી, તેને વદાય કરી રામ ગંગાકિનારે આવ્યા.

માગી નાવ ન કેવટ આના,
કહઇ તુમ્હાર મર્મ મૈં જાના
ચરણ કમલરજ કહુઁ સબ કહઈ,
માનુષકરનિ મૂરિ કછુ અહઈ
છુઅત શિલા ભઈ નારિ સુહાઈ,
પાહન તેં ન કાઠ કઠિનાઈ
તરનિઉં મુનિ ઘરની હોઈ જાઈ,
વાટ પરે મોરિ નાવ ઉડાઈ
યહિ અતિપાલૌં સબ પરિવારૂ,
નહિં જાનૌં કછુ ઔર કબારૂ

જો પ્રભુ અવસિ પારગા ચહહૂ,
તો પદપદ્મ પખારન કહહૂ
પદપદ્મ ધોઈ ચઢાઈ નાવ ન નાથ ઉતરાઈ ચહૌં
મોહિ રામ રાઉરિ આન દશરથ શપથ સબ સાઁચી કહૌં
વરુ તીર મારહિં લખનુ જબલગિ મૈં ન પાઁવ પખારિહૌં
તૌલગિ ન તુલસીદાસ નાથ કૃપાલુ પાર ઉતારિહૌં

સુનિ કેવટકે વચન, પ્રેમલપેટે અટપટે
વિહઁસે કરુણા ઐન, ચિતૈઈ જાનકી લખનુ તન.

કૃપાસિંધુ બોલે મુસુકાઈ,
સોઈ કરહુ જેહિં નાવ ન જાઈ
બેગિ આનિ જલ પાઁવ પખારૂ,
હોત વિલંબ ઉતારહુ પારૂ

જાસુ નામ સુમિરત ઇકબારા,
ઉતરહિં નર ભવસિંધુ અપારા
સોઈ કૃપાલુ કેવટહિં નિહોરા,
જેહિ કિય જગ તિહુઁ પગતે થોરા.

પદનખ નિરખિ દેવસરી હરષી,
સુની પ્રભુવચન મોહમતિ કરષી
કેવટ રામ રજાયસુ પાવા,
પાનિ કઠવતા ભરિ લૈ આવા

અતિ આનંદ ઉમઁગિ અનુરાગા,
ચરણ સરોજ પખારન લાગા
વર્ષિ સુમન સુર સકલ સિરાહી,
યહિ સમ પુણ્યપુંજ કોઉ નાહીં

પદ પખારિ જલપાન કરિ, આપ સહિત પરિવાર
પિતર પાર કરિ પ્રભુહિં પુનિ, મુદિત ગયઉ લૈ પાર.

*

નાવ માગી પણ નાવિક લાવ્યો નહિ. તેણે કહ્યું, "હું તમારો મર્મ જાણું છું બધા લોકો કહે છે કે તમારી ચરણરજ તો માણસ બનાવી દેનારી જડીબુટ્ટી છે. તેને અડતાં જ શિલા પણ સુંદર સ્ત્રી બની ગઈ. અને પથ્થર કરતાં લાકડું થોડું જ કઠણ છે એટલે મારી નાવ પણ મુનિપત્ની બની જશે અને મારી નાવ જો એમ ઊડી જાય તો મારું તો સત્યાનાશ વળી જાય. એ જ મારા આખા પરિવારનું ભરણપોષણ કરે છે. મને બીજો કશો ધંધો તો આવડતો નથી. જો આપ પાર ઊતરવા માગતા હો તો પાદપદ્મ ધોવા દો.

તમારા પાદપદ્મ ધોઈને હું તમને પાર ઉતારી દઈશ. મારે ઉતરામણી જોઈતી નથી. મને રામરાજાની અને દશરથની આણ છે. હું સાચું કહું છું. ભલે લક્ષ્મણ તીર મારતા, પણ જ્યાંસુધી મેં પગ પખાળ્યા નથી ત્યાં સુધી હું રામને પાર ઉતારવાનો નથી."

નાવિકનાં આવાં પ્રેમમય વચનો સાંભળી કરુણાયન રામજી હસી પડ્યા અને તેમણે જાનકી અને લક્ષ્મણ તરફ જોયું.

પછી દયાસિંધુ રામે હસીને કહ્યું, "તારી નાવ ન જાય એમ જ કર. જલદી પાણી લઈ આવીને પગ ધોઈ નાખ. મોડું થાય છે. જલદી પાર ઉતાર." જેના નામનું સ્મરણ કરતાં પણ માણસો અપાર ભવસિંધુને તરી જાય છે, અને જેમણે ત્રણે લોકને પોતાના પગથી પણ નાના કરી નાખ્યા હતા, તે કૃપાળુ રામચંદ્ર આજે પાર ઊતરવા માટે નાવિકનું મોં તાકી રહ્યા છે.

રામચંદ્રજીના પદનખ જોઈને ગંગા હર્ષ પામી અને પ્રભુનાં વચન સાંભળી તેના મનમાં મોહ થયો. નાવિકને રામની આજ્ઞા મળી એટલે તે કોડામાં પાણી ભરી લાવ્યો. અતિશય આનંદ અને ઉમંગમાં આવી પ્રેમસહિત તે ચરણકમળને પખાળવા લાગ્યો. દેવો પુષ્પવૃષ્ટિ કરી તેનાં વખાણ કરવા લાગ્યા કે આના જેવો પુણ્યશાળી કોઈ નથી.

પગ પખાળીને તેણે પોતાના કુટુંબ સાથે તે ચરણોદક પીધું અને એ રીતે પોતાના પિતૃઓને ભવપાર કર્યા પછી તે આનંદપૂર્વક રામચંદ્રજીને ગંગાપાર લઈ ગયો.

☆

# સામાન્ય જ્ઞાન

ડૉ. યશવંત ગુ. નાયક એમ. એસસી, પીએચ. ડી

## પ્રશ્નો

૪૧ ભારે વજન હલકા વજન કરતા વધુ ઝડપે પડે છે ?

૪૨ આપણી આંખમા દરેક વસ્તુનુ પ્રતિબિંબ સવળુ પડે છે કે અવળુ ?

૪૩ વીજળીના ગોળામાથી હવા શાથી કાઢી લેવામા આવે છે ?

૪૪. ફોનોગ્રાફ અને ગ્રામોફોન એ બે શબ્દો એક જ યંત્રના સૂચક છે ?

૪૫ ડૉક્ટરના થર્મોમિટર ઉપર અને સેન્ટિગ્રેડ થર્મોમિટર ઉપર આપણા શરીરનું ટેમ્પરેચરનુ માપ સરખુ જ આવશે કે ?

## ઉત્તરો

૪૧ એરિસ્ટોટલ નામના ગ્રીક તત્ત્વવેત્તાએ માત્ર કલ્પનાથી એમ જણાવ્યુ હતું કે પૃથ્વી ઉપર પડતા વજનોમા જે ભારે હોય તે તેના વજનના પ્રમાણમા વધુ ઝડપે નીચે પડે છે આ સિદ્ધાન્ત લાંબા સમય સુધી પ્રચલિત રહ્યો હતો ગૅલીલિયોએ આ સિદ્ધાન્તને પ્રયોગ વડે ખોટો પાડ્યો પાઈઝાના નમતા મિનારાની ટોચ ઉપરથી એક હલકુ અને બીજુ ઘણુ ભારે એમ બે વજન નીચે પાડવા દઈ ગૅલીલિયોએ બતાવ્યુ કે ભારે કે હલકુ વજન એક સરખી ઝડપે નીચે પડે છે દરેક પડતા પદાર્થનો વેગ દર સેકન્ડે નીચેના દરથી વધતો જાય છે ૩૨ ફૂટ અથવા ૯૮૦ સેન્ટિમિટર એટલે કે પહેલી સેકન્ડ પછી વેગ ૩૨ ફૂટ/સેકન્ડ હોય તો બીજી સેકન્ડ પછી ૬૪ ફૂટ/સેકન્ડ થાય છે

૪૨ આપણી આંખના અંદરના પડદા ઉપર દરેક વસ્તુનું પ્રતિબિંબ ઊલટુ પડે છે આથી કદાચ એમ પણ આપણને લાગે કે બહાર જે વસ્તુ આપણે જોઈએ તે કદાચ ઊંધી સ્થિતિમા હશે આ માન્યતા ખોટી છે વસ્તુનુ પ્રતિબિંબ ઊંધુ પડે છે, પરંતુ, આપણા જ્ઞાનતંતુ વડે આપણે ઊંધા પ્રતિબિંબને સવળુ હોય તેમ જોવાને ટેવાયેલા છીએ

૪૩. વીજળીના ગોળામાથી હવા કાઢી ન લેવામા આવે તો અંદર રહેલા ધાતુના તાર ઉપર ગરમીને લીધે હવામા રહેલા ઑક્સિજનની અસર થાય અને તેથી એ તાર બહુ જલદી ક્ષીણ થઈ જાય હવા કાઢી લેવાથી એ તાર લાંબો વખત ટકે છે હવે વીજળીના ગોળામા તાર ઉપર અસર ન કરે તેવા અક્રિય વાયુઓ દાખલ કરવામા આવે છે આવા વાયુથી ભરેલા ગોળા, હવા કાઢી લીધેલા (શૂન્યાવકાશવાળા) ગોળા કરતાં પણ વધુ ટકે છે

૪૪ ફોનોગ્રાફ એટલે પ્રથમ અવાજ પેદા કરી તેને નોંધવાનું યંત્ર, અને ગ્રામોફોન એટલે એ નોંધેલા અવાજને ફરીથી પેદા કરે તે યંત્ર આપણે ત્યા સામાન્ય રીતે બન્ને શબ્દો ગમે તે અર્થમા વાપરવામાં આવે છે

૪૫. ડૉક્ટરનું થર્મોમિટર એટલે કે તાવ માપવાનું થર્મોમિટર ઉપર ફેરનહિટ થર્મોમિટરના કાપા પાડવામા આવે છે સેન્ટિગ્રેડ થર્મોમિટર ખાસ કરીને પ્રયોગશાળામા વપરાય છે બન્ને વચ્ચેનો પરસ્પર સબંધ નીચે મુજબ છે

$$\frac{\text{સ}}{૧૦૦} = \frac{\text{ફ}-૩૨}{૧૮૦}$$

આ સમીકરણમા સ એટલે એક ટેમ્પરેચરનો સેન્ટિગ્રેડ સ્કેલમા આંકડો અને ફ એટલે તે જ ટેમ્પરેચરનો ફેરનહિટ એટલે ડૉક્ટરના થર્મોમિટર ઉપરનો આંકડો દા. ત., જો આપણા શરીરનુ ટેમ્પરેચર ડૉક્ટરના થર્મોમિટર ઉપર ૧૦૪ ડિગ્રી હોય તો સેન્ટિગ્રેડ થર્મોમિટર ઉપર તે ૪૦ ડિગ્રી હોય છે

☆

# ચારિત્ર્ય*

વ્યાખ્યાતા રામનારાયણ વિ૦ પાઠક
પ્રોફેસર, શેઠ લા દ આર્ટ્સ કૉલેજ અમદાવાદ

ભાઈઓ ! ચારિત્ર્ય વિષે કઈ કહી શકાય નહિ માત્ર બોલવાથી ચારિત્ર્ય ઘડાતું નથી ઉચ્ચ ચારિત્ર્ય તો માત્ર સસ્કારથી ઘડાય છે શાળાના અધ્યાપકો તેમજ મહાત્માજી જેવા મહાપુરુષનાં લખાણદ્વારા તમે તમારુ ચારિત્ર્ય ઘડી શકો વળી કેળવણી પણ તમારા ચારિત્ર્યને ઘડી શકે

આજકાલ આપણા જુવાન વર્ગમાં એક પ્રકારની શિથિલતા જણાય છે નના જમાનામા તમને બધાને ડોસીઓ જેવા ઉપદેશ નહિ રુચે એટલે હું તો માત્ર તમારી સાથ વાતચીત કરીશ

તમે જાણો છો કે આપણો દેશ પરતત્ર છે તમારી બધાની ઇચ્છા સ્વતત્રતા મેળવવાની તો હશે જ આ સ્વતત્રતા મેળવવા માટે આપણે સઘબળ કેળવવુ જોઈએ સઘબળની કેળવણીમા પરસ્પર વિશ્વાસ ખૂબ જરૂરી છે આની સાથે સાથે સચ્ચાઈ, પ્રામાણિકપણુ વગેરે ગુણો આપોઆપ આવે છે

આપણા ગુજરાતમા ઐક્યની મોટી ઉણપ છે અલબત ઘણી બાબતોમા ગુજરાત ઉપર મને વિશ્વાસ છે છતા યે આપણે એકબીજા સાથે હળીમળીને કામ કરી શકતા નથી એક ગુજરાતી સોનુ છે પણ પાચ ભેગા થયા કે પિત્તળ પણ નથી રહેતુ માટે આપણા ચારિત્ર્યને ઘડનારુ આ જે સઘબળ એ જ કેળવો એટલુ જ મારે કહેવાનું છે

*

હવે તમે પ્રશ્નો પૂછો અને હું યથાશક્તિ ઉત્તર આપીશ જુઓ, પણ ધ્યાનમા રાખજો કે તમારા મનમા જે ખરેખરો પ્રશ્ન ઊઠયો હોય તે જ પૂછજો તમારા જીવનના ગમે તે પ્રશ્ન પૂછવાની રજા છે માત્ર એટલુ સાચવજો કે વખતની મર્યાદા સચવાય

પ્રશ્ન ૧ લો—ચારિત્ર્યશીલ માણસને પણ દુખ કેમ વેઠવુ પડે છે ?

દુખ સહન કરવામા જ મોટાઈ છે જે માણસ સબળ છે તેને જ આ દુનિયામાં સહન કરવાનું હોય છે ચારિત્ર્ય એ સબળ પુરુષોનુ લક્ષણ છે તેથી જ તેવા માણસને દુખ કસોટી પર ચડાવે છે

પ્રશ્ન ૨ જો—ચારિત્ર્ય ઘડવામા સહશિક્ષણની શી જરૂર ?

ઘરથી માડીને દુનિયાના બધા વ્યવહારોમાં સ્ત્રી અને પુરુષ એક સાથે સકળાયેલા જ છે તો પછી શિક્ષણની સસ્થામા તેમને અળગા કેમ કરી શકાય ? શાળા એ પણ જીવનનુ એક અગ છે તેથી જ સહશિક્ષણ એ મને તો સ્વાભાવિક જ લાગે છે

પ્રશ્ન ૩ જો—સામાજિક રિવાજો ચારિત્રને ઘડે છે કે ચારિત્ર સામાજિક રિવાજોને ઘડે છે ?

બન્ને એકબીજાને ઘડે છે

પ્રશ્ન ૪ થો—કેળવણીથી ચારિત્ર ઉપર શી અસર થાય ?

આપણે કેળવાઇએ છીએ એટલે આપણી બુદ્ધિ વિશાળ થાય છે આપણે એક બીજાનો વિચાર કરી શકીએ છીએ ધારો કે બહાર વરસાદ પડતો હોય અને ઘરના બારણામા લૂછણિયુ મૂકયુ હોય તો બિનકેળવાયેલો માણસ એ વરતી નહિ જાય, પણ કેળવાયેલો માણસ તરત જ સમજી જશે કે લૂછણિયુ પગ લોવા માટે રાખ્યુ છે એટલે કે કેળવણી આપણા જીવનના ઘડતરમા મદદગાર થાય છે

પ્રશ્ન ૫ મો—જીવનમા ધર્મની શી જરૂરિયાત ?

આટલા ટૂકા વખતમા ધર્મ વિષે કહેવુ મુશ્કેલ

---

* 'ભારતી વિદ્યાલય (અમદાવાદ)મા તા ૨૨-૮-૪૦ ના રોજ થયેલી પ્રશ્નોત્તરી ઉપરથી લીધેલી નોંધ

છે. માટે થોડામાં જ પતાવીશ. આપણા પોતાને વિષે વિચાર કરતાં કરતાં આખી દુનિયા વિષે વિચાર કરવો અને તે પ્રમાણે વર્તવું તે ધર્મ. પણ આ ધર્મ આપણને ધીમે ધીમે સમજાય છે. જેવી રીતે મોટા પહાડ પર ચડતી વખતે એક પછી એક શિખરો જણાય છે તેવી રીતે ધર્મના આચરણમાં પણ નવા નવા વિચારો સૂઝે છે. ધર્મ માત્ર પુસ્તકમાંથી નથી સમજાતો, એ તો આચરણથી જ સમજાય છે.

પ્રશ્ન ૬ ઠ્ઠો:—વિદ્યાર્થીઓએ પોતાનો નિત્યક્રમ કેવી રીતે ઘડવો જોઈએ?

એ વિષે તો સૌ પોતપોતાનો વિચાર કરી લે. પણ મને લાગે છે કે સૌથી અગત્યની વાત વહેલાં ઊઠવાની છે. સૂર્યોદય થાય તે પહેલાં ઊઠી જવું જોઈએ. ઊંઘતો માણસ અને તે સૂર્યોદય પછી, એ ખરેખર કુદરૂપ છે. જાગતો માણસ એ જ સુંદર દેખાય છે. તે ઉપરાંત હું તો એમ પણ કહું કે દરેક વિદ્યાર્થી પોતપોતાનું કામ કરી લે. માબાપના ઉપર વધારે બોજો ન નાખે. જો તમે સ્ત્રીપુરુષના સમાન હકમાં માનતા હો તો રાંધતાં, વાળતાં અને વાસણ માંજતાં પણ શીખી લેવું જોઈએ. અને કસરત એ તો સૌથી અગત્યની બાબત છે. આપણાં શરીર કેવાં દુબળાં છે? આ બાબતની આપણી યુનિવર્સિટીના અહેવાલ ઉપરથી તમને ખબર પડશે. માટે જ શરીર તંદુરસ્ત રાખવું એ પણ આપણી મોટી ફરજ છે.



## લગ્ન અને વિવેકબુદ્ધિ

પૂર્ણ**શી આનંદને મહત્ત્વ આપવાનો આગ્રહ રાખવામાં આધુનિક જમાનો ભૂલ કરે છે. વિવેકબુદ્ધિની કસોટીમાંથી પસાર થયા વિના સીધાં લાગણીમાંથી જ ઉદ્ભવેલાં કાર્યો આપણને પ્રાથમિક, હેવાનની જંગલી દશા તરફ પિછેહઠ કરાવે છે. મનુષ્ય ઉપર વિકારનો અમલ ન ચાલવો જોઈએ. એ સત્તા તો વિવેકબુદ્ધિને જ હોવી જોઈએ. આત્મસ્વાતંત્ર્ય કે આત્મપ્રગટીકરણનો અર્થ કાંઈ કામલોલુપતા થતો નથી. આપણે સ્વતંત્ર રીતે રહેવું જોઈએ અને આપણા અંતરમાંથી ઊગતાં ન હોય એવાં કોઈ પણ બંધનો આપણે સ્વીકારવાં ન જોઈએ, એ સિદ્ધાંત તરીકે સાચું છે, પણ જુવાન અને બિનઅનુભવી મગજોને એ પ્રમાણે વર્તવા દેવું એ ભયાવહ છે. બહારના સંયમોમાંથી જ અંતરના નિયમો જન્મે છે. અને જેઓ બાહ્ય સંયમની પર ગયા હોય છે તેમને તેનું ઉલ્લંઘન કરવાનો હક છે. માણસ સ્વતંત્રતા પ્રાપ્ત કરે ત્યાંસુધી તેને પોતાની જાતને નિગ્રહીત કરવામાં મદદ કરવી જોઈએ. જુવાન અને નાદાન સ્ત્રીપુરુષો પોતાની ઇચ્છા પ્રમાણે નહિ વર્તી શકે અને પોતાની ક્ષણિક ઇચ્છા પ્રમાણે સંબંધો નહિ બાંધી શકે. લગ્ન એ શી વસ્તુ છે અને તેનો હેતુ શો છે તે વિશે ખોટા આદર્શો મનમાં રાખી બિનજવાબદાર અને હળવે મને લગ્ન નથી કરવાનાં હોતાં. જે લગ્ન એક કલાક પણ ટકે તેને 'કાયદેસર' લગ્ન કહેવું, એવો જે આધુનિક ખ્યાલ છે, એ તો અજબ હાસ્યાસ્પદ છે જંગડ લગ્નો એટલે પરવાનો લઈને કરેલો વેશ્યાચાર. એ લગ્નો ભૂતકાળની પ્રણાલિકાને કોરે મૂકે છે એટલું જ નહિ, પણ માનવજાતના ભાવિ આદર્શને પણ ટાલ્લે ચડાવે છે. લગ્નનો એક માત્ર હેતુ આધ્યાત્મિક સાક્ષાત્કાર નહિ પણ વિષયવાસનાની તૃપ્તિ છે એમ મનાય છે. બંધનો સામેના બળવાના જુસ્સાને લીધે, અને ઉત્સાહના પ્રથમ ઉછાળાને લીધે, કદાચ સ્ત્રી-પુરુષો પૂરા મનથી તેને વધાવી લેશે, પણ જ્યારે તેઓ પુખ્ત થશે ત્યારે તેમને સમજાશે કે આવાં લગ્નો તેમને કામવાસનાની દૃષ્ટિએ, સામાજિક દૃષ્ટિએ કે આધ્યાત્મિક દૃષ્ટિએ—કોઈ પણ દૃષ્ટિએ હિતકર નથી.*

ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્

* 'કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ'માંથી




### કામગરા આંધળાઓ

'આંખ વિના અંધારું રે' આ કવિહૃદયનું ગાણું હવે ગાવા જેવું નથી રહ્યું. આંધળો ગાય કે દળે બીજું કશું કામ ન કરી શકે એ જમાનાજૂની માન્યતા હવે વજૂદ ભરેલી નથી. અત્યારના મ્હોટા ભર્યા લડાઈના દિવસોમાં ઇંગ્લંડના પોણો લાખ આંધળાઓ દેશસેવા કાજે માન્યામાં પણ ન આવે એવી કામગીરી આપી રહ્યા છે. આંધળાઓ રાયલ એર ફોર્સમાં ટેલિફોનિસ્ટ, સરકારી ખાતાઓમાં ટાઈપીસ્ટ અને શસ્ત્રસરંજામ ઉત્પાદક કારખાનાઓમાં હોશિયાર કારીગર તરીકે કામ કરી રહ્યા છે. આંધળાઓ કરવત, ડ્રીલર જેવા ધારવાળા હથિયારો સાથે કામ કરે છે, પણ આથી એમને ઈજા થઈ હોય એવો એકેય અકસ્માત હજુ સુધી નોંધાયો નથી. ગયા મહાયુદ્ધમાં અંધત્વ પામેલા સો જણ એ શસ્ત્રોને ઉપયોગી જાળો ગૂંથે છે. ચક્ષુવિહોણાઓ બ્રિટિશ સિપાઈઓ માટે ગરમ ગનપટ્ટા અને મોજાં બનાવે છે. કેટલાક ટોપલાઓ બનાવે છે. કેટલાક આંધળાઓને યુદ્ધવાદ્યો વગાડતાં આવડે છે. તેમના કાજે બ્રેઈલ લિપિમાં યુદ્ધગીતો છાપવામાં આવ્યાં છે. આમ જેમની દૃષ્ટિ સામે અંધકારપૂર્ણ છે એવા કેટલાય ચક્ષુવિહીણો રાત્રીના ભીષણ અંધકારમાં યે પોતાનું કામ કર્યે જાય છે અને દેશસેવામાં યથાશક્તિ ફાળો આપે છે.

### રંગોની અર્થસૂચકતા

ધોળો રંગ શુચિતાનો દ્યોતક છે. લીલો રંગ શાંતિ અને સૌમ્યતાદર્શક છે. અને લાલ રંગ ભય અને વૈરસૂચક છે. કાળો રંગ શોકદર્શક છે. સ્વજનના મૃત્યુપ્રસંગે ખ્રિસ્તી સમાજ કાળાં વસ્ત્ર પરિધાન કરે છે, જ્યારે સાલ્વેશન આર્મીવાળા આવા પ્રસંગે હાથ પર શ્વેત પટ્ટી પહેરે છે. આ લોકો એમ ધારે છે કે મરનારને સ્વર્ગમાં શ્વેત વસ્ત્રો પહેરાવવામાં આવે છે. છાપામાં વ્યક્તિની મૃત્યુનોંધની ચારે બાજુ જાડી કાળી લીટીઓ મૂકવામાં આવે છે એ તો આપણે જાણીએ છીએ. ભયગ્રસ્ત માનવી પીળો પૂણી જેવો પડી ગયો એવું આપણે કહીએ છીએ. પણ હવે તે આપણે બદલવું પડશે. પીળા રંગમાં હિંમતની અર્થસૂચકતા સમાયેલી છે. હમણાં રાયલ એર ફોર્સે રક્ષણાર્થે પીળા રંગને મહત્ત્વ આપ્યું છે. બોમ્બરની સાથે રબ્બરની બોટો હોય છે. વખત આવે આ બોટો પાણીમાં તરતી મૂકી પડે છે. આને પીળા રંગથી રંગવામાં આવી છે. વિમાનીઓ માટે પીળી ટોપીઓ આપવામાં આવી છે. વહાણવટીઓને એક રસાયણિક દ્રવ્ય આપવામાં આવ્યું છે. સંકટ સમયે આ દ્રવ્ય પાણીમાં નાંખતાં પીળા રંગનું મોટું કુંડાળું થાય છે. આથી ઊંચે ઊડતા રક્ષક વિમાનો તરત તેમની સહાય અર્થે આવી પહોંચે છે. પીળા રંગની આટલી બધી મહત્તાનું એક જ કારણ એ છે કે લાંબા અંતરેથી તે દેખી શકાય છે.

શિવપ્રસાદ ત્રિવેદી

### દશ વર્ષે મેટ્રિક

કલકત્તા યુનિવર્સિટિની મેટ્રિકની પરીક્ષામાં ગયે વરસે કુમારી વાણી ઘોષ નામની એક બાળકી પ્રથમ વર્ગમાં પસાર થઈ હતી. પરીક્ષા વખતે એની ઉંમર ૧૦ વરસ ૭ માસની હતી! આજ સુધી કોઈ પણ ભારતીય બાળકી આટલી ઉંમરે મેટ્રિકમાં બેઠી નથી. એના પિતા કેપ્ટન જે. એમ. ઘોષ નેપાળ રાજ્યના તબીબી અફસર છે. આ ઘોષનું વતન ઢાકા જિલ્લામાં પાલદિયા નામના ગામમાં છે. ૧૯૨૮ના ઑગસ્ટની ૨૮મીએ આ છોકરીનો જન્મ થયો હતો. એણે ત્રણ વર્ષની ઉંમરે લખવા વાંચવાનું શરૂ કર્યું હતું. પાંચ વર્ષની ઉંમરે એ રામાયણ-મહાભારત વાંચીને સમજતી. આટલી ઉંમરે એ હારમોનિયમ અને સિતાર અત્યંત સુંદર રીતે બજાવી જાણે છે.

વર્ષ ૬ અંક ૨-૩

# કિશોર

ઓક્ટો૦-નવે૦ ૧૯૪૦

## મનુષ્ય કે પશુ ?

એક ખુનખાર લડાઈ આપણી ચોમેર ચાલી રહી છે. માણસ-માણસ વચ્ચે લડાયેલાં યુદ્ધોમાં હાલની લડાઈ કદાચ મોટામાં મોટી ગણાય. લગભગ એક વર્ષમાં તેણે અનેક રાજ્યોની સ્વતંત્રતાનો અંત આણ્યો છે. બ્રિટિશ સામ્રાજ્યને નામે ઓળખાતી મોટી રાજકીય ઇમારત પણ ભૂકા થઈ જવાની ધાસ્તીમાં આવી પડી છે. લંડન, બર્લિન અને યુરોપનાં બીજાં કેટલાં યે મોટાં શહેરો આકાશમાંથી ફેંકાતા લાખો મણ દારૂગોળાઓથી દરરોજ ઘાતકીપણે ફના કરવામાં આવે છે. તેમાં નથી જોવાતી રાત કે નથી જોવાતો દિવસ. નથી જોવાતો તહેવાર કે નથી જોવાતો આડો દિન. નથી જોવાતું કે એ દારૂગોળા સ્ત્રીને મારે છે કે પુરુષને, બાળકને કે વૃદ્ધને, રોગીને કે નીરોગીને. દરિયામાં ચાલતાં વહાણો અને રસ્તે ચાલતી આગગાડીઓ, જે કાંઈ શત્રુનું લેખાય તેનો કશા યે આંચકા વિના નાશ કરવામાં આવે છે.

આવી જ ઘાતકી લડાઈ આજ કેટલાંક વર્ષથી ચીન અને જાપાન વચ્ચે પણ ચાલી રહી છે.

લાખો સ્ત્રીઓ અને પુરુષો, જેઓ ગઈ કાલ સુધી પ્રેમળ, ધાર્મિક વૃત્તિના, ઇશ્વરપરાયણ માનવો તરીકે સભ્ય-જીવન ગુજારતાં હતાં, તેઓ માણસમારુનો અને આગ લગાડનારનો ધંધો લઈ બેઠાં છે. આ યુદ્ધની સંસ્કારી માણસોનાં જીવન પર આવી અસર થઈ છે.

તમને—બાળકોને—સમજાવવામાં આવે છે કે આ બધું બરાબર જ છે. ઈંગ્લંડને હાથે જર્મની કે ઇટાલીનાં માનવો, શહેરો અને મિલકતનો નાશ થાય, ત્યારે તમારે ખુશ થવું અને અભિમાન કરવું એવી તમારી પાસે અપેક્ષા રાખવામાં આવે છે. એ જ પ્રમાણે જર્મની કે ઇટાલીને હાથે દરેક અંગ્રેજ ઘરનું સત્યાનાશ વળે, ત્યારે તે દેશનાં બાળકોને રાજી થતા શીખવવામાં આવે છે.

હું તમને કહું છું કે આ અનીતિનો ઉપદેશ છે. માણસ માણસનો દ્વેષ કરે એવો ભગવાનનો આપણને ઉત્પન્ન કરવાનો ઉદ્દેશ હોઈ શકે નહિ. તેને એક બીજા પર પ્રેમ કરવા માટે તેણે પેદા કર્યો છે.

કોઈ કોઈ વાર આપણે બે કૂતરા કે આખલાને એક બીજા સાથે લડતા જોઈએ છીએ ખરા પણ, ક્યારે ય તમે એવુ જોયુ છે ખરુ કે એક બાજૂ પર વીસ વીસ કૂતરા કે આખના ટોળીઓ કરી સામ સામા લડાઈ કરતા હોય? એક જગલના વરુઓનું ટોળુ પણ બીજા જગલના વરુના ટોળા સાથે એમ લડાઈ કરતુ સાંભળવામાં આવ્યું નથી આખી સૃષ્ટિમાં, મનુષ્ય જ એક એવુ પ્રાણી છે કે જે સ્વજાતિમાં જ વ્યવસ્થિત રીતે લડાઈ અને ખુરાઈ ચલાવે છે અને છતાં, આપણે માનીએ છીએ કે માણસ અન્ય પ્રાણીઓ કરતાં ચડિયાતો છે

અને આ વાત સાચી યે છે કારણ એક વરુ બીજા વરુને મારી નાખે તો તેણે કાંઈ દૃષ્કૃત્ય કર્યું છે એવુ સમજવાની તેનામાં બુદ્ધિ જ હોતી નથી,—એવુ નિદાન આપણી દૃષ્ટિએ દેખાય છે મનુષ્યમા એવુ સમજવાની બુદ્ધિ છે ખરી, ભલે તે પ્રમાણે વર્તવાની શક્તિ ન હોય આમાં તેની પશુ કરતાં વિશેષતા રહેલી છે

પણ તે વિશેષતાનો ઉપયોગ શો, જો તે કદી જ તે પ્રમાણે વર્તે નહિ તો?

તમે બુદ્ધિને અનુસરીને વર્તવા ઇચ્છો છો? તો, યુદ્ધના આ દુષ્ટ રિવાજનો ધિક્કાર કરો એ સુધરેલુ ધાતકીપણું છે તમારા માનેલા શત્રુઓને મારવા કે રજાડવામાં અભિમાન કરવા જેવુ કશુ નથી ભિન્ન ભિન્ન દેશોની પ્રજા વચ્ચે વેર ઉત્પન્ન થવાનુ ખરુ કારણ શોધો તે તપાસશો તો તમને હમેશા જણાશે કે પૈસા અને સત્તાનો અમર્યાદ લોભ જ હાલની સર્વે લડાઈઓનુ સાચુ કારણ છે એક દેશના મૂઠીભર લોભી માણસો દેશાભિમાનને નામે પોતાના દેશને બીજા દેશો કરતાં વધારે ધનવાન અને સત્તાવાન કરવા ઇચ્છે છે જ્યારે તેમનો લોભ બીજા દેશના એવા જ મહત્ત્વાકાંક્ષી 'દેશાભિમાનીઓના' લોભ સાથે અથડામણમાં આવે છે ત્યારે તેઓ એક બીજાનો દ્વેષ કરે છે અને છેવટે યુધ્ધે ચડે છે અને પછી ભલા પણ અજ્ઞાન અને ભોળા લોકોને, દેશ અને સ્વતંત્રતાને નામે તેમની લાગણીઓ ઉશ્કેરી કસાઈ અને આગિયા (આગ વરસાવનારા) થવા પ્રેરણા કરવામાં આવે છે જે રાજી ન હોય તેમને જબરદસ્તીથી પણ ખેંચી જવામા આવે છે

આથી કહું છુ કે યુદ્ધનો ધિક્કાર કરો એકેની હાર કે જીતથી સંતોષ ન માનો માણસોના ખૂન અને મિલકતોના વિનાશ કરવા માટે કરેલા પરાક્રમોમા ગર્વ લેવા જેવુ કશ નથી એ બહાદુરી માણસાઈને શોભાડનારી બહાદુરી નથી એ યશ મનુષ્યજાતિ પર લાગતા કલકોની જાહેરાત છે

આપણી સ્વતંત્રતા મેળવવા અને બચાવવા માટે અને ઝગડાઓનો અત લાવવા માટે ગાંધીજી આપણને બીજો માર્ગ બતાવી રહ્યા છે એ અહિંસાનો માર્ગ છે તે જાણો અને તે પ્રમાણે વર્તવાનુ શીખી લો એ જ મનુષ્યજાતિનો ઉદ્ધાર કરી શકશે

વર્ધા તા ૧૪ ૧૧-૧૯૪૦

કિશોરલાલ ઘ મશરૂવાળા

# સર સૈયદ અહમદ ખાન

લેખક : મગનભાઈ પ્ર. દેસાઈ, મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

**હિંદની** ભૂગોળમાં તમે અલીગઢ શહેરનું નામ શીખ્યા હશો. ત્યાં હિંદની જાણીતી મુસ્લિમ વિદ્યાપીઠ છે. અનેક મુસ્લિમ નવજુવાન ત્યાં આજ બી.એ. અને એમ. એ. સુધી ભણી શકે છે. હિંદની વિદ્યાપીઠોમાં તે મુસ્લિમ કેળવણી માટેની એક આગેવાન સંસ્થા ગણાય છે. તેની શુભ શરૂઆત એક સાદી કોલેજ માત્રથી ઈ. સ. ૧૮૭૫ માં સૈયદ અહમદ ખાન નામના એક માણસે કરી. એક નવાઈની વાત છે કે સૈયદ અહમદ પોતે અંગ્રેજી ભણેલા નહોતા! પરંતુ તે સમજદાર અને જમાનો ઓળખી જાણનાર ચતુર પુરુષ હતા. જીવનમાં એમની એકમાત્ર ને મોટી ઝંખના એ હતી કે, પડતી દશામાં આવેલી મારી મુસ્લિમ કોમમાં અંગ્રેજી કેળવણી દાખલ કરીને મારે સેવા કરવી છે. આ ઝંખના ફલીભૂત કરીને તે આ ફાની દુનિયામાંથી ગયા. આને માટે તે અર્વાચીન હિંદના એક મોટામાં મોટા મુસ્લિમ નેતા તરીકે વખણાય છે.

તેમનો જન્મ ઈ. સ. ૧૮૧૭ માં દિલ્હીમાં થયો હતો. તે એક ઊંચા ખાનદાન કુટુંબના નબીરા હતા. તેમના બાપ મોગલ બાદશાહની નોકરીમાં હતા, અને તેની પાસેથી માનઅકરામ પામ્યા હતા. તેમની મા અજીજ–ઉન્નિસા પણ એક ખાનદાન કુટુંબની ભણેલી બાઈ હતી. સૈયદ અહમદના બાળપણમાં જ એમના પિતા ગુજરી ગયા. તેથી બાળક અહમદને ઉછેરીને મોટો કરવાનું કામ તેની સુશીલ અને સુજ્ઞ માએ કર્યું હતું. તે જમાનામાં મુસ્લિમ બાળકોને ભણવાને માટેની સવડો ઓછી હતી. બાળક અહમદને તેની માએ ઘેર જ ભણાવ્યો અને મોટપણે અહમદે જે ગુણો તથા સમજ ખીલવ્યાં તેનો સંગીન પાયો નાખ્યો. ખંત અને મહેનતથી આ ભણતરને વધારીને સૈયદ અહમદ પોતાના જમાનાના એક મોટા વિદ્વાન તરીકેની નામના કમાયા. અને એ નામનાની કદર વિલાયતમાં પણ થઈ હતી.

આપણે ઉપર જોયું કે, સૈયદ અહમદની ઘરની સ્થિતિ સારી નહોતી. એટલે ૧૮ વર્ષની વયે ત્યારની કંપની સરકારની નોકરીમાં તે દાખલ થયા. થોડાં વર્ષ પછી તેમણે મુનસફની પરીક્ષા આપી; અને તેમાં એ આગલે નંબરે પાસ થયા, એટલે તેમને મુનસફની જગા મળી. આજની જેમ તે વખતે, આ નોકરી માટે, અંગ્રેજીની જરૂર નહોતી. ૧૮૪૬થી ૧૮૫૪ સુધી તેમની બદલી દિલ્હી શહેરમાં થઈ હતી. આ વર્ષો દરમિયાન તેમણે દિલ્હી શહેરનાં ખંડેરો તથા સ્મારકો વગેરેનો અભ્યાસ કરી શહેરના જૂના ઇતિહાસ પર એક નિબંધ લખ્યો. એ નિબંધ એટલો અભ્યાસપૂર્વક લખાયો હતો કે તેની નામના તે વિષયના એક પ્રમાણગ્રંથ તરીકે થઈ. એક ફ્રેન્ચ પંડિતે એનો અનુવાદ કર્યો, તે પરથી વિલાયતની રૉયલ એશિયાટિક સોસાયટી નામની વિદ્યાસભાનું ધ્યાન તે તરફ ખેંચાયું. તેણે, એ ગ્રંથની લાયકાત જોઈને, તેના લેખકને પોતાના સભ્ય બનાવી માન આપ્યું.

૧૮૫૭ નો વિષમ કાળ આવ્યો. તે વખતે સૈયદ અહમદ બિજનોરમાં નોકરી કરતા હતા. ત્યાં તેમણે દેશી સિપાઈઓ જોડે વાટાઘાટ કરીને અનેક ગોરાં સ્ત્રીપુરુષોના જાન બચાવ્યા. અંગ્રેજી રાજ હિંદના ભલાને માટે છે, તે ભલે અહીં કાયમ રહે, એવી એમની દૃઢ ભાવના હતી. આ વિષમ કાળમાં પણ તેમની તે ભાવના અચળ રહી હતી. ૧૮૫૭ની આંધી પૂરી થઈ. કંપની સરકાર એમાંથી સહીસલામત રીતે પાર આવી. પણ પછીથી અંગ્રેજ અમલદારોએ દેશીઓ પર કારમી વેરની વસૂલાત આરંભી; ત્યારે પણ સૈયદ અહમદે, સ્થિરપણે નિર્દોષ દેશી ભાઈઓને પડખે ઊભા રહી, તેમનો બચાવ કર્યો. પણ એનાથી

વધારે કદર લાયક વાત તો આ ઉદારચરિત પુરુષની બીજી છે

સરકારે એક બાજુ 'બળવાખોરો' પર વેર-વસૂલી ચલાવી, તો બીજી બાજુએ પોતાને તે વખતે મદદ કરનારાઓની ઉપર ઇનામ-અકરામ ને જાગીરો પણ વરસાવી બિજનોરના કલેક્ટરે ભલામણ કરી કે, 'બળવા'મા સરકારને મદદ કરવા બદલ સૈયદ અહમદને જાગીર આપવી જોઇએ તે પરથી વાર્ષિક દોઢ લાખની આવકનો એક તાલુકો તેને આપવાનું ઠર્યું પરંતુ આ દિનદાર હિંદીએ કહ્યું, 'મારા દેશભાઇઓના લોહીથી ખરડાયેલી એવી જાગીર મને ન ખપે' અને પોતે જેવા હતા તેવા, મજૂરી કરી ખાતા એક સરકારી નોકર જ રહેવાનું પસંદ કર્યું એમને દુનિયામા ગરીબીનુ દુખ નહોતુ એમના આત્મામા જે વાત ડખ્યા કરતી હતી તે પોતાની કોમની પછાત અને અજ્ઞાન દશા હતી એટલે, એ દશા કેમ સુધરે એની જ ઝખના તે તો કરતા હતા બળવા' પછી અગ્રેજ અમલદારો એમ માનતા થયા કે, હિંદના મુસ્લિમોમા રાજ પ્રત્યે વફાદારી નથી સૈયદ અહમદને આ બિલકુલ પાયા વગરનો વહેમ લાગતો તે દૂર કરવા તેમણે ૧૮૬૦મા એક પુસ્તક પણ લખ્યુ, અને સરકારી અમલદાર તરીકેની પોતાની લાગવગ અને ઓળખાણ પિછાન વાપરીને પોતાની કોમ પર માનેનો આ ડાઘ ધોવા તેમણે ખૂબ મહેનત કરી તેમાથી એક ફળ તો એ ચોક્કસ આવ્યુ કે, અગ્રેજોમા સૈયદ અહમદની મૈત્રી અને વફાદારી વિષે કોઇને કશી જ શકા નહોતી પોતાની ૪૦ વર્ષની લાબી નોકરી દરમિયાન એમણે અનેક અગ્રેજ અમલદારો, ગવર્નરો અને વાઇસરૉયોની પણ પ્રીતિ સપાદન કરી હતી, અને એથી એમનુ ભવિષ્યનુ કામ ઠીક સરળ પણ થયુ

પણ મુસ્લિમ કોમ પર મોટી આફત તો તેમની પછાત અને અજ્ઞાન દશા હતી પુરાણપ્રિય મુલ્લાઓ નવી અગ્રેજી વિદ્યાઓ ભણવા સામે ભય બતાવતા હતા કે, તેનાથી ધર્મભ્રષ્ટ અને નાસ્તિક થઈ જવાશે આવા વાતાવરણમા સૈયદ અહમદે કામ કરવાનુ હતું પોતાના કામની સચ્ચાઇમાં એમને વિશ્વાસ હતો એટલે ડર્યા વગર એમણે આગળ વધવા માડ્યુ પ્રથમ તેમણે પોતાના વિચારનો પ્રચાર આરભ્યો આ અરસામા તેની બદલી દિલ્હી પાસે ગાઝીપુરમ થઈ હતી તેણે વિચાર કર્યો અગ્રેજીમાથી ઉત્તમ ગ્રથરત્નો જો ઉર્દૂમા ઉતારવામાં આવે, તો લોક તે વાચીને એમાની નવી વિદ્યાઓ તરફ આકર્ષાય તેથી ૧૮૬૯મા એણે એક ભાષાતર મડળ કાઢ્યુ તે મડળના કામમા દેશી અને ગોરા સૌએ રસ બતાવ્યો પરિણામે, મડળ તરફથી ઠીક ઠીક સખ્યામા ઉર્દૂ ભાષાતરો બહાર પડ્યા

૧૮૬૧મા સૈયદ અહમદ મોરાદાબાદમાં નોકરી કરતા હતા, ત્યારે ત્યા એમણે એક અગ્રેજી શાળા કાઢી ગાઝીપુરમા આવ્યા ત્યારે ત્યા પણ એક શાળા કાઢી જે આજ વિક્ટોરિયા કૉલેજ નામથી ચાલે છે પરંતુ આટલાથી એમને સતોષ નહોતો

આ અરસામા તેમના દીકરા સૈયદ મહમદને સરકાર તરફથી વિલાયત ભણવા જવાને માટે શિષ્યવૃત્તિ મળી સૈયદ અહમદે વિચાર કર્યો કે નોકરીમાથી લાબી રજા લઈને પોતે પણ વિલાયત જવુ ને ત્યાની શિક્ષણ સસ્થાઓ જોવી, જેથી પોતાના આગળના કામની યોજના વધારે ચોક્કસ ઘડી શકાય એટલે બાપબેટો બેઉ ઈ સ ૧૮૬૯ના એપ્રિલમા મુબઈથી વિલાયત જવા ઊપડ્યા ત્યાની વિદ્યાપીઠોનો અભ્યાસ કરીને સૈયદ અહમદ ૧૮૭૦ના અતમા દેશમા પાછા આવ્યા ત્યારે એમના વિચાર પાકા થયા હતા તેમણે નક્કી કર્યું હતુ કે મુસ્લિમોની કેળવણીને માટે એક કૉલેજ સ્થાપવી તેની પૂર્વતૈયારી કરવાને સારુ તેમણે 'સમાજ-સુધારક' નામનુ એક છાપુ કાઢ્યુ આ છાપા દ્વારા એમણે મુસ્લિમ કોમમા નવા વિચારોનો પ્રચાર શરૂ કર્યો જૂનવાણી મૌલવી, મૌલાનાઓ તો આથી એવા ચિડાયા કે તેમણે મક્કા માણસો મોકલીને સૈયદ અહમદ સામે ફતવો મેળવ્યો કે તે આદમી કાફર છે-નાસ્તિક પ્રવૃત્તિ કરે છે પરંતુ સૈયદ અહમદે એ ન ગણકારતા પોતાનુ કામ ચલાવ્યે જ રાખ્યુ કૉલેજને માટે તેમણે સહાનુભૂતિ તથા નાણાં ઉઘરાવવા માડ્યા, અને ઈ સ. ૧૮૭૫-

ના મે માસની ૨૪ મી તારીખે તે વિધિસર ઉઘાડવામાં આવી, અને ૧ લી જૂનથી તેનું કામ શરૂ થયું. કૉલેજની વ્યવસ્થાપક સમિતિના મંત્રી સૈયદ અહમદ હતા. બીજે વર્ષે—૧૮૭૬માં તે સરકારી નોકરીમાંથી છૂટા થયા અને પછી અલીગઢમા જ રહેવાનું રાખીને એકચિત્તે તેના'જ કામમાં અહોરાત તે લાગ્યા. બીજે વર્ષે કૉલેજ માટે પોતાનું મકાન તૈયાર થયું, તેનો પાયો હિંદના વાઇસરૉય લૉર્ડ લીટનને હાથે નંખાયો. આમ સર સૈયદ અહમદે પોતાની ઝંખનાને છેવટે મૂર્તિમંત કરી. એમની વફાદારી તથા આ કામની કદર કરી સરકારે તેમને સરનો ઇલ્કાબ આપ્યો. કૉલેજનું કામ પણ ધીમે ધીમે પોતાના જ બળથી વધતું ગયું.

અલીગઢ કૉલેજનું કામ થાળે પાડ્યા પછી સર સૈયદે એક નવું કામ ઉપાડ્યું, તે ઈ. સ. ૧૮૮૬માં મુસ્લિમ શિક્ષણ પરિષદ નામની અખિલ ભારતીય સંસ્થા સ્થાપી તે. આ સંસ્થા મુસ્લિમોમાં કેળવણીના પ્રચાર અર્થે કામ કરતી રહી છે, અને તેની પ્રાંતીય શાખાઓ પણ ફૂટી છે.

આ પરિષદ દ્વારા કોમના હિતની ચિંતા કરનારાઓ મળતા. એથી સર સૈયદની નામના વધી અને તે જમાનાના એક આગેવાન મુસ્લિમ તરીકે તે ગણાયા. પોતાના કામ પ્રત્યે સર સૈયદને એટલો બધો પ્રેમ હતો કે, ઘડપણમાં પણ તે એ કામ કરતા જ રહ્યા. આ કામ કરતા કરતા તે ઇ. સ. ૧૮૯૮માં મરણ પામ્યા. તેમના સ્મારક તરીકે મુસ્લિમ કોમના આગેવાનોએ ઠરાવ્યું કે, સર સૈયદે જે કામનો પાયો નાખ્યો છે તે પર ચણતરનું કામ ચલાવવું એ જ એમનું સાચું સ્મારક છે. એમણે નક્કી કર્યું કે અલીગઢ કૉલેજને વધારીને ત્યાં મુસ્લિમ વિદ્યાપીઠ ઘડવી. એ કામ આજ તેમણે કર્યું છે, અને અલીગઢની મુસ્લિમ વિદ્યાપીઠ, તેના આદ્ય સંસ્થાપક સર સૈયદ અહમદ ખાનના સ્મારક તરીકે આજ આપણે જોઈએ છીએ.

●

# બરડાની તળેટીમાંથી ગિરનારની ટોચે

લેખક રામનારાયણ ના૦ પાઠક, માધવપુર

બે વરસથી જે મુસાફરી માટે ઉપરાઉપર મુદત પડતી હતી, જે સફર માટે એક કરતા વધુ વાર બાળકો નિરાશ થયા હતાં, જે સફરની કલ્પનાના ઘોડા છાયાના રણમાં આથડીને દરિયામા ડૂબી મૂઆ હતા, એવી ગિરનારની સફરનો કાર્યક્રમ આખરે ગોઠવાયો

શનિવાર તા ૨૩ મી ફેબ્રુઆરી સવારની સાડાઆઠની ગાડીમા ઊપડવાનું નક્કી થયુ

## તૈયારી

આગલી રાતે ભાતાપોતા માટે રસોડામા ધમાલ મચી પોતાની સગી બેન પરણતી હતી છતા દેવીબેન અને આલીબેન આશ્રમે આવી પહોચ્યાં દસ ગાઉનો ઓતાડી કેડીનો પથ કાપી મનુભાઈ દીવાન વખત સર આવી પહોચ્યા આદરેલા ચપલ રાતભુઠા પૂરા કરી નિર્ભાભાઈ તૈયાર થઈ ગયા બાળકોના આનંદનો પાર ન હતો

એક બે સ્ટેશનથી વધારે ગાડીમા નહિ બેઠેલા હરિજન બાળકોને મન ગિરનાર લંકા જેટલો દૂર લાગતો હતો શહેરી બાળકોને કાશ્મીર-કંદહાર દૂર લાગે તેટલુ દૂર આ બાળકોને જૂનાગઢ લાગતું હતુ!

રાતના અગિયાર વાગે ભાતુ તૈયાર કરી ઊંઘ ભરી આંખે ગૃહમા સૂવા જતા મોટા બાળકોની ઊંઘ ઊડી ગઈ એક વાગ્યા સુધી સામાન બાંધવામાં ને સફરની કલ્પનાઓ કરવામાં જાગ્યા કર્યું અને હજી સૂતા ન સૂતા ત્યા ચાર વાગ્યા આશ્રમ આખો જાગી ઊઠયો

## કૂચ કદમ

ધડી વાળીને સાચવી રાખેલાં કપડા ચડા યા ચડ્ડી, બાંડિયુ, બગલમાં ધાબળામાં વીટેલ બીજી એક જોડ કપડાનો બિસ્ત્રો અઢાર બાળકો એકતાર થઈ ગયા

શેઠને સાથે આવેલા રૂપસિંહ અને કમાભાઈના ચહેરા સૌથી વધારે હસતા હતા પોતાના સુખી જણાય તેવા માતપિતાએ આનાકાનીથી આપેલ આઠ આના કરતાં તન તોડીને કમાનાર માબાપ પાસેથી હસતે મોઢે ચાર આના લાવનાર વધારે ખુશ મિજાજ હતા

એકતાર થતા ગિનતિનો હુકમ છૂટયો અઢાર બાળકો, જેમા સાત કન્યાઓ અને અગિયાર કિશોર ૭ મોટા જેમા ચાર ભાઈઓ અને બે બેનો એ કઝનનો મેળ મેળવી સિગ્નલ વાગતા જોસભેર ચાલી ની ળ્યા

સાથે બે પરદેશી ઘોડા હતા સામાન અને થાકયાપાકયા ને ચડવા માટે વળતા જૂનાગઢથી પોરબંદરનો આઠ માઈલનો પથ કાપવાનો હતો

બરાબર આઠને ટકોરે સ્ટેશનમા દાખલ થયા ટીકીટ લેવાઈ એક આખો ડબો ખાલી હતો તેમા ચડી બેઠા ગાડી ઊપડી 'મહાત્મા ગાંધી કી જય' 'ભારતમૈયાકી જય' 'ઈન્કિલાબ ઝિન્દાબાદ' અને 'વંદે માતરમ્'થી સ્ટેશન ગાજી ઊઠયુ

## લોકગીત ને દુહાની મોજ

ખાડીનો પુલ મૂકયો ત્યા પાર્વતી અને ખીમી બેને લગ્નગીત ઉપાડયા લગ્નસરા ચાલતી હોય બધાના મગજમાં લગ્નગીત ઘૂમી રહ્યા હતા મીઠી હલક અને મધુર કંઠે બધી બેનો ઝીલવા લાગી —

ગેડી દડે રમતો વીર (૨)

લીલા નાળીએર જીતીને ઘેર આવ્યો માણારાજ—

ત્યાં બીજી બાજુ ઉતાવળી ચાલે ગીત ઊપડયુ —

છાયા શેરનો રાજા પરણવા

આવ્યો માણારાજ—

પોરબંદર શેરનો સુબો પરણવા
આવ્યો માણારાજ.

ગાડી રાણાવાવ મૂકીને બરડાના પેટાળમાં ચાલી. મનુભાઈની નજર બરડાને માથે પડી. આમ સામે આભપરો ઊંચું માથું રાખીને ઊભો હતો. રાજા બારોટના દીકરાના હૈયામાં દૂહાની ઉલટ ઊછળી આવી. આભપરાને દેખીને એને મેહ–ઉજળી યાદ આવ્યાં—

ઉજળી કહે તો આવ તો ઉમંગ વધે
જા તો ગળે ઝલાઉં;

મેહ તું થાને મહેમાન, બે ઘડી બર્ડાના ધણી.

ભલા ભુજંગને બંધનમાં નાંખે એવા મોરલી જેવા મધુર કંઠવાળો શિવદાસ ગેરહાજર હતો. એની ખોટ પૂરવા લક્ષ્મણભાઈએ ગળું મોકળું મૂકયું—
ઉજળી હું બપૈયો, બીજું નીર, પાલરવણ પીઉં નહિ.
(પણ) ઘણા સરોવર ભરપૂર (ઈ) જળ ન ભેટું જેઠવો–

મેહ–ઉજળીના આઠ દસ દૂહા નંખાયા ત્યાં એ જ આભપરાની ઓથે રહી અંગરેજ–મરાઠા સામે ઝૂઝનાર વાઘેર વીર મૂળુ માણેક અને જોધો માણેક સાંભર્યાં—

મૂળુ મૂછે હાથ, બીજે તલવારે તવા,
જો હત ત્રીજે હાથ (તો) નર અંગરેજ
આગળ નમત.

માણેકે ચીચોડા માંડીઓ, વાઘેર ભરડે વાઢ,
સોજીરની કરી શેરડી, ધધકે લોહીની ધાર.

એવો મૂળુ માણેક મરતાં ઓખામંડળના હાલ કેવા થયા તે શિવરાજે કહ્યું—

નારીયું રંડાય (પણ) નર કે'દિ રંડાય નહિ,
ઓખો રંડાણો આજ, માણેક મરતાં મૂળવો.

ગાડી અખપુરથી વાંક વળી એટલે આભપરાની પાછળ ઘુમલીના પહાડે ડોકું કાઢયું. ઘુમલીના દૂહા ચાલ્યા: હલામણ જેઠવો અને માંગડો ભૂત: પદ્માવતી અટારીએથી જોઈ રહી છે:—

પાધડિયું પચાસ, આંટીઆળી એકેય નહિ,
એકલિયો અસવાર, મીટે ન ભાળું માંગડો.

હલામણને સોન કહે છે:—

સૂંડી ભર્યો શણગાર, મને શીયાનો શોભે નહિ,
હલામણ મુજ ભરથાર, શીપો અમારો સાસરો.

હલામણ જવાબ વાળે છે:—

બદલે બીજાં લોક પણ બરડો બદલે નહિ,
કુળમાં લાગે ખોડ, હીણુ ન કરે હલામણો.

એવામાં મેર–વાઘેરોનાં ભૂતકાળનાં પરાક્રમોને ભૂલાવી દે એવો આજે દુનિયાં આખીમાં તરી નીકળેલો બરડાઈ જવાંમર્દ કબા ગાંધીનો દીકરો લક્ષ્મણભાઈને સાંભરી આવ્યો. શિવાજી મહારાજ જેમ પોતાના શૂરા સરદારોથી દીપી ઊઠતા, તેમ ગાંધી મહાત્માના સરદારોનાં પરાક્રમથી કબાઉતની બિરદાવળી ઊપડી:—

ધુંધળીમલ ઢસા તણો,
ગોપાળદાસ ગંભીર,
(ઈ) વકરી ઉભો વીર
(કોઈ) કેસરી વંકો કબાઉત.

જવાબમાં નાનુભાઈએ ઝંડા સત્યાગ્રહના સેનાપતિની યાદ આપી—

નાગપૂરે નેજા ચડયા, સોજીરનો રૂંધ્યો સમાજ,
(એમાં) બળીયો શેઠ બજાજ, તારી કીરત રાખે કબાઉત.

## સ્ટેશને સ્ટેશને

પાનેલી આવ્યું. બાર વાગ્યા. સૌની નજર ભાતોડિયા ઉપર પડી. નાસ્તાપાણી થઈ રહ્યા. ઉપલેટા આવ્યું ગોંડળના ઠાકોર એને મુંબઈનું બચ્ચું બનાવવા માગે છે. બે અઢી લાખ રૂપિયાની નિશાળ ચણાવી છે. ઉપર મોટો ટાવર મૂકયો છે. બહારના ભાગમાં મોટી સડકો કરી વીજળીના દીવા મુકાવ્યા છે. રાતને વખતે ઉપરનો દેખાવ ભભકાબંધ થઈ જાય છે. ઉપલેટાથી આવ્યું ધોરાજી. ધોરાજીની ઊન વણનારા વણકરના દીકરા ધોરાજીનો રૂઆબ જોઈ રહ્યા.

જેતલસર જંકશન આવ્યું. ગાડી બદલી. સામે જ

ગિરનાર દેખાયો. માથા ઉપર ટોપકાવાળો ટોપ મૂકીને જાણે રાણો પ્રતાપ ઊભો હોય તેવી ઉંચી ટૂંક દેખાઈ બીજી બાજુથી જોતાં અંબાડી ઉપર ત્રણ અસવારને ઉપાડી જતો ગજરાજ લાગ્યો. રાત્રે પાંચ વાગે જૂનાગઢ પહોંચ્યાં.

## રાતોરાત તળેટીએ

સ્ટેશન સામેની બળિયા ધર્મશાળામાં ગયાં. ભાવનાશાળી મહેતાજીએ હરિજન બાળકો સાથે હોવા છતાં જરી જ આનાકાની કરી નહિ એક ઓરડી કાઢી આપી ધધાશનો સામાન મૂકી ઓરડીને તાળું મારી અમે ચાલી નીકળ્યાં.

જૂનાગઢની જૂનવાણી પ્રજા અમારો કાફલો જોઈ રહી પહેલાં જ એક ડોશીમા મળ્યાં. નીરખીને બોલી ઊઠયાં : 'આ તે કયા મલકનો પહેરવેશ ?' થોડે દૂર ચાલ્યાં ત્યાં એક અંગ્રેજી માસ્તર મળ્યા : 'ક્યાંના સ્કાઉટ આવ્યા છે ?'

વંથળી દરવાજેથી શહેરમાં પેસતાં જ એક ફક્કી મીયાં મળ્યા. પોતાના પાનવાળા દોસ્ત સામે ઈશારો કરીને મજાકમાં બોલ્યા : 'દેખો તો સહી, રાંનવલણકે બચ્ચે નીકલે.'

આખી બજાર ચીરીને શહેર બહાર નીકળ્યાં ત્યાં સુધીમાં અનેક માણસો અનેક કલ્પનાઓ રજૂ કરી અમને ખુશ કરતાં હતાં. અનેક ઉપનામો મેળવતી અમારી ટુકડી સાડાસાત વાગે તળેટીને રસ્તે પડી. ગિરનાર દરવાજેથી તળેટી બે માઈલ દૂર છે. અધાગમાં સીધી સડકે ઊપડ્યા. અંધારી રાતઃ કાળા ડુંગરઃ સિંહના હુંકાર કરતા અને શિયાળવાં બોલાવતા લગભગ નવ વાગે તળેટીએ પહોંચ્યાં.

એક જૈન ધર્મશાળાની ઓશરીમાં પડાવ નાંખ્યો. પથારીઓ કરી સૂતા તે વહેલું પડે સવાર.

## ગિરનાર પર ચડતાં

અંધારી પાંચમનો ચંદ્રમા પાછલી રાતે અમી વરસાવી રહ્યો હતો. ચાર વાગ્યાથી ધર્મશાળાઓમાં કોલાહલ શરૂ થયો. જૈન મુનિઓ અને યાત્રાળુઓ પહાડ પર ચડવાની તૈયારી કરવા લાગ્યાં સૂર્યોદય થતાં પહેલાં પહાડ પર પહોંચી જવા અધીરા થયેલા એ યાત્રાળુઓના કોલાહલથી અમે જાગી ઊઠયાં.

હાથ મોં ધોઈ પથારીઓ વીંટી બરાબર છ વાગે પગથિયાં ચડવાની શરૂઆત કરી. દરવાજામાં પેસતાં જ પગથિયાં શરૂ થાય છે. બાળકો પગથિયાં જોઈ હર્ષઘેલાં થઈ ગયાં. માંડયાં ગણવાઃ—એક, બે, ત્રણ, ચાર, પાંચ, ...પૂરા સો ન થયાં—આસપાસ પથરાઈ પડેલી કુદરતે ગણતરી ભૂલાવી દીધી.

ચંદ્રમા હજી આથમ્યો ન હતો. ઝાડોની પાછળથી ઊંડી થતી જતી ખીણમાં એનો પ્રકાશ પડી રહ્યો હતો પૂરી પાંચ મિનિટ ન થઈ ત્યાં એક ટુકડી આગળ નીકળી ગઈ. એમાં શિવરાજ ને મનુભાઈ, નાનુભાઈ ને વીલીબેન મુખ્ય હતાં સૌથી પાછળ શારદાબેન ને વિજયાબેન, સોમબેન ને હેમુભાઈ હતાં.

દરેકની પાસે પોતાનો ધૂંસો અને એમાં એક જોડ કપડાં વીંટેલા હતાં ઉપરાંત ભાતોડિયું, ફાનસ, ડોલ કે ડબો એવી કોઈ ને કોઈ બીજી ચીજ હતી.

નવથી ચૌદ વરસનાં બાળકોને આમ બબ્બે ચીજો લઈને દરણની માફક ઠેકતાં જતાં જોનાર ખરે જ નવાઈ પામતા હતા.

આગલી ટુકડી બહુ દૂર નીકળી ગઈ ત્યારે પાછળથી સિટી વાગી. ઉપર નજર કરતાં 'અજવાળું' થઈ ગયું હતું. બધી ટુકડીઓ સાથે થઈ ગઇ. ત્યાં તો સામે સૂરજ નારાયણે કોર કાઢી. જૂનાગઢ અને વંથળી, વંડાળ અને ચોકી સ્પષ્ટ દેખાઇ આવ્યાં. દૂર દૂર દેખાતાં ખેતરો નાના ચોરસા પાડયા હોય તેવાં લાગતાં હતાં. દરય ખૂબ મનોહર હતું. એક બાજુ દાતારની પહાડો બુઢ્ઢા વાનરની માફક બેઠો હતો. ગાડીમાંથી દેખાતો ભૈરવજપ માથે તોળાઈ રહ્યો હતો.

બે ઘડી વિસામો લઈ, તાજામાજા થઈ ઉપર ચડવા લાગ્યાં.

બરાબર સાડા સાત વાગે પહેલી ટુકડી ઉપર પહોંચી ગઈ અને 'ભારતમૈયાકી જય'ના પોકાર સાથે દરવાજામાં પ્રવેશ કર્યો.

☆

# रखडुनी यादृदास्तमांथी

## ६. 'जी, केटला दिवस जीववुं छे?'

### श्री. घुमक्कड वर्मा

એક ભક્તે ભગવાનને પૂછ્યું: "ચાર યુગ, અનેક કલ્પ અને બધા જ મન્વંતરો * ની વાતો આપ સારી રીતે જાણો છો; પરંતુ પ્રલયકાળ પહેલાં જે કાંઈ થયું હતું એનું વર્ણન આપને ક્યાંથી મળ્યું? જ્યાં કોઈ સાક્ષી જ રહ્યું નહોતું ત્યાં એ ખૂબ જ પ્રાચીન વાતો ક્યારે, કોણે અને કોને કહી?"

પુરાણોના ભગવાને જવાબ આપ્યો: "હજારો અને લાખો વર્ષો મળીને કેટલા યે નાનામોટા યુગો થાય છે, ચારચાર યુગનો કલ્પ બને છે, બ્રહ્મદેવના દિવસ અને રાત્રિનો હિસાબ તો હું તને બતાવી ચૂક્યો છું. આટલાથી તું જાતે જ સમજી શકે છે કે બે પ્રલયકાળની વચ્ચે કેટલો સમય ચાલ્યો જાય છે!

"અનેક પ્રલયો પછી મહાપ્રલય આવે છે. એ સમયે બહુ જ દૂર એવું એક જ સ્થળ છે, જે બચી જાય છે. પ્રલય, મહાપ્રલય, એની કશી ખરાબી નથી કરી શકતા. એનું નામ છે શ્વેતદ્વીપ. તેમાં એક ઋષિ વસે છે જે આવા અનેક મહાપ્રલયોના સાક્ષી છે. એમની દ્વારા જ આપણને આ બધી પુરાણી વાતોની જાણ થાય છે."

ભક્તે કૌતુક દર્શાવી પૂછ્યું: "મહારાજ, હું એ પુરાણ ઋષિનું દર્શન કરી શકું ખરો?"

ભગવાને કહ્યું: "બેશક! પણ એમનાં દર્શન કરવાં એ સહેલું કામ નથી." ભક્તે દૃઢતાપૂર્વક કહ્યું: "ગમે તેટલું મુશ્કેલ કેમ ન હોય, એને માટે મારે ગમે તેટલી તપસ્યા કરવી પડે તોપણ, હું જરૂર એમનાં દર્શન કરવાનો: કડણમાં કડણ સંકટો વેઠવાં પડે તો તે વેઠીશ, પરંતુ એ ઋષિનાં દર્શન તો કરવાં જ છે."

*

કથાનો વિસ્તાર શીદ કરીએ?

ભગવાને બતાવેલે રસ્તે થઈને એ ભક્ત શ્વેતદ્વીપ જઈ પહોંચ્યો અને ત્યાં એણે એ શાન્ત, દિવ્ય, સર્વજ્ઞાની, પુરાણ ઋષિનાં દર્શન કર્યાં. જોઈ ને એ આશ્ચર્યચકિત થઈ ગયો.

એણે તો, સફેદ લાંબાલાંબા વાળની જટાઓ, નાભિ સુધી લટકતી અને લહેરાતી લાંબી દાઢી, મોઢા ઉપર કરચલીઓ વળી ગયેલી ચામડી—આવું આવું એ ઋષિનું દર્શન હશે એમ અગાઉથી કલ્પેલું. પણ એવું કાંઈ જ ન નીકળ્યું. ઋષિ તો તદ્દન તાજા નવજુવાન દેખાતા હતા અને એમણે માથા ઉપર સૂકા ઘાસનો એક પૂળો ફેલાવીને ટોપીની જેમ રાખ્યો હતો.

ભક્ત ઋષિ પાસે ગયો. પ્રણામ કરીને પૂછ્યું: "ભગવન્! આપે માથા ઉપર આ ઘાસનો પૂળો શા માટે રાખ્યો છે?" ઋષિએ હસતાં હસતાં કહ્યું: "ભઈ, ક્યારેક તાપ, ક્યારેક વરસાદ, અને ક્યારેક કકડતી ઠંડી હોય છે, એટલે મારા માથાના રક્ષણ માટે આ ઘાસટોપી બનાવીને માથા ઉપર ધારણ કરી લીધી છે."

"ત્યારે તમે એક ઝૂંપડી બનાવીને અહીં શા માટે નથી રહેતા? રોજ માથા ઉપર ઘાસનો બોજો રાખવા કરતાં જો આપ એક નાનીશી ઝૂંપડી તમારે માટે બાંધી લો તો કેવું?"

"જાવ, જાવ! મારે તે એમ કેટલા દિવસ જીવવું છે તે ઝૂંપડી બાંધવાની તકલીફ ઉઠાવીએ? માથા ઉપર આ પૂળો છે, એથી મારું કામ ચાલે જ છે."

ભક્ત મનમાં ને મનમાં વિચારવા લાગ્યો—અનેક મહાપ્રલયોનો સાક્ષી આ પુરાણ ઋષિ પોતાના જીવનને પાણીનો પરપોટો—ક્ષણભંગુર—માને છે, અને બીજા આપણે, જે ભારે હોશિયારી અને પ્રયત્નો કરવા છતાં પણ ભાગ્યે જ પંચોતેર અથવા સો વરસ સુધી જીવી શકીએ છીએ, તે મોટાંમોટાં મકાન, મહેલ અને મંદિર બાંધવા માટે જીવનભર જીવન-દ્રોહ કરતા રહીએ છીએ! ×

નવેમ્બર: ૧૯૪૦

---

* ચાર યુગની એક ચોકડી. એવી ઇકોતેર ચોકડીનો એક મન્વંતર. એવા ચૌદ મન્વંતર બરાબર એક કલ્પ અથવા બ્રહ્માનો એક દિવસ.

× 'सबकी बोली'માંથી

# શોધખોળની

લેખક : ડૉ. યશવંત

| સમય | વાહનવ્યવહાર | યંત્રકળા | છબીશાસ્ત્ર |
|---|---|---|---|
| પુરાતન કાળ | અજ્ઞાત જનોએ કરેલી પૈંડા, તરાપા, વગેરેની શોધ. | ચીનમાં છાપકળા (૮૬૮). યુરોપમાં છાપકળા (૧૪૪૦); કૉસ્ટર અને ગુટેનબર્ગ. હાથકંતામણું અને વણાટનો સુંદર ઉદ્યોગ. (હિંદુસ્તાનમાં). | પ્લીનિ, પોલિયો; પ્રકાશની રંગ ઉપર થતી અસર (ઈ. સ પૂ ૧૦૦ થી ૨૦) બેકન; બહિર્ગોળ કાચ વડે ખરું સ્પષ્ટ પ્રતિબિંબ (૧૨૬૭). |
| ઈ. સ. ૧૫૦૦ થી ૧૭૦૦ | લિયોનાર્ડો ડા. વિન્સી, વિમાનની યોજના (૧૫૧૯), પેપિન, રક્ષક વાલ્વ (૧૬૭૯) ન્યુકોમેન, વરાળપંપ (૧૬૯૮) | પારકલ; સરવાળા યંત્ર (૧૬૪૨), એરોમિટર; લાઇબનિટ્ઝ, ગુણાકારનું યંત્ર (૧૬૯૪). | લિયોનાર્ડો ડા વિન્સી, કેમેરાની રચના (૧૫૧૯). કાર્ડન, આરસાનો વિસ્તૃત ઉપયોગ (૧૫૫૦). પોર્ટા, કેમેરાનો ઉપયોગ (૧૫૫૩). બોઈલ, બહિર્ગોળ . કાચ સાથનો કેમેરા (૧૬૭૦). |
| ૧૭૦૦–૧૮૦૦ | વૉટ, વરાળયંત્ર (૧૭૬૯) ક્યુગનોટ, આપમેળે વરાળથી ચાલતું વાહન (૧૭૭૦) મોન્ટગોલ્ફિયર, ધૂમાડો ભરી ઉડાવેલું બલૂન (૧૭૮૨) ડિ રોઝિયર, વિમાનમાં પ્રથમ ઉડ્ડયન (૧૭૮૩). ફ્રિચ, રમુરસે, આગબોટ (૧૭૮૬). મિલર. સિમિંગટન, યાંત્રિક કળાથી પૈડાં વડે ચાલતી સ્ટીમર, (૧૭૮૮). | કે્ય, ફ્લાય શટલ (૧૭૩૩) પૉલ. કાંતણયંત્ર (૧૭૩૮). આર્કરાઈટ, સુધારેલું કાંતણ યંત્ર (૧૭૬૯) હારગ્રિવ્સ, કાંતણનું આધુનિક યંત્ર (સ્પિનિંગ જેની) (૧૭૭૯). ક્રોમ્પ્ટન, સ્પિનિંગ મ્યુલ (કાંતણ ઘોડી) (૧૭૭૯). કાર્ટરાઈટ, યાંત્રિક વણાટ યંત્ર, (૧૭૮૫). સેઇન્ટ, ચામડાં સીવવાનું યંત્ર (૧૭૯૦). વ્હિટની, કપાસનું પિંજણ યંત્ર (૧૭૯૩). | શુલ્ઝ, બૅકેરિયા અને શિલ, રૂપાના ક્ષારો ઉપર પ્રકાશની અસર (૧૭૨૭-૭૭). લુઈ, પ્રકાશથી ચિતરામણ પડે તેવાં રંગે ઢોળેલાં લાકડાં, હાથીદાંત અને હાડકાં. (૧૭૮૫). વેજવૂડ, ડેવી, પ્રકાશ અસરપટુ સપાટી ઉપર લેવાતાં ચિત્રો (૧૭૯૪). |

# તવારીખ

ગુલાબભાઇ નાયક, પ્રાધ્યાપક, ગૂજરાત કૉલેજ : અમદાવાદ.

| વિદ્યુત | રસાયણ | વૈદકશાસ્ત્ર |
| --- | --- | --- |
| થેઈલ્સ (મીલેટસનો): કેરબા (એમ્બર) ને ઊન ઉપર ઘસતાં પેદા થતી વિદ્યુતની શોધ (ઇ. સ. પૂ. ૬૦૦). | હિંદુસ્તાનની રસાયણ વિદ્યાનો પ્રચાર (ઇ. સ. પૂ ૩૦૦); અરબસ્તાનમાં રસાયણનો પ્રચાર (૬૦૦–૭૦૦), યુરોપમાં (૭૦૦-૮૦૦); કિમિયાગીરી (૧૧૦૦ થી ૧૫૦૦), બેકન; બંદૂકનો દારૂગન પાઉડર (૧૨૪૭). | ચરક ( ); રસવૈદ્ય નાગાર્જુન ( ); હિપોક્રેઈટસ (ઇ પૂ. ૪૬૦); એલેક્ઝાંડ્રિયામાં વૈદક શાળાની સ્થાપના (ઈ. સ. પૂ. ૩૨૨); ગાલેન (૧૩૦–૨૦૦). |
| ગિલ્બર્ટ, ચુંબકત્વનું સંશોધન. ગિરિક, કાચ, ગંધક વગેરે પદાર્થો વડે વિદ્યુતનું ઉત્પાદન તથા શૂન્યાવકાશ પંપ (૧૬૭૨). | પૅરાસેલ્સસ, પ્રાયોગિક રસાયણ, હાઈડ્રોજન વાયુની શોધ (૧૫૩૦). | વેસાલિયસ, શરીરરચનાશાસ્ત્ર (એનેટોમી) (૧૫૪૩). પારે, આધુનિક વાઢકાપ–ક્રિયાની શરૂઆત (૧૫૫૦). હાર્વે, રક્તાભિસરણ ક્રિયાની સમજ (૧૬૧૬). લ્યુવેનહોક; બેક્ટેરિયાની શોધ (૧૬૮૩). સૅયડેનહામ, આધુનિક વૈદક પદ્ધતિનો પિતા. (૧૬૮૯) |
| હોકસબિ, વિદ્યુત યંત્ર વડે તણખા (૧૭૦૯). મુશેનબ્રોક; લેઈડન બરણી (૧૭૪૫). બેન્ઝામિન ફ્રાંકલિન, આકાશી વિદ્યુત અને પ્રાયોગિક વિદ્યુતનો સમન્વય (૧૭૫૨). ગાલ્વેનિ, પ્રવાહ–વિદ્યુતની ઉત્પત્તિ (૧૭૮૦). | ડિ રચુમર, બનાવટી રેશમની પ્રતીતિ (૧૭૩૪). લૅવોઈઝિયે, પ્રિસ્ટલી અને શીલ, ઑક્સિજનની શોધ, રસાયણ સંજ્ઞાની પદ્ધતિ, રસાયણના યોગ્ય અભ્યાસની શરૂઆત, વાયુમિશ્ર પીણાની શોધ (૧૭૭૭). | હાવર્ડ, જેલની તંદુરસ્તી. (૧૭૭૫). જેનર, શિતળાના રોગની રસી (૧૭૯૬). |

| સમય | વાહનવ્યવહાર | યંત્રકળા | છબીશાસ્ત્ર |
|---|---|---|---|
| ૧૮૦૦ થી ૧૮૫૦ | ટ્રેવિથીક, અગ્નિવાહન, (૧૮૦૧) ફુલ્ટન અને સ્ટિવન્સ, સમુદ્રમા યંત્રકળા વડે ચાલતી સ્ટીમર (૧૮૦૭) સ્ટિફનસન, રેલ ઉપર ચાલતી આગગાડી (૧૮૧૪) | જેકાર્ડ, પીંજણયંત્ર(૧૮૦૧) ચર્ચ, ટાઇપ યાન્ત્રિક રીતે ગોઠવવાની ક્રિયા (૧૮૨૨) થીમોનિયર સાંધવાના યંત્રની શોધ (૧૮૩૦) મેકૉર્મીક, ઘાસકાપણ યંત્ર (૧૮૩૪) હટ, સુધારેલું સાંધવાનું યંત્ર (૧૮૩૪) હો, રોટરી છાપવાનું યંત્ર (૧૮૪૬). | વૉલેસ્ટન, છબી પાડવાની પ્લેટની શોધ (૧૮૧૨) નીપ્સે, સ્ટેન્સિલનાં ચિત્રો (૧૮૨૬) ડેગ્યોરો ટાઇપ (૧૮૩૨) બેકરેલ, રંગીન ચિત્રકળા (૧૮૪૪) |
| ૧૮૫૦ થી ૧૯૦૦ | પૂલમેન, આધુનિક આગગાડી (૧૮૬૩) વેસ્ટિંગ હાઉસ, શૂન્યાવકાશ બ્રેક (૧૮૬૯) ડેઇમલર, પેટ્રોલયંત્ર (૧૮૮૬) ફોર્ડ, મોટરકાર (૧૮૯૨) લિલિયન થાલ ચેન્યુટ, હવામા સરતુ ઉડ્ડયન (૧૮૯૪) લેંગલી, વરાળયંત્રથી ઉડ્ડયન (૧૮૯૬) | બીચ ટાઇપ રાઇટર (૧૮૫૬) મર્ગેન્થે લ્લર, લિનોટાઇપ મશીન(૧૮૮૪) | કલાર્ક મૅક્ષવેલ, રંગો ઉપર પ્રયોગો (૧૮૬૧) ઇસ્ટમેન, સેલ્યુલોઇડ ઉપર વિંટાળેલી ફિલ્મ, (૧૮૮૪) એડિસન, ચલચિત્રો (૧૮૯૪) |
| ૧૯૦૦ પછી | રાઇટ ભાઇઓ પેટ્રોલયંત્રથી ચાલતુ વિમાન (૧૯૦૩) ઝેપલિન, હવાઇ જહાજ-હવાથી હલકુ વાહન (૧૯૦૯) હવાઈ વ્યવહાર (૧૯૧૦) હવાઈ હુમલા (૧૯૧૮) હવાઈ લડાઇ (૧૯૪૦) | હવા નિયંત્રણ યંત્ર માર્કોની, (૧૯૨૫) રેડિયો યંત્ર (૧૯૦૩) રેડિયો બ્રોડકાસ્ટિંગ (૧૯૨૨) વિલિયમ બેર્ડ,ટેલિવિઝન(૧૯૦૬) | લ્યુમેર, રંગીન ફોટોગ્રાફી (૧૯૦૪) એક્ષ-રે ફોટોગ્રાફી (૧૯૦૫) ચલચિત્રો (૧૯૧૦-૧૯૨૫) બોલતા ચિત્રપટ, (૧૯૨૬) અધોરક્ત (ઇન્ફ્રા રેડ) ફોટોગ્રાફી (૧૯૩૫) |

| વિદ્યુત | રસાયણ | વૈદકશાસ્ત્ર |
|---|---|---|
| વોલ્ટા, વોલ્ટેઈક પાઈલ; બેટરી (૧૮૦૦). ઓવરસ્ટેડ, ઓહમ; આમ્પેર, વિદ્યુતમાપન અને ચુંબક અસર, ગેલ્વેનોમિટર (૧૮૨૦-૩૦). ડેવી, વિદ્યુત પૃથક્કરણ(૧૮૦૫).ફેરેડે, ડાઈનેમો, વિદ્યુત ઢાળ, મોટર, વિદ્યુત આકર્ષણના નિયમો. (૧૮૨૦). મોર્સ ટેલિગ્રાફ (૧૮૩૬). | ગુડયીર, વલ્કેનાઈઝ્ડ રબર (૧૮૩૯) બેસેમર, પોલાદ અને લોખંડ પેદા કરવાની નવી રીત (૧૮૪૦). | |
| એડિસન, સ્વાન; વીજળીનો દીવો, (૧૮૭૯). રાઈસ, અને બેલ, ટેલિફોન (૧૮૭૬) ફિલ્ડ, આટલાન્ટિકમા વીજળીનાં દોરડાં, (૧૮૬૬). એર્ટિન, વીજળીની જ્યોતમાં સુધારો (૧૮૮૩). મેક્ષવેલ, વિદ્યુતનાં મોજાંની આગાહી (૧૮૬૦). હર્ટ્ઝ, વીજળીનાં મોજાંની ઉત્પત્તિ(૧૮૮૮). બોઝ, વીજળીનાં મોજાંના ગુણધર્મો (૧૮૯૬). | પર્કિન, એનિલિન રંગો, (૧૮૫૬). લોકયર, સૂર્યમાં હેલિયમની શોધ, (૧૮૬૮). હયાટ, સેલ્યુલોઈડની શોધ (૧૮૬૯). ચાર્ડોનેટ, બનાવટી રેશમ (૧૮૮૪). હોલ; ઈલિકટ્રોલાઈસીસથી એલ્યુમિનિયમ, (૧૮૮૬). રેલે, આર્ગન વગેરે વાયુની શોધ(૧૮૯૪). રોંજન, ક્ષ-કિરણો (૧૮૯૫). બેકરેલ, યુરેનિયમ કિરણો (૧૮૯૬). ક્યુરિ દંપતી, રેડિયમ (૧૮૯૮). | નાઈટિંગેઈલ, લડાઈમાં સારવાર (૧૮૫૪). ડ્યુનાન્ટ, આંતરરાષ્ટ્રીય રેડક્રોસ, (૧૮૬૩). લિસ્ટર, જંતુશોધક ઉપચારો એન્ટિસેપ્ટિક ક્રિયાથી વાઢકાપ (૧૮૬૭) ફિન્લે અને રીડ, પીળાજ્વરના મચ્છરની શોધ. (૧૮૮૧) પાસ્ટર, એન્થ્રેક્ષ, હડખવા વગેરે અનેક રોગોની રસીની શોધ (૧૮૮૫) બેહરિંગ, ડિપ્થેરિયાનું સિરમ (૧૮૯૧). કોચ, પ્લેગના બેકટેરિયા (૧૮૯૫). હાફકીન, પ્લેગ અને કોલેરાની રસી (૧૮૯૭). |
| માર્કોની, રેડિયો વડે સંદેશ (૧૯૦૧). ફ્લેમિંગ, રેડિયો વાલ્વ, (૧૯૦૫). ડિ. ફોરેસ્ટ; રેડિયો યંત્ર (૧૯૦૭) | રામ્સે, પૃથ્વી ઉપર હેલિયમની શોધ, (૧૯૦૪). બેઈકલેન્ડ, બેકેલાઇટની શોધ (૧૯૦૯). | રોસ, મેલેરિયાના જંતુની શોધ, (૧૯૧૨) શીક, ડિપ્થેરિયાની અસરની અગમચેતી (૧૯૧૩). કેન્સરની રેડિયમ ટ્રીટમેન્ટ, (૧૯૧૫). એક્ષ-રે ટ્રીટમેન્ટ, (૧૯૦૫) બેન્ટિંક, મધુપ્રમેહને અટકાવનાર ઈન્સ્યુલિન, (૧૯૨૨). |

# ધન્ય પળ

લેખક : કૃષ્ણલાલ ત્રિ. દેસાઈ હેડમાસ્તર, ભારતી વિદ્યાલય, અમદાવાદ.

દરેક માણસના જીવનમાં એક એવી પળ આવે છે કે જે તેનાં જીવનને પલટો આપે છે. મહાન પુરુષોનાં જીવનચરિત્રોનાં વાચન અને અભ્યાસ આપણને બતાવી આપે છે કે આવી પળોનો ઉપયોગ કરીને તેમણે પોતાનાં જીવનને મહાન બનાવ્યાં છે.

મેઝિનીના જીવનમાં પણ આવી એક પળ આવી અને તેણે તેના જીવનને જુદી જ દિશામાં વાળ્યું.

ઇટાલીને સ્વતંત્ર બનાવનાર માણસોના જે ત્રણ નામો મોખરે છે તેમાંનું એક મેઝિનીનું છે.

મેઝિનીનો પિતા લીગ્યુરિયન પ્રજાસત્તાક સરકારનો સભ્ય હતો. તેની માતા વિનીત વિચારો ધરાવતી હતી. તેનો શિક્ષક પણ ચુસ્ત જેનેસીસ્ટ હતો તેમજ વિનીત વિચારો ધરાવતો હતો.

મેઝિનીનો બાંધો નાજુક હતો. તે આવેશ-પ્રધાન હતો.

એક નવલકારની રોમાંચક નવલકથાએ મેઝિનીમાં ઇટાલીની સ્વતંત્રતા મેળવવાની ધગશ ઉત્પન્ન કરી. તે નવલકથાના કેટલાક ફકરાઓ ઉપર તે મુગ્ધ થઈ ગયો હતો અને તેથી તેણે તે મોઢે પણ કરી લીધા હતા. વારંવાર તે આ ફકરાઓ સ્તોત્રની માફક બોલી જતો. તેના આ પ્રકારના વર્તનથી તેની માને ભય લાગ્યો કે કદાચ તે ગાંડો થઇ જશે. પણ તે ભય ખોટો ઠર્યો. મેઝિનીએ પોતાનું વર્તન સુધાર્યું.

*

એક વખત ઇટાલીનો આ ભાગ્યવિધાતા પોતાની માતા અને તેની માતાના મિત્ર સાથે બહાર ફરવા નીકળ્યો હતો. ૧૮૨૧ ના એપ્રિલના રવિવારનો તે દિવસ હતો. મેઝિનીની ઉંમર તે વખતે ફક્ત સોળ વર્ષની હતી.

થોડાક દિવસો ઉપર પીડમોન્ટમાં વિનીત વિચારો ધરાવનારા લશ્કરી અમલદારોએ એક બળવો કર્યો હતો. આ બળવાને દાબી દેવા સારુ ઇટાલીની સરકારે ખૂબ સખ્તાઇથી પગલાં ભરવા માંડયાં અને બળવો જગાવનારા ઉપર અનેક અત્યાચારો કરીને બળવાને દાબી દીધો.

આ કમનસીબ, અસહ્ય તેમજ કંગાલ અવસ્થામાં આવી પડેલા બળવાખોરો પોલીસના હાથમાં પડતા બચવા માટે એક ભાગમાંથી બીજા ભાગમાં નાસતા ફરવા લાગ્યા. તેઓ જીનિવા અને દરિયાકાંઠાનાં શહેરોમાં ભરાયા. તેમની ઇચ્છા વહાણમાં બેસીને તે વખતે બળવામાં ફતેહ પામેલા સ્પેનમાં નાસી જવાની હતી.

આવા આ બળવાખોરો પોલીસના પંજામાંથી તેમજ નજરમાંથી છૂટવા અનેક પ્રયત્નો કરતા હતા. આવા રવિવારના ઉત્સવમાં તેઓ ટોળામાં ભળી જઇને બને તેટલી રીતે છૂપા રહેવા માગતા હતા.

પણ તે છતાં યે તેમને શોધી કાઢવા એ મુશ્કેલ નહોતું. તેઓનું વર્તન, તેમનાં કપડાંઓનો તરી આવતો કાપ, તેમજ તેમના ચહેરા ઉપરનો જુસ્સો અને આવેશ છૂપા રહી શકે તેમ નહોતાં અને તેમને ટોળામાંથી જુદા પાડી દેતાં હતાં.

અચાનક, આવો એક નાસતો ફરતો બળવાખોર મેઝિની અને તેની માતા ઊભાં હતાં ત્યાં આગળ આવીને ઊભો. તેનો ચહેરો રખડપટ્ટીથી કાળો પડી ગયો હતો. તેણે અનેક દિવસોથી દાઢી સુધારી નહોતી એમ તેના મોં ઉપરનો વાળનો થોક કહેતો હતો. તેની જુસ્સાવાળી આંખો તેનામાં રહેલી શક્તિ અને થનગનાટની ઝાંખી કરાવતી હતી.

આ બળવાખોરે મેઝિની અને તેની મા પાસે આવીને પોતાનો ખિસ્સારૂમાલ પહોળો કર્યો અને "ઇટાલીના બહાદૂર બહારવટિયાઓ સારું કાંઇક નાંખો" એવી વિનંતિ કરી. મેઝિનીની માતાએ અને તેના મિત્રે એ રૂમાલમાં કેટલાક પૈસા નાખ્યા.

[ અનુસંધાન પૃષ્ટ ૫૫

# માતૃદેવો ભવ ! પિતૃદેવો ભવ !

ચીનમા પિતૃભક્તિનો બહુ મહિમા છે ત્યાના જ્ઞાની કોન્ફૂસિઅસે એક પુત્રની વાત કહી છે, જે ઠરી ગયેલી નદીમા પોતાના શરીરની ગરમીથી તીનુ પાડવા સારુ બરફ ઉપર સૂઇ ગયો અને એવી રીતે વૃદ્ધ માતાને ખાવા સારુ માછલા પાડ્યા એ જ જ્ઞાનીએ બીજા પુત્રનું પણ વર્ણન કર્યું છે, જે માબાપ સૂવા જાય તે પહેલા મચ્છર પોતાને કરડી ધરાય એટલા સારુ નિત્ય રાતે વહેલો સૂતો

એક ત્રીજી વાત મિસ કાર્પેન્ટર કહે છે, કે હો લિન નામે જુવાન ચીનો એની મા ભેળો રહેતો હતો એનો બાપ મરી ગયો હતો પણ હો લિન એને ભૂલ્યો નહોતો, પિતાની સમાધિ એ વાળીઝૂડીને ચોકખી રાખતો ને એના ઉપર ઘાસ ઉછેરતો, તથા એનું શ્રાદ્ધ નિયમિત રીતે કરતો મા ઉપર પણ એને બહુ ભાવ હતો

એક રાતે આ માદિકરાને ઘેર ચોર આવ્યો, અને એણે હો લિનને ખુરસી હારે જકડીને બાધ્યો પછી એણે ઘરમાંથી ઊપાડી જવાની વસ્તુઓ મૂકવા સારુ ચોગ્સ બંધણું ઘર વચ્ચે પાથર્યું.

હો લિનની પેટીમાથી ચોરે એનું રેશમી અગરખુ કાઢ્યુ, તોય તે કાઇ બોલ્યો નહિં. પછી ચોરે એના નવા ચમચમ કરતા પગરખાં લીધા તો પણ હો લિન એક અક્ષરે બોલ્યો નહિ. હો લિનની પ્રિય તમ વસ્તુઓ એક પછી એક લઈને ચોરે બંધણા ઉપર મૂકી પણ એ તો કાઈ બોલે કે ચાલે

પણ પછી ચોરે એક તાબાની કડાઈ ઊપાડી, એટલે હો લિનથી રહેવાયુ નહિ એ બોલ્યો, 'ભાઈસાહેબ, બીજુ જે જોઈએ તે સુખેથી લઇ જાઓ, પણ ભલા થઈને આ બકડિયાને રહેવા દેજો એટલી મારી વિનતિ છે, તો પછી કાલ સવારે મારી મા સારુ 'રાબ કરવાનું કાંઈક ઠામ મારી આગળ રહી જાય '

ચોર તો આશ્ચર્યચકિત થઇ ગયો કડાઈ એના હાથમાંથી સરી ગઇ તથા એણે વિચાર કર્યો, કે આવા માતૃભક્તને હું લૂટીશ તો મારા ભોગ મળવા છે

'ભલા જુવાન,' ચોર બોલ્યો, "કડાઈ જ નહિ પણ તમારો બધો માલ હું રહેવા દઉં છુ ' એમ કહી હો લિનના બંધ છોડીને એ ચાલતો થઇ ગયો

દે વા



---

અનુસધાન પૃષ્ટ ૫૪ ]

તરત જ પેલો બળવાખોર રૂમાલમાના પૈસા ભેગા કરીને બીજા ટોળાના જોડાઈ ગયો

આ દશ્ય મૅઝિનીના હૃદયમા કોતરાઈ ગયુ મૅઝિનીના જીવનની એ ધન્ય પળ હતી તે પળે મૅઝિનીના જીવનમા પલટો આણ્યો મઝિનીના હૃદયમા ઈટાલીની સ્વતત્રતાનો અગ્નિ ભભૂકી ઊઠ્યો, અને ગતદિવસ મૅઝિનીના મનમા ઇટાલીની સ્વતત્રતાના વિચારો અને સ્વપ્ના આવવા લાગ્યા

જે વિદ્યાપીઠમા મૅઝિની વિદ્યાભ્યાસ કરતો હતો તેના વિદ્યાર્થીઓ મૅઝિનીમા એકાએક આવેલુ પરિવર્તન જોઈ શકયા તેમને મૅઝિની વધારે ઉમરનો, દેરેલ, શાત, વિચારમગ્ન અને સતકાર જણાવા લાગ્યો ઈટાલીની પરતત્રતાને ઈટાલીનુ મૃત્યુ માનીને મૅઝિનીએ તે પછી કાળો પોશાક અને કાળી ટાઈ પહેરવા માડી દેશનુ દુ ખ મૅઝિનીએ પોતાનુ દુ ખ માન્યુ અને એ દુ ખનુ નિવારણ કરવાનો દઢ નિશ્ચય કરીને તે કટિબદ્ધ બન્યો

ધન્ય છે એ પળને !

# शाणी दुनिया

श्री. काकासाहेब कालेलकर, वर्धा

દૂરના એવા એક દેશમાં વિરાણી નગરીમાં એક પ્રતાપી અને બુદ્ધિમાન રાજા રાજ્ય કરતો હતો. રાજાના સામર્થ્યને લીધે લોકો એનાથી દબાયેલા રહેતા, અને એની બુદ્ધિમત્તા તથા પ્રજાપ્રેમને લીધે એના પ્રત્યે પ્રેમ રાખતા હતા.

આ નગરીની મધ્યમાં એક મોટો કૂવો હતો. કૂવાનું પાણી સ્ફટિક જેવું સ્વચ્છ, બરફ જેવું ઠંડું અને મધ જેવું મીઠું હતું. આખી નગરીમાં બીજો એકે કૂવો ન હતો. આથી રાજાથી માંડી રંક સુધી બધાં નગરવાસી એ જ કૂવાનું પાણી પીતાં હતાં.

એક રાત્રે જ્યારે બધાં નગરજનો નિદ્રાદેવીને અધીન હતાં ત્યારે એક ચુડેલ આવી અને એક દવાનાં સાત ટીપાં એણે એ કૂવામાં નાખ્યાં અને બોલી, "હવે જે કોઈ આ કૂવાનું પાણી પીશે તે ગાંડું થઈ જશે."

બીજે દિવસે સવારે વિરાણી નગરીના રાજા અને એના વજીર સિવાય બીજાં બધાં જ લોકોએ એ પાણી પીધું, અને પેલી ચુડેલે કહ્યું હતું તેમ, બધાં જ ગાંડાં થઈ ગયાં. બસ, હવે બાકી શું રહે! આખો દિવસ નગરીના મહોલ્લાઓમાં અને ગલીઓમાં લોકો એક બીજાના કાનમાં ગણગણવા લાગ્યાં: "અફસોસ! આપણો રાજા ગાંડો થઈ ગયો છે; રાજા અને વજીર, બન્નેની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ છે. ગાંડા રાજાને સિંહાસન ઉપર રાખવાથી આપણું કામ કેમ ચાલશે? એને તો પદભ્રષ્ટ જ કરવો જોઈએ."

આખો દિવસ એ જ વાતો થતી રહી જો કોઈ રાજાના ગાંડપણ માટે શંકા દર્શાવતો તો તેને લોકો સજા કરતા હતા.

સૂર્યાસ્ત થયો. રાજાએ જોયું કે હવે તો બીજો કોઈ માર્ગ જ નથી રહ્યો; એટલે સોનાના એક પ્યાલામાં એણે એ કૂવાનું પાણી મંગાવ્યું. પાણી આવતાં પોતે એ પી ગયો અને પોતાના વજીરને પણ પિવડાવ્યું. તરત જ વિરાણી નગરીમાં મોટો ઉત્સવ શરૂ થયો. લોકો કહેવા લાગ્યા, "અમારા રાજા અને વજીર બન્નેનાં મગજ હવે ઠેકાણે આવી ગયાં! હવે તો બન્ને અમારી જેમ શાણા થઈ ગયા છે!!"

આજની દુનિયા એ જ કૂવાનું પાણી પીને એમ સમજવા લાગી છે કે, પરસ્પર અવિશ્વાસ વિના, ભાઈભાઈ વચ્ચે યુદ્ધ ચલાવ્યા વિના, મનુષ્ય સલામત નથી. જે કોઈ આ વાત ઉપર વિશ્વાસ નથી મૂકતો તે ગાંડો છે, વ્યવહારશૂન્ય છે, મહાત્મા છે; એને લોક-સેવામાંથી નિવૃત્ત કરવો જોઈએ; એના અનુયાયીઓને ગાંડાના દવાખાનામાં મોકલવા જોઈએ; નહિ તો એ અને એના ચેલાઓ મનુષ્યસમાજનું સત્યાનાશ વાળી દેશે *

નવેમ્બર : ૧૯૪૯

---

* हिंदी 'सर्वोदय'मांथी.

૯

તિલક કરતા ત્રેપન વહ્યા, જપમાળાના નાકા ગયા
તીરથ ફરી ફરી થાકા ચર્ણ, તો ય ન પહોંચ્યા હરિને શર્ણ
કથા સુણી સુણી ફૂટ્યા કાન, અખા તો ય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

*

એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ,
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ ક્યાની વાત

*

આંધળો સસરો ને સણગટ વહુ એમ કથા સુણવા ચાલ્યું સહુ
કહ્યું કાંઈ ને સમજ્યા કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું
ઊંડો કૂવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક

*

ગુરુ થઈ બેઠો શેનો સાધ, સ્વામીપણાની વળગી વ્યાધ
તે પીડાથી દુખિયો થયો, રોગ કાં અનુભવથી ગયો,
વાચક જળમા ધૂચવી મરે. અખા અજ્ઞાની શું કહ્યું કેમ કરે.

*

દેહાભિમાન હતું પાશેર વિદ્યા ભણતા વાધ્યું શેર
ચરચા વદતા તોલું થયો, ગુરુ થયો ત્યાં મણમાં ગયો,
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન મૂળગું તે ખોય

*

જ્યાં જોઈએ ત્યાં કૂડેકૂડ, સામેસામા બેઠા ઘૂડ,
કો આવી વાત સૂરજની કરે, તે આગળ લઈ ચાંચજ ધરે
અમારે હજાર વર્ષ અંધારે ગયા, તમે આવા ડાહ્યા ક્યાંથી થયા
અખા મોગની નો એવી જાણ ભૂખી ટીંગે ઉપાડ્યો પાણ

*

મૂડી વણ કંઈ મહીપતિ વહ્યા, મૂડી વણ કઈ લોક જ રહ્યા
મૂડી વણ કઈ કહાવે મહંત, મૂડી વણ કંઈ ભેખ અનંત,
મૂડીવણ કઈ દંતવંત ઘણા, હીરા માણેકની નહીં કંઈ મણા,
અખા રહેણી આંક લખ્યો નહિ એક,
એમ એકડા વહોણા મીંડાં અનેક

*

વાજું હું તમો વજાવણહાર તે વાજું શાને ધરે અહંકાર
તે જોતા સર્વ તમારા કામ આ અછતાનું અછતું નામ,
ધન ધન વાજું ધણી કર થવે,
અખા આસુરી કર તવ અવગું લવે

*

નથી વાક વિશ્વંભર તણો, જે કહીએ તે વાંક આપણો,
જેમ મેઘ ભોજન જમાડવા કરે ત્યાં રીસાણો તે રીસે કરે,
પૂર્ણાનંદ પીરસનારો રહે, અખા અભાગિયાને કોણ કહે

*

આપણા મધ્યકાલીન સાહિત્યમા અખાનું સ્થાન અનેક દૃષ્ટિએ જોતા બીજાઓથી જુદું છે તે મુખ્યત્વે જ્ઞાન અને વૈરાગ્યનો કવિ છે જો કે તેણે કેટલાક ભક્તિના પદો પણ લખ્યા છે તેણે 'અખેગીતા' નામનો ગ્રંથ લખ્યો છે તેમા તેણે શાંકર મતના વેદાન્તનું પ્રતિપાદન કર્યું છે અત્યારની દૃષ્ટિએ આ ગદ્યનો વિષય ગણાય, પણ એ જમાનામા બધું કવિતામા જ લખવાની પ્રણાલિકા હતી અને તેમ છતા કહેવું જોઈએ કે 'અખેગીતા'મા કેટલાક સુંદર પદો છે, અને તેની રચનામા કવિનું કૌશલ્ય જણાય છે અખા પછી દયારામે 'રસિકવલ્લભ' નામનો ગ્રંથ લખેલો છે, અને તેમા વૈષ્ણવ મતનું પ્રતિપાદન કરેલું છે કદાચ તેના મનમા 'અખેગીતા'નું ખંડન કરવાનું, પણ હોય પણ સાહિત્યદૃષ્ટિએ એ ગ્રંથ 'અખેગીતા' જેટલો સારો ન કહી શકાય.

તેના જ્ઞાનના ગ્રંથો કરતા તેના વૈરાગ્યના ગ્રંથો અને પદો વધારે કવિત્વવાળા છે એ વિષયને એણે કવિત્વવાળો કર્યો તેમા તેની ખાસ ખૂબી રહેલી છે, એ તેની લાક્ષણિકતા છે તેના વૈરાગ્યમા ક્યાંય રેજીપેજીપણું, નમાલાપણું, જગતના દુઃખથી હારી-જવા-પણું વ્યવહારનો થાક કે મૃત્યુનો ભય, એવું કશું દેખાતું નથી વૈરાગ્ય નીચે એક પ્રકારની બહાદુરી દેખાય છે તેની શ્રદ્ધા અડગ છે એ અડગ શ્રદ્ધા ઉપર ઊભો ઊભો જાણે તે જગતના મિથ્યાત્વનો ઉપહાસ કરે છે માત્ર માણસોની દાંભિકતા એજ તેના કટાક્ષનો વિષય નથી, પણ આખા જગતનું મિથ્યાત્વ, માયા—એની સામે પણ એનો કટાક્ષ છે

આ કટાક્ષને માટે તેણે વાપરેલો છપ્પો અત્યંત અનુકૂળ છે આ છપ્પો તે સામળના છપ્પા જેવો નથી, પણ ચોપાઈના ચારને બદલે ૭ ચરણો કરીને કરેલો છે કટાક્ષ ઘણો ટૂંકો હોવો જોઈએ, અને

એક છપ્પાની અંદર અખો ટૂંકાણમા ઘણું કહી શકે છે એની ચોટ જબરી છે તેની કહેવતો અને દૃષ્ટાંતો એક તીરની પેઠે ધાર્યું નિશાન પાડે છે એ ક્યાંથી ક્યાં જઈને પોતાનું દૃષ્ટાંત પકડી લાવે છે, અને બહુ જ ટૂંકાણમા મૂકી આપણને આશ્ચર્યચકિત કરે છે

અખાએ છપ્પાનો ઉપયોગ અંગોમા કરેલો છે 'માયા અંગ' 'વેશનિંદા અંગ,' જેવા એણે અંગોનાં નામ આપ્યા છે, પણ એમા 'અખેગીતા' જેવુ સુસંગત વિષયનિરૂપણ નથી દરેક છપ્પો એ છૂટક મુક્તક તરીકે જ અસર કરે છે ઉપરના છપ્પા 'કુટકળ અંગ'માથી લીધેલા છે, એટલે એમા તો એક છપ્પાને બીજા સાથે કશો જ સંબંધ નથી. તો પણ અખાની શ્રદ્ધા કંઈક સમજી શકાય એ રીતે અમે તેની પસંદગી કરેલી છે

પહેલા બે છપ્પામા તેણે ધર્મના મિથ્યા બાહ્યાચારનો ઉપહાસ કર્યો છે તિલક કરતા કરતા માણસ ઘરડો થયો, જપની માળા તો એટલી બધી ફેરવી કે એના નાક ઘસાઈ ગયા, તીર્થ ફરી ફરીને પગ થાકી ગયા, કથા સાંભળી સાંભળીને કાન ફૂટી ગયા, છતા હરિને શરણ તો પહોંચ્યા નહિ અને બ્રહ્મજ્ઞાન મળ્યુ નહિ ! છઠ્ઠું ચરણ 'તો યે ન આવ્યુ બ્રહ્મજ્ઞાન' એ ચોપાઈની પંક્તિ છે એની આગળ આવતો 'અખા' શબ્દ છૂટો ગદ્ય તરીકે બોલવાનો છે એમ આપણામા પદ્ય બોલતા એકાદ શબ્દ ગદ્યમા બોલી જવાની પદ્ધતિ હતી

બીજા છપ્પામા પણ એવી જ રીતે ધર્મની મૂર્ખતાનો ઉપહાસ કર્યો છે અનેક દેવોને જુદા જુદા સ્વતંત્ર દેવો તરીકે માનવા એ હિંદુધર્મની એક નિર્બળતા છે, અને અખાએ આંગળી મૂકીને તે બતાવી આપી છે

ત્રીજા છપ્પામા આપણા લોકો અંધશ્રદ્ધાથી કથા સાંભળવા જાય છે તેના ઉપર કટાક્ષ છે કુટુંબમા ઘરડો થઈને આંધળો થઈ ગયેલો સસરો, ત્યાથી તે ઘરમા લાજ કાઢીને ફરતી વહુ, એમ બધાય સમજે ન સમજે પણ કથા સાંભળવા જાય છે કદાચ અખાનો એવો પણ કટાક્ષ હોય કે બને સરખા આંધળાં છે સસરો ઉંમરે પહોંચીને આંધળો થયો છે અને વહુ લાજ કાઢીને આંધળી થઈ છે સમજ્યા વગર દેખાદેખી સૌ એ પ્રમાણે વ્યાખ્યાન સાંભળવા જાય છે, વ્યાખ્યાનમા કહી હોય છે એક વાત અને સમજે છે બીજી જ એવી અણસમજણને લીધે એ જ્ઞાનનો ઉપયોગ તો ક્યાંથી જ કરી શકે?—જેમ કોઈ આંખનું કાજળ ગાલે ચોપડે એના જેવુ થાય. કૂવો ઊંડો હોય અને બોખ* ફાટેલી હોય તો એટલે ઊંડેથી પાણી કાઢતા કાઢતા જ બોખ ઉપર આવે ત્યા પાણી બધુ ચૂઈ ગયું હોય એટલે પીવા ક્યાંથી મળે? તેમ કથાનુ જ્ઞાન આ સાંભળનારાં માણસો સુધી પહોંચતુ જ નથી જે બુદ્ધિથી જ્ઞાન મેળવવુ જોઈએ એ બુદ્ધિ જ કાણી છે, ખોડવાળી છે, એટલે એમનું હૃદય જ્ઞાનપાન કરી જ શકતું નથી, શીખેલુ અને સાંભળેલું બધુ ફોગટ જાય છે

એ પછીના ચોથા છપ્પામા હાલના દંભી ગુરુઓ ઉપર કટાક્ષ કર્યો છે સાંભળનારા જડ છે, તો ગુરુઓ દંભી છે ગુરુ પોતાને સ્વામી માને છે એ સ્વામીપણુ તો ઊલટી એક વળગેલી વ્યાધિ છે એની પીડાથી એ દુખી થયેલો છે, અને રોગના કરારનો અનુભવ તો એનાથી સાત ગાઉ દૂર છે પોતે જ વાક્યની જાળની અંદર ગૂંચાઈને મરી ગયેલો છે એવો માણસ શેનો મોટો સિદ્ધ ગુરુ થઈને બેઠો છે? અખો કહે છે કે એવા અજ્ઞાનીનું કહેલું બીજાઓ શી રીતે કરે?

છપ્પો પાંચમો એક દૃષ્ટિએ જોતા તો પોતાને ગુરુ માનનારો માણસ બ્રહ્મ જ્ઞાનથી ઊલટો વધારે દૂર જાય છે હિંદુધર્મની ફિલસૂફીનુ એક મહાન રહસ્ય એ છે કે માણસ અભિમાનને લીધે સત્યને સમજી શકતો નથી અને માયામા લપટાય છે આમાં સૌથી સામાન્ય અભિમાન તે દેહનુ અભિમાન છે ગુરુમા પણ એ તો છે માનો કે દેહાભિમાન માણસમા પાશેર જેટલુ હોય. તે વિદ્યા ભણે છે ત્યારે એ અભિમાન વધીને એક શેર થાય છે પછી શાસ્ત્રની ચર્ચા કરતા એ અભિમાન એક તોલુ એટલે દશ શેર જેટલુ થાય છે પણ માણસ

* બોખ=પાણી કાઢવાની ચામડાની ડોલ—'સાર્થ જોડણીકોશ'

જ્યારે ગુરુ થાય છે ત્યારે તો તે પૂરો મણનો થઈને ઉભો રહે છે સારા થવાને માટે માણસે નમ્ર થવુ જોઈએ હળવા થવુ જોઈએ, તેને બદલે, અખો કહે છે, કે આ તો ઊલટો હલકામાથી ભારે થાય છે અને એવો માણસ જે થોડુ-ઘણુ આત્મજ્ઞાન મૂળથી હોય તે પણ ખોઈ બેસે છે

છઠ્ઠા છપ્પામા અખો સસાર માયામા મોહ પામી અજ્ઞાનમા કેવા ગોથા ખાય છે, તે કહે છે જ્યા જોઈએ ત્યા જુદ્દાણુ જ જુદ્દાણુ છે સામ સામે ઘુવડો* એક બીજાને જોઈને બેઠા હોય એના જેવા આ દુનિયાના મોટા ગણાતા માણસો છે એ ઘુવડોની આગળ આવીને કોઈ સૂરજની વાત કરે તો તે ઊલટા તેમના ઉપર ધસી આવે છે, અને જાણે કહે છે, કે અમને હજાર વરસનો અનુભવ છે અમે અધારા સિવાય બીજુ કશુ જોયુ નથી, અને તમે કયાથી આવી ડહાપણની એટલે અજવાળાની વાત કરવા આવ્યા ? કોઈ અજ્ઞાની માણસ હીરો મૂકીને પાણાને ઉપાડે તેમ આ જ્ઞાન મૂકીને હાથે કરીને અજ્ઞાનને સ્વીકારે છે

સાતમા છપ્પામા અખો એક બીજી જ વાત કહે છે માણસ વાતોમા જ્ઞાનના સૂત્રો બોલે પણ એ સત્યો રહેણી કરણીમા ન ઊતર્યા હોય તો નકામા છે જેમ વેપારમા માણસને રોકડ મૂડી જ કામમા આવે છે, દરદાગીનો ગમે તેટલો પડ્યો હોય તો તે પડી રહેતી વસ્તુ કામમા આવતી નથી, તેમ બુદ્ધિના ભડારમા ગણેલુ સત્ય કામમા આવતુ નથી, પણ રહેણી કરણીમા આવેલુ હરતું ફરતુ થયેલુ એટલે જીવત થયેલુ સત્ય જ કામમા આવે છે તે કહે છે, મૂડી વિના કેટલા યે મહીપતિઓ વહ્યા એટલે છેતરાઈ ગયા છે, મૂડી વિના કેટલાય લોક કામકાજ કરતા બધ પડી ગયા છે, કેટલા યે માણસો પોતાને ભગત કહેવડાવે છે, કેટલા યે માણસો જાત જાતના ભેખ ધરે છે પણ તે બધા મૂડી વિનાના હોય તો નકામા છે એવા ઘણા યે ધનવત હોય છે, જેમની પાસે હીરા માણેકની મણા નથી પણ જેઓ પોતા પાસે મૂડી ન હોવાથી વેપાર કરી શકતા નથી અખો કહે છે કે રહેણી વગરની આ બધી સપત્તિ તે એકડા વિનાના મીડા જેવી છે રહેણીનો એકડાનો આકડો ન લખ્યો હોય તો બાકીના અનેક મીડાની કશી કિમ્મત નથી

છેલ્લા બે છપ્પામા આપણે અખાની ઈશ્વર ઉપરની આસ્થાનુ સ્વરૂપ જોઈ શકીએ છીએ અખો કહે છે કે હુ વાજુ છુ અને તમે એટલે ઈશ્વર વગાડનાર છો એમાથી સગીત નીકળે તો તે વગાડનારનુ છે તેમા વાજાએ શેનો અહકાર કરવો ? માણસ જે કાઈ કામ કરે છે તે ઈશ્વરના જ કામ છે, કારણ કે એ સર્વ કામ કરવામા જે શક્તિ વાપરે છે, તે તેની પોતાની નથી પણ ઈશ્વરમાથી ઊતરી આવેલી છે માણસ તો અફતો, જીવ વિનાનો, સત્તા વિનાનો છે, એનુ નામ અછતુ જ રહેવુ જોઈએ આ વાજુ જો ધણીના એટલે ઈશ્વરના હાથમા જાય તો ધન્ય ધન્ય થઈ જાય, પણ કોઈ અસુરના હાથમાં જઈ ચડે તો અવળી એટલે ઊલટી જ વાણી લવે

માણસ દુ ખી હોય, અજ્ઞાની હોય તો તેના વિશ્વભરનો વાક નથી જે કહીએ તે વાક તો આપણો એટલે જીવનો જ છે જેમ કોઈ માણસ ભોજન જમાડવાનો પ્રયત્ન કરે પણ રિસાયેલો માણસ રીસથી ફર્યા કરે અને જમે નાહ ( આપણી નાતોમા આવુ બહુ બનતુ ! ) તેના જેવુ આ છે પીરસનારો એટલે ઈશ્વર તો પૂર્ણ આનદવાળો છે, તે તો પોતાના પૂર્ણાનદમા ભાગ લેવાને સૌને નોતરે છે, પણ કોઈ માણસ એનો લાભ લેવા ન જાય, તો એવા અભાગિયાને કોણ કહેવા જાય ? આગના છપ્પામા ઈશ્વરની શક્તિ અને તેના કૌશલનું વર્ણન છે, અને આ છેલ્લા છપ્પામા ઈશ્વરના પ્રેમનુ વર્ણન છે ઈશ્વર પોતે તેના આનદના આપણને સહભાગી કરવા ઇચ્છે છે આપણે વાજાની જેમ ઈશ્વરને આપણુ સમર્પણ કરવુ જોઈએ તો એ વાજામાથી અનેક પ્રકારના સુદર સૂરો નીકળે આપણે ઈશ્વરથી રિસાવુ ન જોઈએ તેને અનુકૂળ થવુ જોઈએ, તેને સમુખ થવુ જોઈએ અને તો તેના પૂર્ણાનદમાં આપણે સહભાગી થઈ શકીએ

રામનારાયણ વિ૦ પાઠક
નગીનદાસ ના૦ પારેખ

---

* ઘુવડના દૃષ્ટાન્તના એક બીજા પ્રયોગ માટે જુઓ દલપતરામનુ કવિત "ઘૂડ કહે ઘણો જૂનો ચોખો છે અમારો ચાલ" — કાવ્યસમુચ્ચય ભા. ૧ કાવ્ય ૪૮મુ.

# સૌંદર્યધામ કાશ્મીર

લેખક  પોપટલાલ અંબાણી ભાવનગર

ઉનાળાના વેકેશનમા મે કાશ્મીરનો પ્રવાસ કર્યો હતો તેથી સત્રને પહેલે દિવસે વર્ગ શરૂ થતા કુશળ સમાચાર પુછાયા પછી કાશ્મીર ઉપર લાંબી પ્રશ્નોત્તરી ચાલી તેનો સાર અહીં ઉતારુ છુ

સવિતા ભૂગોળમા વાચ્યુ હતુ કે કાશ્મીર ઘણો જ સુદર પ્રદેશ છે, એ વાત સાચી? તમને કાશ્મીરમાં શુ શુ સુદર લાગ્યુ?

આચાર્ય હા એ વાત સાચી છે કાશ્મીરના સ્થળેસ્થળમા સૌદર્ય છે ભૂતળમા છે પહાડોમા છે પાણીમા છે જળાશયોમા છે ખેતરો વનો અને બાગબગીચામા છે ફળોમા છે, ફૂલોમા છે અને માણસોમા ય છે એ સૌમા સૌદર્ય છે, એમ કહુ તેના કરતા એ સૌમા સૌદર્ય છલકાય છે, એમ કહુ તો જરા યે વધારે પડતુ કહેતો નથી ત્યા સૌદર્ય શેમા નથી? એવો પ્રશ્ન પૂછો તો તેનો જવાબ આપવો મુશ્કેલ થઈ પડે

## કુદરતી સૌંદર્ય

મે સેકડો માઈલના વિસ્તારમા કાશ્મીરનુ ભૂતળ જોયુ સર્વત્ર લીલુ કુજાર સર્વત્ર પાણી પાણી ને પાણી જાણે પાણીનો જ દેશ! કાશ્મીરનો એક પણ રસ્તો એવો ન હતો કે જેની બને તરફ હિમજળની નીકો વહી રહી ન હોય. એક પણ ખેતર એવુ ન હતુ કે જે પાણીથી છલકાતુ ન હોય જ્યા ધરતી માતાની સમગ્ર દેહલતા વનસ્પતિ અને જળથી આચ્છાદિત હોય, ત્યાના સૌદર્યનુ ગમે તેટલુ વર્ણન કરીએ, તો યે અધૂરુ જ થાય

ભૂતળ પરથી નજર ખસેડીને પહાડો પર ફેરવીએ તો ત્યા શુ જોવા મળે છે? એકેએક પહાડે મસ્તક પર રૂપેરી રગનો ચકચકિત હિમમુગટ ધારણ કરેલો છે અને ચરણથી ગરદન સુધી વૃક્ષરાજિનો હરિયાળો વાઘો પહેરેલો છે નખથી શિખ સુધી શણગારેલી એ પર્વતમડળી પરથી નજર ખસેડવી ગમે નહિ.

## ચીનાર અને પોપ્લરના ઝાડ

કાશ્મીરના ઝરાઓને ઝરા કહેવા કરતા કુદરતી ફુવારા (રાયસર) કહેવા એ વધારે ઉચિત છે કાશ્મીરમા ઠેકાણે ઠેકાણે ઝરા છે પ્રત્યેક ઝરો પહાડની તળેટી પાસેના ભૂતળને ભેદી ફુવારાની માફક ઊચે ઊછળે છે અને તેમાથી સાધારણ નદીના જેટલો જળપ્રવાહ નીકળે છે હિમ જેવા ઠડા અને સ્ફટિક સરખા નિર્મળ નીરથી ઊભરાતા ઝરાઓને જોઈ મન મુગ્ધ બની જાય છે અને મનમા પ્રશ્ન ઉદ્ભવે છે કે આ ભૂમિ પર કુદરતનો કેટલો બધો પક્ષપાત છે? આમાના એક જ ઝરાની બક્ષિસ આપણા પ્રાંતને મળી હોત તો કેવુ સારુ થાત?

કાશ્મીરના સરોવરોને સરોવરો કહેવા કે કમળના ઉદ્યાનો કહેવા તેનો નિર્ણય કરવો મુશ્કેલ થઈ પડે તેમને જોતા બાણભટ્ટના કલ્પનાપ્રદેશમા રમતુ અચ્છોદ યાદ આવે અને પ્રતીતિ થાય કે બાણભટ્ટે કેવળ કલ્પનાના તરગો વહેતા મૂક્યા નથી, પણ અચ્છોદ જેવા સરોવરો ભૂતળ પર છે સાભળ્યુ હતુ કે માન સરોવરનુ પાણી બિલોરી કાચ જેવુ નિર્મળ છે, પણ બિલોરી કાચ જેવુ નિર્મળ એટલે કેવુ તેનો ખ્યાલ તો કાશ્મીરના સરોવરો પ્રત્યક્ષ જોયા ત્યારે જ આવ્યો જળની નિર્મળતા એટલી બધી છે કે તળપ્રદેશમા રહેલી વનસ્પતિને ત્રીસ ચાલીસ ફૂટ જેટલા ઊડાણમાથી સ્પષ્ટ જોઈ શકાય છે પ્રત્યેક સરોવરના તળમા તરેહતરેહની વનસ્પતિના વન ઊભા છે સપાટી ઉપર પણ વનસ્પતિ અને તળમા ય વનસ્પતિ! અને તે બધી માણસોને અભિમાનના મૂકપાઠો શીખવનારી! એ સરોવરોનો જોટો હિંદમા તો ક્યા ય નથી

કાશ્મીરી નદીઓનુ પિયર ઉત્તુગ ગિરિશૃગોના હિમમય મુગટોમા અને રાયસર સરખા ઝરાઓમા છે જેનુ પિયર અખૂટ સપત્તિ ધરાવતુ હોય તેની

જળસમૃદ્ધિનું તો કહેવુ જ શુ? ઘણીખરી નદીઓ મસ્તીની ખુમારીમા દોડતી ચપળ કન્યાઓ સરખી છે, તેના હિમવારીના ધમપછાડા અને ઘુઘવાટને નીરખવા એ પણ જીવનની એક મોજ ગણાય

કાશ્મીરના ખેતરો એટલે આપણા ફળિયા ફળિયા જેવડા ક્યારા જાણે વનદેવીઓએ કોઈ વ્રતની ઊજવણી માટે તૈયાર કરેલા જવારા! ડાંગર અને ઘઉના રોપા જવારા જેવા જ હોય ને? એકે એક ખેતર લીલુછમ, પાણીથી ભરપૂર. કેટલાક ખેતરો તો જાણે વનદેવીઓને ડુગર પર ચડવાના પગથિયા સરખા!

કાશ્મીર પોતે જ એક બગીચા સરખો છે, તેની અંદર જે બગીચા હોય તેની શોભાના કંઈ મણા હોય ખરી? તેનુ વર્ણન કવિઓ પણ કરી શક્યા નથી તેમનાથી એ બગીચાઓનુ પૂરેપૂરુ વર્ણન ન થઈ શક્યુ ત્યારે તેમણે ટૂકામા કહ્યુ કે 'જો પૃથ્વી પર ક્યાય સ્વર્ગ હોય તો તે અહીં જ છે" એમ કહેવામા જરાય અત્યુક્તિ થતી નથી સ્વર્ગ તો આપણે કોઈએ જોયુ નથી, પણ આપણે વધારેમા વધારે જેટલુ સૌદર્ય કલ્પી શકીએ તેટલુ એ બગીચાઓમા છે

કાશ્મીરમા ઉપવનો તો ગણ્યાગાઠ્યા છે, પણ વનો પારવગરના છે એક પણ પહાડ એવો નથી કે તે વનશ્રીથી વિભૂષિત ન હોય બધા વનો મેળ બદ્ધ છે જાણે કોઈ કલાકાર માળીએ અમુક અમુક અતરને છેટે વૃક્ષારોપણ કર્યું હોય નહિ તેમ લાગે તળપ્રદેશ ચોખ્ખોચટક, નહિ ક્યાય છોડ કે નહિ ક્યાય વેલો તાડ કરતા પણ વધારે ઊચાઈના અને ડાળાડાળીઓ વગરના શકુ આકાર વૃક્ષો જાણે કુદરતનુ કોઈ અદ્ભુત નાટક જોવાને ગેલેરી ઉપર ગોઠવાઈ ગયેલા પ્રેક્ષકો સરખા લાગે છે!

કાશ્મીરની વનશ્રીનુ વર્ણન કરતા ત્યાના ખાસ વૃક્ષોની વાત કહેવાનુ મન થઈ જાય છે ચીનાર અને પોપ્લર એ કાશ્મીરના ખાસ વૃક્ષો છે ચીનારની ઘટા જોતા આપણો વડ યાદ આવે પણ ક્યા વડ અને ક્યા ચીનાર? એ ઝાડ ઘણુ જ મોટુ અને ઘટાદાર છે થડ પણ ઘણુ મોટુ, પચ્ચીસ ફૂટનો ઘેરાવો તો સાધારણ ગણાય પણ તેની ખરી શોભા પાદડામા છે પાદડા એરડીને કઈક મળતા આવે, પણ તેના જેટના મોટા નહિ રગ લીલો ચટક કુદરતે કાશ્મીરને આ સુદર વૃક્ષની ભેટ આપીને તેની શોભા ખૂબ વધારી છે કાશ્મીરી લોકો સૌદર્ય-પ્રેમી અને કુશળ કલાકાર છે તેઓ સૌદર્યની મૂર્તિ સરખા ચીનારની કદર કર્યા વગર કેમ રહે? કાશ્મીરમા જ્યા જોઈએ ત્યા ચીનારના પાદડાની તરેહવાર ડિઝાઈનો જોવામા આવે છે.

આપણે ત્યા પાનખર ઋતુમા વૃક્ષમાત્ર વિરૂપ બની જાય છે ચીનાર તે વખતે વિરૂપ થવાને બદલે અનેરુ સૌદર્ય ધારણ કરે છે શરદ ઋતુ બેસતા તેના પાદડાનો રગ સિંદૂરિયો બની જાય છે. તે વખતે ચીનારને જોયુ હોય તો જાણે આખુ ઝાડ અગ્નિથી સળગતુ હોય નહિ, તેમ તેના પાદડે પાદડેથી અગ્નિની જ્વાળા બહાર નીકળતી હોય, તેવો દેખાવ લાગે છે! જરાક કલ્પના તો કરો કે જે વનમા ચીનારના સેકડો વૃક્ષો હોય, તેનો દેખાવ દૂરથી કેવો અદ્ભુત લાગે?

કાશ્મીરનુ બીજુ ખાસ ઝાડ પોપ્લર છે તે ઘટાદાર નથી નખથી શિખ સુધી સીધુ સોટા જેવુ છે તેને ડાળાડાળી હોતા નથી સો સવાસો ફૂટ ઊચુ હોય છે પાદડા પીપળાને મળતા પણ બહુ જ નાના આ ઝાડને સડકોની બાજુ પર રોપવામા આવે છે સડક પર રોપેલા પોપ્લરના થડોની વચ્ચે ફૂટ કે અર્ધો ફૂટનુ જ અતર હોય છે તેથી સડકની બને બાજુએ જાણે ઝાડની દિવાલ ન હોય તેવુ લાગે છે કાશ્મીરમા એવી કેટલીય સડકો છે કે જેના પર માઈલોના માઈલો સુધી બને બાજુએ પોપ્લરની એકસરખી હાર જોવામા આવે છે જાણે ખભેખભા અડાડીને ઊભેલા સૈનિકોની હાર! એ રસ્તાના સૌદર્યની કલ્પના નજરે જોયા વિના આવી શકે નહિ ચિત્રો જોવાથી થોડો ખ્યાલ આવે ખરો

## કાશ્મીરી સ્રી પુરુષ

જ્યા કુદરતે સૌદર્યની લહાણી છૂટે હાથે કરેલી

છે ત્યા માણસો તેનાથી વંચિત કેમ રહે ? કાશ્મીરી સ્ત્રીઓ સૌંદર્યની પ્રતિમા સરખી છે અને પુરુષો પણ ઠીક ઠીક રૂપાળા છે

આ પ્રમાણે કાશ્મીરના અંગેઅંગમા સૌંદર્ય છે તેથી જ તેને સૌંદર્યધામ હિંદમાતાનો મુગટ હિંદનુ નંદનવન, ધનિકોની વિહારભૂમિ વગેરે ઉપનામો મળેલા છે હું કવિ નથી–કાશ્મીરના સૌંદર્યનુ આબેહૂબ વર્ણન તો કોઈ સમર્થ કવિ જ કરી શકે

રમા કાશ્મીરનુ ભૂતળ આપણા ગૂજરાત જેવુ જ છે ને ? .

આચાર્ય ના એવુ ક્યાથી હોય ? એ તો ગિરિદેશ છે

રમા ગિરિદેશ વળી કેવો હોય ?

આચાર્ય ઘણાખરા દેશોનુ ભૂતળ ગૂજરાતની પેઠે સમતલ મેદાન જેવુ હોય છે, પણ કોઈ કોઈનુ પહાડો અને ખીણોવાળુ હોય છે એવા દેશને ગિરિદેશ કહેવાય કાશ્મીર નેપાલ અને ભૂતાન એ પ્રકારના છે

ચંપા આબુ અને માથેરાન જેવા કેટલાક ગામો પહાડની ટેકરીઓ પર વસેલા છે કાશ્મીર પણ તે જ પ્રમાણે પહાડની ટેકરીઓ પર વસેલો છે

આચાર્ય ના, તેનો અધો ભાગ ટેકરીઓ પર વસેલો નથી ઘણો ભાગ ખીણોમા વસેલો છે

ચંપા ખીણ એટલે તો બે ટેકરીઓ વચ્ચેની સાકડી અને ઊડી જગા એવી જગામા ગામો કેવી રીતે વસી શકે ?

આચાર્ય કોઈ કોઈ ખીણો પહોળી પણ હોય છે કાશ્મીરના સેંકડો ગામો જે ખીણમા વસેલા છે, તે મોટા મેદાન સરખી છે તે ૯૦ માઈલ લાબી અને ૫૦ માઈલ પહોળી છે એટલે તેનો વિસ્તાર અર્ધા કાઠિયાવાડ જેટલો છે ચોતરફ ગગનચુંબી પહાડો અને વચ્ચે આવડુ મોટુ સમતલ મેદાન એ પણ એક કુદરતી અજાયબી છે કાશ્મીરની વસ્તીનો પોણો ભાગ એ ખીણમા રહે છે, અને કાશ્મીરના ઘણાખરા પ્રસિદ્ધ સ્થળો તેમા જ આવેલા છે તેની મધ્યમા થઈને ઝેલમ વહે છે, તેથી તેને ઝેલમની ખીણ પણ કહેવામા આવે છે

રમા ભારે નવાઈ જેવુ ઊચા ઊચા પહાડોની વચ્ચે આવડુ બધુ મોટુ મેદાન કેવી રીતે બન્યુ હશે ?

આચાર્ય જગતમા કુદરતના જેવો મહાન શિલ્પી બીજો કોઈ નથી તેણે ઊડી ખીણો બનાવી છે, મોટી મોટી ગુફાઓ બનાવી છે મોટા મોટા સરોવરો બનાવ્યા છે તેમ એ કાશ્મીરનું મેદાન પણ બનાવ્યુ છે એ મેદાનની ઉત્પત્તિને લગતી એક વાર્તા મે ત્યા સાભળી હતી, તે કહું છુ

ભૂસ્તરવેત્તાઓ એવુ અનુમાન કરે છે કે હજારો વર્ષ પહેલા આ મેદાનની જગાએ જલુધાર નામનું એક મોટુ સરોવર હતું એક વખત કશ્યપ નામના મુનિ હિમાલયનો પ્રવાસ કરતા કરતા જલુધારને કિનારે આવી પહોચ્યા પહાડોની વચ્ચે આવેલુ આવડુ વિશાળ સરોવર જોઈને તેઓ અતિશય આશ્ચર્ય પામ્યા આનો વિસ્તાર કેટલોક હશે તે જાણવાનું કુતૂહલ થતા તેમણે તેને ફરિ ફરિ એક પ્રદક્ષિણા કરી બારામૂલા પાસે આવ્યા ત્યા સરોવરની પાળ છેક જ નીચી લાગી તે જોતા તેમને વિચાર આવ્યો

"આ નિર્જન પ્રદેશમા આવડા મોટા સરોવરનો ઉપયોગ શો ? રત્નાકર અને માન શા ઉપયોગના છે ? આ નગાધિરાજની શોભા વધારવા સિવાય તેનો કંઈ જ ઉપયોગ નથી આ સરોવરનુ પણ તેમ જ છે

'આ ઠેકાણે તળાવની પાળ છેક જ નીચી છે પાળ ઉપર થઈને કેટલુંક પાણી વહી જાય છે જે આ ઠેકાણેથી પાળને તોડી પાડી હોય તો બધુ પાણી નીચાણ તરફ વહી જઈ સરોવરને ઠેકાણે એક મોટુ મેદાન બની જાય અને તેની અદર લાખો મનુષ્યો વસવાટ કરી શકે આ પ્રયોગ કરી જોવા જેવો છે

પછી મુનિએ આસપાસથી કેટલાક માણસોને બોલાવી બારામૂલા પાસેની પાળમા એક મોટુ ગાબડુ પાડયુ ગાબડુ પડતા જ જલુધારનુ તમામ પાણી ધીમે ધીમે પંજાબ તરફ વહી ગયુ અને તેની જગાએ મોટુ સમતલ મેદાન બની ગયુ એ મેદાન તે જ ઝેલમની ખીણ

મેદાનને જોતા મુનિને વિચાર આવ્યો : "આ મેદાન માણસોને વસવાટ કરવા માટે ઘણું જ અનુકૂળ છે. આ જે ફરતા પહાડો છે, તેથી દુશ્મન તો ક્યાંયથી આવી જ ન શકે સરોવરના તળની જમીન એટલે તેની ફળદ્રુપતામા શી મણા હોય ? હવાપાણી મઝાના છે માણીનો તોટો નથી અને સૃષ્ટિસૌંદર્ય તો એટલુ બધુ છે કે દેવોને પણ અહીં આવીને રહેવાનુ મન થાય !"

પછી તેઓ પજાબમા ગયા અને ત્યાના લોકોને આ મેદાનમા વસવા માટે તેડી લાવ્યા જોતજોતામા લાખો માણસની વસ્તીથી આખુ મેદાન વસી ગયુ લોકોને ત્યા રહેવાનું બહુ ગમ્યુ કુદરતના ખોળામા વસવાનું કોને ન ગમે ? કાશ્યપ મુનિની જહેમતથી જ આ મેદાન બન્યુ અને વસ્તીથી આબાદ થયુ તેથી લોકોએ તેનું નામ કાશ્મીર પાડયુ

સાગરની સપાટીથી લગભગ ૫ હજાર ફૂટ ઊચુ, ચોતરફ પહાડોથી ઘેરાયેલુ નદી, નાળા ઝરણા અને સરોવરોથી જલમય, સદાય લીલુ કુજાર એ મેદાન સૌંદર્યના ધામ સરખુ છે

સવિતા કાશ્મીરમા રેલવે છે ને ? રસ્તાઓની સગવડ કેવીક છે ?

આચાર્ય ત્યા રેલવે કેવી ? પહાડી પ્રદેશમા રેલવે બાધવી એ કઈ સહેલું નથી મોટર ચાલી શકે તેવા થોડાક રસ્તા છે ખરા, પણ તેમાના ઘણાખરા પહાડી કરાડોને કોરી કાઢીને બનાવેલા છે, તેથી ચડાવ ઉતારવાળા છે સમતલ રસ્તા માત્ર ઝેલમના મેદાનમા જ છે

રમા આપણે ઝેલમના મેદાનમા જવુ હોય તો કયા થઈને જવાય ?

આચાર્ય અમે જે રસ્તે થઈને ગયા હતા, તેની જ વાત કહુ છુ અમે અહીંથી નીકળી મહેસાણા અજમેર અને દિલ્હી થઈ જમ્મુ સ્ટેશને ઊતર્યા જમ્મુ એ કાશ્મીરની સરહદ પર આવેલુ નોર્થ વેસ્ટર્ન રેલવેનુ મોટુ સ્ટેશન છે ત્યાથી શ્રીનગર ૨૦૦ માઈલ દૂર છે મધ્ય કાશ્મીરમા જલુધાર સરોવરમાથી જે મેદાન બનેલુ છે, તેની અદર શ્રીનગર આવેલુ છે જમ્મુથી ત્યા જતા રસ્તામા પીરપજાલ નામની આખી ગિરિમાળાને ઓળગવી પડે છે

અમે જમ્મુથી એક મોટર ભાડે કરી સવારના દશ વાગ્યે શ્રીનગર તરફ ઊપડયા ત્રણેક માઈલ ગયા હોઈશુ ત્યા પીરપજાલની તળેટી આવી અને પહાડી ચડાણ શરૂ થયુ તે પછીનો ૧૫૦ માઈલ જેટલો માર્ગ પહાડોમાથી જ પસાર થવાનો હતો એક હાડ ચડવો, ખીણમા ઊતરવુ, વળી બીજો પહાડ ચડવો, ખીણમા ઊતરવુ એ પ્રમાણે ક્રમ ચાલુ થયો પહાડ માર્ગ કઈ સીધો ન હોય, એ તો સર્પગતિના સરખો હોય

રસ્તામા એક પછી એક પહાડો આવવા લાગ્યા પ્રત્યેક પહાડના શરીર પર જાણે જનોઈ પહેરાવી હોય, તેના સરખો કોરી કાઢેલો રસ્તો હતો એક બાજુએ પહાડની કરાડ અને બીજી બાજુએ ઊડી ખીણ ડ્રાઈવર જરા પણ બેધ્યાન બને તો મોટર સાથે મુસાફરો પાચસો સાતસો ફૂટની ઊડાઈએ વહેતી ચીનાબના નીરમા જળસમાધિ પામે !

ચીનાબ અમારી સાથે ને સાથે જ હતી તે અમારી સાથે જાણે સતાકૂકડીની રમત રમી રહી હતી ઘડીકમા તેના ઘૂઘવાટા સભળાય અને રૂપેરી ફીણના ઢગ સરખા તેના નીર નજરે પડે બીજી જ પળે તે બધુ અદશ્ય થઈ જાય અને એમ લાગે કે ચીનાબે આપણો સાથ છોડયો ત્યા તો ક્યાયથી એ તોફાની ગિરિકન્યા પાછી પડખે આવીને ઊભી હોય માઈલોના માઈલો સુધી તેણે આ પ્રમાણે કર્યુ

૪૨ માઈલે પહેલુ ગામ આવ્યુ તેનું નામ ઊધમપુર ગામ મોટુ છે અને પહાડના ઢાળ પર વસેલુ છે તેને વળોટી આગળ ગયા એટલે વધારે ઊચા પહાડો અને વધારે ઊંડી ખીણો નજરે પડયા પ્રત્યેક પહાડે નખથી શિખ સુધી દેવદાર અને ચીડના વૃક્ષોના લીલા વાઘા સજ્યા હતા જ્યા નજર નાખીએ ત્યા પહાડ, પહાડ ને પહાડ એ પહાડો નો જ મુલક હતો ત્યા પહાડો, ખીણો, વૃક્ષો, ઝરા અને ધોધ સિવાય બીજુ કઈ ભાગ્યે જ નજરે પડતુ હતું દેખાવ એટલો બધો મોહક, આકર્ષક અને ઉન્માદક હતો કે અમે સા મટકુ મારવાનુ ભૂલી ગયા ખાવા પીવાનુ ભૂલી ગયા, ઊતરી થવાની અને ફેર ચડવાની

ભીતિને પણ ભૂલી ગયાં અને આહાહા ! આ કેવું સરસ છે ? આ કેવું મનોહર છે ? એમ એ જ ધ્વનિ કરવા લાગ્યા.

સાંજના ચાર વાગ્યે ૮૦ માઈલે બનિહાલ નામનું ગામ આવ્યું. ગામ સુંદર છે. ચાનાસ્તો લેવા અર્ધો કલાક રોકાઈ ત્યાંથી અમે આગળ ચાલ્યા.

હવે ઠંડી લાગવા માંડી. તેનું કારણ એ હતું કે મોટર લગભગ ૪ હજાર ફૂટની ઊંચાઈ પર અવેના માર્ગ પરથી દોડી રહી હતી. આસપાસનું દૃશ્ય વધુ ને વધુ મનોરંજક લાગતું હતું. ચોનાબ હજી યે સાથેની સાથે જ હતી. થોડું આગળ ગયા ત્યાં ઝરમર વરસાદ શરૂ થયો. આસપાસના દૃશ્યની મોહકતામાં કંઈ ખામી રહી હશે તે વીજળીના ચમકારાએ, ગડગડાટે અને ઝરમર વરસાદે પૂરી દીધી. પણ પ્રવાસની મુશ્કેલી વધારી. છતાં નિર્વિઘ્ને સાંજના સાત વાગ્યે બનિહાલ પહોંચ્યા.

સૂર્યાસ્ત પછી આ રસ્તે પ્રવાસ કરવાની બંધી છે, એટલે બનિહાલના રેસ્ટ હાઉસમાં મુકામ કર્યો. રાત્રે ઠંડીનો સખત સામનો કરવો પડ્યો. બનિહાલ ૬ હજાર ફૂટની ઊંચાઈએ આવેલું છે, એટલે ત્યાં ઠંડી તો હોય જ. ઉપરાંત વરસાદ અને પવને સાથ કર્યો હતો. એટલે ઠંડીનું પૂછવું જ શું ?

સવારે પ્રાતર્વિધિથી પરવારી વેળાસર પંથે પડી ગયા. ચઢાણ વધવા લાગ્યું. રસ્તો વળાંક પર વળાંક લેવા લાગ્યો અને ઠંડીનું પ્રમાણ એટલું બધું વધી ગયું કે પાસે હતાં તેટલાં ગરમ કપડાંનો ઉપયોગ કર્યો છતાં ઠંડીને ખાળી શકાઈ નહિ.

દશેક માઈલ ગયા ત્યાં મોટરના માર્ગમાં એક મોટું બોગદું આવ્યું. આશરે ૨૦૦ ફૂટ લાંબું હશે. અંદર ગાઢ અંધકાર હતો. છેડા પાસેનો ભાગ આવતાં ઉજાસ થતાં કેટલાક બરફના ટુકડા જોયા. શોફરે કહ્યું કે નવેમ્બરથી એપ્રિલ સુધી આ આખું બોગદું બરફથી ભરાયેલું રહે છે. આની અંદરનો બરફ પીગળ્યે હજી માત્ર વીશ જ દિવસ થયા છે. વીશ દિવસ પહેલાં આ માર્ગ બંધ હતો.'

બોગદાની અંદરથી મોટર પસાર થઈ ત્યારે હિમ જેવી શીતળતાનો અનુભવ થયો. અહીં આટલી બધી ઠંડી કેમ છે તે બાબત તજવીજ કરતાં જણાયું કે એ સ્થાન (બનિહાલ પાસ) લગભગ ૮૦૦૦ ફૂટ જેટલી ઊંચાઈએ છે. તેની આસપાસની ટેકરીઓ પર અને ઊંચાઈ પર આવેલી ખીણોમાં બરફ હતો.

બનિહાલ પાસનું બોગદું પસાર કરીને આગળ જતાં રસ્તાની બાજુએ પહાડની કોડ પર સ્થળે સ્થળે બરફ દેખાયો. હિમગિરિના બરફનું આ પ્રથમ દર્શન હતું. એટલે તેને સ્પર્શવા તથા બારીકીથી જોવા મોટરમાંથી નીચે ઊતરી પડ્યા. બરફને હાથમાં લીધો. તેના ગોળા વાળ્યા અને બાળકની પેઠે આમતેમ ઉછાળ્યા. પણ ખરા. થોડો બરફ મોમાં પણ મૂક્યો. હિમાલય એટલે શું અને હિમાલયનો બરફ કેવો હોય તેનો આમ જાતઅનુભવ મેળવ્યો.

બનિહાલ પાસ પસાર કર્યાં પછી દૃશ્યની મનોહરતામાં ખરેખ વધારો કર્યો. આગળ જતાં મુંડા અને કાઝીગુંડ ગામો આવ્યાં. કાઝીગુંડ આવતાં પહાડો પૂરા થયા અને સમતલ મેદાન આવ્યું. મહર્ષિ કશ્યપે યોગ જલુધાર સરોવરને ખાલી કરી જે મેદાન બનાવ્યું હતું તેમાં અમારી મોટર દાખલ થઈ. હવેનું દૃશ્ય જુદી જ જાતનું હતું. સડકની બંને બાજુએ એક બીજાને ખભા અડાડીને ઊભેલા પહેરેગીરોની પેઠે રહેલા પોપ્લરના ગગનચુંબી વૃક્ષોની અવિચ્છિન્ન હાર હતી. શો સુંદર દેખાવ ? હિંદનાં ઘણાં સુંદર શહેરો જોયાં છે અને ત્યાંના સુંદર રસ્તાઓ પર જાતજાતનાં વૃક્ષોની હારો છે. ન્યૂ દિલ્હીમાં તો બહુ જ કાળજીથી વૃક્ષોને ઉછેર્યાં છે, પણ તેમાંનો એકે માર્ગ કાશ્મીરના પોપ્લરની હારોવાળા માર્ગની તોલે આવી શકે નહિ. રસ્તા પર માઈલોના માઈલો સુધી પોપ્લરની અતૂટ હારો ચાલી આવે છે.

દશેક વાગ્યે ખન્નાબલ પહોંચ્યા. ત્યાં ચાનાસ્તો લઈ ત્યાંથી રવાના થઈ બપોરના એક વાગ્યે શ્રીનગર પહોંચી ગયા.

શું શ્રીનગર જનારા બધા આ જ રસ્તે થઈને જતા હશે ?

આચાર્ય : ના. બીજો પણ રસ્તો છે અને તે રાવલપિંડીનો છે. એ રસ્તાનો મને કંઈ અનુભવ નથી. અમારો વિચાર એવો હતો કે જમ્મુને રસ્તેથી શ્રીનગર જવું અને રાવલપિંડીને રસ્તેથી પાછા ફરવું, પણ તે પ્રમાણે બની શક્યું નહિ. રાવલપિંડીથી પણ શ્રીનગરનું અંતર તો ૩૦૦ માઈલ જ છે. રાવલપિંડીનો રસ્તો સૌંદર્યમાં જમ્મુ માર્ગ જેટલો સુંદર નથી.

[ચાલુ]

# દાનો દુશ્મન

લેખક : મોહન ઠક્કર, વિલેપાર્લે

વર્ષો પહેલાંની વાત છે:

જન્મીને જીવનમાં અશક્યતા નામે જેણે જાણી નહોતી એવા નેપોલિયનને યુરોપ આખામાં એકચક્રે રાજ્ય કરવાના, ને સામ્રાજ્ય સ્થાપી ચક્રવર્તી સમ્રાટ બનવાના કોડ જાગ્યા! એક પછી એક મુલક જીતતું વિજયોન્મત્ત ફ્રેન્ચ સૈન્ય બધે ફરી વળ્યું. મધ્ય યુરોપમાં ફ્રાન્સની આણ વર્તી રહી. નેપોલિયનની નજર હવે રશિયા તરફ વળી. એક મોટું લશ્કર લઈ એ ઊપડ્યો. રશિયન સરહદ ઓળંગી ફ્રેન્ચ સૈન્યે રાજધાની મોસ્કો ભણી કૂચ કરી. માતૃભૂમિની આઝાદી માટે જાન ફના કરવાની તમન્નાવાળા શૂરા રશિયન સૈનિકો એમનું સામૈયું કરવા સજ્જ થઈ ને જ ઊભા હતા! બંને સૈન્યો વચ્ચે ખૂનખાર જંગ જામ્યો. રશિયનો માથાં મૂકીને, મરણિયા થઈ ને ઝૂઝતા હતા. કોની હારજીત થશે એ કળવું, કહેવું મુશ્કેલ હતું.

વહેલી પરોઢથી તે ઠેઠ દિ આથમ્યા લગી આ ઘોર સંગ્રામ ચાલ્યા જ કર્યો. બંને પક્ષે બેહદ ખુવારી થઈ. લાખ્ખો સૈનિકો કપાઈ મૂઆ, અસંખ્ય ઘવાયા ને અપંગ બન્યા. કેટકેટલી માતાઓના આંખની કીકી જેવા દૂધમલ દીકરા, કેટકેટલી સૌભાગ્યવંતી યુવતીઓના સર્વસ્વ એવા સ્વામી, કેટકેટલી બહેનોના વ્હાલસોયા વીરા, ને કેટકેટલાં બાળકોના વત્સલ પિતા એ એક-બસ એક જ-દિવસમાં રોળાઈ ગયા હશે! કાળમુખા એ યુધ્ધે કેટલાં બધાને નિરાધાર, અનાથ, ઘરબાર વિનાનાં ને રવડતાં કરી મૂક્યાં હશે! એનો વિચાર કરતાંય આપણને તો કમકમાં આવે!

પણ ત્યારે શું યુદ્ધના એ કાળાઘોર વાદળમાં ક્યાંય કદી માનવતાની રૂપેરી રેખા-વીજળી-ઝબૂકી યે નહિ જતી હોય? ના, ના; માનવતા એમ તો હજી સાવ મરી પરવારી નથી એટલું ય આશ્વાસન છે.

*

રાત પડવા આવી છે. યુદ્ધમાં ઝૂઝતાં બચેલા સૈનિકો પોતપોતાની છાવણીમાં પહોંચી ગયા છે. રણભૂમિ પર અત્યારે કોઈ ભયંકર ઝંઝાવાત પછીની શાન્તિ જેવી-સ્મશાનવત્-શાન્તિ પથરાઈ છે. ક્યારેક દૂરથી છેલ્લી ઘડી ગણતા કોઈ રડ્યાખડ્યા સૈનિકના શોષાતા કંઠમાંથી ઊના નિસાસા નીકળી પડે છે ને ભયંકર શાન્તિને વધારે ભયંકર મૂકીને શમી જાય છે! હૈયા સોંસરવા વીંધી નાખતા ઠંડા પવનો સૂસવે છે!

આવે ટાણે એ રણભૂમિ પર, એક કોરે, છેલ્લા શ્વાસ ઘૂંટતા બે યોદ્ધાઓ પાસે પાસે જ પડ્યા છે. એક ફ્રેન્ચ ને બીજો રશિયન. બન્ને જણ પોતપોતાના પક્ષે મરણિયા થઈ ને લડ્યા હતા ને એકબીજાના જાન લેવા તલસ્યા હતા: પણ અત્યારે તેઓ દુશ્મન નો'તા, કેવળ માનવી હતા. એમની આંખમાં વેર ને ખુન્નસની ઝાળો નો'તી ભભૂકતી: એમાંથી તો અત્યારે પ્રેમાર્દ્ર કરુણા નીતરતી હતી.

મધરાત થવા આવી. ટાઢ કહે મારું કામ! રશિયન સૈનિકે પડખું ફેરવ્યું ને પોતાની નજીક પડેલા ફ્રેન્ચ બંધુ ભણી જોયું: એ ટાઢે ઠુંઠવાઈ રહ્યો'તો! રશિયન સૈનિકને લાગ્યું કે પોતે હવે ઘડી બેઘડીનો જ મે'માન છે. એનું પ્રાણપંખેરું પોતાને વતન જવા તલપી રહ્યું'તું! એણે મનમાં વિચાર્યું: મારો આ ફ્રેન્ચ બિરાદર બિચારો આ જીવલેણ કકડતી ટાઢમાં ઠરીને ઠીકરું થઈ જશે. હું તો હવે અબઘડીએ મરી જવાનો છું—મારો આ હૂંફાળો, રૂંવાટીવાળો કોટ હવે મને શા કામમાં આવવાનો હતો?—ને આમ વિચાર કરતો, પોતાની રહીસહી બધી શક્તિ એકઠી કરી એ ઘસડાતો નજીક આવ્યો ને પોતાનો કોટ કાઢીને પેલા ફ્રેન્ચ સૈનિકને ઓઢાડી દીધો!

"કરુણાઘન પ્રભુપિતાની કરુણા મારા આ દોસ્ત પર વરસો, ને એ સાજોસમો પોતાને વતન પાછો ફરવા પામો" એના અંતરના ઊંડાણમાંથી પ્રાર્થનાના આ શબ્દો સરતા રહ્યા ને એનો ચહેરો કોઈ અલૌકિક આનંદ ને સંતોષથી ઝળાંહળાં થઈ રહ્યો!

પરોઢિયે મોંસૂઝણું થતાં ફ્રેન્ચ સૈનિકની આંખ ઊઘડી ત્યારે પોતાનો રૂંવાટીવાળો હૂંફાળો ડગલો એને ઓઢાડી દઈ ને એનો રશિયન બિરાદર નજીકમાં જ અખંડ નિદ્રા માટે પોઢી ગયો હતો!

પોતાના પ્રાણ બચાવનાર એ દાના દુશ્મનને ભાવભીના અંતરની શ્રદ્ધાંજલિ અર્પી ફ્રેન્ચ સૈનિક ત્યાંથી પોતાને પંથે પડ્યો.

ધન્ય હો આવા દાના દુશ્મનને!

# આધુનિક વિદ્યુત યુગનો સર્જક

# માઇકલ ફેરેડે [૧૭૯૧-૧૮૬૭]

ડૉ. યશવંત ગુ૦ નાયક, એમ એસસી, પિએચ ડિ.
પ્રાધ્યાપક, ગુજરાત કૉલેજ અમદાવાદ

આધુનિક જમાનામા વિદ્યુતની મદદથી ચાલતાં ઘણાંક સાધનો એટલા સામાન્ય થઇ પડયા છે કે આજે આપણે તેને વિષે ભાગ્યે જ કશો વિચાર કરીએ છીએ વિદ્યુતની મદદથી ચાલતી ટ્રામ, ગાડી, મિલની મોટર, પંખા ડાઇનેમો વગેરે સર્વ એક જ માણસની શોધના પરિણામને આભારી છે ખરુ જોતા વિદ્યુતનો ઘરગથ્થુ અને ઔદ્યોગિક ક્ષેત્રમા આજે જે મહોળો ઉપયોગ થય છે અને તેની મદદથી આપણે જે અનેક લાભો ઉઠાવી શકીએ છીએ તે માત્ર એક મહાન વિભૂતિ માઇકલ ફેરેડેની શોધને લીધે જ છે એમ કહીએ તો ખોટુ નહિ દાક્તરી ધંધામા પણ ઘણા વિદ્યુતના ઓજારો અને સાધનો વપરાય છે તે પણ મોટે ભાગે ફેરેડેના સિદ્ધાંતોનો ઉપયોગ કરે છે ચમકતાં ચાંદી અને સોનાથી ગિલિટ કરેલા-ઢોળ ચઢવેલા વાસણોમા પણ ફેરડેની શોધનો ઉપયોગ થાય છે ૧૯મી સદીની શરૂઆતમા વિદ્યુતના અસ્તિત્વની શોધ માત્ર થઈ હતી એટને તે જમાનામા ફેરેડેએ જે મહાન શોધો કરી છે તે ખરેખર યુગપ્રવર્તક હતી એમ કહેવામા જરા પણ અતિશયોકિત નથી જ્યાં સુધી વિદ્યુતનુ વિજ્ઞાન જીવશે ત્યા સુધી ફેરેડેનુ નામ અને તેની શોધો અમર રહેવાના છે એ વૈજ્ઞાનિકનુ જીવન પણ ખૂબ અદ્દભુત અને રોમાંચક છે

માઇકલ ફેરેડેનો જન્મ ૧૭૯૧મા સરે પરગણામા ન્યુઇંગટન ખાતે સપ્ટેમ્બરની ૨૨ મી તારીખે થયો હતો એના કુટુંબીજનો ઇંગ્લેંડના ઉત્તર ભાગના ગામડાના રહેવાશી હતા, પરતુ એનો બાપ લંડનમા લુહારનો ધંધો કરવા આવ્યો હતો એના બાપની તબિયત સારી રહેતી ન હતી અને લડાઇને લીધે મોંઘવારીમા ચાર બાળકોનો નિર્વાહ ચલાવવો પણ મુશ્કેલભર્યો હતો ૧૮૦૪મા ૧૩ વર્ષની ઉમરે ફેરેડેએ બ્લેન્ડફોર્ડ સ્ટ્રીટમા એક બૂકમેનરની દુકાને કાસદ તરીકે નોકરી સ્વીકારી એ વખતે લોકો ન્યૂઝપેપરો ખરીદતા નહિ, પરતુ ભાડેથી વાચતા, એટલે ફેરેડેને પેપરો વહેંચીને નીમેલે સમયે ભેગા કરી લાવવાનું કામ કરવુ પડતું એક વર્ષમા બૂકસેલર મિ રીબોએ એને બૂક-બાઇન્ડીંગના ધંધામા જોડ્યો. એ ધંધામાં જે ચોપડીઓ એના હાથમા આવતી તેમાથી જેમાં એને રસ પડવા લાગ્યો તેનો તે અભ્યાસ કરતો હતો ખાસ કરીને રસાયણ અને વિદ્યુતના વિષયથી એ આકર્ષાયો હતો આ અભ્યાસની સાથે એને વિજ્ઞાનનાં પુસ્તકોમા જે સિદ્ધાંતો બતાવવામાં આવતા હતા તે સાચા છે કે નહિ તેની ખાતરી કરવાનું મન થતું અને તેથી તે જે પૈસા બચાવી શકતો તેમાથી જેટલા સાદા પ્રયોગો કરી શકાય તેટલા તે કરતો હતો

૧૮૧૦ થી ૧૮૧૧મા મિ ટેટમ નામના વૈજ્ઞાનિકનાં ભાષણો સાભળવા એ દર અઠવાડિયે જવા લાગ્યો દરેક ભાષણની ફી એક શિલિંગ હતી. એ ફી એનો ભાઇ એને આપતો હતો, કારણકે ફેરેડેની આવક નજીવી હતી અને દર અઠવાડિયે આટલી ફી એ બચાવી શકે તેમ ન હતું આ ભાષણો દરમિયાન એણે રસાયણ વગેરેનો ઠીક ઠીક અભ્યાસ કર્યો અને આકૃતિ દોરવાની શક્તિ પણ કેળવી. એના વિજ્ઞાન પ્રત્યેના પ્રેમની ખ્યાતિ ધીમે ધીમે એના સહાધ્યાયીઓ અને એની દુકાનના ગ્રાહકોમા પણ થઇ એક દિવસ એક ગ્રાહકે એને પ્રોફેસર ડેવીનાં ભાષણો સાભળવાને માટે ટિકિટ આપી એ ભાષણો સાભળવા એ ગયો અને ડેવીનાં ભાષણોનો ખૂબ સુદર સાર લખીને પાછળથી ડેવી ઉપર મોકલી

આપ્યો અને તેમાં સુધારાવધારા કરવાને માટે સૂચન્યું ડેવી એ ભાષણોનો સાર વાંચી ખૂબ ખુશ થયો અને ડેવી અને ફેરેડેનો આ રીતે પ્રથમ પરિચય થયો. એ વખતે ડેવીની ગણના જગતના એક વિખ્યાત રસાયણશાસ્ત્રી તરીકે થતી હતી એટલે એના પરિચયનો આમ લાભ મળ્યો તેનો સદુપયોગ કરવાને ફેરેડે પ્રેરાયો ફેરેડે એના ધંધાથી કંટાળ્યો હતો અને તેથી એણે ડેવીને વિનતી કરી કે રૉયલ ઇન્સ્ટિટ્યુશનમા એમદદ નોકર તરીકે પોતાને જગા મળે તો તે લેવાનો તેનો વિચાર છે કારણકે એથી તે પોતાના જ્ઞાનનો વધારો કરી શકશે ડેવીએ તેને આ વિચાર મુલતવી રાખવા સમજાવ્યો, કારણકે વિજ્ઞાનના ક્ષેત્રમા પેટ ભરવાની પણ મુશ્કેલી પડે છે વળી ફેરેડેને સ્વતંત્ર ધંધો કરવો હોય તો રૉયલ ઇન્સ્ટિટ્યુશનના બધા ચોપડાનુ બાઇન્ડીંગ ફેરેડેને સોંપવાની તૈયારી બતાવી આમ છતા ફેરેડેને વિજ્ઞાન પ્રત્યે એટલો રસ હતો કે તે ગમે તેટલા પગારે માત્ર એક ચાકરની નોકરી પણ સ્વીકારી રૉયલ ઇન્સ્ટિટ્યુશનમા દાખલ થવા તૈયાર હતો આ ઉપરથી ડેવીને તેના નિશ્ચયની ખાતરી થઈ અને ભવિષ્યમા જગા પડે ત્યારે તેને નોકરી આપવાની ખાતરી આપી

ત્રણેક માસમા એક જગા ખાલી પડી અને ફેરેડેની રૉયલ ઇન્સ્ટિટ્યુશનમા ડેવીના પ્રયોગ આસિસ્ટંટ તરીકે નિમણૂક થઇ આ પછી તુરત જ એને ડેવીના અસિસ્ટંટ તરીકે યુરોપની મુસાફરીએ જવાનો લાભ મળ્યો એ મુસાફરી દરમિયાન ફેરેડેને ડેવીના પ્રયોગોની તૈયારી કરવા ઉપરાંત ડેવીના ઘરનું ખાનગી કામકાજ પણ કરવુ પડતુ ખાસ કરીને ડેવીની પત્નીની સખ્તાઈથી ફેરેડેને ઘણુ સહન કરવુ પડતું આમ છતા મુસાફરી દરમિયાન ફેરેડેએ પોતાની ફરજો ખૂબ ખંત અને કાળજીથી અદા કરી પૅરિસ મોન્ટપેલિયેર નાઇસ, ટ્યુરિન, ફ્લોરેન્સ વગેરે સ્થળે તેઓ ફર્યા એ દરમિયાન આમ્પેર, ગે-લ્યુસેક, ક્લેમેન્ટ, ડિસોર્મે, ડી–લા–રાઈવ નામના મોટા વૈજ્ઞાનિકોનો પરિચય કરવાનું ભાગ્ય પણ ફેરેડેને મળ્યુ મુસાફરી દરમિયાન ફેરેડેએ નોંધ રાખી હતી અને તેમાંથી માલૂમ પડે છે કે ફેરેડેએ વિજ્ઞાન ઉપરાંત બીજા અનેક વિષયોનું અવલોકન કર્યું હતું અને તેમા ખૂબ રસ લીધો હતો આ મુસાફરી કરવાથી ફેરેડેનું રસાયણનુ જ્ઞાન ઘણુ વધી ગયુ

૧૮૧૫મા ફેરેડે પાછો આવી રૉયલ ઇન્સ્ટિટ્યુશનમા આસિસ્ટંટ તરીકે કામ કરવા લાગ્યો આ પછીના થોડા વર્ષો ફેરેડેએ માત્ર પોતાનુ જ્ઞાન વધારી ડેવીના પ્રયોગોમા મદદ કરવામા ગાળ્યા દિન પ્રતિદિન ડેવીને ફેરેડેની પ્રતિભાની ઝાંખી થતી ગઈ અને તેથી ડેવીએ તેને જવાબદારી ભરેલુ કાર્ય પણ સોંપવા માંડ્યુ ડેવીના જ્ઞાનને માટે ફેરેડેને ઘણુ માન હતું ૧૮૧૬મા ડેવીએ એને ભાષણ કરવાની તક આપી અને ૧૮૨૦ સુધીમા એણે કેટલાક શોધખોળના લેખો પણ લખ્યા

૧૮૨૧ મા ફેરેડેએ લગ્ન કર્યા આ પછી તુરત જ ફેરેડેએ વિદ્યુતના અભ્યાસને અંગે વિદ્યુતવાહક તાર લોહચુંબકના ક્ષેત્રમા કેવી રીતે ખસે છે તે બાબત પોતાની શોધખોળનો એક નિબંધ લખ્યો એમા એણે વિદ્યુતની ચુંબક અસર વિષે જેટલી શોધ જાણીતી હતી તે જાતે પ્રયોગ કરી ફરીથી ભેગી કરી ૧૮૨૩મા ક્લોરિન ગૅસ (વાયુ) ને પ્રવાહી સ્વરૂપમા ફેરેડેએ મેળવ્યો ૧૮૨૫ મા ફેરેડેએ બેન્ઝોલ નામના રંગ બનાવવામા વપરાતા અગત્યના રસાયણની શોધ કરી હતી ૧૮૨૪મા એની શોધખોળ ધ્યાનમાં લઈ એને રૉયલ સોસાઇટીનો ફેલો નીમવામા આવ્યો અને ૧૮૨૫ મા એની પ્રગતિને ધ્યાનમા લઈ વર્ષના ૧૦૦ પાઉન્ડના પગારે એને રૉયલ ઇન્સ્ટિટ્યુશનની પ્રયોગશાળાના વડા તરીકે નીમવામાં આવ્યો આમા દુઃખદ વસ્તુ તો એ હતી કે ડેવી એને ફેલો નીમવામા વિરુદ્ધ પડ્યો હતો, કારણ કે ડેવીને એમ લાગ્યું કે, એનો નોકર જેવો આસિસ્ટન્ટ આટલા મોટા પદને પામે! આમ છતા પાછળથી તે બન્ને વચ્ચે ખાસ વિરોધ ઊભો થયો ન હતો

૧૮૨૨થી એને જેમ વિદ્યુત વડે ચુંબકત્વ ઉત્પન્ન થાય તેમ ચુંબકત્વ ઉપરથી વિદ્યુત કેમ ન ઉત્પન્ન કરી શકાય તે પ્રશ્ન વિષે વિચાર આવ્યા

કરતો હતો આ પ્રયોગો એણે ચાલુ રાખ્યા અને ૧૮૩૧મા એણે પોતાની શોધ બહાર પાડી એણે પુરવાર કર્યું કે ચુંબકમળરેખામા એક વિદ્યુતવાહક તારને એવી રીતે ખસેડીએ કે જેથી ચુંબકમળરેખાને કાપે તો તે તારમા તેટલો વાર પ્રવાહ ઉત્પન્ન થાય છે આ રીતે માત્ર એક તારને હલાવવાથી પ્રવાહ ઉત્પન્ન કરવાની રીત તો તદ્દન નવી જ હતી એ ઉપરથી મોટા પાયા ઉપર કેમ વિદ્યુત ઉત્પન્ન થાય તે શોધ કરવાનું બાકી હતું ફેરેડેના સાદા પ્રયોગથી દુનિયાના ઉદ્યોગોમાં એક મહાન પરિવર્તન આવવાનું હતું, તેની તો તેના શોધકને તે વખતે ઝાખી પણ ન હતી

આ વર્ષો દરમિયાન રોયલ ઇન્સ્ટિટયુશનની આર્થિક સ્થિતિ જરા બગડી હતી આથી એના વૈજ્ઞાનિકોને પૈસાની જોગવાઈ કરવા માટે ઔદ્યોગિક ક્ષેત્રમા શોધખોળ કરવાની ફરજ પડી આ શોધખોળમા પણ ફેરેડેએ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો. આ રીતે પાછી રોયલ ઇન્સ્ટિટયુશનની પરિસ્થિતિ સુધરી એટલુ જ નહિ પરતુ ફેરેડેને જાતને પણ સ્વતત્ર કમાણી થવા લાગી ખાસ કરીને આ વખતે ફેરેડેને એક બાજુ ઔદ્યોગિક શોધથી થતો આર્થિક લાભ અને બીજી બાજુએ એની વિજ્ઞાનની માત્ર ખેવનકી શોધ એ વચ્ચે નિર્ણય કરવાનો હતો જગતને સદ્ભાગ્યે ફેરેડેએ માત્ર વિશુદ્ધ વિજ્ઞાનની શોધખોળ કરવામા પોતાનો સમય ગાળવાનો નિર્ણય કર્યો આ નિર્ણય કેટલો કઠિન હતો તેનો ખ્યાલ માત્ર ફેરેડેની પરિસ્થિતિમા હોય તેને જ આવી શકે પેપર વહેચનારા અને ચોપડી બાધનારા એક છોકરાને એક બાજુ સામાન્ય જીવન ગુજારી શોધ કરવાની તક, અને બીજી બાજુએ લાખો પાઉન્ડ કમાવાની તક એ વચ્ચે નિર્ણય કરવાનો હતો અને જો ફેરેડેએ કોઈ ખાનગી ઔદ્યોગિક ધધાર્થે પોતાનુ જીવન ગુજાર્યું હોત તો તેની સનાહ માત્રથી તેણે લાખો પાઉન્ડની કમાણી કરી હોત પરતુ જે આરજુથી એણે પોતાનો બુકબાઈન્ડરનો ધધો છોડી વિજ્ઞાનની સેવા સ્વીકારી હતી, તેજ આરજુથી ભવિષ્યમા ધનની લાલચને ઠોકરે મારી એ સેવાને વળગી રહ્યો આમાં જ ફેરેડેની એક મહાન સિદ્ધિ હતી અને એ સિદ્ધિથી જગતને એણે જે લાભ આપ્યો છે તેની તુલના કરવી પણ અશક્ય છે.

રાસાયણિક ક્રિયાથી વિદ્યુત ઉત્પન્ન થાય તે બહુ નાના પ્રમાણમાં હોય છે અને એના વડે મોટા યત્રો વગેરે ચલાવવા અશક્ય થઈ પડે છે વળી રસાયણિક ક્રિયાથી બેટરીમાની ધાતુ અને રસાયણ ક્ષીણ થાય છે અને તેથી એ પ્રકારે પેદા કરેલો વિદ્યુતપ્રવાહ બહુ મોઘો થઈ પડે છે, આને બદલે માત્ર એક ચક્ર ફેરવવાની યાત્રિક શક્તિ પેદા કરી તેમાંથી વિદ્યુત ઉત્પન્ન કરવાની ફેરેડેની શોધથી વિદ્યુતનું ઉત્પાદન બહુ સસ્તુ અને સરળ થયુ છે ચક્રને ફેરવવાની યાત્રિક શક્તિ પાણીના ધોધમાંથી, વરાળયત્ર વડે અથવા તેલયંત્ર વડે મળે છે એ શક્તિમાથી ડાઈનેમો વડે જે વિદ્યુતશક્તિ ઉત્પન્ન કરી શકાય છે તેથી શક્તિનો ખોટો વ્યય થતો નથી અને એ શક્તિને બહુ સહેલાઈથી વહેચી શકાય છે આજે જગતના પડ ઉપર જેટલા સાધારણ મોટા શહેરો છે ત્યા ડાઇનેમો વડે વિદ્યુત ઉત્પન્ન કરી દરેક જાતની યાત્રિક શક્તિ પૂરી પાડવામા આવે છે આ પ્રત્યેક ડાઇનેમાનુ કાર્ય ફેરેડેએ પ્રયોગશાળામા એક નાનુ તારનુ ગૂચળુ લોહચુબકના બે ધ્રુવ વચ્ચે ફેરવીને પ્રવાહ ઉત્પન્ન કરી શકાય એમ બતાવ્યુ હતુ તેનુ જ મોટા પાયા ઉપર પુનરાવર્તન છે

વિદ્યુતની મદદથી હલકી ધાતુના વાસણ ઉપર ઢોળ ચઢાવવાની ક્રિયાની શોધ પણ ફેરેડેને આભારી છે એ જ શોધને પરિણામે આજે આપણે તાબાના અથવા પિત્તળના વાસણો ઉપર સોનેરી અથવા રૂપેરી ઢોળ ચડાવી શકીએ છીએ વળી એ જ સિદ્ધાતનો ઉપયોગ કરી આજે ક્રોમિયમ નીકલ વગેરે ધાતુના ચળકાટવાળુ પોલિસ, લોખડ અગર બીજી હલકી ધાતુ ઉપર આપી શકાય છે

આ જાતની વિદ્યુત વડે ઢોળ ચઢાવવાની ક્રિયાને વિદ્યુતઢોળ કહેવામાં આવે છે અને જે ક્રિયાથી આ ભારે ધાતુ રસાયણમાથી છૂટી પડીને હલકી ધાતુ ઉપર ચોટે છે તેને વિદ્યુત-પૃથકરણ ( electrolysis ) કહેવામાં આવે છે આ ઘટનાના

અનેક વૈજ્ઞાનિક નિયમો ફેરેડેને આભારી છે. જેમ ગુરુત્વાકર્ષણનો નિયમ ન્યૂટને શોધ્યો છે તે જ પ્રમાણે અને તેટલો જ અગત્યનો ચુંબકત્વ અને વિદ્યુતના આકર્ષણનો નિયમ ફેરેડેએ શોધ્યો હતો. અવકાશમાં બે વિજાતીય ચુંબક ધ્રુવો વચ્ચે આકર્ષણ શાથી થાય અથવા બે સજાતીય ચુંબકધ્રુવો વચ્ચે અપાકર્ષણ શાથી થાય છે એ ફેરેડેએ ચુંબકબળ-રેખા ( magnetic lines of force ) ના સિદ્ધાંત વડે સમજાવ્યું હતું. ફેરેડેએ પ્રતિપાદન કર્યું હતું કે બે ચુંબકધ્રુવો વચ્ચેના અવકાશમાં બળનું ક્ષેત્ર પ્રસરે છે અને તે ચુંબકધ્રુવો વચ્ચે લોખંડના વહેર નાંખવાથી લક્ષમાં આવે છે. એ બળની જે દિશા હોય તે દિશામાં લોખંડના વહેરના કણો પ્રસરી જાય છે અને ચુંબકબળરેખા કેવી રીતે આવી રહેલી છે તે બતાવે છે. આ જ પ્રકારની ક્રિયા બે વિદ્યુત ભારવાહી વસ્તુમાં પણ થાય છે.

પ્રકાશના ધ્રુવીભવનની (polarisation) ક્રિયા ઉપર વિદ્યુત અને ચુંબકત્વની અસર કેવી થાય છે તે બતાવી ફેરેડેએ પ્રકાશ, વિદ્યુત અને ચુંબકત્વ વચ્ચેનું સામ્ય બતાવવાનો પ્રથમ પ્રયત્ન કર્યો હતો. આ ઘટના ઉપરથી રેડિયોના એટલે કે વિદ્યુત-ચુંબકત્વનાં મોજાં પેદા થઈ શકે અને તે પ્રકાશનાં કિરણોના જેવાં જ હોવાં જોઈએ એમ ફેરેડેને લાગ્યું હતું; પરંતુ આ તેની માન્યતાને સાર્થક કરવાનું કાર્ય માત્ર સિદ્ધાંત વડે મેક્સવેલે અને પ્રયોગ વડે હર્ટ્ઝે પાર પાડ્યું હતું.

ફેરેડેએ રસાયણમાં પણ અનેક શોધખોળો કરી હતી અને એ દરેક શોધ પણ એને મોટા વિજ્ઞાન-શાસ્ત્રીઓની ગણતરીમાં મૂકી શકે તેવા પ્રકારની હતી. આથી જ આપણને ફેરેડેની અનેકદેશીય અને વિપ્લવકારક શોધ કરવાની શક્તિ વિષે અનહદ માન ઉત્પન્ન થાય છે.

ફેરેડેને તેની શોધખોળોને માટે અનેક રીતે માન-પાન મળ્યું હતું. તે લંડનની લગભગ બધી જ વિજ્ઞાન પરિષદો અને બીજાં તત્ત્વજ્ઞાની મંડળોનો સભાસદ હતો. ફ્રાંસના એના એક મિત્રે એના કાગળ ઉપર કરેલું શિરનામું આ બાબતમાં રસપ્રદ રીતે સાક્ષી પૂરે છે :

"માઈકલ ફેરેડે

લંડનનાં સર્વ વિજ્ઞાન મંડળોનો સભાસદ,

લંડન."

આ ઉપરાંત રૉયલ સોસાઈટીનો કોપ્લી મૅડલ (ચાંદ) મળ્યો હતો. તે સમયમાં રૉયલ સોસાઈટીનો આ ચાંદ મેળવવો એ વિજ્ઞાનના ક્ષેત્રમાં સૌથી મોટામાં મોટું માન ગણાતું હતું. રાજ્યે પણ એની પ્રતિભા ધ્યાનમાં લઈ ગ્રીનમાં હેમ્પ્ટન કોર્ટ નામનું ઘર ફેરેડેને મફત રહેવાને આપ્યું હતું.

એની જિંદગીનાં છેલ્લાં વર્ષોમાં એની યાદશક્તિ ઘટી ગઈ હતી. જગતના વિજ્ઞાન અને ઔદ્યોગિક ક્ષેત્રમાંથી આ યુગપ્રવર્તક મહાપુરુષ ૧૮૬૭ ના ઑગસ્ટની ૨૫ મી તારીખે મૃત્યુ પામ્યો.

ફેરેડે આટલો મહાન પુરુષ ગણાતો હોવા છતાં, એને એની ભૂતકાળની પરિસ્થિતિની હમેશાં સ્મૃતિ રહેતી હતી અને તેથી એના ઉચ્ચ કે નીચ સાથેના વર્તનમાં એ કદી પણ તોછડાઈ કે પોતાની મહત્તા બતાવતો નહિ. જે જે માણસો એના સંસર્ગમાં આવ્યા હતા તે સર્વને એના અતિ નમ્ર અને માયાળુ સ્વભાવની પ્રતીતિ થતી હતી. વિજ્ઞાન ઉપરાંત ધાર્મિક વૃત્તિઓએ પણ એના જીવનમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો. ડ્યુમા નામના ફ્રેન્ચ વૈજ્ઞાનિકના શબ્દોમાં કહીએ તો, "એના હૃદયની સરળતા, એની તીવ્ર સત્યપ્રિયતા, બીજાની શોધખોળ પ્રત્યે એની મમતા અને તેની પ્રશંસા, પોતાની શોધખોળ બાબતમાં એની ઉદાસીનતા, એનો ઉમદા આત્મા, વગેરે સર્વે ગુણોએ ફેરેડેના ચારિત્ર્યને અતુલ સુંદર બનાવ્યું હતું." કુદરતી ઘટનામાં જગતનિયંતાનો હમેશા કંઈક ઇન્સાફ રહેલો છે એવી માન્યતાએ ફેરેડેને સત્યપરાયણતા, આત્મસન્માન, સ્વયંનિયંત્રણ, ઇન્સાફપરાયણતા વગેરે સદ્‌ગુણો આપ્યા હતા. એ જ સદ્‌ગુણને પ્રતાપે પોતે એક કનિષ્ટ પેપર વેચનારા છોકરામાંથી જગતના મહાપુરુષોમાંનો એક થયો છતાં એનું નિરભિમાનપણું તેનું તે જ રહ્યું હતું.

# વાતાવરણ યાને વાયુમંડળ

લેખક અંબાલાલ પુરાણી, શ્રીઅરવિંદ આશ્રમ પોંડિચેરી

ગરમ વસ્તુની આજુબાજુ દૂર સુધી આપણને ગરમી લાગે છે હોળીના દેવતાની આંચ આપણને દૂર સુધી લાગે છે અને તપાવેલી ધાતુના એક છેડાની અસર બીજા છેડા સુધી પહોંચે છે ભૌતિકશાસ્ત્રના જાણનારાઓએ પ્રયોગથી સિદ્ધ કર્યું છે કે જ્યારે જ્યારે વીજળીનો પ્રવાહ તારમાંથી પસાર થાય છે ત્યારે ત્યારે વીજળી-લોહચુંબકની ભેગી શક્તિના મોજાઓ તારની ચારે તરફ ગોળાકારે ફેલાતા હોય છે

વસંત ઋતુમાં આંબાનો મોર ચારે બાજુ મઘમઘે છે, ચૈત્રના આરંભમાં લીમડાના ફૂલોની સુગંધ આજુબાજુ પસરે છે તુળસીના વનની પરિમલ તીવ્ર હોય છે રાત્રે ખીલનાર મોગરો, પારિજાત વગેરે ફૂલોની સુગંધ ચારે બાજુ મહેકે છે ડાંગરના ખેતરોમાં પણ એક પ્રકારની મધુર સુવાસ આવે છે આમ વનસ્પતિનું એક પ્રકારનું વાતાવરણ હોય છે

મરેલા પ્રાણીના મુડદાની તથા ગંદકીની બદબો પણ ચારે તરફ ફેલાય છે

વાતાવરણ એટલે મુખ્યત્વે તો આપણી આજુબાજુની સ્થૂળ પરિસ્થિતિ માનવ તથા પ્રાણીઓના સ્થૂળ જીવન ઉપર, તથા કાંઈક અંશે તેમના સ્વભાવ ઉપર પણ વાતાવરણની અસર થાય છે ઠંડીના પ્રદેશોમાં માનવ અમુક પ્રકારે જીવન ગાળે છે ગરમીમાં તેના પહેરવેશમાં તથા રિવાજોમાં ફેર થઈ જાય છે ચોમાસામાં તેના ધંધાઉદ્યોગોમાં ફેરફાર કરવાની માનવને ફરજ પડે છે ઋતુઓ અને કુદરતના પ્રકોપો માનવના સ્વભાવ ઉપર તથા તેના જીવન ઉપર અસર કરે છે એ સુવિદિત છે પ્રજાઓના અને વ્યક્તિના જીવન ઉપર ભૂગોળની રચનાની અસર થાય છે

પરંતુ વાતાવરણ કેવળ સ્થૂળ જ નથી હોતું તે સૂક્ષ્મ પણ હોય છે જેમ ગરમ વસ્તુની આજુબાજુ થોડે દૂર—અને સૂર્ય જેવો પ્રચંડ ગોળો હોય તો કરોડો માઈલ સુધી—આપણને ગરમી પ્રસરતી લાગે છે તેમ વ્યક્તિની આજુબાજુ તેના વિચારો તેની ભાવનાઓ તથા તેના આંતરજીવનનું બનેલું વાતાવરણ હોય છે એને હાલ વાયુમંડળ પણ કહેવામાં આવે છે આ વાતાવરણ કેવળ વ્યક્તિની આજુબાજુ હોય છે એવું નથી, કુટુંબમાં સહુની આજુબાજુ, સંસ્થાઓની અંદર આશ્રમોમાં, નિશાળો તથા કૉલેજોમાં તથા છાત્રાલયોમાં, મંદિરોમાં એમ સમૂહ જીવનનાં અનેક અંગોમાં હોય છે એક જ પરીક્ષા માટે વિદ્યાર્થીઓને તૈયાર કરતી સંસ્થાઓમાં વાતાવરણનો સમૂળો ભેદ હોઈ શકે છે એના તો આપણે અનેક ઉદાહરણો જાણીએ છીએ

જેમની વિવેકશક્તિ ખીલી નથી તેમને માટે ઘણી વાર ઉચ્ચ વાતાવરણ અમૂલ્ય નીવડે છે ઉદાહરણ તરીકે, નાનપણમાં કુટુંબના વાતાવરણની અસરને પરિણામે બાળકમાં સુસંસ્કારિતા ચારિત્ર બળ અને ભાવી જમાનાનું વલણ ઘડાય છે પરંતુ વિવેકશક્તિનો વિકાસ થયા પછી પ્રગતિ કરવી હોય તો પ્રત્યેક માણસે પોતાની આજુબાજુના વાતાવરણની અસરો પર વિચાર કરવો જોઈએ તેમાંની કઈ કેટલી સ્વીકારવી કોનો ત્યાગ કરવો કે સમૂળો અસ્વીકાર કરવો તથા કઈ સંપૂર્ણપણે નાબૂદ કરવી એ તેણે નક્કી કરવું જોઈએ કારણકે એ સૂક્ષ્મ વાતાવરણ માનવના આંતરજીવન ઉપર અસર કરે છે વાતાવરણનો પ્રભાવ એવો બળવાન હોય છે કે વિરલ વ્યક્તિઓ જ તેની સામે થઈ શકે છે પોતાની આજુબાજુના બધા લોકો હરિજનોને અસ્પૃશ્ય ગણતા હોય એવા વાતાવરણમાં તેમને અડકવાનું કાર્ય મુશ્કેલ હોય છે વળી અંત્યજો અસ્વચ્છ હોવા જ જોઈએ યા તો ઊંચી ગણાતી કોમના સભ્યો સ્વચ્છ હોય છે એમ આપણે ઠરાવી શકતા નથી ટૂંકમાં, વાતાવરણમાં જે તત્ત્વો હોય છે તે અજાણ્યે આપણી અંદર પ્રવેશ કરતાં હોય છે પોતાના જ અંતરમાં ઊગતી વસ્તુઓનો માનવ સ્વીકાર કરે એ સમજી શકાય તેવું છે, પરંતુ પોતાની બહારથી જે વસ્તુઓ અંદર આવતી હોય તેમના ઉપર તો તેણે જાપ્તો રાખવો જોઈએ એટલા

માટે જે કોઈ વસ્તુનો સ્વીકાર કરવાની માગણી આપણી પાસે વાતાવરણ તરફથી કરવામા આવે તેને પહેલાં તો અટકાવીને તે બરાબર છે કે નહિ તેનો આપણે પ્રથમ નિર્ણય કરવો જોઈએ. ઉપના ઉદાહરણમાં, અત્યજોને ન અડવુ એ વાજબી છે કે નહિ તેનો આપણે પ્રથમ નિર્ણય કરવો જોઈએ વાતાવરણની અસર સમર્થ હોય છે એ ખરુ, પણ તે હમેશ ઉત્તમ કે ઇષ્ટ કે હિતકારક હોય છે એવુ નથી હોતું એટલે પ્રત્યેક ક્રિયા કરતા પહેલા વાતાવરણમાંથી આપણા ઉપર આવતી માગણી બરાબર છે કે નહિ તે નક્કી કરવા આપણે પ્રયત્ન કરવો જોઈએ

પોતાના વિકાસને પોષે એવા વાતાવરણમા રહેવાનો પ્રત્યેકે પ્રયત્ન કરવો જોઈએ વિદ્યાર્થી અવસ્થામા જ્યારે માનવ આદર્શો ઘડે છે ત્યારે પણ તેને અનુભવથી જણાય છે કે કેવળ સ્વપ્રયત્નથી પોતાના આદર્શો સિદ્ધ કરવાનુ કાર્ય સહેલું નથી હોતું અમુક મિત્રો, કોઈ શિક્ષક, કોઈ કુટુબીજન, કોઈ પુસ્તક, ધર્મની કોઈ ક્રિયાનો અભ્યાસ, કોઈ નેતા કે કોઈ સસ્થા તેને પોતાના આદર્શોની સિદ્ધિ માટે અનુકૂળ વાતાવરણ આપે છે એમ પ્રત્યેકને લાગે છે એટલે જ તે ઘણુ ખરું તેનો આશ્રય લે છે આમ કરવાથી તેને લાભ થાય છે આવુ વાતાવરણ ઉત્પન્ન કરવામા વ્યક્તિનો ફાળો કેટલીકવાર ઘણો મોટો હોય છે ઉદાહરણ તરીકે હાઈસ્કુલોમાં બધે અભ્યાસક્રમ તો એક જ પ્રકારનો હોય છે તોપણ મુખ્ય શિક્ષકના કે અમુક કોઈના વ્યક્તિત્વને પરિણામે—ઘણીવાર એક બે શિક્ષકોના ચારિત્રને પરિણામે-નિશાળના વાતાવરણમા ફેર પડી જાય છે અને એ સસ્થામાથી નીકળતા વિદ્યાર્થીઓ જુદા તરી આવે છે કલકત્તાની મૅટ્રિક્યુલેશનની-પ્રવેશક પરીક્ષા શાતિ-નિકેતનમા અભ્યાસ કરીને પણ આપી શકાય છે અને ત્યાના વિદ્યાર્થીઓનાં જીવન ઉપર અમુક છાપ પડે છે અને તે એટલે સુધી કે તેમના બાહ્ય જીવનની અમુક ખાસિયતો પણ એમ- સરખી હોય છે જે બીજા મૅટ્રિક થનાર વિદ્યાર્થીઓમા જણાતી નથી

પરતુ જેમ વાતાવરણ વ્યક્તિના વિકાસને અનુકૂળ હોઈ શકે છે તેમ તે પ્રતિકૂળ પણ હોય પ્રતિકૂળ એટલે વિરોધી વાતાવરણને સામાન્ય રીતે વ્યક્તિ વશ થાય છે, અને પોતાનો વિકાસ સાધવાને બદલે તે વાતાવરણની ધરેડમા ઘસડાય છે કોઈ માણસ સસ્થાનો આદર્શ સ્વીકારીને તથા તેની સાથે તલ્લીન થઈને નહિ પરતુ અમુક સગવડો મળે તેટલા ખાતર અમુક સસ્થામાં જાય છે ત્યારે તેને પરાણે તેના વાતાવરણમાં ખેચાવુ પડે છે આવુ થાય છે ત્યારે સામાન્ય રીતે તેનુ વ્યક્તિત્વ ખીલવાને બદલે ઘણીવાર ઊલટું દબાઈ જાય છે ઘણા યુવાનો અને ઘણી છોકરીઓ બહારગામથી મુબઈ જેવા મોટા શહેરમા જાય છે ત્યારે ત્યાની ફૅશનના પવનમા તેઓ ઘણુંખરુ ખેચાઈ જ જાય છે એનો અર્થ ફૅશન ઇષ્ટ હોય છે એમ નથી, પરતુ તેમનામા તેની સામે થવાની શક્તિ નથી હોતી એટલુ જ કોઈ પણ પ્રકારની ઉપયોગિતા વગરની આજુબાજુના વાતાવરણની માગણીઓને વશ થનારામાંના ઘણાખરા તો વ્યક્તિત્વ વિનાના હોય છે માટે જ અનુકરણ કરવા મડી પડે છે

વિરોધી વાતાવરણ પણ માનવના વિકાસમા મદદ કરી શકે, જો તે તેની સામે થવાનું બળ મેળવે તથા પોતાના સકલ્પથી વાતાવરણમા ફેરફાર કરી શકે તો પ્રત્યેક મહાન વ્યક્તિને આ કાર્ય ઘણુંખરું કરવુ જ પડે છે મહાન વ્યક્તિ જ્યારે પોતાના કાર્યનો આરભ કરે છે ત્યારે ચારે તરફ આખુ વાતાવરણ તેનાથી જુદા જ વિચારોવાળુ, જુદા જ અભિપ્રાયોવાળું, જુદી જ ક્રિયાવાળુ હોય છે એ બધાનો અસ્વીકાર કરીને, તથા જરૂર પડે તો એ બધાની સામે થઈને તે પોતાના અતરમાંથી નવા જ ધારાધોરણો, નવા વિચારો, નવો આચાર ઉત્પન્ન કરે છે, તેમને પ્રચલિત બનાવે છે અને આજુબાજુ પ્રસારે છે આ પ્રમાણે વિરોધી વાતાવરણ તેની અદર રહેલી શક્તિને બહાર લાવવાનું એક સાધન બને છે જેટલા પ્રમાણમા વ્યક્તિ એ કાર્ય સાધી શકે છે તેટલા પ્રમાણમા તે મહાન બને છે

☆

# जागृतिनो परचो

લેખક काका कालेलकर, वर्धा

દેશી રાજાઓ તેમજ નરેન્દ્રોએ એમ માની લીધું હતું કે ખાલસા મુલકમાં પ્રભાતના કિરણો ફેલાવા માંડ્યા હોય ત્યારે પણ તેઓ પોતાના નાના નાના રજવાડામાં મધ્યરાત્રિનું ઘોર અંધારું કાયમ રાખી શકશે અંગ્રેજ સરકારે તેમને પહેલેથી જ અભયવચન આપી મૂક્યું હતું કે તેમના ઉપર આંતરિક કે બાહ્ય મુશ્કેલી આવશે ત્યારે તે તેમને રક્ષણ આપશે મહાસભાએ પણ તેમને અભયવચન આપી દીધું હતું કે તેમની આંતરિક રાજ્યવ્યવસ્થામાં મહાસભા દરતક્ષેપ નહિ કરે

અંગ્રેજ સરકારના આશ્વાસનની પાછળ એવી અપેક્ષા હતી કે આ નરેન્દ્રો અભયદાનના બદલામાં કાયમી ગુલામી રૂપી પૂરેપૂરી કિંમત ભરપાઈ કરશે દેશી નરેન્દ્રો પોતપોતાની પ્રજાના તો રાજા અથવા ભાગ્યવિધાતા છે પણ તેઓ અંગ્રેજ સરકારના તો ખાલસા મુલકમાં વસનારા લોકો કરતા પણ મોટા ગુલામ છે કોણ નથી જાણતું કે અંગ્રેજ સરકાર ખાલસા મુલકમાં જેટલું દમન કરી શકે છે તેના કરતાં વધારે અને મનમાન્યું દમન પોતાની ઇચ્છા થતા રાજાઓ મારફતે સહેલાઈથી કરાવી શકે છે નીતિ આને અંગ્રેજ સરકારની અને બદનામ થાય દેશી રાજા એ સગવડ હોવાને કારણે જ અંગ્રેજોએ આ દેશી રાજાઓને અભયવચન આપ્યું હતું કે જ્યાં સુધી અંગ્રેજોના હિત સુરક્ષિત છે ત્યાં સુધી દેશી રાજાઓને પણ સુરક્ષિત રાખીશું

મહાસભાએ પણ આ દેશી રાજાઓને અભયવચન આપ્યું હતું તે એવા વિશ્વાસથી કે જ્યારે ભારતની જનતાની ગુલામી ઓછી થશે ત્યારે આ નરેશોની ગુલામી પણ આપોઆપ કમી થશે અને આ જ દેશના આ રાજાઓ પોતાની પ્રજાનો દ્રોહ કરીને કશું પામવાના તો નથી જ તેથી પોતાની પ્રજાના હિતમાં પોતાનું હિત સમજીને પ્રજાને સ્વરાજનો અધિકાર સ્વેચ્છાએ અને પ્રસન્નતાપૂર્વક આપશે નિર્વીર્ય પ્રજાના નાહિંમત રાજા બનવામાં તેમને શી મજા રહેવાની ?

બન્ને તરફનું અભયવચન મળ્યું હોવા છતાં આ નરેશોનો ઉદ્ધાર ન થયો એમ લાગે છે કે બિન જોખમી સલામતી તથા ક્ષેમકુશળ હોય ત્યારે માણસ સડવા માંડે છે આ નરેશો પણ એકાદ અપવાદ બાદ કરતાં પોતાની સલામતીને કારણે પોતાનો ધર્મ ભૂલી ગયા છે તેની વાત શી કરવી ? તે તો પોતાના સ્વાર્થ અને પોતાની પ્રતિષ્ઠા પણ ભૂલી ગયા છે

સ્વરાજ્યને અર્થે ભારતના કેટલા યે ખેડૂતોએ પોતાની માલમિલકત જપ્ત થવા દીધી અને જમાનો બદલાતાં તે તેમને પાછી પણ મળી ગઈ આ ગરીબ ખેડૂતોના જેટલી શ્રદ્ધા પણ આ નરેશોમાં હોત તો તેઓ પોલિટિકલ એજન્ટની સૂચના પ્રમાણે નાચ કરનારા સરકસના જાનવર થઈ જડપૂતળા ન બનેત

હવે તો આ નરેન્દ્રોની દશા ઉપર અફસોસ કરવાના દિવસો પણ વહી ગયા કહે છે કે વિનાશનો દિવસ આવે છે ત્યારે પહેલી માણસની સદ્‌બુદ્ધિ તેનો ત્યાગ કરે છે અને પછીથી તેનું ભાગ્ય પણ તેને છોડી જાય છે

જો સામ્રાજ્ય સરકારને એવો ખ્યાલ હોય કે રાજસ્થાનની પ્રજા પછાત પડેલી છે અને તે દબાઈ જશે તો તેને પોતાની ભૂલ ટૂંક સમયમાં જ સમજાશે હવે તો દૈવી ચમત્કારોનો યુગ આવ્યો છે દમન કરનાર લોકોના ખ્યાલ આખાને આખા ઊંધા વળવા માંડ્યા છે જમનાલાલજી જેવાના સત્યાગ્રહ રાજસ્થાનોની સાત્ત્વિકતા અને જાગૃતિનું આત્મસમર્થન છે વાણિજ્યપ્રધાન તેમજ શાંત કોમને સત્યાગ્રહના સિપાઈ બનવા માટે તેમજ સ્વરાજ્ય સંગ્રામમાં આગેવાન થવાની હાકલ કરનારો આ સમય છે

અમારા નાનપણમાં ભાટચારણો પાસેથી અમે સાંભળતા હતા કે હિંદુસ્તાન જ્યારે સ્વતંત્ર થશે ત્યારે તે કોઈ દેશી રાજાના પુરુષાર્થથી થશે ભવિષ્યવાણી પણ કદી કદી સાચી નીવડે છે પણ એના ઊંડા અર્થના ભેદની ભવિષ્યવેત્તાને પોતાને ખબર નથી હોતી *

૨૯–૧–'૩૯

---

*હિંદી सर्वोदय

# આફ્રિકાના પત્રો

[ આ પત્રોના લેખક શ્રી. છગનભાઈ મૂળજીભાઈ પટેલ વડોદરા રાજ્યના બાદરણ તાલુકાના મહી નદીને કાંઠે આવેલા ગંભીરા ગામના વતની છે. છેલ્લાં દસ વર્ષથી તેઓ પોતાના જ ગામમાં રહીને જાહેર સેવાનાં અનેક કાર્યો કરવા ઉપરાંત ' નૂતન ગ્રામ વિદ્યાલય ' નામની કેળવણીની એક સંસ્થા ચલાવે છે. તેમજ ગુજરાતના એક મૂંગા ગ્રામસેવકનું સ્થાન પામ્યા છે. એ સંસ્થા વિષે 'હરિજનબંધુ,' 'શિક્ષણ અને સાહિત્ય,' 'ઊર્મિ' વ. સામયિકોમા અવારનવાર માહિતી આવે છે. છતાં શ્રી. છગનભાઈના પ્રયત્નને પરિણામે ગંભીરા ગામમાં જે જાગૃતિ આવી છે, તેનો પૂરો ખ્યાલ તો ત્યાં જઈને નજરે જોનારને જ આવે. પોતાની સંસ્થાના નિભાવ માટે ફંડ એકઠું કરવા શ્રી. છગનભાઈ આજથી ત્રણેક વર્ષ પહેલા-હરિપુરા મહાસભાના સમયે-પૂર્વ આફ્રિકા ગયેલા. અહીંથી તે ઊપડયા અને પાછા અહીં આવ્યા તે દરમ્યાન તેમણે પોતાની સંસ્થાના વિદ્યાર્થી ભાઈબહેનોને જે પત્રો લખેલા તે અહીં આપ્યા છે. આ પત્રોમાંની હકીકત કેટલાક વાચકોએ બીજે વાંચી હશે. એમાં કોઈક જગાએ જરૂર કરતાં વધારે વિસ્તાર પણ થયો હશે. પરંતુ આ પત્રો ગંભીરા જેવા છેક ખૂણા ઉપર આવેલા ગામના વિદ્યાર્થી ભાઈબહેનોને ઉદ્દેશીને લખાયા છે એનો ખ્યાલ વાચકો રાખશે તો પુનરાવૃત્તિ કે વિસ્તાર તેમને નહિ ખૂંચે. આશા છે કે જેમને ઉદ્દેશીને આ પત્રો લખાયા હતા તેમના જેટલો જ રસ ' કિશોર 'ના વાચકોને પણ પડશે.—તંત્રી ]

ગોવા બંદર
તા. ૨૫-૧૧-'૩૭
સવારના ૯॥

પ્રિય ભાઈઓ અને બહેનો,

ગઈ કાલે મેં મુંબાઈથી લખેલો પત્ર તમને મળ્યો હશે. ત્યાંથી બપોરના લગભગ સાડા ત્રણે સ્ટીમર ઊપડી હતી. અમે સહીસલામત સ્ટીમરમાં ચડી ગયા અને અમારી ઓરડી ( કેબિન )નો કબજો લઈ લીધો. એક ઓરડીમાં ચાર બેડકો હોય છે. તેની ઉપર નિરાંતે સૂઈ શકાય એટલી તે લાંબી અને પહોળી હોય છે. તેની ઉપર ૭ આંગળ જાડી સ્પ્રિંગની ગાદી સફેદ દૂધ જેવી ચાદર સહિત બિછાવેલી હોય છે. શીમળાના રૂનાં ભરેલાં બે ઓશીકાં અને ઓઢવાનો સ્વચ્છ ચોરસો હોય છે. આખી ઓરડી સ્વચ્છ અને સફેદ ભીંતોવાળી, મોઢું ધોવાના બે નળ અને કૂંડીઓવાળી, લંબગોળ બે મોટા અરીસાવાળી અને કપડાં ભરવવા માટેની ખીંટીઓથી સુસજ્જ હોય છે. પીવાના પાણીના બે ચોખ્ખા શીશા અને ચાર કાચના પ્યાલા પણ સુંદર રીતે ગોઠવેલા હોય છે. અંદર એક વીજળીની બત્તી, નોકરને બોલાવવા માટે ઘંટડી વગાડવાનું એક બટન અને હવાને માટે ચાર નળ હોય છે. એ નળમાં દરિયાનો તંદુરસ્ત કુદરતી પવન સ્ટીમરની છેક ઉપરથી ભૂંગળાં મારફતે આવે છે તેને ગરમ અને ઠંડો અથવા બન્ને મિશ્રિત કરવાની, જે બાજુ પવન જોઈતો હોય તે બાજુ ફેરવવાની અને ન જોઈતો હોય ત્યારે બંધ કરવાની, બધી સગવડ હોય છે. દરેક ઓરડીમાં એક મોટું ગોળ બાકું હોય છે, જેમાંથી જોઈએ તેટલો પવન તો લઈ જ શકાય. ઉપરાંત દરિયાનાં, સૂર્યોદય અને સૂર્યાસ્તનાં અપૂર્વ દશ્યો પણ જોઈ શકાય એમ હોય છે.

આખી સ્ટીમર એ જાણે બધી સુખ-સામગ્રી અને સાહ્યબીથી સજ્જિત એક ઝૂલતા મહેલ ( મૂવિંગ પેલેસ ) જેવી છે. અંદર બેઠાં અમને ખબર પણ નથી પડતી કે અમે દરિયામાં છીએ કે મુંબઈના કોઈ આલેશાન બંગલામાં છીએ.

નાવાને માટે અને ઝાડા-પેશાબને માટે પણ એટલી જ સગવડવાળી અને સુંદર ઓરડીઓ હોય છે. એનો ખ્યાલ કેવળ લખવાથી નહિ આવે. મુંબઈના કોઈ બંગલાની એવી ઓરડીઓ જોઈ હોય તો જ

તેનો ખ્યાલ આવે અંદર નાહવાને માટે ગરમ અને ઠંડા પાણીના નળ પણ હોય છે ઉપર ફુવારો હોય છે તેમાથી જોઈએ તેટલું પાણી લઈને નાહી શકાય

ફર્સ્ટ અને સેકન્ડ બન્ને ક્લાસની આટલી સુંદર સગવડો છે પણ થર્ડ ક્લાસને માટે બધુ આથી ઊલટુ જ હોય છે એમને તો એક ધર્મશાળાની ઓસરીમા બધા જોડાજોડ પડ્યા હોય એમ રહેવાનુ આટલી સ્વચ્છતા સુન્દરતા અને સગવડ કંઈ જ ન મળે

આ બધી સુખસાહ્યબી ભોગવી શકાય એવી કુદરતની ઇચ્છા છે એટલે મને ફેર વગેરે કંઈ ચડતુ નથી સ્ટીમર એટલી ભારે છે અને દરિયો એટલો શાન્ત છે કે સ્ટીમર હાલ્યાચાલ્યા વિના સડસડાટ ચાલી જાય છે રાતે ઊંઘ પણ સરસ આવી અને ગઈ સાંજે ખોરાક પણ ખવાયો વીશીનો ખોરાક સારો નથી એટલે એકાદ જણનો ખોરાક મગાવીને બાકી બધુ આપણુ લેવાનો વિચાર છે ફળ અને સૂકો મેવો સાથે લીધો છે તબિયતને કશી હરકત આવે એમ લાગતુ નથી માટે તમે બધા એ બાબતમા બેફિકર રહેશો

આટલી સાધનસામગ્રી અને સુખસગવડ સહિત દરિયાની મુસાફરી કરવી એમા તો ઊલટુ સુખ છે આટલી સહીસલામતી તો કદાચ ટ્રેનમા પણ ન હોય. પહેલા અને આજે જે લોકો અથાગ મહાસાગરમા માત્ર હોડકા લઈને ઝુકાવતા હશે તેમનુ સાહસ પ્રશંસનીય છે આજે તો એમાનુ કંઈ જ નથી વિજ્ઞાને એટલી બધી સલામતી અને સુખ–સંપત્તિ અમુક વર્ગને આપેલા છે કે સંરક્ષણનો સવાલ જ ન રહે

આ પત્ર તમને ગોવાના બંદરેથી લખુ છુ જો મળે તો વાચજો અને અમારા આનંદની ઈર્ષા કરજો હવે ત્યાય મોમ્બાસામા ઊતરીને જ પત્ર લખી શકાશે

૨

'કરજા' સ્ટીમર
તા ૨૬-૧૧ ૩૭

મે તમને ગઈ કાલે ગોવાથી એક પત્ર લખ્યો છે, તે મળ્યો હશે તેમાં અમે રહીએ છીએ એ બીજા વર્ગનું થોડુ વર્ણન લખ્યુ છે પણ આખી સ્ટીમરનો અને તેમાની સાધન–સામગ્રીનો થોડો વધારે ખ્યાલ આપ્યા પછી જ અમારી સફરનું આગળનું વર્ણન હું લખીશ

અમે જે સ્ટીમરમા જઈએ છીએ તેનું નામ 'કરજા' છે તેમા દશ હજાર ટન (૫ લાખ ૬૦ હજાર મણ) વજન ઊચકી શકે અથવા સમાઈ શકે એટલી જગા અને શક્તિ છે એની લંબાઈ પહોળાઈનું ચોક્કસ માપ મને મળ્યુ નથી પણ આપણી શાળા કરતા આશરે ૪–૫ ગણી લાબી અને ૩–૪ ગણી પહોળી છે એને આઠ તો માળ છે તેમાના પાચમા માળ ઉપર અમે બીજા વર્ગના લોકો સૂઈએ બેસીએ છીએ અમારી ઉપર પહેલા વર્ગની કેબિનો અને અમારે બધાને (૧ ૨ને) બેસવાઊઠવા માટે સગીત માટે બોડીઓ ફૂકવા માટે અને રમવા માટે ટેબલ–ખુરશી અને રંગીન પડદાથી સુશોભિત સુંદર ઓરડા–ઓસરીઓ છે ત્યા બેસીને પહેલા બીજા વર્ગના લોકો સવારસાંજ દરિયાના તંદુરસ્ત પવનનું અને કુદરતના વિવિધ સૌન્દર્યનુ પાન કરે છે

પહેલા અને બીજા વર્ગના મળીને લગભગ બસો એટલા ઉતારુઓ હશે ત્યારે ત્રીજા વર્ગના તેથી ૪–૫ ગણા હશે ત્રીજા વર્ગના લોકોને તો ધર્મશાળાની અંદર જવુ પડે છે તેમજ એકીસાથે પોતપોતાના બિસ્તરા નાખીને પડવુ પડે છે તેમની જગા હમેશા ધોવાની હોવાથી દરરોજ સવારમા સામાન ઉઠાવવો અને મૂકવો પડે છે નાહવાને માટે ઘણા માણસો વચ્ચે એક જ નળ ગંદી હાલતમા હોય છે નોકરો એમની દરકાર નહિ જેવી જ રાખે છે તેમના ખોરાકમાં પણ એટલી જ બેદરકારી રખાય છે

આથી ઊલટુ અમારી રહેવા બેસવાની નાવા ધોવાની અને પાણી પેશાબની જગાઓ અતિશય સ્વચ્છ સુંદર અને ચકચકિત હોય છે અમારે હરવા ફરવાની ને ચાલવાની જગામા સુદ્ધાં સુંદર સુંવાળા ગાલીચા પાથરેલા હોય છે

ખોરાકની બાબતમાં પણ એવો જ ભેદ સામાન્ય ખોરાક દાળ–ભાત અને રોટલી–શાક હોય છે છતા

બીજા વર્ગના લોકોને એ ખોરાક જેટલી સફાઈથી અને કાળજીથી અપાય છે તેટલી સફાઈ અને કાળજીથી, એનો એ જ ખોરાક હોવા છતા, ત્રીજા વર્ગના લોકોને નથી મળતો. જો કે અમે પણ ત્રીજા વર્ગનો ખોરાક લઈએ છીએ, પણ એમા કશી બરકત હોતી નથી ભાત તો સાવ નિઃસત્ત્વ હોય છે

આમ અનેક જાતની સગવડ-અગવડો, સમાનતા--અસમાનતા, સાધન-સામગ્રી અને સાહ્યબીવાળી આ વિશાળ બોટ આજે હિંદી મહાસાગરની મધ્યે, ઊંડા અગાધ જળ ઉપર, જળ-નૃત્ય કરતી કરતી કલાકના ૧૫ માઇલની ઝડપે ચાલી જાય છે દરિયો શાન્ત છે અને સ્ટીમર ભારે છે એટલે બહુ ડામાડોળ નથી થતી અને તેથી જ મારા જેવા ઘણા ઉતારુઓ ઊલટીની તકલીફમાથી બચી ગયા છે

દરિયાના પાણીના પણ જુદા જુદા રંગ હોય છે એ જાણીને પણ તમને નવાઈ લાગશે. અમે આજે જે અફાટ સાગરના વિશાળ પ્રદેશને જોઈએ છીએ, તે વાદળી શાહી જેવા ઘેરા, ભૂરા રંગના અગાધ જળથી ભરેલો છે પાણીનો આ રંગ એનો પોતાનો નથી, પણ આકાશના પ્રતિબિંબથી બનેલો છે સમુદ્રના પાણીના જ્યા જ્યા જુદા જુદા રંગ દેખાય છે, ત્યા ત્યા પણ આ જ રીતે આજુબાજુની જમીન અને ખીણ-પર્વત અને વનસ્પતિના પ્રતિબિંબથી બનેલા હોય છે

મુંબઈથી મોમ્બાસાની અમારી આ દરિયાઈ મુસાફરી ૨૭૦૦ માઈલ લાંબી છે ગઈ કાલ સવાર સુધીમા ગોવા સુધીના ૨૫૨ માઈલ તેણે કાપ્યા એ ગોવાનો થોડો પરિચય તમારે રામભાઈ પાસેથી મેળવી લેવો જોઈએ કારણ કે એની સાથે આજના હિન્દુસ્તાનનો ઇતિહાસ સંકળાયેલો છે એ પ્રદેશ આપણા દેશનો જ એક ભાગ છે, પણ વાસ્કો-દ-ગામા નામના એક ફિરંગી માણસને એ પહેલ-વહેલો હાથ લાગ્યો અને ત્યા તેણે ફિરંગી સંસ્થાન સ્થાપ્યુ એ ઇતિહાસની વાત વધારે ચોકસાઈથી તમને તે કરી શકશે મારે તો એટલી જ વાત સાથે સંબંધ છે કે, વાસ્કો-દ-ગામાનુ બાવલુ આજે પણ એ માર્ગે ગોવા શહેરની મધ્યમા ઊભુ કરેલુ છે એ જ માણસ પ્રથમ યુરોપમાથી હિંદુસ્તાનનો રસ્તો શોધીને આપણા દેશના કિનારે આવી ચડ્યો.

૩

તા ૨૮-૧૧-'૩૭

આજ બે દિવસથી નવુ કંઈ લખવાનુ સૂઝતુ નથી છતા કંઈ ને કંઈ વિચારો તો આવ્યા જ કરે છે કેટલાક અદ્ભુત દૃશ્યો અને નવીન વિચારો પણ સ્ફુરે છે તો ખરા જ પણ તે કેટલી સફળતાથી લખી શકાશે એ કોણ જાણે?

બે દિવસથી શરૂઆતના કરતા વધારે હરફર થઈ છે, અને તેથી કેટલીક નવી હકીકત જાણવાને અને જોવાને મળી છે. ફર્સ્ટ ક્લાસના ડેક ઉપર અને સંગીતના ઓરડામા બેસવાથી કેટલાક નવીન અને તાજગીભર્યાં દૃશ્યો દેખાય છે અને તેની મન ઉપર ઊંડી અસર થાય છે આ બધી આનંદદાયક અસરની સાથે સાથે જ જે સુખસાહ્યબી પહેલા-બીજા વર્ગના ઉતારુઓને મળે છે, તેથી ત્રીજા વર્ગના ઉતારુઓ છેક વંચિત રહી જાય છે, એટલુ જ નહિ પણ ઘણી અગવડો વેઠે છે એ વિચાર પણ સાથે જ રહે છે, અને તેથી પહેલી અસરનુ સુખ ઓછુ રહી જાય છે

સવારસાંજ ડેક ઉપરથી દેખાતા દૃશ્યોમાં સૂર્યાસ્ત અને સૂર્યોદય પછીના દૃશ્યો વધારે આહ્લાદક હોય છે ચારે બાજુ અપાર વિસ્તાર પામેલો સાગર, તેના ક્ષિતિજ સુધી અડતા સપાટ પાણી, એ પાણીનો આસમાની રંગ, તેના ઊછળતા ધીમા મોજા, અને એ મોજાની સૂર્યકિરણથી રચાયેલી રૂપેરી કિનારી આંખને અને અંતઃકરણને અનેરો આરામ આપે છે જાતજાતનો રંગબેરંગી સ્વાંગ ધારણ કરીને આ બધી મોજને ભોગવતા શોખીન સ્ત્રીપુરુષો પણ એક પ્રકારનુ કૌતુક ઉત્પન્ન કરે છે પણ આની સાથે જ મનમા એક વિચાર આ બધાની સુખદાયક અસરને ઓછી કરી નાખે છે આવી મોજો અને તે ભોગવનારા માણસો આ દુનિયામાં કેટલા

ઓછાં ? જેમ સાગરના અગાધ જળમાંથી ગરમાં-ગાંડ્યાં ભાગ્યશાળી મોજાંની કિનારેને જ સૂર્યદેવ પોતાનાં કિરણો વડે અલંકૃત કરે છે, તેમજ આ સૃષ્ટિમાંનાં અસંખ્ય માનવપ્રાણીઓમાંથી થોડાંને જ સૃષ્ટિકર્તા સુખસાહ્યબી વડે શણગારે છે.

મહાસાગરની નવી દુનિયા જોઈને, તેને વિષે વધારે જાણવાની જિજ્ઞાસા પણ જાગે છે જ. પરંતુ એને સંતોષનાર અહીં કોઈ નથી. સહુ પોતપોતાના સુખભોગમાં મગ્ન છે. સ્ટીમર પરનાં ગણતરીબંધ માણસો, ક્ષિતિજ સુધી દેખાતું આકાશ અને જળ, સૂર્ય-ચંદ્ર અને તારાઓ, એ સિવાયની બધી સૃષ્ટિ અમારાથી અદૃશ્ય થઈ ગઈ છે. પશુ-પંખીનું તો અહીં નામનિશાન પણ ના મળે. જ્યાં જુઓ ત્યાં આકાશ અને જળ, અને તે પણ ક્ષિતિજથી મર્યાદિત થયેલું! ઝાડપાન અને પશુ-પંખીની દુનિયાથી કોઈ જુદી જ દુનિયામાં જાણે આવી પડ્યા હોઈએ એમ લાગે છે.

આ દુનિયાનો પોણો ભાગ આવા અગાધ જળથી જ ઢંકાયેલો છે એમ કહેવાય છે, ત્યારે આપણે મનુષ્ય-પ્રાણીઓ કેટલા ભાગ્યશાળી કે કુદરતની અપાર વિભૂતિની વચ્ચે આપણને વાસ મળેલો છે? જાત જાતનાં ઝાડપાન અને ફળ-ફૂલ, રંગબેરંગી વૃક્ષ-વેલીઓ અને પ્રાણીઓ તથા પર્વતોની સજીવની સૃષ્ટિ આપણે માટે નિર્માઈ છે એ કેવડું મોટું સદ્‌ભાગ્ય !

૪

તા. ૩૦-૧૧-'૩૭

આજે પાંચ દિવસે અમને ફરી પશુ-પંખી, ઝાડ-પાન અને પૃથ્વીનાં પુનિત દર્શન થયાં. કાલ સાંજનો પવન કંઈક વધારે હતો, તેથી સ્ટીમર ડોલતી હતી એટલે શરીરમાં સહેજ બેચેની હતી. છતાં પૃથ્વીનાં રમણીય દૃશ્યે આંખને અને અંતરને આરામ આપ્યો. આટલા દિવસ એકલું આકાશ અને જળ જોઈ જોઈને આંખ થાકી ગઈ હતી, તેને આ નવીન અને સુરમ્ય દેખાવથી શાંતિ મળી.

જે ટાપુ આગળ અમારી સ્ટીમર આજે થોભી તેનું નામ 'સીશલ્સ' (Seychelles) છે. છૂટાછવાયા પાંચ-પચાસ ઊંચા ટેકરાઓનો એ બનેલો છે. એમાં અપાર વનરાજી વિસ્તરેલી છે. દૂરથી તો એ લીલા પહાડ જેવો લાગે છે. ચોતરફ અપાર જળરાશિ વચ્ચે ઊભેલા એ લીલા ટેકરાઓ અને તેને અફળાતાં મહાસાગરનાં આસમાની રંગનાં મોજાં સૂર્યકિરણોથી ચાંદીના ઊડતા ફુવારા જેવાં ચળકે છે.

એ ટાપુ ઉપર બધાં મળીને પચીસથી ત્રીસ હજાર માણસની વસ્તી છે. ત્યાંના મૂળ લોકો રંગે કાળા અને રૂપે સહેજ બિહામણા લાગે એવા છે. એમનાં નાક પહોળાં અને ચીબાં, હોઠ ઉપસેલા, માથાના વાળ આંકડિયા અને બરછટ તથા શરીર ઠીંગણાં છે. એ ટાપુ ઉપર શરૂઆતમાં ફ્રેન્ચ લોકો આવીને રહેલા. ત્યાર પછી અંગ્રેજો આવ્યા. તેમણે એ ટાપુ કબજે કર્યો છે. એટલે એ આખી પ્રજા વર્ણસંકર થઈ ગઈ છે. તેમનાં રૂપ-રંગ તો ફર્યાં જ છે, પણ ભાષા અને સંસ્કાર પણ ફરી ગયા છે. તેમની પોતાની સંસ્કારિતા જેવું કંઈ રહ્યું હોય એમ દેખાતું નથી. જો કે અમે તો એ ટાપુ ઉપર બેત્રણ કલાક જ ફરી આવ્યા; પણ એટલામાં ય અમે જે જોયું, તે ઉપરથી સ્પષ્ટ દેખાયું કે વર્ણસંકર પ્રજા કેવી ચારિત્રભ્રષ્ટ અને અતોભ્રષ્ટ-તતોભ્રષ્ટ થઈ જાય છે. આજે તો એમની બધી રહેણીકરણી અને વાતવિચાર બધું જ અંગ્રેજી ઢબનું થઈ ગયું છે.

ત્યાં એક સુંદર બગીચો બનાવેલો છે, તે અમે સારી રીતે જોયો. જો કે એ આખો ટાપુ લીલોતરીથી અને નાનાં નાનાં ઝરણાંથી બગીચા જેવો જ બની ગયો છે. છતાં સુંદર અને સરખા રસ્તા બનાવીને, દેશદેશથી રંગબેરંગી ફૂલછોડ અને વૃક્ષો લાવીને તેને શણગાર્યો છે. જાતજાતનાં રંગવાળાં સુશોભિત ફૂલો અને વૃક્ષવેલીથી છવાયેલા રસ્તાઓ જોઈને તમે તો જરૂર ખુશ થઈ જાઓ. એમાં વહેતા ઝરાઓની અંદર અમે આસમાની રંગનાં પ્રફુલ્લિત કમળો પણ જોયાં. આ ઋતુમાં પણ ત્યાંના આંબા ઉપર મોર આવેલો અને કેરીઓ પાકેલી જોઈ એટલું જ નહિ પણ ખાધી. આ ટાપુને માટે આ ઉનાળાની ઋતુ ગણાય છે. બે મહિના પછી અહીં વરસાદ શરૂ-

થશે. એ આખો બગીચો—બગીચાનો બનેલો એ આખો ટાપુ—અડવાડિયું ફરીને જોઇએ ત્યારે જ પૂરેપૂરો જોઈ શકાય અને તેનુ યથાર્થ વર્ણન આપી શકાય એમ છે. એ ટાપુમાં એટલું જ જોવા જેવું છે. બીજું જે છે તે નહિ જોવામાં અને સાંભળવામાં જ મજા છે. ત્યાં જામફળ, તજ અને કોપરું ખૂબ થાય છે.

એ ટાપુની અંદર આજે મુખ્ય વસ્તી ગોરાઓની અને તેમનાથી ઉત્પન્ન થયેલી વર્ણસંકર પ્રજાની જ હોય એમ દેખાય છે. તેમને માટે સુંદર પાકા રસ્તા બાંધ્યા છે, મોટરો વગેરે વાહનો છે, હવા માટે સુંદર બંગલા અને બગીચા પણ છે, અને એનો ઉપભોગ એ લોકો આનંદથી કરે છે. જ્યારે પેલી મૂળ કાળી પ્રજા તો એ જ ગરીબી અને મજૂરીમા સડે છે. તેમને માટે તો એ જ ઘાસનાં ઝૂંપડા રહ્યાં છે. જે જે દેશમાં આજની સુધરેલી પ્રજા જાય છે—પછી એ યુરોપિયન હોય કે અમેરિકન હિંદી હોય કે જાપાની—બધાં જ મૂળ જાતને બધી રીતે ગળી જાય છે. (સ્ટરીલાઈઝ કરી નાખે છે)—સમૃદ્ધિથી, સંસ્કાર(!)થી ને સ્વાર્થથી. આનો અંત ક્યારે અને કઈ રીતે આવશે ? જુદી જુદી પ્રજાઓ પરસ્પર શુભેચ્છાથી, સમભાવથી, સહકારથી રહેતી અને એક બીજીને સંસ્કારતી ક્યારે થશે, એ જ વિચાર આજુબાજુનું વાતાવરણ જોઈ જોઈને અને બે દિવસથી થયા કરે છે.

સ્ટીમર ઉપર ગોવાનીઝ નોકરો અને ગોવાનીઝ ઉતારુઓ સારા પ્રમાણમાં છે. એ બધાંની રહેણી-કરણી યુરોપિયન ઢબની. એમાંજ રચ્યાપચ્યા રહેતા, અને હલકા પ્રકારની સ્વચ્છંદી મોજમજા ઉડાવતા એ લોકોને જોઈને આપણને સહેજે એમ થઈ જાય કે આ લોકો પોતાની જાતનો કદી વિચાર કરતા હશે ખરા કે નહિ ? એમાંના બહુ જ થોડાને આ સુખ-સાહ્યબી મળે છે, અને એને માટે એ પોતાની જાતને, જાતિગુણોને અને જાત્યાભિમાનને વેચી ખાય છે. જ્યારે એ જ જાતિના બીજા લોકો માત્ર ગરીબીમાં જ સડે છે એટલું જ નહિ પણ કેવી જ સંસ્કૃતિ વિનાનું, હીન, પશુ-જીવન ગાળે છે. બધી નાની અને નિર્બળ જાતિઓનું જો આમ જ થાય તો પછી આજની સુધરેલી પ્રજાનું શિક્ષણ શા કામનું ?

## ૫

તા. ૨-૧૨-’૩૭

ગયા બે દિવસમાં હવામાન સહેજ બગડેલું હતું, એટલે મન જોઈએ એટલું સ્ફૂર્તિમાં નહોતું. ગઈ કાલે તો થોડો વરસાદ પણ થઈ ગયો. દરિયો જરા તોફાની હતો, એટલે સ્ટીમર પણ ડોલતી હતી અને એ બધાની અસર શરીર-મન બન્ને ઉપર થતી હતી. આજે ઉઘાડ છે, એટલે હવા સ્ફૂર્તિદાયક છે અને દરિયો પણ સરોવર જેવો શાન્ત-ગંભીર છે. સ્ટીમરની ગતિ પણ એટલી ધીમી થઈ ગઈ છે કે અંદર બેઠા છતાં ઘરમાં બેઠા હોઈએ એમ જ લાગે છે.

હવે માત્ર કાલનો દિવસ જ અમારે સ્ટીમરમાં ગાળવો પડશે. પરમ દિવસે સવારમાં ઈશ્વરેચ્છાએ અમે મોમ્બાસાને કિનારે ઊતરીશું; પણ જેમ જેમ કિનારો નજીક આવતો જાય છે, તેમ તેમ ત્યાં કામ કેવી રીતે શરૂ કરવું, તેના વિચારો વધતા જાય છે. ત્યાંનું વાતાવરણ કેવા પ્રકારનું છે, કઈ જાતના માણસો પાસે અમારે જવાનું છે, કેવા પૈસા આપણે મેળવવાના છે, એ બધાંનું દુઃખદાયક વર્ણન પણ દિવસે દિવસે વધારે સાંભળવા મળે છે. એનો જાત-અનુભવ કર્યા વિના એ વિષે હું તમને આજે વધારે નથી લખવાનો. કારણ કે એમાં કદાચ કોઈ-કને અન્યાય થઈ જવાનો ભય છે. પણ જે વાતો અત્યાર સુધીમાં સાંભળી છે, તે ઉપરથી તો ગયા પત્રોમાં મેં જે સુધરેલી પ્રજાઓનાં વર્તનનું વર્ણન આપ્યું છે, તેના જેવું જ વર્તન આપણું પણ આફ્રિકામાં હશે એમ લાગે છે.

ત્યાંની અજ્ઞાન, અબુધ અને જંગલી પ્રજાને આપણે અંગ્રેજો પાસેથી મેળવેલું શિક્ષણ આપણે આપ્યુ હશે એમ લાગે છે. આપણે પણ આપણા સ્વાર્થ આગળ એટલા અંધ બની ગયા છીએ કે જે પ્રજા વચ્ચે આપણે જઈ વસીએ છીએ, તે પ્રજાનું હિત શામાં છે, તેમને કઈ રીતે

સરમરી બનાવી શકાય એનો કશો વિચાર જ કર્યો લાગતો નથી ઊલટુ આને બદલે આપણે અંગ્રેજોનું –અંગ્રેજી સસ્કૃતિનુ–જ આધળુ અનુકરણ કર્યું છે અનુકરણ જાણ્યે અજાણ્યે એ જગતની પ્રજા પાસે કરાવ્યુ છે

૬

તા ૩–૧૨–'૩૭

દરિયાની મુસાફરીનો આજે છેલ્લો દિવસ છે આવતી કાલે સવારના સાત વાગતા તો અમે મોમ્બાસાને કિનારે ઊતરી જઈશુ આજે સવારમા સ્ટીમરનો પહેલા નહિ જોયેલો એવો કેટલોક ભાગ મને જોવા મળ્યો તેમાનુ કેટલુક તમને પણ ગમશે એમ ધારીને લખવા બેઠો છુ

સ્ટીમરને ઠેઠ આઠમે માળે એટલે એની ટોચે સ્ટીમરના ઑફિસરો–અધિકારીઓને રહેવા અને કામ કરવા માટે ૨૫–૩૦ કૅબિનો છે એ કૅબિનો તો અમે રહીએ છીએ એવી જ લગભગ હશે. પણ ઠેઠ ઉપર હોવાથી મુંબઈ બગલાની ટોચે ચડીને જોવાથી જેવા આનદ અને આશ્ચર્ય આપણને થાય છે એના કરતા ઘણો વધારે આનદ આમાથી મળે તમે કલ્પના તો કરો કે આપણી નજર પહોચે ત્યા સુધીમા ક્યાય ઝાડ–પાન કે જમીન ના હોય એવા સુદર, આસમાની રગના, સપાટ સમુદ્ર ઉપર, આટલી ઊચી સ્ટીમરના આઠમા મજલે ચડીને આકાશની મુક્ત, નિર્મળ અને શીતળ હવાનુ પાન કરવુ એ અમૃત કરતા કઈ ઓછુ મીઠુ ન જ હોય ને ! પણ મારે તો તમને જોયેલી હકીકતનુ વર્ણન જ આપવુ હતુ ત્યા વળી પાછો હુ કુદરતી સૌન્દર્યમાં કાવ્યમય વર્ણન આપવા બેસી ગયો !

આટલે ઊચે અને આવી કૅબિનોમા રહેનાર મોટે ભાગે યુરોપિયનો જ હતા કેટલીક કૅબિનોમા એ જિનિયરિંગ ખાતાના—એટલે સ્ટીમરનુ જબરદસ્ત એન્જિન ચલાવનાર–અમલદારો અને નોકરો હતા, કેટલીકમા વાયરલેસ ટેલિગ્રાફ—હવાઈ તાર ના અધિકારીઓ હતા સૌથી આગળની કૅબિનમા સ્ટીમરના કપ્તાન વગેરે હતા ત્યાથી દૂર દૂરના સમુદ્રને–લગભગ ૨૫–૫૦ માઈલ જેટલા દૂરના પ્રદેશને–જોઈ શકાય એવા કાચના સાધનો તેમની પાસે હોય છે દરિયાની અદર તો તેમને કઈ જોવાનુ રહેતુ જ નથી. કારણ કે એ તો તેમણે શરૂઆતમા જ–આજુબાજુના બસો બસો માઈલ સુધીમા જોઈ લીધેલુ હોય એને દરિયાની 'સર્વે' કરી કહેવાય છે માત્ર તેમને તો ત્યાં બેઠા બેઠા હોકાયત્ર અને બીજાં ઝીણાં ઝીણા ઘડિયાળ જેવા યત્રો ગોઠવ્યા હોય તે જ જોયા કરવાનાં હોય છે સુકાનને માટે પણ આવડી ભારે સ્ટીમરને ફેરવવાનુ એક નાનુ સરખુ યત્ર જ હોય છે, કે જે ફેરવવાથી લાખો મણ વજનની આ સ્ટીમર–તરતો મહેલ–ગોળ ચક્કર ફરી શકે આમાનુ બધુ કઈ મે નજરે જોયુ નથી પણ ઘણુ તો કાને સાભળેલુ જ છે એ આઠમા મજલાની કૅબિનોની બન્ને બાજુએ, સો સો માણસો બેસી શકે એવડી, સુદર, રગ–રોગાનથી રગેલી નાની નાની ત્રીસ–ચાળીસ હોડીઓ રાખેલી છે તેનો ઉપયોગ કોઈક અકસ્માત વખતે ઉતારુઓને બચાવવા માટે કરવાનો હોય છે આટલે ઊચેથી એ હોડીઓને ઉતારવાને માટે તારના જાડા દોરડા બાધેલા હોય છે અને એવી ગોઠવણ કરેલી હોય છે કે એક કલાકની અદર એ બધી હોડીઓ દરિયામા તરતી થઈ જાય

આ જોઈને અમે ત્રીજા વર્ગના ઉતારુઓની સ્થિતિ જોવા ગયા તેમને બધાને–લગભગ હજાર–બારસો જેટલા ઉતારુઓને–ત્રીજા વર્ગના ત્રણ માળની અદર પૂરેલા હતા એનુ થોડુક વર્ણન મે તમને પહેલા આપેલુ છે એટલે વધારે કઈ લખવા જેવુ લાગતુ નથી છતા એ વર્ગમાં ફેલાયેલો અધકાર, ગદકી અને અવ્યવસ્થા જોઈને આપણને દુ ખ જ થાય એમા જુદી જુદી જાતના ઘણા લોકો હોવાથી તેમની રહેણીકરણી પણ જુદી જુદી અને વિચિત્ર હોય છે તેથી ઘણી અગવડ પેદા થાય છે એમા હિદુઓ શીખો, મુસલમાનો, ખોજાઓ, ખારવાઓ એમ અનેક જાતના માણસો હોવાથી તેમના આહાર–વિહાર પણ જુદા જુદા હોય એ સ્વાભાવિક છે સ્ત્રીપુરુષ અને બાળકો, બધાને એકસાથે જ રહેવાનુ અને સૂવાનુ હોવાથી કશી મર્યાદા કે સ્વચ્છતા

જાળવવી મુશ્કેલ થઈ પડે આમ હોવા છતાં મોટા ભાગના લોકોને વધારે પૈસાના અભાવે આ બધી અગવડો અને ગંદકી વેઠવા પડે છે.

આજે તો અમે અમારાં બિસ્તરા-પોટલા બાંધવાની તૈયારીમાં પડ્યા છીએ દસ દિવસથી અહીં બિછાવેલી માયા હવે સમેટીને સવારમાં તૈયાર થવું જોઈશે બે દિવસથી તો થયેલા ઓળખાણોને તાજાં કરવાનું અને ફાળાને માટે તેમને તૈયાર કરવાનું કામ પણ આરંભ્યું છે આ વખતે એવા ખાસ માણસો અમારી સાથે વધારે નથી તોપણ છે તેટલાનો ઉપયોગ કરવાનો શક્ય તે પ્રયત્ન કરીએ છીએ

વહાલા બાળકો, આ બધું વર્ણન વાચ્યા કે સાંભળ્યા પછી તમારા મનમાં કોઈ પ્રશ્નો ઊઠે છે? અમે ક્યા દેશમાં ગયા છીએ? આ પૃથ્વી ઉપર તે ક્યાં આવ્યો? કયો દરિયો ઓળંગીને અમે ત્યાં ગયા? તે દરિયો કઈ દિશામાં આવ્યો? આ પૃથ્વી ઉપર આવા અમર આથી પણ ઊંડા—હિમાલય જેવો ગગનભેદી પર્વત સમાઈ જાય એવા—દરિયા કેટલા અને ક્યાં આવ્યા? તેના નામ શું? વગેરે પ્રશ્નો તમારા મનમાં ઊઠે અને ઊઠવા જોઈએ તે વિશે તમે જયભાઈ પાસેથી પૃથ્વીના નકશામાંથી જાણી લેજો એ જાણવામાં અને જોવામાં તમને આનંદ આવશે

સ્ટીમરની રચના વિશે પણ તમે જયભાઈ પાસેથી પ્રશ્નો પૂછીને ઘણું જ્ઞાન મેળવી લેજો ૪૦૦ ૫૦૦ ફૂટ લાંબી, ૬૦–૭૦ ફૂટ પહોળી અને ૧૦૦–૧૫૦ ફૂટ ઊંચી-જેમાં બે હજાર માણસો સમાઈ જાય છે અને અમે રહીએ છીએ એવા ૧૦ ફૂટ સમચોરસ ત્રણસો જેટલા ઘર અને મોટા ઓરડા છે તે શાની બને છે? એટલું વજન પાણીમાં કેવી રીતે તરતું હશે વગેરે વાતો પણ પૂછી લેજો આમ જિજ્ઞાસાથી મેળવેલું જ્ઞાન જ આખી વખત-જિંદગી સુધી-ટકે છે, અને હું તમારામાં એવી જિજ્ઞાસાવૃત્તિ જાગે એને માટે કેટલો આતુર-ચિંતાતુર-છું એ તમે જાણો છો

૭

તા ૬-૧૨-'૩૭ બપોરના બે.

આજે તો અમારે કિનારે ઊતરવાનો દિવસ હોવાથી સવારમાં ૪ વાગ્યાના ઊઠી ગયા સવારમાં ૭ વાગે સ્ટીમર કિનારે પહોંચવાની હતી એટલે વહેલા નાહી ધોઈને પરવારી ગયા.

પ્રાતઃકાળનું આકાશ અરુણરંગી થતાંમાં તો મોમ્બાસાનો કિનારો ઝાંખો ઝાંખો દેખાવા લાગ્યો અને સૂર્યકિરણો ફૂટતામાં તો અદ્‌ભુત દૃશ્યો નજરે પડ્યા આફ્રિકાનો કિનારો આટલો રળિયામણો હશે એવી મને કલ્પના પણ નહોતી શરૂઆતમાં તો નાના સુંદર ૧–૨ બેટો લીલી હરિયાળીથી છવાયેલા નજરે પડ્યા, તેની ઉપર ઊગતા બાલસૂર્યના સોનેરી કિરણો આકર્ષક રંગો ઉપજાવતાં હતા, બે-ત્રણ માઈલના આખા કિનારાનું સૌન્દર્ય-સુભગ દર્શન ધરાઈને કરી લીધું કિનારાની બધી ભૂમિ લીલોતરીથી છવાઈ ગઈ હતી અને વૃક્ષોના રસાળ પાન પણ આંખને એટલો જ આનંદ આપતા હતા બરાબર સાત વાગે સ્ટીમરે કિનારા ઉપર લંગર નાખ્યું, અને ઉતારુઓમાં નીચે ઊતરવાની ધમાલ થઈ રહી ડોક્ટરે ફરી પાછા બધા ઉતારુઓને તપાસ્યા અને ઇમિગ્રેશન ખાતાની તપાસ પૂરી થઈ, એટલે લગભગ ૮ વાગે-અગિયારમે દિવસે-કિનારા ઉપર અમે પગ મૂક્યો કશી ખાસ અગવડ વિના સહીસલામત અમે આવી સુંદર ભૂમિ ઉપર ઊતરી શક્યા, એ આનંદથી અંતઃકરણ ભરેલું હતું

પણ હજી કસ્ટમ્સ ખાતાની માલ-તપાસ બાકી હતી, તે કરાવતા દોઢેક કલાક થઈ ગયો. એ પૂરી થતાં અમે મોમ્બાસા શહેરમાં મોટર લઈ દાખલ થયા તેનો અત્યાર સુધીનો અનુભવ બહુ આનંદદાયક કે ઉત્સાહવર્ધક નથી, પણ અજાણ્યા પ્રદેશમાં એવા કડવામીઠા અનુભવો થયા જ કરવાના

આખું શહેર દરિયાકિનારાની લીલોતરીથી છવાયેલી સુંદર ભૂમિ ઉપર રૂડું રૂપાળું પથરાયેલું છે તેના રસ્તાઓ સ્વચ્છ અને વૃક્ષવેલીઓથી રમણીય લાગે છે બનતા સુધી આવતી કાલે અમે અહીંથી નિરોબી જવા માટે ટ્રેનમાં નીકળીશું ત્યાંથી કંપાલા જઈશું હવે બીજો પત્ર બનતા સુધી કંપાલા જઈને જ લખીશ. [ સાધુ ]

# શ્યામ

[પ્રો. સાને ગુરુજી]

## ૧૬

## સવારે

સવારે હું મોડો ઊઠયો. મારે એ માટે શરમાવા જેવું હતું. વહેલાં મળસકે ઊઠી પ્રભાતિયાં ગાયાં હોત તો પૂજારી મહારાજને એ જરૂર ગમ્યું હોત. બહાર તડકો રેલાઈ રહ્યો હતો. મેં પાથરણું વાળી બાજુએ મૂક્યું. પૂજારીને ત્યાંનું કોઈ પણ માણસ મારી સાથે વાત કરવા તૈયાર નહોતું. ગઈ કાલનું પેટ ખાલી હતુ, એટલે શૌચક્રિયા માટે જવાની જરૂર નો'તી. પરંતુ મો ધોવાની ઈચ્છા હતી. પાણીનો નળ ઘરની પાછલી બાજુએ હતો, પણ ઘરમાં થઈ હું ત્યાં શી રીતે જઈ શકું ?

ખિન્ન મને હું આંટા મારતો હતો: થોડી વારને અંતે પૂજારી બહાર આવ્યા. તેમણે કહ્યું, "ચાલ, તારા મામાને ત્યાં જઈએ."

હું : તમે જ જાઓ અને એમને બધું કહો. ને મારો સામાન પણ લઈ આવો.

પૂજારી : હું એમને બધું કહીશ, પરંતુ તારું ઘર તો મને બતાવીશ ને ?

હું : હું ત્યાં આવીશ તો મામા મને છોડશે નહિ. "તમારા ભાણેજને મારે ત્યાં રાખીશ. માધુકરી માગી લાવશે. તેનો સામાન આપો," એમ એમને સમજાવજો. મને સાથે ન લઈ જાઓ.

પૂજારી : આમ જો. તું ડહેલીમાં આવીશ નહિ. રસ્તા પર જ ઊભો રહેજે. "આ ડહેલીમાં મામા રહે છે" એમ મને આઘેથી બતાવજે અને તું બહાર જ ઊભો રહેજે. હું અંદર જઈ સમજાવી પટાવી, જો તે આપશે તો, તારો સામાન લઈ આવીશ. સમજ્યો ને ! ચાલ.

મેં મોં પણ ધોયું નહોતું. મારું મોં મલિન થયું હતું. પુનઃ નેત્રો અશ્રુથી ભરાયાં. આ પૂજારી મને ...ગો એમ સ્પષ્ટ જ... હું મંદ ડગલાં ભરતો હતો. એક એક ડગલું દુઃખની-અપમાનની ઊંડી ખીણ તરફ ધસડી જતું હતું. પૂજારીએ કહ્યું, "જરા ઉતાવળો ચાલ. મારે હજુ ઘણાં કામ પડ્યાં છે." પચ્ચામારુતી આવ્યા. મોદીના ગણપતિ જણાવા લાગ્યા. પૂજારીએ પૂછ્યું, "કયું ઘર ? ઘર નંબર !" મારા મોંમાંથી શબ્દ નીકળે તો ને ? હું કદાચ નાસી જાઉં તો, એ બીકે પૂજારીએ મારો હાથ મજબૂત પકડી રાખ્યો. કસાઈ બકરાને પકડી રાખે તેમ. હું કંઈ પણ ઉત્તર આપતો નથી એ જોઈ પૂજારી ક્રોધાયમાન થઈ બોલ્યો, "બતાવ ઘર, નહિ તો અહીં પાસે જ પોલીસચોકી છે, ત્યાં તને લઈ જઈશ." પોલીસના નામનો ઉલ્લેખ થતો જોઈ નજર સામે ભીષણ ચિત્ર ખડું થયું પોલીસને તાબે થવા કરતાં મામાને શરણે જવું શું ખોટું ?

આખરે બીતાં બીતાં હું અમારી નજીકની ડહેલી પાસે આવ્યો. ડહેલીના દરવાજામાં જ કેટલાંક છોકરાં રમતાં હતાં. મને જોતાં જ "શ્યામ, શ્યામ ! શ્યામને કોઈક પકડી લાવ્યું છે," એ જાત ડહેલીમાં વીજળીની પેઠે ફેલાઈ ગયા. મને જોવા ડહેલીનાં બધાં એકઠાં થઈ ગયાં. પૂજારીએ મારો હાથ મજબૂત પકડી રાખ્યો હતો. જુઓ, જુઓ પેલા મામા આવ્યા. જુઓ એમની આંખો ક્રોધથી કેવી લાલચોળ થઈ ગઈ છે ! એમના હોઠ થરથર ધ્રૂજે છે ! મારા પર હાથ ઉગામવાની એ તૈયારી કરી રહ્યા છે !

પૂજારી : આ તમારો ભાણેજ ને !

મામા : હા.

પૂજારી : આને સંભાળી લો. કાલે રાત્રે તુળસી-બાગના મંદિરમાં હતો. હું એને મારે ઘેર લઈ ગયો, ને મીઠું મીઠું બોલી સાચવી રાખ્યો. હવે તમે સંભાળો. હું જાઉં.

! મામા : હું તમારો ખૂબ આભારી છું. અમે કાલના ખૂબ ચિંતા કરતા હતા. કંઇ જ સૂઝતું નહોતું. ખરેખર, તમે અમારા પર મોટો ઉપકાર કર્યો છે.

પૂજારી : એમાં ઉપકાર શેનો ? એકબીજાનું કામ કરવું જ જોઈએ ! ઠીક, લો ત્યારે રજા લઈશ.

મામા પૂજારી મહારાજને દરવાજા સુધી મૂકવા ગયા. હું અમારી ઓરડી બહાર આંગણામાં જ છોડવા પ્રમાણે થરથર ધ્રુજતો ઊભો હતો. મામા દોડતા આવ્યા. એમણે મારું કાંડું પકડી મને બેચાર ધોલો લગાવી દીધી. પાસે એક લાકડું પડયું હતું તે ઉઠાવ્યું. મને એ લઇ માર્યો. " ચાલ નીકળ અહીંથી. અંગારિયો પાક્યો. તું તે રાક્ષસ છે કે કોણ છે ? નિર્લજ્જ, ચાલતો થા અહીંથી. " એમ કહેતા કહેતા મને ધક્કા મારતા દરવાજા સુધી આવ્યા. " જા, ચાલ્યો જા, તારું કાળું મોં મને બતાવીશ નહિ " એમણે કહ્યું. હું સાચે જ ડહેલી બહાર જવા લાગ્યો. મને બહાર જતો જોઇ એમનો પિત્તો એકદમ ઊછળી આવ્યો : " ક્યાં ચાલ્યો ? બેશરમ ! જા, અંદર જા. જા કહ્યું એટલે ચાલવા માંડ્યો ! તને કંઇ લાજ શરમ છે કે નહિ, બળદિયા ? " મામાએ ફરીથી મારી ગરદન પકડી, લમણા પર લગાવતા લગાવતા એમની ઓરડીમાં મને ઘસડી ગયા.

ડહેલીના વડીલ વર્ગે મામાને શાંત કર્યા.

" મારશો નહિ, મામા, જડયો એટલે થયું, " ડહેલીની ઓઓએ કહ્યું.

" મારું નહિ તો કરું શું ? પહેલાં એક વખત જતો રહ્યો હતો. ફરીથી કાલે જતો રહ્યો. વારે ઘડીએ આ શું ? કોઈક દહાડો કાળી ટીલી કરાવે ! " મામાએ ક્રોધ અને આવેશમાં આવી કહ્યું.

" શ્યામ ! ઈશ્વરની સારી સારી વાતો તું કહે છે. તારાથી આમ કરાય ? જા, ઘરમાં જા, ભગવાનને પગે લાગ અને કહે કે, ફરીથી આવું કરીશ નહિ, " એક પ્રૌઢ સ્ત્રી બોલી.

હું, મામાની દત્તની મૂર્તિને પગે લાગ્યો. ઘરમાં જઈ ધ્રૂસકે ધ્રૂસકે રોતો હતો. હું તો બધાંની મશ્કરીનું પાત્ર બન્યો જ, પરંતુ મામાને પણ બનાવ્યા. તેમણે પોતાનું નુકસાન વેઠી ભાણેજને ભણાવવાનો નિશ્ચય કર્યો હતો. તે ઉપકારના બદલામાં હું તેમના નામને બટ્ટો લગાડી રહ્યો હતો. તે કંઈ મને ફાડી ખાતા હતા ? શું કરતા હતા ? શીખવતી વખતે જરા ગુસ્સે થતા હતા, પરંતુ તેથી શું થઇ ગયું ? મારા ભલા માટે જ તે બધું કરતા હતા. હું હોશિયાર થાઉં માટે ગુસ્સે થતા હતા. તેમાં એમનો શો સ્વાર્થ હતો ? વિદ્યા માટે બાલ નચિકેતા મૃત્યુ સામે ઊભો રહેતાં બીધો નો'તો. મૃત્યુ પાસે પણ તેણે જ્ઞાન માગ્યું હતું. યમદેવ કરતાં મામા શું વધારે કઠોર હતા ? મામા કઠોર નો'તા. તેમનું મન ઉદાર હતું. તેથી તો તે અમને એમને ત્યાં લાવ્યા હતા. નહિ તો આજના આર્થિક કટોકટીના સમયમાં કોણ કોનો ભાવ પૂછે ? પોતાનું જ જ્યાં નિભાવવું મુશ્કેલ હોય, ત્યાં બીજાનાં છોકરાંને કોણ લાવે ? કોણ તેમને પોષે ? એમના શિક્ષણની વ્યવસ્થાની કોને પડી હોય !

પરંતુ આ બધું તે ઉંમરે હું સમજી શકતો નો'તો. એ વાત આજે યાદ આવતાં મને ખૂબ જ પશ્ચાત્તાપ થાય છે. મારું કૃતઘ્નીપણું મને શરમથી નીચું જોવડાવે છે. હું એ વખતે આમ કેમ કરતો હતો તેનું મને આશ્ચર્ય થાય છે. કોઇક વખતે ભૂત વળગ્યું હોય એમ વર્તતો. જાણે કે હું મારો પોતાનો નો'તો જ. કોઇક મને ઘસડી જાય છે, કોઇક મને નચાવે છે. તે ઘેન ઊતર્યું કે તરત જ મને પૂર્વવર્તન માટે આશ્ચર્ય થતું.

બેચાર દિવસ સુધી હું ઉંબર બહાર નીકળ્યો નહિ. કોઈની સાથે બોલ્યોચાલ્યો નહિ. મામા ખૂબ જ હેતથી મારી સાથે વાત કરવા લાગ્યા. તેમણે મને કોંકણમાં ઘેર મોકલી આપવાનો મનમાં નિશ્ચય કર્યો હતો. તેમને રજા પણ સિલક હતી. એક દિવસ હું તેમનું શરીર ખૂંદતો હતો. શરીર દબાવી રહ્યો એટલે તેમણે કહ્યું : " શ્યામ, ચાલ આપણે કોંકણ જઈએ. મારું પેટ દુખે છે, તેની પણ કંઈક દવા ત્યાં કરાવીશું. તારાં કપડાં ધોઈ રાખજે. "

તે દિવસથી મામાએ મને ભણાવવાનું બંધ કર્યું, ફરીથી નાસી ન જાઉં એ ખાતર. એક વખત માબાપને સોંપ્યો એટલે છૂટયા, એમ એમને થતું

હશે. મામાને ત્યાં મારા એ આખરી ચાર દિવસ હતા. તે ચાર દિવસ રમતગમતમાં પસાર થતા હતા. કોંકણ જવાનો દિવસ નક્કી થયો. હું પાછો આવવાનો નથી, એ પણ નક્કી જ હતું. મને પણ તે અસ્પષ્ટપણે સમજાઈ ચૂક્યું હતું. હવેલીનાં બધાંને મેં નમસ્કાર કર્યા. માણેકબહેનને મળ્યો. મારા જવાથી જો કોઈને અધિક દુઃખ થતું હોય તો તે માણેકબહેનને. તેની સાસરીનાં દુઃખો વચ્ચે તેનો એકનો એક આધારસ્તંભ જતો હતો, જેની આગળ હૃદય હલકું થતું હતું તે જતો હતો. આ રીતે મારી આ ષણ્માસિક યાત્રા પૂરી થઈ.

## ૧૭

## કોંકણમાં ઘેર

**ઘેર** શબ્દ હજારો સંયુક્ત પવિત્ર ભાવનાઓ મનુષ્યના હૃદયમાં ખડી કરે છે. આલીશાન સ્વર્ગ-તુલ્ય રાજમહેલમાં વસતા હો, છતાં યે તમને તમારા ગરીબ ઘરનું સ્મરણ થયા વગર રહેશે નહિ. તમારા એ નાનકડા ઘરમાં રેડિયો નહિ વસાવ્યો હોય, સુંદર સુંદર કીમતી ચિત્રો ભીંતે શોભતાં નહિ હોય, જીભના સ્વાદ પૂરનારા ખાદ્યપેય પદાર્થો ત્યાં નહિ હોય, અને જે સર્વથી મહાન મૂલ્યવાન ગ્રંથો પણ કદાચ નહિ હોય, છતાં પણ એ સર્વથી મહાન કંઇક ત્યાં હોય છે. રેડિયોમાં મીઠાં મધુરાં ગાયનો સાંભળવા મળતાં હશે, પરંતુ બાનો " ભાઈ " શબ્દનો મીઠો સાદ, અને બાળકે " બા " શબ્દનો કરેલો ધ્વનિ કરતાં કયો મધુર અવાજ રેડિયોના ગાયનમાં જડશે ! " ભાઈ, મમ ખાવ; ભાઈ, ભૂ પી; ભાઈ પૂલી ખા, " માતાના આ મીઠા શબ્દો દ્વારા મળતા ભોજનની બરાબરી કઈ મિજલસ કરી શકે ! બાળકને પારણામાં કે ખોળામાં ઉંઘાડતી વખતે જે હાલરડું માતા ગાય છે, તેમાં વસેલું વાત્સલ્ય, માધુર્ય, કોમળતા ને ઉત્કટતા ઘર વિના બીજે કોઈ સ્થળે સાંપડશે ! માતાએ હેતથી ખવડાવેલ ટાઢા રોટલાના ટુકડા શીરાપુરી કરતાં વધારે સ્વાદિષ્ઠ લાગે છે ; માતાએ પીઠ પર હેતથી હાથ ફેરવી કરેલો ઉપદેશ આખા ગ્રંથાલયની અંદરના જ્ઞાન કરતાં વધારે પવિત્ર હોય છે. " सबसे ऊंची प्रेम सगाई "–પ્રેમના પાશ સર્વથી વધારે મજબૂત હોય છે. એ પ્રેમ જ્યાં વસતો હશે, ત્યાં એક સાદી ઝૂંપડી પણ રાજશાહી ઐશ્વર્યને ય લજાવશે. આ પ્રેમ વગરની મેડીઓ ને મહેલાતો કે દીવાનખાનાં સ્મશાનવત્ બને છે.

મીઠાશ વસ્તુમાં નહિ, પરંતુ આત્મામાં વસે છે. ત્રિસુપર્ણના મંત્રમાં વર્ણવ્યા પ્રમાણે ઘીની ધાર આપણા હૃદયમાં છે. ગરીબાઈને લીધે અન્નશુદ્ધિ કરવાનું કાર્ય માતાને માટે મુશ્કેલ થઈ પડે, પરંતુ હૃદયની અપાર માયાના ઘીની ધાર તે રેડે જ છે. અને તેથી જ માતાના હાથે બનેલી રસોઈ મીઠી લાગે છે. તેથી ઉપનિષદ્માં આત્માને 'રસાનાં રસતમ :' કહ્યો છે. આપણા આત્માનું માધુર્ય સર્વત્ર વહેવડાવતા જવું

હું ઘેર જવાનો હતો. પ્રેમમૂર્તિ માતા પાસે જતો હતો. પરંતુ મને આનંદ થતો નહોતો. મામા મને પાછો ઘેર મોકલતા હતા. હું નાલાયક ઠર્યો. પોતાનો પુત્ર રખડેલ પાક્યો, એ જોઈ કઈ માતાનું સમાધાન થાય ? મને જોઈ મારી માતાને શા માટે આનંદ થશે જોઈએ ? પૂનાના મારા વિચિત્ર વર્તનનો હેવાલ ઘેર પહોંચી ગયો હતો. જેવી રીતે સત્કીર્તિ પવનની સાથે સર્વત્ર ફેલાઈ જાય છે તેમ અપકીર્તિ પણ પવનની સાથે બધે ફેલાઇ જાય છે. સુવાસ જલદી પ્રસરે છે, તેમ દુર્ગંધ પણ તેટલી જ જલદીથી ફેલાઇ જાય છે. મામાના પત્રો ઘેર અગાઉથી જ પહોંચી ગયા હતા. મેં શાં શાં પરાક્રમો કર્યાં હતાં, તે અથથી ઇતિ બધાં જાણી ગયાં હતાં. એ સંજોગોમાં મને જોઇ કોને આનંદ થાય ? બધાં માણસો મારી તરફ તિરસ્કાર ભરી નજરે જોશે, મારો ઉપહાસ કરશે, મને હડધૂત કરશે. આખું ચિત્ર મારી સામે ઊભું રહ્યું. ઘેર પણ જવું નથી અને મામાને ત્યાં યે રહેવું નથી, એમ મનમાં થતું બોટમાંથી નીચે ઊતરતી વખતે હું સમુદ્રમાં પડીને ડૂબી મરું તો છૂટી જાઉં એવો વિચાર ક્ષણવાર મગજમાં આવી ગયો. પરંતુ ખુદ મૃત્યુ લઇ જવા આવે તો તેની પાસેથી નાસી જ ગયો હોત. મૃત્યુ દૂર હોય છે, ત્યાં સુધી જ એકાદ વખતે પ્રિય અને રમણીય લાગે છે.

એક ફ્રેંચ લેખકે એક ઠેકાણે કહ્યું છે કે "આત્મહત્યા કરું, એવો વિચાર એકવાર પણ જેના મનમાં આવ્યો નથી, તે મનુષ્ય જીવવાને લાયક નથી." મારા મનમાં આ વિચાર આવી ગયો, એ પરથી હું જીવવાને યોગ્ય સિદ્ધ થનો હતો. મામા ને હું બોટમાં હતા. હું ચૂપચૂપ બેસી રહ્યો. હું બોલી શકતો નહોતો, ઊંઘી શકતો નહોતો. હું કેવળ હતાશ અને શરમિંદો બની ગયો હતો.

અમે માલધર ઘેર પહોંચ્યા. ગાળો અને તુંકારા વડે મારું સ્વાગત થયું. પરંતુ મારો એમાં કંઇ ઈલાજ ચાલે તેમ નહોતો. કોઇક કહેતું, "ગાયો ચરાવી ખા." કોઈકે કહેતું, "હળ લઈને ખેતર ખેડી ખા." ગાયોના ગોવાળ થવું, ખેતી કરી ધાન્ય પકવવું એ નીચ કર્મ છે? ગોસેવાનું કાર્ય સ્વીકારવામાં ગોપાળ કૃષ્ણે પોતાનું અહોભાગ્ય ગણ્યું શિશુપાળ વગેરે "ગોવાળિયાનો છોકરો, ગોવાળિયાનો છોકરો" કહી મશ્કરી કરતા હતા. કૃષ્ણે કહ્યું, "તમે જે દોષ બતાવો છો તે મારાં આભૂષણ છે." હું ગોપાળ-કૃષ્ણ તરીકે જ ઓળખાઈશ." આજે બાળકોનાં નામ ગોપાળ પાડવામાં આવે છે. પરંતુ ગોપાળના કાર્યને લોકો તુચ્છ માને છે. ત્યારે પરદેશી સરકારની અહોરાત્ર હમાલી કરવામાં જ શું મહત્તા છે? જો ઢોરોનું પાલનકાર્ય તુચ્છ હોય, તો ગોપાળકૃષ્ણનું નામ ઉચ્ચારશો નહિ, એના ઉત્સવો ઊજવશો નહિ, ગાયને માતા કહેશો નહિ. મોંએ ગોપાળકૃષ્ણનો નામોચ્ચાર કરવો અને ગોપાલન કાર્યને હલકું ગણવું આ દંભ અતીવ ત્યાજ્ય અને તિરસ્કરણીય છે.

ગોવાળિયા તુચ્છ, અને તેવી રીતે હળધર પણ તુચ્છ. કેમ, હળ ખેડનારો તુચ્છ? આ ભૂમાતાની સેવા કરી જગતના પોષણાર્થે ધાન્ય ઉત્પન્ન કરનાર ઉદ્યમમૂર્તિ ખેડૂત? તુચ્છ તે ટાઢ જોતો નથી, ગરમ પવન, વરસાદ પાણી જોતો નથી, સવાર જોતો નથી, બપોર જોતો નથી. રાત જોતો નથી, કાદવ જોતો નથી, કાંટા જોતો નથી. ખળામાં પાક પડયો હોય તો રાત્રે દેવતા સળગાવી ખળામાં જ ઊંઘી જાય છે. એને નથી જોઈતું ઓઢવા કે નથી જોઈતું પાથરવા. ઉપરથી આટઆટલું કરવા છતાં યે કેટલો નમ્ર! કેટલો આદરસત્કાર કરનારો, એની ઝૂંપડીમાં જાઓ પછેડી પાથરી આપશે. "કણસલાં શેકી લાવું. શિંગો શેકી લાવું, ભાજીપાલો લાવું," એમ અંતઃકરણથી પૂછશે. જે કૂકડાની સાથે ઊઠે છે, ઊગતા સૂર્યને એના કર્મ-મગ્ન હાથે વંદન કરે છે, નવાં નવાં ઝાડ રોપે છે, તેમને ઉછેરે છે, બળદોને પહેલાં ઘાસપાણી કરે છે, ને પછી પોતે જમવા બેસે છે; ઢોરઢાંખરને પહેલાં પાણી પાય છે, પછી પોતે પાણી પીએ છે. કેવો એનો ઢોરઢાંખર, ઝાડપાન, ખેતરો અને બાળકો પરનો પ્રેમ! આવો ખેડૂત હળધર શા માટે તુચ્છ અને હીન? તો પછી આ જગતમાં, ભાઈસાહેબ, વંદનીય કોને કહેશો? પૂજ્ય કોને ગણશો?

કાર્લાઇલ નામનો ઈંગ્લેંડમાં એક પ્રખ્યાત લેખક થઈ ગયો છે. તેણે એક ઠેકાણે એમ લખ્યું છે કે "જગતમાં બે જ માણસો વંદનીય અને ગૌરવશાળી છે: એક, મહેનત-મજૂરી કરી જગતને રોટલો આપનો ઉદ્યોગી ખેડૂત; અને બીજો, રાત દિવસ ચિંતન કરતો વિચારોની હિતમંગળ ભાખરી આપનાર તત્ત્વજ્ઞ."

ગૌતમબુદ્ધ એક વખત એક જમીનદારને ત્યાં ભિક્ષા માગવા ગયા. જમીનદારે કહ્યું, "એ, ભીખ શા માટે માગે છે? મહેનત મજૂરી કેમ કરતો નથી? ખેતરમાં મજૂરીએ જા." ભગવાન બુદ્ધે ઉત્તર દીધો, "હું ખેડૂત જ છું, હું યે ખેતી કરું છું. રાતદિવસ મહેનત કરું છું, મજૂરી કરું છું અને અન્ન પકાવું છું." જમીનદારઃ "તારું ખેતર ક્યાં છે? તારા બળદો ક્યાં છે? તારું હળ ક્યાં છે? તારા ધાન્યના કોઠાર ક્યાં છે?"

ભગવાન બુદ્ધઃ "મારા હૃદયમાં હું ખેતી કરું છું. વિવેક રૂપી હળથી એને ખેડું છું. સંયમ અને વૈરાગ્ય એ બે મારા બળદો છે. પ્રેમ, જ્ઞાન, અહિંસાનાં બી હું વાવું છું. સ્વાર્થી વાસનાના છોડ હું ઉખેડી નાખું છું. મારો પાક ખૂબ જ સંપન્ન છે. અહોનિશ હું એની ચિંતા કર્યા કરું છું. પશ્ચાત્તાપરૂપી જલથી એને પોષું છું. ભરચક કણસલાં આવે છે. પ્રેમ-ભર્યા વિચારોના કણ હું જગતને વહેંચી આપું છું.

મારા કોઠાર બીજાઓને દેવા ખાતર ભરેલા હોય છે. એ ભંડાર આપી દેવાથી ઓછા થતા નથી પરંતુ વધારે ભરાય છે. એ જ મારી ઈશ્વરપ્રણિત ખેતી."

ભગવાન બુદ્ધની પેઠે માનવસમાજને ચિરકાળ મળ્યા કરે એવી દિવ્ય વિચારોની ભાખરી દેનાર મહાત્મા સેંકડો વર્ષમાં નસીબ હોય તો એકાદ જ જન્મે છે. તે વિચારની ભાખરી માટે ભગવાન બુદ્ધે કેટલું કષ્ટ સહન કર્યું હતું, કેટલી કઠોર તપશ્ચર્યા કરી હતી, ઊંડા ચિંતનમાં કેટલું મનોમંથન કર્યું હતું ? ભગવાન બુદ્ધ પેઠે વિચારોની ભાખરી દેનાર દરેક જણ બની શકે એમ નથી. પરંતુ માતૃભૂમિની સેવા કરી પોતી જેવી જુવારની ભાખરી તો આપણે જગતને આપી શકીએ ખરા.

પરંતુ જે વિચારસ્રષ્ટા યે નથી, કે ધાન્યસ્રષ્ટા પણ નથી, એવા બીનજવાબદાર, તૈયાર પતરાળી પર જમવા બેસનારા, વેશધારી ગુલામો ઢોર ને ગાયોની સેવા કરનારા જંગલના રાજાને તુચ્છ ગણે છે, ધાન્ય આપનાર દુનિયાના અન્નદાતા ખેડૂતને હીન સમજે છે, એ કેટલું આશ્ચર્યભર્યું ગણાય ? કેટલી કૃતઘ્નતા ! કેટલું ઉન્મત્તપણું !

રોમન સામ્રાજ્યની પડતીની મીમાંસા કરતાં પ્રસિદ્ધ ઈતિહાસકાર ગિબને એક ઠેકાણે લખ્યું છે કે "ઉજળિયાત રોમન લોકો શ્રમજીવીઓને તુચ્છ ગણવા લાગ્યા, એ રોમન સામ્રાજ્યની પડતીનું એક કારણ છે." ભારતવાસીઓની આજની અધોગતિ પૂજ્યની નિંદાને લીધે જ થઈ છે. જે પૂજ્ય છે તેમનું જો પૂજન કરવામાં ન આવે તો શ્રેય પ્રાપ્ત કરી શકાય નહિ. આપણા વેદમાં ખેતીની સ્તુતિ કરવામાં આવી છે. "ગુલામગીરીના જુગાર ન રમ. ખેતી જ કર" સતત શ્રમ કર ને તારું પોષણ કર. મહેનતની મહત્તા એ મહર્ષિ આપણને સમજાવે છે. પરંતુ ઋષિનાં ગુણગાન ગાનારા જ ખેડૂતને હલકા સમજે છે. આપણાં પ્રાચીન કાવ્યોમાં બળદની ઉપમા વીર પુરુષો-મહાન પુરુષોને આપવામાં આવતી. પરંતુ આજે 'બળદ' શબ્દે ગાળનું રૂપ લીધું છે. બળદ

કરતાં યે વધારે હલકા. શ્રમજીવીઓની કદર જે સમાજમાં થતી નથી, જ્યાં જાડાં ફાંદવાળાં માણસો ગાદી તકિયે આળોટતાં પડ્યાં હોય, તે સમાજ શી રીતે સુખી થાય ? ક્યારે સુખી થાય ?

મામાનું પેટ દુખતું હતું. અનેક ઉપચારો કરી જોયા. એક ઉપાય તો ખૂબ જ ભયંકર હતો. તેને ડામ કહેવામાં આવે છે. મામા ચત્તા સૂતા હતા. તેમના પેટ પર ભીનું કપડું મૂકવામાં આવ્યું હતું. પાસે જ ભઠ્ઠી સળગતી હતી. ભઠ્ઠીમાં લોઢાના સળિયા મૂકેલા હતા. તે લાલચોળ બની ગયા હતા. પેટ પર બીજે ઠેકાણે દઝાય નહિ, એની ખૂબ જ કાળજી રાખવામાં આવતી. મને યાદ છે કે તે ભીના કપડા પર વચ્ચે વચ્ચે છાશ છાંટવામાં આવતી. તે દેખાવ ભયંકર હતો. તે દૃશ્ય મારાથી જોઈ શકાય એમ નો'તું. હું ક્ષણવાર ડોકિયું કરી જતો, ને પાછો તુલસીક્યારા પાસે આંગણામાં જતો રહેતો.

મામાને એથી કંઈ આરામ થયો નહિ. પૂનાવાળા પૂજ્ય અણ્ણાસાહેબ પટવર્ધને મામાને એક દવા બતાવી હતી. તે અજમાવી જોવાનો વિચાર એક રાત્રે તેમને થઈ આવ્યો, પરંતુ તે વનસ્પતિ અત્યારે ક્યાંથી મળે ? એ છોડ અમારા ઘરની નજીકમાં ફૂળકરને ત્યાં જોયો હતો. મેં કહ્યું: "મામા, હું લઈ આવું કે ?" મામાએ હા કહી. રાતનો સમય હતો. હું દીવો લઈ ચાલ્યો. ફૂળકરની રજા મેળવી તે છોડ તોડી લાવ્યો. છોડ જોઈ મામાને આનંદ થયો. તેમણે મને શાબાશી આપી. તેમણે કહ્યું: "બધું યે શ્યામની ધ્યાનમાં હોય છે. તેની નજર ચોકોર છે. તે બધુંયે જોતો રહે છે." બા બોલી: "ઝાડપાન, ફૂલનો એને ખૂબ શોખ છે." રખડેલ શ્યામ માટે ગૌરવના ઉદ્‌ગારો કેટલા દિવસો પછી શ્યામના કાન સાંભળતા હતા. શ્યામને જરા ઠીક લાગ્યું. શ્યામની થોડી આબરૂ સચવાઈ. અંધકારમાં આછો પ્રકાશ પડ્યો.

થોડા દિવસો પછી મામા પૂને ગયા. પરંતુ ઘેર મારી સૌથી નાની બહેન "આક્કા" માંદી પડી હતી. મારી એ[illegible]ની એક બહેન વિષ. વરમાં

સપડાઈ હતી. તેની ચાકરી હું ખૂબ જ સેવાભાવથી કરતો. એને કપાળે ઠંડા પાણીનો લોટો ધરી હું કલાકોના કલાકો બેસી રહેતો. આક્કાની દવા તૈયાર કરતો. ગામના વૈદની દવાથી કંઈ ફેર ન પડ્યો. આખરે હું અને દાદા એક મરાઠી વૈદક ગ્રંથ લઈ બેઠા. આક્કાની બીમારીનું હું વર્ણન કરતો હતો. તે રોગ કયો છે તે અમે શોધતા હતા. જે રોગ નક્કી થાય તે પર કહેલો ઉપાય અજમાવવાનું અમે નક્કી કર્યું. ગ્રંથમાં જણાવેલી વસ્તુઓ અમે એકઠી કરી. નાનો કાંટો લાવી, પ્રમાણ પ્રમાણે ભાગ કરી નાની નાની પડીકીઓ બનાવી. પરમેશ્વરનું નામ લઈ આક્કાને તે ઉકાળો શરૂ કર્યો.

આક્કાને ખરેખર આરામ થવા લાગ્યો. દાદાએ ને મેં કરેલી પરીક્ષા બરાબર હતી. અમે શોધી કાઢેલી દવા ગુણકારી લાગી. દાદાએ મારાં વખાણ કર્યાં: "શ્યામ, ધાર્યું બરાબર કરી શકે છે. ચંદ્રિકાને શું શું થાય છે તે તેણે મને ટપટપ કહી દીધું. અને રોગ પારખવામાં પણ એણે મને ખૂબ જ મદદ કરી." દાદાજી આમ ઘણી વાર બીજાઓ આગળ બોલતા. તે શબ્દો અમૃત પેઠે મારે કાને પડતા. ગુમાવેલી આબરૂ ધીમે ધીમે હું પાછી મેળવતો હતો.

આક્કાની માંદગી વખતે બા વારંવાર કહેતી, "મારી છોકરી બિચારીને ક્યારે ઠીક થશે, ભગવાન જાણે!" બાના શબ્દો સાંભળી મને શરમ આવતી. બા મારે માટે એટલી જ સહાનુભૂતિ ક્યારે બતાવશે એમ મને થયા કરતું. મેં આળસનો ત્યાગ કર્યો. દરેક કામ કરવા લાગ્યો. આગળ પાછળનાં આંગણાં સાફ કરતો, ચાર ચાર દિવસે હું લીંપી લેતો, હું છાણ મેળવતો, જમીન પર ચોંટી ગયેલું છાણ ઉખાડી ઢોર બાંધવાની જગા સાફ બનાવતો. છાણનાં કોઈ કોઈ વખત છાણાં પણ થાપતો. કોઈ કોઈ વખત સુકાયેલાં છાણાં ઉખેડી લઈ ભેગાં પણ કરતો. ભેંસને કૂવે લઈ જઈ સ્વચ્છ નવડાવતો. તેને ગળે સાંકળ બાંધી હું તેને દોરતો. ભેંસનાં શિંગડાં વચ્ચે એને ખંજવાળતો. તેથી એને ખણ ઓછી આવે છે અને તેથી ગમાણ પર માથું પછાડની બંધ થઈ જાય છે. ભેંસ પોદરો મૂકે કે તરત જ હું પાવડા વડે તે બાજુએ કાઢી લેતો. કેળના રોપાઓને પાણી પાતો. સવારે ફૂલની માળા બનાવતો. કોઈક વખતે દાદાને અથવા બાપુને સ્નાન કરવાની વાર હોય તો હું જાતે પૂજા કરી લેતો. માંદી બહેનની નાની બાળકીને રમાડતો. શ્યામ કર્મતત્પર ને સેવાપરાયણ બનતો હતો. કારણકે એને ગયેલી આબરૂ પાછી મેળવવી હતી. "મારો લાડકો શ્યામ" એ શબ્દો એને બાને મોંએથી નીકળતા સાંભળવા હતા. જગતનાં સેંકડો માનપત્રો, મોટમોટાં માનસન્માન કરતાં બાના મુખથી યોગ્ય વખાણનો એક શબ્દ અધિક અર્થસૂચક બને છે. શ્યામને બા પાસેથી વખાણ મેળવવાં હતાં. એ જ જાણે કે એનું અત્યારનું નિશ્ચિત ધ્યેય હતું.

આક્કાની તબિયત સુધરી ગઈ. સર્વ નિશ્ચિંત થયાં. આક્કા અશક્ત હતી. હજી બરાબર ફરી શકતી નહોતી. તે ને હું ખૂબ વાતે ચડતાં. હું પૂનાવાળાં માણેકબહેનની વાતો એની આગળ કહેતો અને તે રડી પડતી. હું આક્કાનો પણ પત્રલેખક બન્યો હતો. તેના કહેવા પ્રમાણે બનેવીને પત્ર લખતો. પત્રને અંતે આક્કા સહી કરતી. તે પત્ર આક્કાની સહી થયા પછી જ રવાના થતો. પત્રની શરૂઆતમાં શું લખવું તે મને કંઈ સમજાતું નહોતું. નિશાળમાં ચાલતાં પુસ્તકોમાં બીજું બધું યે હતું; પરંતુ પત્નીએ પતિ માટે કયું વિશેષણ વાપરવું, તે તેમાં નહોતું. આખરે મેં મારા પુરાણના જ્ઞાનનો ઉપયોગ કર્યો. દમયન્તી, સીતા, સાવિત્રી કેવી રીતે વિલાપ કરતાં, તે યાદ આવ્યું. છેવટે મેં નીચે પ્રમાણે પત્રની શરૂઆત કરી:

"મત્પ્રિય પતિદેવને ચરણે"

—અને પત્રનો અંત "આપની ચરણદાસી" એ શબ્દો વડે કર્યો. મેં આખો પત્ર વાંચી બતાવ્યો ને આક્કા શરમાઈ ગઈ ને હસી પડી. તે બોલી, "શ્યામ, કેટલો સરસ કાગળ લખ્યો છે! તને આ બધું કોણે શિખવાડયું!"

મેં કહ્યું: " રામાયણ મહાભારતની વાર્તાઓએ."

મારા બનેવી મળવા આવ્યા. મેં તેમને પૂછ્યું, "તમને આક્કાના પત્રો ગમ્યા કે ?" તેમણે હસીને મને પીઠ પર ધબ્બો લગાવી દીધો. તેમણે પૂછ્યું, "કેમ પૂછવું પડયું ?"

મેં કહ્યું, "એ પત્રો હું જ લખતો હતો આક્કા મને બધું કહેતી અને પછી હું વાક્યો બરાબર ગોઠવી લખતો." એમની સાથે હું ફરવા જતો, એમને હું ખેતરમાં લઈ ગયો. ત્યાં એમને કૂવો બતાવ્યો. એક દિવસ પાપડીનું ઊંધિયું કર્યું. ખૂબ મજા આવી.

ઉનાળાના દિવસો આવ્યા. ગામના છોકરાઓમાં ભણવા લાગ્યો. એમને મે ક્રિકેટ રમતાં શીખવ્યું. ગામમાં ચીથરાંના દડા ઘેરઘેર બનવા લાગ્યા. દરજીને ત્યાં પડતાં ચીંથરાંનો ઉપયોગ થવા લાગ્યો. છોકરાં ચીંથરાં ઉપાડી જતાં ને દડા બનાવતાં. દેવદારનાં ખોખાંનાં પાટિયાંમાંથી બૅટ બનવા લાગ્યાં, બપોરે જમી લીધુ કે તરત જ શનિવારે–રવિવારે અમે ક્રિકેટની ધમાચકડી મચાવતા. મેં મારા જૂના મિત્રોને પૂના–મુંબઈની વાતો કહી. મારું અંગ્રેજીનું જ્ઞાન પણ હું એમને બતાવતો. "જોષી શબ્દનું અંગ્રેજી શું થાય ? વાઘજીભાઈનું અંગ્રેજી શું ?" વગેરે પ્રશ્નો છોકરાઓ મને પૂછતા. હું એમનાં નામ લખી બતાવતો. યસ, નો, રેડી, આઉટ, બાઉન્ડરી, ઓવ્હર, બૉલ, વગેરે શબ્દો ક્રિકેટ રમતાં મોએ થઈ ગયા હતા.

હું તડકામાં ખૂબ રખડવા લાગ્યો, અને તેથી મારી આંખો ફરીથી બગડી બાએ ભયની સૂચના પણ આપી. મને ય એ ભય ખરો લાગ્યો. માખણ અને કપાસનાં પાંદડાં બા માથે મૂકવા માંડી. પગે રોજ રાત્રે ગાયનું દૂધ ચોળવું શરૂ કર્યું. સવારમાં ડુંગળી શેકીને ખાતો. બાનો મારા પર પ્રેમ છે, એવો મને અનુભવ થવા લાગ્યો. ગાંડિયા શ્યામ ! બા પોતાનાં સંતાનો પર કદી પ્રેમ ન કરે એવું કોઈ સ્થળે જોયું જાણ્યું છે ? ઊલટું તોફાની બાળકની માતાને એને માટે વધારે ચિંતા હોય છે. માતૃપ્રેમ બદલ તને શંકા જ કેવી રીતે આવી ?

દાદાજી મને થોડું થોડું વેદમાંથી શીખવવા લાગ્યા. સંધ્યા, ત્રિસુપર્ણ, વૈશ્વદેવ, મેં મોંએ કરી લીધા. રુદ્રની ઋચા પણ યાદ કરવા માંડી. દાદાજી મને યાજ્ઞિક બનાવવા ઇચ્છતા હતા. દાદાજીને પદ સુધી બધું ય યાદ હતું વેદના પ્રત્યેક શબ્દની સંધિ છૂટી પાડી સમજાવવો એને પદ કહે છે. દાદાજીએ આ પ્રવૃત્તિ શરૂ કરી. ત્યાં તો બાપુજીએ બીજી જ પ્રવૃત્તિ હાથમાં લીધી. મારે અંગ્રેજી ભણવું એવી બાપુજીની ઇચ્છા હતી. દાપોલીમાં હાઈસ્કૂલ હતી. ત્યાં મારાં ફોઈબા રહેતાં હતાં. ફોઈને ત્યાં રહેવાની વ્યવસ્થા કરવામાં એ રોકાયા હતા. ફોઈને ત્યાં દર વર્ષે એક ખાંડી ચોખા આપી જમવાનું નક્કી થયું. ફી વગેરે ખર્ચ બાપુજી આપવાના હતા. દાપોલી પાલઘરથી ૭ ગાઉ દૂર હતું. કોર્ટકચેરીના કામ માટે બાપુજી વારંવાર ત્યાં જતા જ હતા. તેથી મારી દેખરેખ પણ એ રાખી શકે એમ હતું. આખરે મારે અંગ્રેજી ભણવા દાપોલીમાં રહેવાનું ઠર્યું. "દાપોલીની અંગ્રેજી નિશાળ જૂનમાં ઊઘડે એટલે તારું નામ ત્યાં દાખલ કરાવીશું" એમ બાપુજીએ કહ્યું. બાના, દાદાજીના, આક્કાના, બધાંના આશીર્વાદ લઈ ૧૯૧૨ના જૂન મહિનામાં હું દાપોલી ગયો. બાએ મને એક જ વાક્ય કહ્યું: "શ્યામ, હવે જરા સીધો રહેજે." બાના એ ટૂંકા વાક્યમાં ઘણો ભાવ સમાયેલો હતો. તે વાક્ય ધગધગતા સળિયા પેઠે મારી દૃષ્ટિ સામે મેં રાખ્યું હતું, અને હંમેશાં રાખીશ.

## ૧૮

## દાપોલીની અંગ્રેજી નિશાળ

દાપોલીની અંગ્રેજી નિશાળ એક ટેકરા ઉપર બાંધેલી હતી. ત્રણચાર ગામડાંની વચ્ચે એનું મકાન આવેલું હતું. દાપોલી, જાલગામ, ગિમ્હવણે વગેરે ગામના છોકરા ત્યાં ભણવા આવતા. પચાસ વર્ષ પૂર્વે દાપોલીમાં બે અંગ્રેજી નિશાળો હતી : એક મિશનની અને બીજી બોર્ડિંગની. દાપોલીની બોર્ડિંગવાળી નિશાળ એક સમયે આખા મુંબઈ ઇલાકામાં જાણીતી હતી. જાણીતા શિક્ષકો, સુંદર છાત્રાલય, કડક વ્યવસ્થાપાલન વગેરે બાબતો માટે આ

નિશાળની પ્રખ્યાતિ સર્વત્ર ફેલાઈ ગઈ હતી પરંતુ થોડાંક વર્ષો પછી તે બંધ પડી ગઈ અને નિશાળો એકત્ર કરી લેવામાં આવી તે નિશાળ નારાયણરાવ ગોગટેની હતી દાપોલીવાળા નારાયણરાવ ખૂબ ઉદ્યોગી ને મહત્ત્વાકાંક્ષી હતા મોટી મોટી કલ્પનાઓ તે સેવતા દાપોલીમાં આરારૂટનું ખૂબ ઉત્પાદન કરવાનો એક પ્રયોગ તેમણે અજમાવ્યો ત્યાંથી આરારૂટ તે આફ્રિકા મોકલતા તેમની નિશાળ બંધ પડી થોડાક સમયમાં છાત્રાલય પણ મંદગતિએ ચાલવા માંડ્યું–મિશનની નિશાળમાં પણ ફક્ત દોઢસો પોણાબસો વિદ્યાર્થીઓ હતા જે દાપોલીમાં પાંચસો વિદ્યાર્થીઓ બંને નિશાળોમાં થઈ ભણતા હતા, તે જ દાપોલીમાં હું હતો ત્યારે પોણાબસો છોકરાઓ પણ નો'તા છાત્રાલયમાં તે વખતે ત્રીસચાલીસ જણા હતા છાત્રાલય પણ એક ટેકરા પર આવેલું હતું કેટલાય જૂનાં અને ખંડિયેર જેવાં જણાતાં મકાનો ત્યાં જણાતાં "અગાઉ જ્યારે છાત્રાલય પૂરજોશમાં ચાલતું, ત્યારે બધા વિદ્યાર્થીઓ ત્યાં રોજ નિયમિત કસરત કરતા અને પછી દૂધ પીતા" વગેરે વાતો અમારા સાંભળવામાં આવતી

મિશનની નિશાળ સુંદર ઇમારત હતી ચિત્ર કલામંદિર ખૂબ જ ભવ્ય હતું કવાયત શીખવવા માટે એક મોટો હૉલ બાંધ્યો હતો નિશાળના બધા વર્ગોમાં ભરપૂર ઉજાસ આવતો નિશાળના દરવાજામાં થઈ અંદર પેસતાં જ ઊંચે ભરાવેલું ઘડિયાળ નજરે પડતું. બંને બાજુએ ભણાવવાના વર્ગોના ઓરડા હતા ઉપર પર લાંબું ચિત્રકલાનું સભાગૃહ હતું વ્યાખ્યાનો, સમારંભો, વાદવિવાદો બધું આ ચિત્રકલાગૃહમાં થતું ચિત્રકલાની જોડે જ મુખ્ય શિક્ષકની ઑફિસ હતી તે ઓરડાની પેલી તરફ પ્રિન્સિપાલ બેસતા પ્રિન્સિપાલ મિશનરી હતા

પ્રિન્સિપાલનું નામ ગેડની હતું નિશાળની શરૂઆતથી છેવટ સુધી ગેડની સાહેબ આ નિશાળમાં હતા હાલ દાપોલી અને મિશનને જ્યાએ સંબંધ નથી નિશાળને "મિશન હાઈસ્કૂલ" નામ આપવામાં આવ્યું છે પરંતુ વ્યવસ્થા "દાપોલી શિક્ષણ મંડળ" નામની સંસ્થા રાખે છે, ગેડની સાહેબ પાછા જતા એટલે એમણે નિશાળની બધી વ્યવસ્થા આ સંસ્થાને સોંપી દીધી ગેડની દાપોલીમાં પચાસસાઠ વર્ષ સુધી રહ્યા હતા તેમને મરાઠી બહુ જ સરસ આવડતું હતું દક્ષિણી વાર તહેવારો, વરસાદનાં નક્ષત્રો વગેરે બધું એ જાણતા વરસાદ પડે ત્યારે એ પૂછતા કે ' આ નક્ષત્ર વૃદ્ધ છે કે યુવાન ?" કોંકણમાં વરસાદનાં નક્ષત્રોને વૃદ્ધ અને યુવાન કહેવાનો રિવાજ પડી ગયો છે "અમુક નક્ષત્રનું વાહન શું ? એ શેના પર બેસે છે ?" એ પણ ગેડની પૂછતા ગેડની કોંકણના લોકો સાથે સમરસ થઈ ગયા હતા

એક દિવસ બપોરે બે વાગે હું અને બાપુજી નિશાળે ગયા શિક્ષકોની ઓરડીમાં અમે બેસી રહ્યા વચલી રજામાં બધા શિક્ષકો આવ્યા બીજા ધોરણના વર્ગશિક્ષકે મારી પરીક્ષા લીધી "સસલું જોરથી દોડ્યું ' "રાવણને દશ હાથ હતા." "આ નિશાળ સુંદર દેખાય છે" વગેરે વાક્યોનું અંગ્રેજી ભાષાંતર મેં કરી બતાવ્યું શિક્ષક પ્રસન્ન થયા અંગ્રેજી બીજા ધોરણમાં દાખલ કરવામાં વાંધો નથી એમ એમણે ચિઠ્ઠીમાં લખ્યું તે ચિઠ્ઠી મેં હેડમાસ્તર પાસે લઈ જઈ બતાવી આમ હું બીજા ધોરણમાં દાખલ થયો

બાપુજી ઘેર ગયા હું બીજા ધોરણના વર્ગમાં જઈ બેઠો હું ગભરાતો હતો તે વખતે વાર્ષિક પરીક્ષા ઓક્ટોબરમાં થતી બીજા ધોરણમાં મારે ફક્ત પાંચછ મહિના કાઢવાના હતા મારો અંગ્રેજી અભ્યાસ ઠીક ચાલતો હતો બાપામાં તો મને જરા પણ અડચણ પડતી નહોતી વાર્ષિક પરીક્ષામાં હું ઉપલે નંબરે પાસ થઈશ એવી મને આશા હતી

વચલી રજામાં કેટલાક વિદ્યાર્થીઓએ મારા વિષે થોડી થોડી પૂછપરછ કરી ઘંટ વાગ્યો, એટલે બધા પોતપોતાની જગ્યાએ બેસી ગયા વર્ગનાયક (મૉનિટર) ટેબલ પાસે ઊભો રહી, "શાંત બેસો, તું ઊભો રહે," વગેરે વાક્યો બોલી પોતાની સત્તા બતાવતો હતો માતૃભાષા અને અંગ્રેજી શીખવતા હતા તે શિક્ષક આવ્યા તે વખતે મરાઠીભાષાનો વિષય હતો હું એકદમ પાછળ બેઠો હતો શિક્ષકે એક વિદ્યાર્થીને એક શબ્દનું પદચ્છેદ પૂછ્યું તે કોઈને

આવડે જ નહિ." તું, તું, તું," એમ પૂછતાં મારો વારો આવ્યો. મેં બરાબર ઉત્તર આપ્યો. શિક્ષકે મને આગલે નંબરે બેસાડ્યો. મને જરાક આનંદ થયો. માતૃભાષાનો વિષય પૂરો થયો ને ગણિતનો વિષય શરૂ થયો. જે શિક્ષક અમને કવાયત શીખવતા હતા તે જ ગણિત શીખવતા હતા. એમની બધાંને બીક લાગતી. તેમનું વર્ણન ભયપ્રદ હતું. પોલીસ કમરે દંડો રાખે છે, પરંતુ શિક્ષકના તો હાથમાં જ તે હોય છે. હું ચુપચૂપ બેઠો હતો. મને જોતાં જ તેમણે પૂછ્યું:

"કઈ સ્કૂલમાંથી આવ્યો?"

હું: કોઈ પણ નિશાળમાંથી નહિ.

શિક્ષક: અગાઉ કઈ નિશાળમાં ભણતો હતો?

હું: પાલધરની.

શિક્ષક: પાલધરમાં અંગ્રેજી નિશાળ છે?

હું: ના.

શિક્ષક: ત્યારે અંગ્રેજી ક્યાં શીખ્યો?

હું: પૂનામાં, મામા પાસે.

શિક્ષક: તું પૂનામાં રહેતો હતો?

હું: હા.

શિક્ષક: તેથી જ ગાલ ફૂલ્યા છે. એ પૂનાની જુવાર બાજરીની ભાખરીઓ છે. ગાલ તો ફુલાવ્યા છે, પણ ભેજામાં કંઈ છે કે?

હું કંઈ બોલ્યો નહિ. હું નીચે બેઠો. શિક્ષક ગુસ્સે થયા. ડ્રીલ શિક્ષક હતા. "ઊઠ, ઊભો થા. મેં બેસવા કહ્યું છે કે?" તે ક્રોધમાં બોલ્યા. હું ઊભો થયો. પહેલે જ દિવસે શિક્ષકના હાથની સોટીનો હાથ પર પ્રયોગ થાય છે, કે શિક્ષકના હાથનો ગાલ પર પ્રયોગ થાય છે, તેની મને બીક લાગવા માંડી. પરંતુ તે દિવસે ખાસ કંઈ બન્યું નહિ "બેસ નીચે," આખરે હુકમ થયો અને શ્યામ નીચે બેઠો.

આવી રીતે પહેલો દિવસ ગયો. સાંજે ઘેર ગયા પછી બાપુજીએ પૂછ્યું, "શ્યામ, નિશાળ કેવી છે? તું અભ્યાસમાં પાછળ તો નથી ને? બધાઓની સાથે ચાલી શકીશ ને?" મેં "હા" કહી. એમના મનનું સમાધાન થયું. બીજે દિવસે સવારમાં વહેલા ઊઠી તે પાલઘર જવાના હતા. તેમણે મને થોડીક શિખામણ આપી. તેમણે કહ્યું," શ્યામ, બરાબર અભ્યાસ કરજે. બધાંનું કહ્યું માનજે. અહીં સીધો ચાલીશ નહિ તો ઘરમાં પેસવા નહિ દઉં. નકામો રહીશ નહિ. બધાંની શાબાશી મેળવ. મહેનત વિના જગતમાં કંઈ જ પ્રાપ્ત થતું નથી, એ ધ્યાનમાં રાખ. બધાંની 'ના' ઉપર હું તને અહીં ભણાવવા લાવ્યો છું માટે નીચું જોવું પડે એવું કંઈ કરીશ નહિ. સમજ્યો ને? કંઈપણ ચીજભાવ જોઈએ તો મને લખી જણાવજે. બીજાની કોઈ વસ્તુને હાથ ન લગાડતો. કંઈ પણ કામમાં આળસ ન કરતો. આંખો ન બગડે માટે કાળજી રાખજે." એમ કહી તેમણે મારી પીઠ પર વાત્સલ્યભર્યો હાથ ફેરવ્યો. પાલઘર જતી વેળાએ બાપુજીએ મને ખાવાનું લેવા એક આનો આપ્યો. તે ગયા ત્યારે હું ચોધાર આંસુએ રડ્યો. બાપુજી મને મારા પૂર્વચરિત્રનું પુનસ્મરણ તો કરાવી નહિ ગયા હોય! પૂનાનાં મારાં પરાક્રમો મને યાદ આવ્યાં. મને મારું જીવન વ્યર્થ જણાયું. "ગત જીવન પર પડદો પાડ, ને નવજીવન શરૂ કર" એવો મેં મન સાથે નિશ્ચય કર્યો, ને આ નિશ્ચય પાર પડે માટે ઊંચે મુખે, હાથ જોડી મેં વિશ્વંભરને વિનંતી કરી.

અનુ૦ મૂળશંકર પાધ્યા

☆

# સુએજ : એક ઐતિહાસિક દૃષ્ટિએ

લેખક : શ્રી. કૃષ્ણલાલ દેસાઈ. બી. એ., બી. ટી.
પ્રિન્સીપાલ, ભારતી વિદ્યાલય, અમદાવાદ

[ આજે દુનિયામાં યુદ્ધ ચાલી રહ્યું છે. એ તબક્કે સુએજનું સ્થાન કેવું છે એ સમજવાની દરેકને જરૂર છે. અને તેમાં યે હિંદના વિદ્યાર્થીઓએ સુએજનું સ્થાન બ્રિટનને હિંદની દૃષ્ટિએ કેટલું મહત્ત્વનું છે તે જાણવાની ખાસ જરૂર છે.—તંત્રી ]

દુનિયાનાં અનેક માણસોએ જે નાનાંમોટાં સાહસિક કામો કર્યાં છે તેમાં સુએજની નહેર દ્વારા ભૂમધ્ય અને રાતા સમુદ્રને જોડવાનો પ્રયત્ન પણ એક ભગીરથ સાહસ અને ઐતિહાસિક કાર્ય છે.

ભૌગોલિક દૃષ્ટિએ ઇજિપ્ત એ પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો દરવાજો છે. અસલના વખતમાં ઇજિપ્તનાં શહેરોમાંથી ઈરાન, બેબિલોન, ગ્રીસ, રોમ, હિંદ વગેરે દેશોનો વેપાર ચાલતો હતો. ઇજિપ્તનો કબજો રાખનાર દુનિયાનાં બજારનો કબજો રાખી શકતો હતો. અને આને લઈને જ ઇજિપ્તનો કબજો મેળવવા માટે અનેક સામ્રાજ્યોએ કરડી નજર કરી હોય તો તેમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી. કારણકે ઇજિપ્તનું ભૌગોલિક સ્થાન જ એવું છે કે, તેના ઉપર આધિપત્ય જમાવનાર રાજ્ય સારી યે દુનિયા ઉપર પોતાનું સામ્રાજ્ય અને આધિપત્ય જમાવી શકે.

આ ઇજિપ્તની પૂર્વે એક નાની સાંકડી પટ્ટી–સુએજની સામુદ્રધુની–આફ્રિકા અને એશિયાને સાંધતી હતી. આ પટ્ટીની બરોબર સમાંતરે અને વધારે પશ્ચિમમાં નહિ એવી ઇજિપ્તને અભિમાન લેવડાવે તેવી નાઈલ નદી વહે છે.

ગ્રીસ અને રોમનાં સામ્રાજ્યો સાથે વેપારનો ઉદય થયો. આ સામ્રાજ્યોના ઉદય પહેલાં આ પાણીના માર્ગની મહત્તા પિછાની શકાઈ નહોતી. પણ વેપારની બુદ્ધિએ આ માર્ગની મહત્તાનો સ્વીકાર કરાવ્યો, અને એ માર્ગને સરળ બનાવવા અનેક યોજનાઓ વિચારમાં આવી.

ઇજિપ્તના રાજાઓએ નાઈલ અને રાતા સમુદ્રને જોડીને રસ્તાને સરળ બનાવવા અનેકવાર પ્રયત્નો કરેલા, પણ અનેકવાર રાજકીય કારણોને અંગે આવી આ નહેર તરફ બેદરકારી પણ બતાવવામાં આવતી.

આમ છતાં યે આવી આ નહેરને અનેકવાર સમરાવવાના પણ પ્રયત્નો થયેલા. ઈરાનના રાજા ડેરિયસે પણ પ્રયત્ન કરીને નહેરને યોગ્ય બનાવેલી. ત્યાર પછી જુદા જુદા રાજાઓએ પોતાના વિચારો અને હિતોને ધ્યાનમાં રાખીને એ નહેર અંગે અનેક પ્રકારની યોજનાઓ હાથમાં ધરેલી.

આરબોએ જ્યારે ઇજિપ્તનો કબજો લીધો ત્યારે એ પાણીનો રસ્તો—નાઈલ-રાતા સમુદ્રને જોડનારો—તેના છેલ્લા phaseમાંથી પસાર થતો હતો. ઇ સ. ૬૪૧–૬૪૨ના શિયાળામાં ઇજિપ્તના ગવર્નર અમરૂએ પોતાના સુલતાન ઉમરની રજાથી એ રસ્તો ખુલ્લો કર્યો. પણ ઇ. સ ૭૭૬માં વળી પાછો એબન–જાફર–અલ–મનસુરે મક્કા અને મદીનામાં થયેલા બળવાને અંગે તેને બંધ કર્યો.

આવડે જ નહિ." તું, તું, તું," એમ પૂછતાં મારો વારો આવ્યો. મેં બરાબર ઉત્તર આપ્યો. શિક્ષકે મને આગલે નંબરે બેસાડયો. મને જરાક આનંદ થયો. માતૃભાષાનો વિષય પૂરો થયો ને ગણિતનો વિષય શરૂ થયો. જે શિક્ષક અમને કવાયત શીખવતા હતા તે જ ગણિત શીખવતા હતા. એમની બધાંને બીક લાગતી. તેમનું વર્તન ભયપ્રદ હતું. પોલીસ કમરે દંડો રાખે છે, પરંતુ શિક્ષકના તો હાથમાં જ તે હોય છે. હું ચુપચૂપ બેઠો હતો. મને જોતાં જ તેમણે પૂછ્યું:

"કઈ સ્કૂલમાંથી આવ્યો ?"

હું: કોઈ પણ નિશાળમાંથી નહિ.

શિક્ષક: અગાઉ કઈ નિશાળમાં ભણતો હતો ?

હું: પાલધડની.

શિક્ષક: પાલધડમાં અંગ્રેજી નિશાળ છે ?

હું: ના.

શિક્ષક: ત્યારે અંગ્રેજી ક્યાં શીખ્યો ?

હું: પૂનામાં, મામા પાસે.

શિક્ષક: તું પૂનામાં રહેતો હતો ?

હું: હા.

શિક્ષક: તેથી જ ગાલ ફૂલ્યા છે. એ પૂનાની જુવાર બાજરીની ભાખરીઓ છે. ગાલ તો ફુલાવ્યા છે, પણ ભેજામાં કંઇ છે કે ?

હું કંઈ બોલ્યો નહિ હું નીચે બેઠો. શિક્ષક ગુસ્સે થયા. ડ્રીલ શિક્ષક હતા. "ઊઠ, ઊભો થા. મેં બેસવા કહ્યું છે કે ?" તે ક્રોધમાં બોલ્યા. હું ઊભો થયો. પહેલેજ દિવસે શિક્ષકના હાથની સોટીનો હાથ પર પ્રયોગ થાય છે, કે શિક્ષકના હાથનો ગાલ પર પ્રયોગ થાય છે તેની મને બીક લાગવા માંડી. પરંતુ તે દિવસે ખાસ કંઈ બન્યું નહિ. "બેસ નીચે," આખરે હુકમ થયો અને શ્યામ નીચે બેઠો.

આવી રીતે પહેલો દિવસ ગયો. સાંજે ઘેર ગયા પછી બાપુજીએ પૂછ્યું, "શ્યામ, નિશાળ કેવી છે ? તું અભ્યાસમાં પાછળ તો નથી ને ? બધાઓની સાથે ચાલી શકીશ ને ?" મેં "હા" કહી. એમના મનનું સમાધાન થયું. બીજે દિવસે સવારમાં વહેલા ઊઠી તે પાલધડ જવાના હતા. તેમણે મને થોડીક શિખામણ આપી. તેમણે કહ્યું," શ્યામ, બરાબર અભ્યાસ કરજે. બધાંનું કહ્યું માનજે. અહીં સીધો ચાલીશ નહિ તો ઘરમાં પેસવા નહિ દઉં. નકામો રડીશ નહિ. બધાંની શાબાશી મેળવ. મહેનત વિના જગતમાં કંઈ જ પ્રાપ્ત થતું નથી, એ ધ્યાનમાં રાખ. બધાંની 'ના' ઉપર હું તને અહીં ભણાવવા લાવ્યો છું. મારે નીચું જોવું પડે એવું કંઈ કરીશ નહિ. સમજ્યો ને ? કંઈપણ ચીજભાવ જોઈએ તો મને લખી જણાવજે. બીજાની કોઈ વસ્તુને હાથ ન લગાડતો. કંઈ પણ કામમાં આળસ ન કરતો. આંખો ન બગડે માટે કાળજી રાખજે." એમ કહી તેમણે મારી પીઠ પર વાત્સલ્યભર્યો હાથ ફેરવ્યો. પાલધડ જતી વેળાએ બાપુજીએ મને ખાવાનું લેવા એક આનો આપ્યો. તે ગયા ત્યારે હું ચોધાર આંસુએ રડ્યો. બાપુજી મને મારા પૂર્વચરિત્રનું પુનસ્મરણ તો કરાવી નહિ ગયા હોય ! પૂનાનાં મારાં પરાક્રમો મને યાદ આવ્યાં. મને મારું જીવન વ્યર્થ જણાયું. "ગત જીવન પર પડદો પાડ, ને નવજીવન શરૂ કર" એવો મેં મન સાથે નિશ્ચય કર્યો, ને આ નિશ્ચય પાર પડે માટે ઊંચે મુખે, હાથ જોડી મેં વિશ્વંભરને વિનંતી કરી.

અનુ૦ મૂળશંકર પાધ્યા

☆

# સુએજ : એક ઐતિહાસિક દષ્ટિએ

લેખક : શ્રી. કૃષ્ણલાલ દેસાઈ. બી. એ., બી. ટી.
પ્રિન્સીપાલ, ભારતી વિદ્યાલય, અમદાવાદ

[ આજે દુનિયામા યુદ્ધ ચાલી રહ્યુ છે એ તબક્કે સુએજનું સ્થાન કેવું છે એ સમજવાની દરેકને જરૂર છે. અને તેમા યે હિંદના વિદ્યાર્થીઓએ સુએજનું સ્થાન બ્રિટનને હિંદની દષ્ટિએ કેટલું મહત્ત્વનું છે તે જાણવાની ખાસ જરૂર છે.—તંત્રી ]

દુનિયાનાં અનેક માણસોએ જે નાનાંમોટાં સાહસિક કામો કર્યાં છે તેમાં સુએજની નહેર દ્વારા ભૂમધ્ય અને રાતા સમુદ્રને જોડવાનો પ્રયત્ન પણ એક ભગીરથ સાહસ અને ઐતિહાસિક કાર્ય છે.

ભૌગોલિક દષ્ટિએ ઈજિપ્ત એ પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો દરવાજો છે અસલના વખતમાં ઈજિપ્તનાં શહેરોમાંથી ઈરાન, બેબિલોન, ગ્રીસ, રોમ, હિંદ વગેરે દેશોનો વેપાર ચાલતો હતો ઇજિપ્તનો કબજો રાખનાર દુનિયાના બજારનો કબજો રાખી શકતો હતો. અને આને લઈને જ ઈજિપ્તનો કબજો મેળવવા માટે અનેક સામ્રાજ્યોએ કરડી નજર કરી હોય તો તેમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી. કારણકે ઈજિપ્તનું ભૌગોલિક સ્થાન જ એવું છે કે, તેના ઉપર આધિપત્ય જમાવનાર રાજ્ય સારી યે દુનિયા ઉપર પોતાનું સામ્રાજ્ય અને આધિપત્ય જમાવી શકે.

આ ઈજિપ્તની પૂર્વે એક નાની સાંકડી પટ્ટી–સુએજની સામુદ્રધુની–આફ્રિકા અને એશિયાને સાંધતી હતી. આ પટ્ટીની બરોબર સમાંતરે અને વધારે પશ્ચિમમાં નહિ એવી ઈજિપ્તને અભિમાન લેવડાવે તેવી નાઈલ નદી વહે છે.

ગ્રીસ અને રોમનાં સામ્રાજ્યો સાથે વેપારનો ઉદય થયો. આ સામ્રાજ્યોના ઉદય પહેલાં આ પાણીના માર્ગની મહત્તા પિછાની શકાઈ નહોતી. પણ વેપારની બુદ્ધિએ આ માર્ગની મહત્તાનો સ્વીકાર કરાવ્યો, અને એ માર્ગને સરળ બનાવવા અનેક યોજનાઓ વિચારમાં આવી

ઈજિપ્તના રાજાઓએ નાઈલ અને રાતા સમુદ્રને જોડીને રસ્તાને સરળ બનાવવા અનેકવાર પ્રયત્નો કરેલા, પણ અનેકવાર રાજકીય કારણોને અંગે આવી આ નહેર તરફ બેદરકારી પણ બતાવવામાં આવતી.

આમ છતા યે આવી આ નહેરને અનેકવાર સમરાવવાના પણ પ્રયત્નો થયેલા. ઈરાનના રાજા ડેરિયસે પણ પ્રયત્ન કરીને નહેરને યોગ્ય બનાવેલી. ત્યાર પછી જુદા જુદા રાજાઓએ પોતાના વિચારો અને હિતોને ધ્યાનમાં રાખીને એ નહેર અંગે અનેક પ્રકારની યોજનાઓ હાથમાં ધરેલી.

આરબોએ જ્યારે ઈજિપ્તનો કબજો લીધો ત્યારે એ પાણીનો રસ્તો—નાઈલ–રાતા સમુદ્રને જોડનારો—તેના છેલ્લા phaseમાંથી પસાર થતો હતો. ઈ સ. ૬૪૧–૬૪૨ના શિયાળામાં ઈજિપ્તના ગવર્નર અમરૂએ પોતાના સુલતાન ઉમરની રજાથી એ રસ્તો ખુલ્લો કર્યો. પણ ઇ. સ ૭૭૬માં વળી પાછો એબન–જાફર–અલ્–મનસુરે મક્કા અને મદીનામાં થયેલા બળવાને અંગે તેને બંધ કર્યો.

આના પરિણામે પૂર્વ અને પશ્ચિમનો વેપાર ઈજિપ્ત દ્વારા જે ચાલતો હતો તે ધીમે ધીમે ઘટવા લાગ્યો. તેરમી અને ચૌદમી સદીમાં માર્કો પોલો તેમજ બીજા મુસાફરોની મુસાફરીઓથી હિંદ અને ચીનમાં જવાનો ઉત્તરનો જમીનનો રસ્તો ધીમે ધીમે વિકાસ પામવા લાગ્યો. આ રસ્તે જ્યાં સુધી તુર્કી બળવાન ન બન્યું ત્યાંસુધી વેપાર ચાલુ રહ્યો. પણ બળવાન બનેલા તુર્કોએ ધીમે ધીમે આક્રમણકારી પગલાં ભરવા માંડ્યાં. તુર્કોનાં આ પગલાંથી વેપારીઓને વેપારમાં અનેક અડચણો પડવા લાગી અને વેપાર પણ ધીમે ધીમે ઘટવા લાગ્યો. આ રસ્તે યુરોપના વેપારમાં વેનિસ અને જીનિવાની જે સર્વોપરિતા હતી તેનો તુર્કોના આવા આક્રમણોથી અંત આવ્યો.

તુર્કસ્તાનના આ અંતરાયથી નવો વેપાર કરવાનો રસ્તો શોધવાની તમન્ના પશ્ચિમના લોકો અને વેપારીઓમાં ઊભી થઈ. આ તમન્નાએ હિંદ શોધવા નીકળેલા કોલંબસને અમેરિકાની શોધ કરાવી. જ્યારે વાસ્કો ડી ગામાને દક્ષિણ આફ્રિકા દ્વારા હિંદનો રસ્તો બનાવ્યો. યુરોપની પ્રજાઓ સારુ પૂર્વના વેપાર માટે એક નવું દ્વાર ખૂલ્યું. આ દ્વાર મારફતે આ પ્રજાઓએ વારાફરતી પૂર્વના વેપારનો ઇજારો ભોગવ્યો.

પોતાનો ધીકતો ધંધો બંધ થતો દેખીને, વેનિસની પ્રજા ઉપર વિચિત્ર અસર થઈ અને તે અસરને નાબૂદ કરવા સારુ ઈ. સ. ૧૫૦૪માં Council of ten—દસ જણાની સમિતિએ ઇજિપ્તના સુલતાનને સુએજની નહેર ખોદવાનું સૂચન કર્યું, પણ આ સૂચનનો કાંઈ અમલ ન થયો.

એ સદીના અંતમાં ઇજિપ્તના એન એફુજ-અવની પાશાએ વળી પાછું એવું એક સૂચન પોતાના બાદશાહને કર્યું. તેનું સૂચન જૂના નાઈલ રાતા સમુદ્રના રસ્તાને ફરીથી ઉઘાડીને તેને ભૂમધ્યસમુદ્ર સુધી પહોંચાડવાનું હતું. આ સૂચન પાછળનો તેનો હેતુ ફક્ત કાંઈ માલની લેવડદેવડની સરળતા થાય તે જ નહોતો. પણ સાથે સાથે એ દરિયા વચ્ચેનો પાણીનો માર્ગ ખુલ્લો થઈ જાય તો તુર્કસ્તાનના નૌકાસૈન્યને મોટો લાભ થાય તે બતાવવાનો પણ હતો.

આ સૂચનનો વિગતવાર અહેવાલ ફ્રાન્સના તે વખતના તુર્કસ્તાનના એલચીએ ફ્રાન્સના રાજાને આપ્યો હતો અને જણાવ્યું હતું કે ' આ યોજનાએ તેમના અભિમાનને વેગ આપ્યો છે અને સાથે સાથે તેમની મહત્ત્વાકાંક્ષા અને લોભને એટલી કક્ષાએ લઈ ગઈ છે કે તેઓ એમ માનવા લાગ્યા છે કે તેઓ હિંદના ઝવેરાત અને ખજાનાના માલિક બન્યા છે.

પણ આ યોજનાનો અમલ મોટા ખર્ચ અને અડચણોને લઈને ન થઈ શક્યો.

પશ્ચિમના રાજ્યોમાંથી આ વખતે પૂર્વ ભૂમધ્ય સમુદ્રમાં જે પ્રજાનું સ્થાન મહત્ત્વનું હતું તે ફ્રાન્સનું હતું અને તેમાંયે વળી ભૌગોલિક કારણોને લઈને જૂના વેપારી રસ્તે ફ્રાન્સના હિતો બીજા દેશો કરતાં વધારે હતા.

ઇંગ્લૅંડ અને હોલૅન્ડ હિંદ સાથે પોતાનો વેપાર કેઈપ ઑફ ગૂડ હોપ દ્વારા ચલાવતાં હતાં અને તે બન્ને પ્રજાઓને તેમાં સંતોષ હતો. ફ્રાન્સ પણ હિંદ સાથે વેપાર કરતું હતું. વેપારમાં વધારે મોટો ફાયદો ઉઠાવવાનો તેનો આશય હતો, પણ જે રસ્તે થઈને તે વેપાર ચલાવતું હતું તે રસ્તે માલ લઈ જવા અને લાવવા પાછળ ખૂબ ભારે ખર્ચ થતું હતું. હિંદમાંથી આવતા માલને ઊંટો દ્વારા કૈરો લઈ જવામાં આવતો અને ત્યાંથી નહેર દ્વારા એલેક્ઝાન્ડ્રિઆ અને છેવટે યુરોપમાં ચડાવવામાં આવતો. આમ માલને યુરોપ પહોંચાડતાં અનેક દિવસો લાગતા તેમજ ખર્ચ પણ ભારે થતું. આનું નિરાકરણ જ્યાં સુધી એક સીધો સળંગ રસ્તો ન થાય ત્યાં સુધી આવી શકે તેમ નહોતું. ફ્રાન્સના તે વખતના વડા પ્રધાન રીસત્યુને એક માણસે નનામો કાગળ લખીને સૂચવ્યું કે સુએજથી કૈરો સુધીની એક નહેર ખોદીને જ આ મુશ્કેલી દૂર કરી શકાશે. અને જો આવી યોજના અમલમાં આવશે તો તુર્કસ્તાન પોતાના રાજ્યને વૈભવશાળી બનાવી શકશે. વેનિસ પણ પાછું ઊભું થશે. માર્સેલ્સ વધારે બળવાન બનશે, અને એબિસીનિયાની સાથે વળી પાછો વેપાર શરૂ થશે. દરિયાના આવા સંયોગથી સ્પેઇનની પ્રજાની સ્થિતિ

ભૂમધ્ય સમુદ્રમાં નગણી પડશે, જ્યારે બીજાં બધા રાજ્યો બળવાન થશે ”

વ્યાવહારિક અડચણો કરતા રાજકીય મુશ્કેલીઓ મોટી હતી લીબનીત્ઝ નામના એક જર્મન તત્ત્વ જ્ઞાનીએ ઈજિપ્ત ઉપર આક્રમણ કરી તેનો કબજો લઈને રાજકીય અડચણ દૂર કરવાનુ સૂચન ફ્રાન્સના રાજા લુઈ ચૌદમાને કર્યું હતુ અને સાથે સાથે પૂર્વના લાભો ઉઠાવવાનું પણ સૂચવ્યુ હતું પણ લુઈના પરદેશમંત્રીએ એ સૂચનને ટેકો ન આપ્યો પણ તેના વડા પ્રધાન કૉલબર્ટે એક વેપારી કંપની સ્થાપી અને તે કંપની માટે રાતા સમુદ્રમાં નૌકાચલનનો હક્ક તેમજ માલને લાવવા લઈ જવાનો હક્ક સુલતાન પાસેથી મેળવ્યો આવો હક્ક અત્યારસુધી યુરોપની ખ્રિસ્તી પ્રજાઓને આપવામા નહોતો આ પ્રો આ હક્કથી માલને લાવવા-લઈ જવાના ખર્ચમાં તેમજ જકાતના દરમા ખાસો નોંધવા લાયક ઘટાડો થયો

આ સમય પછી નહેરની યોજનામા વેપારીઓ અને એન્જિનિયરો પણ રસ લેવા લાગ્યા એ ઘટના એમના મુત્સદ્દીઓની ન રહેતા સામાન્ય જનતાની પણ બની

અઢારમી સદીમા યુરોપનો હિંદ સાથેનો વેપાર એકદમ વધ્યો હિંદની સમૃદ્ધિની વાતો સાભળીને અનેક ઈંગ્લિશ અને ફ્રેન્ચ કંપનીઓએ હિંદ સાથે વેપાર કરવા માડ્યો આ બન્ને દેશમા થતા રાજકીય, આર્થિક વગેરે ફેરફારોની અસર આ કંપનીઓ ઉપર ન થઈ, પણ ઊલટુ તેઓએ પોતાનો વેપાર અને રાજકીય સર્વોપરિતા સ્થાપવા એકબીજાની સાથે લડાઈ કરવા માંડી ઈંગ્લૅંડે આ તબક્કે અમેરિકામા પોતાના સંસ્થાનો ગુમાવ્યા હતા જ્યારે ફ્રાન્સે કૅનેડા ગુમાવ્યુ હતુ આ ખોટને પહોંચી વળવા સારુ આ બન્ને રાજ્યોએ પોતાની નજર એશિયા તરફ ફેરવી હતી આ બન્નેના આગમનથી એશિયા એ સત્તા માટેની લડાઈનું કેન્દ્ર બન્યુ હતુ

પણ આ લડાઈ લાબી ન ચાલી ફ્રાન્સે યુરોપમા ખેલાયેલા સપ્તવાર્ષિક વિગ્રહને અંતે નીચે ખંડ ૧, અમેરિકા અને હિંદમાં પોતાની સત્તા ગુમાવી હિંદમા સામ્રાજ્ય સ્થાપવાની ફ્રાન્સની અભિલાષા નાબૂદ થઈ ગઈ એટલે ફ્રાન્સે પોતાની નજર બીજી તરફ ફેરવી

ફ્રાન્સે વેપારને અંગે દરિયા ઉપરનો કાબૂ મેળવવાનો નિર્ધાર કર્યો આ વેપાર કરવા સારુ ફ્રાન્સે દુનિયાના મોટા, સરળ અને મહીસનામત રસ્તા ઉપર પોતાનું આધિપત્ય જમાવવાના પ્રયત્નો શરૂ કર્યા આ પ્રયત્નોએ ઇંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચેના વિગ્રહનો અંત ન આણ્યો, પણ લંબાવ્યો

ઇંગ્લૅંડ અને ફ્રાન્સ બન્ને દેશના રાજ્યકર્તાઓ માનતા હતા કે, જ્યા સુધી પૂર્વની દોલત ઉપર કબજો ન આવે અગર પૂર્વની દોલત લૂટવાની તક ન સાંપડે ત્યા સુધી યુરોપની જીતો અને સર્વોપરિતા નિરર્થક છે, વાંઝણી છે અને આ જ વિચારે એ બન્ને દેશો એક બીજાની સરસાઈમા ઊતર્યા, આ જ વિચારે બ્રિટનને ‘ દરિયાની રાણી ’ બનવાનુ ઉત્તેજન આપ્યુ અને કેઈપ ઑફ ગુડ હોપનો રસ્તો રક્ષવાનો નિર્ધાર કરાવ્યો જ્યારે ફ્રાન્સે પણ ઉપરોક્ત વિચા રને લક્ષમા રાખીને ઈજિપ્તનો જૂનો રસ્તો ખોલીને, કેઈપ દ્વારા ચાલતો બ્રિટનનો વેપાર તોડી, દુનિયાનો વેપાર હસ્તગત કરવાના મનોરથ સેવ્યા

આ હરીફાઈએ એક બીજાની સરકારને એક બીજાની હિલચાલ ઉપર આંખ રાખવાની ફરજ પાડી

ફ્રાન્સની વેપારી કંપનીએ ઇજિપ્તની સરકાર પાસેથી બને તેટલા હક્કો મેળવવાનો પ્રયત્ન શરૂ કર્યો પણ તેના આ પ્રયત્નમા ફ્રાન્સની સરકારે મોટો હિસ્સો ન આપ્યો ઈજિપ્તમા વસતા ફ્રાન્સના વેપારીઓએ અનેકવાર ફ્રાન્સની સરકારને ઈજિપ્તનો કબજો લેવા જણાવ્યુ તે વખતના ઇજિપ્તમાં વસતા ફ્રાન્સના [illegible] મૂરે પણ પોતાની સરકારને લખ્યુ હતું કે આ રસ્તો સમય અને ખર્ચ વગેરેમા મોટો ઘટાડો કરશે તેમ જ આ જૂના રસ્તાને આવતા માલને યુરોપના બજારોમા પ્રથમ અને મહત્ત્વનુ સ્થાન અપાવશે

આવી વિનંતીઓ છતા પણ ફ્રાન્સની સરકારે કાઈ ખાસ પગલા ન ભર્યા તેણે તો ઈજિપ્તની સરકાર

ઇંગ્લંડ પણ આ જ અરસામાં હિંદુસ્તાનના ઈજિપ્તના રસ્તા સારુ ચિંતાતુર બન્યું આ રસ્તા ઉપર બીજી કોઈ પણ યુરોપની પ્રજા હકુમત જમાવી ન જાય એની તકેદારી રાખવાની ફરજ ઇંગ્લેંડને શિરે આવી પડી અને આ ફરજને પાર પાડવા નબળા અને પછાત પડતા તુર્કસ્તાનના રાજ્યને કોઇ પણ પ્રકારે ટકાવી રાખવું એ ઇંગ્લંડે પોતાનું લક્ષ બનાવ્યું અને બીજી કોઈ પણ યુરોપની પ્રજાનો તે રસ્તા ઉપરનો હક્ક નાબૂદ કરવા કાવતરા શરૂ કર્યાં

રૂશિયાના ઝાર નિકોલસ પહેલાએ ફ્રાન્સના એલચીને ઈ સ ૧૮૩૮ના ફેબ્રુઆરીમા ઇંગ્લંડની આ મુરાદની જાણ કરતા લખ્યુ હતુ કે – અંગ્રેજોની નજર ઇજિપ્ત ઉપર છે એ દેશની જરૂર તેમને હિંદ સાથે નવો રસ્તો અને વહેવારને અંગે છે તેઓ ઈરાનના અખાતમા અને રાતા સમુદ્રમા એ દૃષ્ટિબિંદુથી પોતાની સત્તા જમાવી રહ્યા છે તમારે તેમની સાથે ઈજિપ્ત અંગે જરૂર માથાકૂટ થશે '

હિંદ પહોંચવાના સરળ અને સહેલા રસ્તાની જરૂર ઇંગ્લંડને સમય જતા ખૂબ જ લાગવા માડી કેઈપના રસ્તે હિંદ પહોંચતા વધારે સમય જતો હતો જ્યારે આ રસ્તે હિંદ પહોંચવામા ખૂબ જ ઓછો સમય જાય છે એવી જાહેરાત ટોમસ વેગહાર્ન નામના માણસે જાતે તપાસ કરીને કરી આ માણસની તપાસે દ લેસપ્સને સુએઝની નહેરની યોજનાને અમલમા મૂકવા વધારે ઉત્તેજિત કર્યો

આમ આ રસ્તાની મહત્તા જેમ જેમ વધારે જણાતી ગઈ તેમ તેમ અંગ્રેજોએ તે યોજનાનો ઝડપી અમલ થાય એ માટે નિષ્ણાતોની સમિતિ નીમી પણ આ સમિતિના કાર્યનું કાઇ પરિણામ આવ્યું નહિ, પણ મહમદ અલીએ પોતે જ તે કાર્ય ઉપાડી લીધુ અને પોતાના માણસો દ્વારા સીધી કે આડકતરી રીતે યોજના ઉપર વિચાર કરાવ્યો આ માણસો ફ્રેન્ચો હતા અને તેઓએ પોતાના અહેવાલો રજૂ કર્યા આ અહેવાલોમાથી દ લેસપ્સે લીનેટ બેના

સીમોનિયન્સ તરીકે ઓળખાતો હતો અને જે સમાજનો ઉદ્ધાર મજૂરીની મહત્તા દ્વારા કરવામા માનતો હતો, તેણે તે કાર્ય પોતાના સમાજના એક અંગ તરીકે સ્વીકાર્યું આ કાર્યને પૂર્ણ કરવા આ સમાજના માણસો ઈ સ. ૧૮૩૩મા ઇજિપ્તમા આવ્યા ઇજિપ્તમા તેઓ ચાર વર્ષ રહ્યા તેઓમાના ઘણા રોગનો ભોગ થઈ ને મરણ પામ્યાં, જ્યારે બાકીના ઇજિપ્તના વાઇસરૉય પાસેથી રજા ન મેળવી શક્યા એટલે તેમણે તે કામ હાથ ન ધર્યું આમ છતા યે તેઓ નાસીપાસ ન થયા તેમણે તે અગે પ્રચાર કાર્ય શરૂ કર્યું, અને ઈ સ. ૧૮૪૬માં 'societed Etudes du canal de Sue—સુએઝની નહેરનો અભ્યાસ કરનારી સંસ્થા—સ્થાપી

આ સસ્થાએ લીનેટ બેના અહેવાલને પાયારૂપ લઈ ને આખી યે યોજનાનો આર્થિક અને ધંધાદારી દૃષ્ટિએ અભ્યાસ કરવાનું માથે લીધુ અને એ કર્યા પછી યુરોપના મૂડીવાદીઓનો એ સાહસમા સહકાર મેળવવાનો ઇરાદો રાખ્યો આ સસ્થાનું મુખ્ય મથક પેરિસ હતુ આમ આ સસ્થાએ સ્થાપના કર્યા પછી ત્રણ જુદા જુદા માણસોને ત્રણ જુદી જુદી જમાની તપાસ કરવાનું કામ સોંપ્યુ

આ સસ્થા પ્રાથમિક તપાસ સિવાય બીજુ કશું ન કરી શકી કારણકે ઇંગ્લંડ ફ્રાન્સ અને ઑસ્ટ્રિયા ઇજિપ્તને મેળવીને પોતાની સત્તા અને અસર જમાવવા માગતા હતા આ સત્તાઓના પ્રતિનિધિઓ અવારનવાર ભાતભાતના પ્રયત્નો કરીને ઈજિપ્તના વાઇસરૉય મહમદ અલીને પોતાની જાળમા ફસાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા વળી આ મહમદ અલી હવે ઘરડો પણ થયો હતો તેમ જ તે પોતાના દેશને બીજી પરદેશી સત્તાઓ કે જેઓના હિતો જુદા હતા અને જેઓ તે હિતોને પાર પાડવા કોઈ પણ પગલા ભરતાં અચકાય તેમ નહોતા તેમના હાથ નીચે મૂકવા તૈયાર નહોતો વળી આ જ સમયે એલેક્ઝાંડ્રિયાને રેલવેથી સુએઝ જોડે જોડવાની યોજના

[illegible]

દમાણ થવા લાગ્યુ ફ્રાન્સ અને ઑસ્ટ્રિયા એ યોજનામા નહોતા માનતા એટલે તેમણે એને ટેકો ન આપ્યો પણ નહેરની યોજનાને વેગ આપવા લાગ્યા.

જુદા જુદા રાજ્યોના મુત્સદ્દીઓની મુત્સદ્દીગીરીઓ શરૂ થઈ એકબીજા રાજ્યો અંદર અંદર એકબીજાના હેતુઓ ઉપર શંકા લાવવા લાગ્યા અને પોતાના જ વિચારને અનુમોદન મળે એવા પગલા ભરવા લાગ્યા

ઇંગ્લેંડના લૉર્ડ પામર્સ્ટને પોતાના કૉન્સલ મિ મૂરેને સૂચના આપતા જણાવ્યુ હતુ કે –' પાશાના મનમા નહેરની યોજના કેટલી ખર્ચાળ અને અવ્યવહારૂ છે તે ઠસાવવુ જોઈએ ''

ફ્રાન્સના કૉન્સલ મિ બેરોટે પોતાની સરકારને પેરિસ લખતા જણાવ્યુ હતુ કે–'' જો ઇજિપ્ત હિંદ અને યુરોપ વચ્ચેનો ધોરી માર્ગ બને તો તે માર્ગ નહેર દ્વારા યુરોપની બધીયે પ્રજા સારુ ખુલ્લો મૂકવો કે જેથી તે બધીયે પ્રજાઓ તેના ઉપર સંયુક્ત કાબૂ રાખી શકે પણ જો રેલવે વડે એ રસ્તો ખોલવામા આવશે તો તેના ઉપર ફક્ત એકલા ઇંગ્લેંડનો જ ઇજારો રહેશે એટલે કે તે એવી પ્રજાના હાથમા આવશે કે જે ઇજિપ્તને મેળવવાની આશા સેવે છે અને સમય આવતા કોઈપણ બહાનુ કાઢીને તેના ઉપર પોતાની સત્તા ઠોકી બેસાડશે ''

પણ મહમદ અલી ઈ સ ૧૮૪૯મા મરણ પામ્યો અને મરતા પહેલા તેણે કોઇપણ યોજનાને સંમતિ ન આપી

તેના પછી અબ્બાસ ઇજિપ્તનો પાશા–વાઇસરૉય–બન્યો આ નવા વાઇસરૉયને પોતાના પક્ષમા લેવા સારુ કાવાદાવા શરૂ થયા અંગ્રેજોએ તો પોતાના હરીફો પહેલા ક્યારનોયે અબ્બાસને સાધી લીધો હતો અબ્બાસનુ વલણ અંગ્રેજો તરફ હતુ અને તે રેલવેની યોજનાને સંપૂર્ણ ટેકો અને તક આપવાને તૈયાર હતો

તેણે એ યોજનાને પાર પાડવા કૉન્ટ્રેક્ટ પણ આપ્યો અને ઈ સ ૧૮૫૪મા એલેક્ઝાન્ડ્રિયાથી કેરોની રેલવે બંધાઇ પણ આ જ વર્ષે અબ્બાસ મરણ પામ્યો

ફ્રેન્ચોને અંગ્રેજોની યોજના ફતેહમંદ રીતે પાર પડેલી દેખીને ખૂબ જ નિરાશા થઈ અને તેને અંગે બન્ને દેશોના કૉન્સલો વચ્ચેના સંબંધોમા ખટાશ ઉત્પન્ન થઇ પણ આ તબક્કે તેઓ બન્ને રશિયાની સામે ક્રીમિયન લડાઈમા સંડોવાયેલા હતાં એટલે એ ઘર્ષણ વધારે ઉગ્ર ન બન્યુ

અબ્બાસના મરણ પછી સેયદ પાશા ઇજિપ્તનો વાઇસરૉય બન્યો ફ્રેન્ચોએ વળી પાછી આ સમયે સુએજની નહેરની યોજના પુન વિચારવા તેની પાસે મૂકી ફ્રાન્સનો આખો બધો આગ્રહ, ઇંગ્લેંડનો કોઈપણે રસ્તે સારો અને ધીકતો ચાલતો હિંદ સાથેનો વેપાર, આ એક ટૂંકા રસ્તે શરૂ કરીને તોડી પાડવાનો હતો આ કરવાને સારુ ફ્રાન્સે અવારનવાર ઇજિપ્ત મેળવવાના પ્રયત્નો પણ કરેલા અને જ્યારે તેમા તે નિષ્ફળ ગયુ ત્યારે તેણે આંતરિક ખટપટો દ્વારા પણ પોતાની મુરાદ પાર પાડવા પ્રયત્નો ચાલુ રાખ્યા આ પ્રયત્નોએ બન્ને દેશો વચ્ચે વૈમનસ્ય વધાર્યુ

ઈ સ ૧૮૫૪મા આ પરિસ્થિતિ હતી રેલવેની યોજના હવે એક સ્વપ્નુ ન રહેતા મૂર્ત સ્વરૂપ પામી હતી રેલવે અને નહેરની યોજના વિષે અબ્બાસના અભિપ્રાયો જુદા જુદા હતા અબ્બાસ માનતો હતો કે રેલવેની યોજના એ તો ઇજિપ્તની ઘરગથ્થુ વાત છે, જ્યારે નહેરની યોજના તો સમગ્ર દુનિયાની ભૌગોલિક પરિસ્થિતિમા મોટુ પરિવર્તન લાવનારી યોજના છે અને તેથી તે યોજનાને જ્યા સુધી જે જે સત્તાઓને તેની સાથે લાગે વળગે છે તેઓ તેને બહાલી ન આપે ત્યાં સુધી તેને મૂર્ત સ્વરૂપ આપી શકાય નહિ તેમજ ઉપરાંત તુર્કસ્તાનના રાજાની છૂટ વગર તેને અમલમા પણ મૂકી શકાય નહિ તે કહેતો હતો કે –'' આ પ્રશ્નનુ નિરાકરણ ઇજિપ્તમાં નહિ પણ કૉન્સ્ટેન્ટી-

તાબામાં થવું જોઈએ " એટલે ટૂંકામાં ઈજિપ્તની સર્વોપરી સત્તા તુર્કસ્તાનની મહોર તેના ઉપર લાગવી જોઈએ

ટૂંકામાં નિશ્ચય દૃષ્ટિએ પણ કાંઈ ખાસ પ્રગતિ નહોતી થઈ ગતા અને ભૂમધ્ય સમુદ્રની સપાટીમાં એક એન્જિનિયરે જે તફાવત બતાવ્યો હતો તેને અંગ્રેજો પોતાના સ્વાર્થને ખાતર ટેકો આપતા હતા એટલે જો હવે તે કાર્ય કદાચ હાથ ધરવામાં આવે તો તે કોઈ નિ:સ્વાર્થી માણસ જ ધરી શકે તેમ હતું

આવો એક માણસ આ સમયને સાંપડ્યો તેનું નામ દ લેસેપ્સ હતું તે શાંત ધૈર્યવાન અને ઉત્સાહી હતો. તેનું દૃષ્ટિબિંદુ વિશાળ હતું સમગ્ર માનવસમાજને કલ્યાણકારી નીવડે તેવું તે કાર્ય કરવા સારૂ તેનું મન તલસી રહ્યું હતું અને તેના આ તલસાટે રાજ્યની ખટપટો કરનારાઓને પણ શરમાવ્યા

ઈ સ ૧૮૦૫ ની ૧૯ મી નવેમ્બરે ફરડીનંડ દ લેસેપ્સનો જન્મ વર્સેલ્સમાં એક મુત્સદ્દીને ઘેર થયો હતો તેનો પિતા મેથ્યુ દ લેસેપ્સ ઈજિપ્તમાં ફ્રાન્સનો કોન્સલ હતો તેના પિતાએ જ ઈજિપ્તના પાશા-વાઈસરૉય મહમદ અલીને સત્તાધીન થવામાં મહત્ત્વનો ટેકો આપ્યો હતો મહમદ અલી કદીએ આ ઉપકાર ભૂલ્યો નહોતો

ફરડીનંડ પણ એક પછી એક પદવીએ ચડતાં સ્પેનમાં પ્રધાન તરીકે નિમાયો આ ફરડીનંડની નિમણૂક એકવાર એલેક્ઝાન્ડ્રિયામાં પણ થઈ હતી. આ એલેક્ઝાન્ડ્રિયામાં ઊતરતા પહેલાં તેણે એક ચોપડીઓનું પારસલ ખોલ્યું અને તેમાંથી લેપરનો સુએઝની નહેર અંગેનો અહેવાલ હાથ લાગ્યો તરત જ આ અહેવાલે તેનું સમગ્ર ધ્યાન રોક્યું અને એ મહાન યોજનાને કોઈપણ પ્રકારે મૂર્ત સ્વરૂપ આપવા તે કટિબદ્ધ થયો

તે લગભગ ઈ સ ૧૮૩૭ સુધી ફેરોમાં રહ્યો તેણે તે દરમિયાન આખી યે યોજનાનો સંપૂર્ણ અને વિગતવાર અભ્યાસ કર્યો અને સાથે સાથે મહમદ અલીના નાના પુત્ર મહમદ સૈદ સાથે ગાઢ મિત્રતા પણ બાંધી

આવા સાદા, સરળ, નિ:સ્વાર્થી અને મનુષ્ય-સમાજનું કલ્યાણ કરવાની દૃષ્ટિવાળા માણસને ફ્રાન્સમાં થયેલા રાજદ્વારી પલટાને અંગે નોકરીમાંથી રાજીનામું આપવાની ફરજ પડી

નોકરીમાંથી ફારેગ થયા પછી તેણે પોતાનો ફાજલ બધો સમય નહેરના પ્રશ્નમાં ગાળવા માંડ્યો અને એ અભ્યાસને પરિણામે તેણે એક વિસ્તૃત અહેવાલ પણ તૈયાર કર્યો

આ અહેવાલની એક નકલ તેણે ઈજિપ્તના ફ્રેંચ કોન્સલ દ્વારા ઈજિપ્તના વાઈસરૉય અબ્બાસ ઉપર મોકલી આપી અને પુછાવ્યું કે અબ્બાસને તેમાં રસ છે કે નહિ (૧૮૫૨) ? પણ અબ્બાસે તેમાં કાંઈ રસ ન બતાવ્યો

બે વર્ષ પછી એટલે ઈ સ. ૧૮૫૪માં પરિસ્થિતિ સંપૂર્ણ બદલાઈ ગઈ અબ્બાસ મરણ પામ્યો હતો અને તેની પછી મહમદ સૈયદ વાઈસરૉય તરીકે આવ્યો હતો આની ખબર તેને પત્ર દ્વારા પડી કે તરત જ તેણે પોતાના મિત્રને અભિનંદન પાઠવતો અને તેને જાતોજાત મળવાનો દિવસ પૂછાવતો પત્ર લખ્યો

મહમદ લેસેપ્સને ભૂલી નહોતો ગયો તેણે તેના પત્રનો જવાબ આપ્યો અને રૂબરૂ મળવા આવવા જણાવ્યું

[ચાલુ]

☆

# સામાન્ય જ્ઞાન

ડૉ. યશવંત શુ. નાયક એમ. એસસી., પીએચ., ડી.

## પ્રશ્ન

૪૬. મગરને જીભ હોય છે?

૪૭. બિલાડી દિવસે કરતાં રાતે સારું જોઈ શકે છે?

૪૮. બેક્ટેરિયા શું છે?

૪૯. કરોળિયા અને વીંછીને જંતુ કહી શકાય કે?

૫૦. ગરોળી ઝેરી છે?

૫૧. હીરો સૌથી સખતમાં સખત વસ્તુ છે?

૫૨. આપણા ગ્રહમંડળની સૌથી નજીકમાં નજીક તારો કયો અને તે કેટલો દૂર છે?

૫૩. ત્રણ પાયાવાળું સ્ટૂલ સારું કે ચાર પાયાવાળું?

૫૪. પોલાદ અને લોખંડ એક જ છે?

૫૫. ભેજવાળી હવા સૂકી હવા કરતાં ભારી હોય છે?

## ઉત્તર

૪૬. મગરને જીભ હોય છે, પરંતુ તે નીચેનાં જડબાંની સાથે લગભગ અણી સુધી ચોંટેલી હોય છે. માત્ર જીભની ટૂંકી અણી છૂટી હોય છે. આથી સામાન્ય રીતે એવો જ ખ્યાલ આવે છે કે મગરને જીભ હોતી નથી.

૪૭. બિલાડી જરૂર રાતે કરતાં દિવસે સારું જોઈ શકે છે. એની આંખની કીકી (ફાટ) નાની-મોટી થઈ શકે છે, એટલે એ કીકી વિસ્તૃત થવાથી થોડા પ્રકાશમાં પણ બિલાડી જોઈ શકે છે. આમ છતાં બિલાડીને પણ રાતે કરતાં દિવસે સારું દેખાય છે.

૪૮. બેક્ટેરિયા એક જાતની અતિ સૂક્ષ્મ વનસ્પતિ છે. એનો મુખ્ય ગુણ એ હોય છે કે એ બહુ જ ઝડપથી સંખ્યામાં વૃદ્ધિ પામે છે. સામાન્ય ટેમ્પરેચરે અને યોગ્ય પદાર્થોમાં એ વૃદ્ધિ પામે છે. અતિ ગરમ વસ્તુમાં એ મરી જાય છે; અતિ ઠંડી વસ્તુમાં એ સુષુપ્ત અવસ્થામાં રહે છે. બેક્ટેરિયા સૂક્ષ્મ જંતુ નથી.

૪૯. કરોળિયો અને વીંછી એ બે એક વિશિષ્ટ પ્રકારના પ્રાણીવર્ગમાં આવે છે. એમને જંતુ કહી ન શકાય. જે જીવંત વસ્તુને ૭ પગ હોય, માથું, ધડ અને પાછળનો ભાગ એમ શરીરના ત્રણ વિભાગ હોય, તેમને જ જંતુ કહી શકાય છે.

૫૦. ગરોળી ઝેરી નથી. એ કરડે તો ઝેર ચડે એ અસંભવિત છે, કારણ કે એને ઝેરી દાંતો હોતા જ નથી; તેમજ ઝેરની કોથળી પણ નથી. ગરોળીનો ગર ઝેરી હોય છે એવી માન્યતા છે, પરંતુ એનાથી મૃત્યુ થાય છે એ વાત ખોટી છે.

૫૧. હીરા કરતાં ટેન્ટેલમ નામની ધાતુ વધુ સખત છે.

૫૨. આપણા ગ્રહમંડળથી નજીકમાં નજીક તારો સીરિયસ (સ્વાતી)નો છે. એના પ્રકાશને આપણી પૃથ્વી ઉપર આવતાં ૪ાા વર્ષ લાગે છે. પ્રકાશનો વેગ એક સેકન્ડનો ૧,૮૬,૦૦૦ માઈલ છે!

૫૩. હમેશાં ત્રણ બિંદુ એક જ સપાટીમાં રહી શકે છે આથી ઊંચીનીચી જમીન હોય તેમાં ત્રણ પાયાવાળું સ્ટૂલ હમેશાં ઘણું જ સ્થિર રહેશે; જ્યારે ચાર પાયાવાળું સ્ટૂલ સ્થિર રહેશે નહિ પરંતુ ડગમગ થશે.

૫૪. પોલાદ એટલે લોખંડ અને કોલસો એ અમુક પ્રમાણના મેળથી તૈયાર થયેલું એક સંયોજન. પોલાદને શુદ્ધ લોખંડ કહેવાય નહિ. શુદ્ધ લોખંડ એ એક જ પદાર્થ છે, જ્યારે પોલાદમાં બે પદાર્થો હોય છે.

૫૫. પાણીની વરાળ હવા કરતાં પ્રમાણમાં હલકી છે. આથી જ્યારે હવામાં ભેજનું પ્રમાણ વધે છે ત્યારે બેરોમિટરમાં (હવાભારમાપક) પારો નીચે ઊતરે છે.




## દવા તરીકે સર્પવિષ

ક્યુબામાં રક્તપિત્તના દરદીઓ પર એક ડૉક્ટર પ્રયોગો ચલાવી રહ્યા હતા. એક દરદીના હાથમાં અસહ્ય અને સતત દરદ થયા કરતું હતું કોઈ દવા કશો કાર કરતી ન હતી દરદીને અચાનક ઝેરી કરોળિયો કરડ્યો અને તેનું દરદ સમૂળગું નાશ પામ્યું. આ બનાવથી ડૉક્ટરને નવીન ' દૃષ્ટિ ' લાધી અને તેણે આ બીના પેશચ્યૂટ સંસ્થાને લખી જણાવી. આ ઉપરથી ત્યાં સર્પવિષ ઉપર અખતરા થયા અને તેનો દવા તરીકે વપરાશ શોધી કાઢવામાં આવ્યો.

સર્પવિષનો દવા તરીકે વપરાશ એ કંઈ આજકાલની નવીનતાભરી શોધખોળ નથી. આયુર્વેદમાં તો સાપનું વિષ એકલું નહિં પણ તેનો સમગ્ર દેહ ઔષધોપચારમાં ઉપયોગમાં લેવાનું લખ્યું છે. થોડી માત્રામાં ઝેરી દવાઓ માનવદેહને ઉપકારક નીવડે છે આ જ દવાઓ મોટી માત્રામાં પ્રાણસંહારક હોય છે. સાપ કરડે છે ત્યારે તેનું બધું ઝેર માનવદેહમાં ઠલવાય છે અને આથી માનવપ્રાણ હરાય છે. પણ હળાહળ ઝેરી સાપનું થોડુંક વિષ માનવદેહને ઉપયોગી નીવડે છે. આ વાંચી નવાઈ પામવા જેવું.કે ગભરાવા જેવું કશું નથી આપણામાંના ઘણાખરા એક પ્રકારનું ઝેર " પીવા " ટેવાયેલા હોય છે. બીડી પીનારાઓ તમાકુનું નિકોટીન ઝેર ક્યાં નથી પીતા હોતા ? નિકોટીન તીવ્ર ઝેર છે. તેની મારણ–માત્રા ૧–૩૦ મિલિગ્રામ છે, જ્યારે નાગવિષની મારણમાત્રા ૧–૦૪ મિલિગ્રામ છે. એ વચ્ચે કેટલો થોડો તફાવત છે ? બીડી પીનારાઓ તમાકુનું ઝેર અહોનિશ વારંવાર સૂક્ષ્મ–સૂક્ષ્મ પ્રમાણમાં લેતા રહેતા હોવાથી તેની ઝેરી અસર હાનિકર્તા નીવડતી નથી હોતી. એનાથી શરીર ટેવાઈ જાય છે.

સર્પવિષનો ગુણ દરદ–શામકતાનો છે. પાંચ હજારમા મિશ્રણમાં તે દરદ–શામકતાનો ગુણ આપે છે. દરદ–શામક તો બીજી ઘણી દવાઓ છે, પણ આ દવાઓ માદક અસરવાળી હોય છે. તે ચક્ષુતેજ ઉપર માઠી અસર ઉપજાવે છે. સર્પવિષથી તો ચક્ષુતેજની મર્યાદા વધે છે અને તદુપરાંત અન્ય શામક દવાઓની જેમ આની ટેવ પડતી નથી. કેફર, કેન્સર, સધિવા અને જ્ઞાનતંતુઓનાં દરદોના સફળ ઉપચાર તરીકે સર્પવિષનો ઉપયોગ કરવામાં આવે છે.

આધુનિક વૈદકીયોપચારમાં સર્પવિષની મહત્તા એટલી બધી વધી ગઈ છે કે, જગતભરનાં મોટાં શહેરોમાં સાપ ઉછેરવાનાં ' ફાર્મ ' ખોલવામાં આવ્યાં છે. અહીં સાપોને લાલનપાલનમાં ઉછેરવામાં આવે છે. તેમનું વિષ મેળવવા વૈજ્ઞાનિકો મોતના મોંમાં હાથ મૂકે છે. લાકડી મારી સાપને છંછેડવામાં આવે છે. ફૂંફાડા મારતા સાપને સાહસિક વૈજ્ઞાનિક ગળચીમાંથી પકડે છે સાપના મોં આગળ કપડું ઢાંકેલો પ્યાલો ધરવામાં આવે છે. છંછેડાયેલો સાપ પ્યાલા પર ડંખ મારે છે અને આ રીતે પ્યાલામાં તેનું વિષ એકઠું થાય છે.

*

## સ્મરણશક્તિનું રહસ્ય

સ્મરણશક્તિના રહસ્યનો ઉકેલ માનસશાસ્ત્રીઓએ શોધ્યો છે. માનવેતર પ્રાણીઓ તર્કશક્તિ, યાદશક્તિ અને કલ્પનાશક્તિથી વંચિત નથી હોતાં, પણ માનવીમાં સ્મરણશક્તિને વ્યવસ્થિત રાખવાનો ગુણ છે. અને આ વિશિષ્ટ ગુણને લીધે જ માનવ અન્ય પ્રાણીઓથી જુદો પડે છે, બલ્કે શ્રેષ્ઠ છે.

ચુનંદા શેતરંજ રમનારાઓ આંખે પાટા બાંધી એકીવખતે એકથી વધારે શેતરંજની રમત ઉપર

રમી શકે છે. અને દરેક બાજી ઉપર, મ્હોરાંની ગતિ ઉપર યાદશકિતના પ્રતાપે કાબૂ રાખી શકે છે. આ તો ઠીક, પણ બાજી વગર, મ્હોરાં વગર, ફક્ત મનચક્ષુ સમીપ શેતરંજની પાટ બિછાવી રમનારા અદ્ભુત ખેલાડીઓ પડયા છે.

ઓક્સફર્ડમાં ભૂમિતિશાસ્ત્રના અંગ્રેજ પ્રાધ્યાપક વોલિસે રાત્રિના અંધારામાં પથારીમાં પડયા પડયા કાગળ-પેન્સિલ વગર ફક્ત મોઢે મોઢે જ નગરા ઉપર ઓગણચાલીસ મીંડાંવાળી મોટી રકમનું વર્ગમૂળ ગણી કાઢયું હતું આ જ ગણિતીએ બીજી એક રાતે સૂતાં સૂતાં ત્રેપન આંકડાની મોટી સંખ્યાવાળી રકમનું વર્ગમૂળ શોધી કાઢયું હતું, અને તે પોતાના મિત્રને દસપંદર દિવસ બાદ કહ્યું હતું.

૭ વર્ષની ઉમ્મરના ઝેરા કોલબર્ને યુનાઈટેડ સ્ટેટસની એક જાહેરસભામાં બે હજાર વર્ષની સેકન્ડો અને ૭ આંકડાની સંખ્યાવાળી રકમનું વર્ગમૂળ તરત ગણી આપ્યાં હતાં.

દશ વર્ષની ઉમ્મરના જ્યોર્જ બીડરે ૪૪૪૪ પૌંડનું ૪½ ટકા લેખે ૪૪૪૪ દિવસનું વ્યાજ ફક્ત એક મિનિટમાં ગણી આપ્યું હતું. ગણિતશાસ્ત્રીઓની શક્તિ 'અદ્ભુત' જેવા શબ્દોમાં પણ યથાર્થ વર્ણવી ના શકાય એવી અદ્ભુત અને હેરત પમાડનારી હોય છે. આ સ્થળે એક બીના નોંધપાત્ર છે. ન્યૂટન, યુકલીડ, આર્કિમીડીસ જેવા પ્રખર ગણિતીઓની હરોળમાં સ્થાન લઈ શકે એવી એકેય સ્ત્રી અદ્યપિ નથી. પ્રાણીજીવનશાસ્ત્રનો આ એક રહસ્યભર્યો કોયડો નથી ?

ઘણા વૈજ્ઞાનિકોની યાદદાસ્તમાં વિજ્ઞાનના જડબાંતોડ અને અટપટા શબ્દોનો ભંડાર હોય છે. ફોસ્ટ તો વળી કહે છે કે, જો કદાચ એરિસ્ટોટલની કૃતિનો નાશ પામે તો પોતાની યાદશક્તિના પ્રતાપે તેનું તે પુનર્લેખન કરી શકે તેમ છે. ગ્રોસ્ટન 'ઇલિયડ' નામના મહાકાવ્યની ૧૫૦૦૦ કડીઓ અને મેકોલે ઓડિસીની મોટલી જ ટ્રપો મોંએ બોલી જતા હતા. અરે! આપણા હિન્દના વેદપાઠી બ્રાહ્મણોને ઋગ્વેદના દશ હજાર શ્લોકો કંઠસ્થ હોય છે. ગોર લોકોને સંખ્યાતીત શ્લોકો કંઠસ્થ હોય છે. આ લોકો જ્યારે વેદનો ટંકાર કરવા બેસે છે ત્યારે ગ્રામોફોનની રેકર્ડની જેમ શ્લોકો ક્રમબદ્ધ અને શુદ્ધ સ્વરૂપમાં બોલ્યે જાય છે.

મહાત્મા ગાંધીજીને જેમના પ્રત્યે પૂજ્યભાવ છે તે સદ્ગત શ્રી રાજચંદ્રની સ્મરણશકિત અજબ હતી. તેમણે બાળપણથી જ શાળાનો અભ્યાસ છોડેલો, પણ તે જે કંઈ પણ એકવાર વાંચતા. તે યાદ રહી જાય એવી તીવ્ર તેમની સ્મરણશક્તિ હતી. તે શતાવધાની હતા. એમના શતાવધાનીના પ્રયોગો વાંચતી વેળાએ આપણે આશ્ચર્યમુગ્ધ બની જઈએ છીએ; અને એ પ્રખર સ્મરણશક્તિ આગળ આપણું શિર ઝૂકી પડે છે.

ભણતર અને યાદશક્તિ બન્ને અરસપરસ સંકળાયેલાં નથી. યાદશક્તિને ભણતર સાથે કશો સંબંધ નથી. એક બાબત યાદ રાખનાર બધી બાબતો યાદ રાખે એવું પણ નથી હોતું. સ્મરણશક્તિ વિષે કશો ચોક્કસ નિર્ણય બાંધી શકાયો નથી. ઘણી યે વાર કોઈ વાત હૈયે હોય તે હોઠે આવી વસતી નથી હોતી અને કેટલી યે વાર અનિચ્છનીય અને અણચિંતવ્યા પ્રસંગો અને વિચારો સ્મરણશક્તિના પડદા ઉપર આબેહૂબ રીતે આલેખાય છે. યાદશક્તિની વિચિત્રતાનો કંઈ પાર !

માનસશાસ્ત્રીઓએ સ્મરણશક્તિના ઉદ્ભવ વિષે નોખાં નોખાં મંતવ્યો તારવ્યાં છે. પૂર્વજન્મના સંસ્કારથી કે વંશાનુગત સુષુપ્ત લક્ષણોને વ્યક્તિના સ્વાશ્રયથી જાગ્રતાવસ્થા પ્રાપ્ત થતાં, તેને અદ્ભુત સ્મરણશક્તિ પ્રાપ્ત થાય છે; અગર આ કોઈ દૈવી શક્તિ હોઇ શકે. બુદ્ધિમત્તાની દૃષ્ટિએ જેમ ગણિતીઓનું સ્થાન વિશિષ્ટ અને મોખરે છે, તેમ માનવીની સર્વ શક્તિઓમાં સ્મરણશક્તિ સર્વશ્રેષ્ઠ અને અગ્રપદે છે.

*

## હોકાયંત્ર તરીકે ઘડિયાળ

વહાણવટીઓને અને પગપાળા પ્રવાસીઓને

હોકાયંત્રની ખરી ઉપયોગિતાનો ખ્યાલ હોઈ શકે. પણ ધારો કે આપણે પર્યટનમાં દિશા ભૂલ્યા છીએ અને તે જાણવી છે. આપણી પાસે હોકાયંત્ર તો નથી. તો શું કરવું? વિમાસવાની કંઈ જરૂર નથી. આપણી પાસે ઘડિયાળ તો હોય જ કેની! આપણે તેના ઉપરથી દિશા નક્કી કરી લઈશું. ઘડિયાળ વખત તો બતાવે છે પણ તેના ઉપરથી દિશા પણ નક્કી કરી શકાય તે જાણવા જેવી હકીકત છે.

હથેળીમાં ઘડિયાળ સીધુ રાખો ફૂલ કે પાનની દાંડી અગર તો દીવાસળી ઘડિયાળની ધાર પર ધરો. કલાક-કાંટા પર દીવાસળીનો પડછાયો પડે એવી રીતે ઘડિયાળને આમ તેમ ફેરવવુ પડે તો ફેરવો. દીવાસળીનો પડછાયો બરાબર કલાક-કાંટા પર પડવો જોઈએ આવી રીતે ગોઠવણી થયા બાદ, જે આંકડા ઉપર કલાક-કાંટો હોય તે આકડાની અને બારના આંકડાની વચમા બરાબર મધ્યમા જે આંકડો આવે તેની સીધી લીટીમાં દક્ષિણ દિશા જાણવી. સવારના આઠ વાગ્યા હોય તો દસના આંકડાની લીટીમાં અને દસના શુમારે અગિયારના આંકડાની દિશામાં દક્ષિણ દિશા જાણવી મધ્યાહ્ન પછી દિશા નક્કી કરવા આપણે ઊલટો ક્રમ રાખવો પડશે. બપોરના બે વાગે દક્ષિણ દિશા દર્શાવતી લીટી એકના આંકડા પરથી પસાર થશે. આ પ્રમાણે ચાર વાગે બેના આંકડા પરથી પસાર થતી લીટી દક્ષિણ દિશા દર્શાવે છે.

ક્ષિતિજમાં જે જગ્યા બરાબર સૂર્યની નીચે હોય છે તે સ્થળ કલાક-કાંટો દર્શાવે છે. દરરોજ મધ્યાહ્ન સમયે સૂરજ બરાબર દક્ષિણ દિશામા હોય છે. પૃથ્વીની આસપાસ સૂરજની પરોક્ષ પ્રદક્ષિણા ચોવીસ કલાકમાં પૂરી થાય છે અને કલાક-કાંટો ઘડિયાળના ચંદાની પ્રદક્ષિણ બાર કલાકમાં પૂરી કરે છે; આ રીતે તેની ગતિ સૂરજના કરતાં બે ગણી કહેવાય ચાર વાગે કલાકકાંટો સૂરજની ગતિ કરતાં બેવડી ગતિએ ચાલતાં ચારના આંકડા પર આવ્યો, એટલે સૂરજ દક્ષિણ દિશા વટાવી જેટલો આગળ વધ્યો તેના કરતાં કલાકકાંટો બે ગણો આગળ વધ્યો આથી આપણે સૂરજની દિશા નક્કી કરવા અડધોઅડધ પાછા વળવુ જોઈએ એટલે તે સમયે બેના આકડાની દિશામા દક્ષિણ દિશા હોય એમ આપણે જાણી શકીએ

શિવપ્રસાદ ત્રિવેદી

# કિશોર

વર્ષ ૧
અંક ૪

તંત્રી : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

ડિસેમ્બર, ૧૯૪૦




દેશની સેવા કરવા હું
તૈયાર છું. પણ હું વંદન
તો તે સત્યને જ કરીશ
જે દેશ કરતા ખૂબ ઊંચે
આસને વિરાજમાન છે

રવીન્દ્રનાથ ઠાકોર

# કિશોર

વર્ષ ૬ ડિસેમ્બર : ૧૯૪૦ અંક ૪

## અનુક્રમણિકા



## લેખકોને

કિશોરમાં ઇતિહાસના પ્રસંગો, વિજ્ઞાનની વાતો, સાહસ કથાઓ, પ્રવાસવર્ણનો, પ્રાણીજીવનની વાતો, જીવનચરિત્રો, કથાકાવ્યો, પ્રેરક પ્રસંગો, વ્યાયામ અને રમતોની માહિતી વગેરે વગેરે આપવામાં આવે છે. ચિત્રો મૂકવા યોગ્ય લેખોમાં ચિત્રો પણ મૂકવામાં આવે છે.

### સૂચના

લેખો સારા અક્ષરે કાગળની એક જ બાજુ લખવા વિનંતિ છે.

લેખક, પોતાના લેખને સચિત્ર બનાવવા ઇચ્છતા હોય તો, સાથે ચિત્રો મોકલવા વિનંતિ છે (અગર, ચિત્રો કયા પુસ્તકમાં મળવા સંભવ છે તે જણાવવા વિનંતિ છે.)

ન સ્વીકારાયેલા લેખો પાછા મેળવવા માટે પોસ્ટની ટિકિટો લેખ સાથે જ મોકલવી.

ટિકિટ ન મળી હશે તો લેખો પાછા મોકલવામાં આવશે નહિ.

લેખકે દરેક પત્રવ્યવહાર સાથે તેમજ લેખ સાથે પોતાનું પૂરેપૂરું સિરનામું લખી જણાવવું. લેખકોને વિનતિ છે કે તેઓ લેખ ટૂંકમાં અને બને તેટલો મુદ્દાસર લખે. લેખ સામાન્ય રીતે બે ત્રણ પાનાંનો હોય એ ઇચ્છવા યોગ્ય છે.

પ્રસિદ્ધ થએલા લેખના પાંચ આઉટપ્રિન્ટ્સ મોકલવામાં આવશે.

તંત્રી : 'કિશોર'
ગાયખાડ : અમદાવાદ


મુંબઇના એજન્ટ : મેસર્સ સી. જમનાદાસની કું. : પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

લવાજમ : હિંદમાં રૂા. ૪-૦-૦ અર્ધો તથા પરદેશના રૂા ૬-૦-૦ અથવા શિલિંગ ૧૦. છૂટક ૦-૬-૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ : ધી નવપ્રભાત પ્રિં. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૬-૬-૪૧

કલમ અને કિતાબનું પાનું સંકોચાવતી વખતે તેના સંપાદકે લખેલી નોંધમાંથી

## વાચકો માટે

થોડું વાચકો માટે પણ કહીએ. સાહિત્ય-પ્રકાશનનું કાર્ય આજે કેટલું મુશ્કેલ છે તે ઉપરની હકીકતથી સમજાયું હશે આ સ્થિતિમાં પ્રકાશકો જો તમારી ઓછી સેવા બજાવી શકે તો જરા દરગુજર કરજો અને વિશેષ તો એ કહેવાનું કે જે સાહિત્યપ્રકાશનને તમે સમાજને ઉપયોગી માનતા હો, જેમનું પ્રકાશન તમને કલ્યાણકારી લાગતું હોય તે પ્રકાશન આજના આફતના સમયમાં મૃત્યુ ન પામે તે જોજો. એ કામ ખરેખર તમારું જ છે.

કલમ અને કિતાબ
—'જન્મભૂમિ'

## ગ્રાહકોને

આ અંક એટલો મોડો બહાર પડે છે કે ખુલાસાની આવશ્યકતા રહે છે. અને પરિસ્થિતિ એવી છે કે શો ખુલાસો કરવો એની સૂઝ પડતી નથી! આર્થિક મૂંઝવણ એ જ એનું કારણ છે: આજની લડાઈને અંગે કાગળના ભાવ અનહદ વધી ગયા છે એ તો છે જ: પણ આજે દરેક જણ જાણે છે તેમ, એકેએક વસ્તુ માટે નગદ નાણું કાઢવું પડે છે જે સ્થિતિ વધુ મૂંઝવણભરી છે ગુજરાતમાં માસિકોની સ્થિતિ કેવી હોય છે એ તો જાણીતી વાત છે: ધંધા અંગે સારા સમયમાં લેણ-દેણ રહેતું હોય છે એટલે આજે પાછલું દેવું ચૂકવવું પડે અને ચાલુ વ્યવહાર માટે રોકડા નાણાં કાઢવાં પડે–આ સ્થિતિને લીધે આટલો વિલંબ થયો છે એમ જણાવતાં મને સંકોચ પણ થાય છે. શરમ પણ આવે છે. કારણ કે આ જાતનું બોલવું એ વેપારી-જગતમાં સારું નથી કહેવાતું પણ જ્યારે આટલો વિલંબ થયો છે ત્યારે મારે મારા ગ્રાહકો આગળ થોડું હૃદય તો ખોલવું જ જોઈએ.

બાકી ગ્રાહકોને એટલી ખાત્રી આપું છું કે 'કિશોર' માસિક હજી ચાલે છે જ અને એ ચાલવાનું છે જ છતાં આજના કટોકટીના સમયમાં અંકો બહાર પાડતાં વિલંબ થાય તો અમને દરગુજર કરવા વિનંતિ છે. —પ્રકાશક.

તા. ૬-ઉપરનું લખાયા પછી તો અમદાવાદમાં અચાનક હુલ્લડ ફાટયું અને બધું કામ વિલંબમાં પડયું. તેથી પણ વધુ વિલંબ થયો છે. હવે અંકો નિયમિત બહાર પડશે

---

☞ હવે પછીના ૪ અંકો જાન્યુઆરી, ફેબ્રુ, માર્ચ, એપ્રિલ પડતા મૂક્યા છે આવતો અંક મે-જુનનો જોડિયો બહાર પડશે. પડતા મૂકાયેલા અંકો ગ્રાહકોને મજરે આપવામાં આવશે. —વ્યવસ્થાપક

વર્ષ ૬ અંક ૪ ડિસેમ્બર ૧૯૪૦

# કિશોર

## અહિંસાની ટહેલ

સુણો, શીખ ગાંધી મહાત્મા કહે જે-
નથી યુદ્ધમાં લોકકલ્યાણ કાંયે;
ટૂંકા સ્વાર્થ કાજે લડે ભાઈ ભાઈ,
નથી મારવામાં જરાયે ભલાઇ.

જગતના બધા ક્લેશને ટાળવાનો,
કરી ન્યાય, સ્વાતંત્ર્ય સંભાળવાનો,
ખરો માર્ગ ન્યાયાર્થ સૌ દુઃખ જાતે
સહી પ્રેમથી સત્યને રાખવું તે

પુરુષાર્થ સત્યાગ્રહી વીરતામાં;
બધું યે જતાં સત્ત્વ સંભાળવામાં;
સદા સત્ય કાજે બધું છોડવામાં;
મહા વર્ણ ને ધર્મના કાઢવામાં;
દબેલા જનોને ઊંચે લાવવામાં;
અને દીનનાં દુઃખને ભાંગવામાં.

મહાત્મા તણી શીખ સૌ લોક માનો,
બધા માનવો ઈશસંતાન જાણો;
તમે દોષ અસ્પૃશ્યતાનો નિવારો;
વળી કોમ કોમો તણા ક્લેશ કાઢો;

તમે દીનની શુદ્ધ ખાદી જ ધારો,
અને રેંટિયા નિત્ય નીમે ચલાવો;
વળી ગ્રામ ઉદ્યોગ સર્વે વધારો,
અને ગંદકી, રોગ, અજ્ઞાન કાઢો:

અભયવૃત્તિ ધારો, અભયદાન આપો,
અહિંસા વડે પૂર્ણ સ્વાતંત્ર્ય થાપો.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# ફ્લૉરેન્સ નાઈટિંગેલ


**મગનભાઈ દેસાઈ,** મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ


ઈ સ ૧૮૫૪ની સાલની વાત છે ઈંગ્લેન્ડ અને ફ્રાન્સે, તુર્કસ્તાનના સુલતાનની સાથે મળીને, રશિયાના ઝાર સામે લડાઈ આદરી હતી રણક્ષેત્ર કાળા સમુદ્રમા ક્રીમિયા કરીને રશિયાના તાબાનો દ્વીપકલ્પ છે ત્યા મડાયુ હતું અગ્રેજ લશ્કરમા એવી અવ્યવસ્થા હતી કે, તેને લઈને સેકડો માણસો મરવા લાગ્યા અને ઘવાવા લાગ્યા ઈસ્તબૂલ પાસે સ્કુટેરી ગામમાં ઘાયલોને માટે ઇસ્પિતાલોના તબુ ઠોકવામા આવ્યા હતા રણમેદાન પરથી ઘાયલ સિપાહીઓને આ તબૂઓમા મોકલવામા આવતા પરતુ ત્યા એવુ અધેર ચાલતુ હતુ કે, સેકડે ૪૨ જેટલાના મરણ નીપજતા ! ૪૨ ટકાનું મરણપ્રમાણ બહુ ભારે કહેવાય

આ અધેરની બધી ખબરો જ્યારે વિલાયત પહોચી ત્યારે લોકો બહુ ગુસ્સે થઈ ગયા, અને દેશમા ચારે કોરથી એને વિષે હોહા થવા લાગી તે વખતના યુદ્ધમત્રીએ વિચાર કર્યો કે આ વિષે તાત્કાલિક કશુક કરવુ જોઈ એ

યુદ્ધમત્રી આ પ્રમાણે વિચારતો હતો તે જ વખતે લડન શહેરમા એક નવયુવતી પણ એનો જ વિચાર કરતી હતી એનું નામ ફ્લૉરેન્સ નાઇટિંગેલ હતું સ્કુટેરીનું દારુણ દૃશ્ય જાણે એના હૃદયમા ભોકાતું હોય, એવી એને વેદના થઈ ' મારો દેશ આમ સેવાચાકરી ને માદાની માવજત કરવામા હારે એ તો કેવી નામોશી કહેવાય ! મારે આ વખતે કૂદી પડી મારુ સર્વસ્વ એમા અર્પવુ જોઈએ '— આમ વિચારી એણે યુદ્ધમત્રીને પત્ર લખ્યો કે, ' સ્વયસેવિકા તરીકે મારી ૩૫ જણની ટુકડી લઈ હુ તરત સ્કુટેરી જવા તૈયાર છુ મને આજ્ઞા આપો તો ત્યા જઈ ઇસ્પિતાલનો હુ કબજો લઈશ ' સામેથી યુદ્ધમત્રીએ પણ એ જ વિચાર કર્યો હતો કે, ' આ કારમી ઘાટીમાથી સરકારને બચાવે એવુ એક જ જણ લાગે છે અને તે ફ્લૉરેન્સ નાઇટિંગેલ છે ' એટલે પોતા તરફથી એણે પણ કાગળ લખીને પુછાવ્યુ હતુ આમ બેઉ જણના પત્રો સામસામા મળ્યા ને ફ્લૉરેન્સ એની ટુકડી લઈને તરત સ્કુટેરી રવાના થઈ

તમને થશે કે, ફ્લૉરેન્સની તે એવી શી લાયકાત હતી કે યુદ્ધમત્રી જેવો મોટો માણસ પોતાની મેળે એને યાદ કરે ? આ વખતે ફ્લૉરેન્સની ઉમર ૩૪ વર્ષની હતી આ બધા વર્ષોમા એ બાળાને એક જ લગની લાગી હતી, અને તે માદાની માવજત કે શુશ્રૂષા કરવાની જાણે એ જ કામ લઈને ઇશ્વરને ત્યાથી ન આવી હોય ! ઢીગલી જોડે રમે એવડી હતી ત્યારે પણ તે તેને માંદી કલ્પી માવજત કરવાની જ રમત રમતી ! મોટી થઈ ત્યારે એક દહાડો એણે એક લગડાતો કૂતરો જોયો તેની પર એને દયા આવી અને તેના પગને પાટો બાધી સાજો કર્યો ઉમરલાયક થઈ ત્યારે તેના વિવાહની વાત થવા લાગી પરતુ તેણે તેની ના પાડી લગ્નની પચાતમા ફસાઉ તો માદાની માવજતની મારી જીવનની ઝખનાનું શુ થાય ? એમ વિચારી એ જીવનભર કુવારી જ રહી તેના બાપે પૂછ્યુ ' બેટા, ત્યારે તારે કરવુ છે શુ ? ' ફ્લૉરેન્સે ' નર્સ ' થવાનાં પોતાનાં સ્વપ્નો કહ્યાં નર્સ અગ્રેજી શબ્દ છે એનો અર્થ બરદાસી—માદાની માવજત કે બરદાસ કરનાર, એવો થાય છે બરદાસી બનવુ એ તે જમાનામા હલકુ કામ ગણાતુ, સારા ઘરની બાઈ તે કામમા ન જાય ફ્લૉરેન્સનો આ જવાબ સાંભળી એના બાપને નવાઈ અને દુખ લાગ્યુ પણ તે તેને રોકી ન શક્યા તે કાળમા વિલાયતમા માવજત-વિદ્યા શીખવવાની કશી ગોઠવણ નહોતી : એ વિદ્યા જ નહોતી એમ કહો

તેથી ફ્લૉરેન્સ ફ્રાન્સ અને જર્મની જઈ તે ભણી આવી, અને આવીને લંડનના એક દવાખાનામાં બરદાસી તરીકે જોડાઈ. આ વખતે તેની ઉમર ૩૩ વર્ષની હતી. તેને બીજે જ વર્ષે ક્રીમિયામાં લડાઈ થઈ, અને ત્યારે ઇંગ્લૅન્ડની આ શુશ્રૂષા-ઘેલી નવયુવતીને યાદ ન કરે, તો યુદ્ધમંત્રી બીજા કોને યાદ કરે ?

અને તેણે પોતાનું કામ પણ બરોબર શોભાવ્યું. જતાવેંત તેણે તંબૂની બધી વ્યવસ્થા બરોબર ગોઠવી દીધી. રણમેદાનેથી બીમારોનો આવરો તો વધતો જ જતો હતો. વધીને તેમની સંખ્યા દશ હજાર જેટલી થઈ હતી. ફ્લૉરેન્સને બીજી બહેનોની મદદ મળી ગઈ હતી. તે આખી હૉસ્પિતાલની અધ્યક્ષ હતી. જરૂર હોય ત્યારે, દિવસમાં ૨૦-૨૦ કલાક સુધી ખડે પગે રહીને તે કામ કરતી. રાતે જ્યારે સૌ સૂતા હોય ત્યારે તે દીવો હાથમાં લઈને તંબૂઓમાં ફરતી. તે દયાની દેવીનાં દર્શન પણ સિપાહીઓને આશીર્વાદ સમાં લાગતાં. આવી નિષ્ઠાથી કામ કરનારને સફળતા મળે જ. તેને એટલી સફળતા મળી કે ૪૨ ટકાનું મરણપ્રમાણ ઘટીને ૨ ટકે આવી ગયું !

ઈ. સ. ૧૮૫૬માં યુદ્ધ બંધ થયું એટલે ફ્લૉરેન્સને દેશમાં જવાનું થયું. સરકારે તેને લાવવા માટે ખાસ વહાણ મોકલ્યું; અને દેશમાં તેનું સન્માન કરવાને મોટો સમારંભ રાખ્યો. પરંતુ તે તો એક અજાણ્યા ફ્રેંચ વહાણમાં બેસી છાનીમાની પોતાને ગામ પહોંચી ગઈ !

દેશે તેની સેવાની કદર તરીકે ૫૦ હજાર પાઉન્ડની થેલી એને અર્પણ કરી. તેમાંથી તેણે માવજત કે શુશ્રૂષાની વિદ્યા શીખવવા માટે એક મોટી શાળા કાઢી, અને ૧૮૫૮માં તે વિદ્યા પર નાનકડી ચોપડી લખી એના શિક્ષણને ઉત્તેજન આપ્યું. તે ઉપરાંત તેણે દેશના ગામોમાં અને લશ્કરી છાવણીઓમાં પણ આરોગ્યવર્ધક સુધારા કરાવ્યા. આમ એના જ પ્રયત્નથી ઇંગ્લૅન્ડમાં શુશ્રૂષા-વિદ્યા શરૂ થઈ, અને પોતાની ૯૦ વર્ષની લાંબી ઉમર એ જ ખાતે અર્પીને, ઈ. સ. ૧૯૧૦માં તે ગુજરી ગઈ. આજ પણ અંગ્રેજો એ બાઈને એક સંત તરીકે પૂજે છે, અને વીરોને માટેની જગામાં તેની પ્રતિમા તેમણે મૂકી છે. અંગ્રેજ સરકારનું સૈન્ય ક્રીમિયામાં ભલે હાર્યું, ફ્લૉરેન્સની આગેવાની નીચેના સૈન્યે તો, સાચી અને દેશને કાયમી ફાયદો કરનારી જીત મેળવી હતી.

તેનો સુદામો, અને સુદામાની પત્ની તે ગુજરાતનાં બ્રાહ્મણ–બ્રાહ્મણી બની જાય છે. એટલું જ નહિ, તેનો કૃષ્ણ પણ પ્રસંગ પ્રમાણે ગુજરાતનો વાણિયો કે ગુજરાતનો બ્રાહ્મણ થઈ ને આવે છે. ગુજરાતના જીવનના મુખ્ય ભાવો તેની નાનામાં નાની વિગતો, લઢણો, દૂષણો જેવાં પ્રેમાનંદમાં પ્રતીત થાય છે તેવાં બીજા કોઈ કવિમાં થતાં નથી. એ કૃતિઓ જોતાં એમ પણ કહી શકાય કે અત્યાર સુધીનો કોઈ કવિ પ્રેમાનંદ જેટલો ગુજરાતી જીવનનો માર્મિક પરિચય અને તેથી ઉત્પન્ન થતું જીવન ઉપરનું પ્રભુત્વ બતાવી શક્યો નથી.

પ્રેમાનંદે કૃષ્ણલીલાના અનેક પ્રસંગો ગાયા છે. પણ આખર અવસ્થાએ તો તેણે ભાગવતમાંથી જ કૃષ્ણલીલા લઈ અધ્યાયે અધ્યાયનું વસ્તુ આખ્યાનમાં ગાયું છે. તેના મરણને લીધે તે અધૂરું રહ્યું છે, તે તેના શિષ્ય સુંદરે પૂરું કર્યું છે. પ્રેમાનંદે લગભગ સો વર્ષનું આયુષ્ય ભોગવ્યું ગણાય છે. તેથી જ તે અનેક કૃતિઓ લખી શક્યો છે. આ ભાગવત જોતાં જણાશે કે ઠેઠ મૃત્યુ સુધી તેની કવિત્વ શક્તિ એટલી જ સતેજ અને પ્રસાદવાળી રહેલી છે.

પ્રેમાનંદની એક વિશેષ શક્તિ એ છે કે તે એક રસમાંથી બહુ જ સ્વાભાવિક રીતે બીજા રસમાં સરી જાય છે. તે આખ્યાનો લખે છે. આખ્યાનમાં જાતજાતના પ્રસંગો આવે અને એ રીતે તે તે પ્રસંગને ઉચિત હોય તેવી લાગણી કે ભાવ કે રસ વર્ણવવાની તેને તક મળતી રહે છે, અને એ તક ઉપર તેવા ભાવનું સુંદર કાવ્ય તે આપણને આપે છે. તેમ છતાં બધા રસોમાં તેની ઉત્તમ શક્તિ કરુણ અને હાસ્યનું વર્ણન કરવામાં રહેલી છે.

આ પહેલું 'જસોદાનો વિલાપ' કાવ્ય પ્રેમાનંદના દશમસ્કંધમાંથી લીધેલું છે. કૃષ્ણ અને બલરામ બન્ને ભાઈઓ નાની ઉંમરમાં નંદ-જસોદાને ત્યાં જમનાને કાંઠે ગોકુલમાં રહેતા અને ગોવાળો સાથે ગાયો ચરાવતા. ત્યાં જમનાના ધરામાં એક કાળી નાગ કરીને ઝેરી નાગ બહોળા કુટુંબ સાથે રહેતો એ એટલો ઝેરી હતો કે

જે કાળીની ફૂંકે ફાટે પહાડ રે, કોશ લગે ન મળે એક ઝાડ રે.

ગોવાળો ત્યાં ઢોરને પાણી પણ પાઈ શકતા નહિ, અને આસપાસના પ્રદેશમાં તેનો ત્રાસ હતો. નિર્દોષ માણસોને ત્રાસ આપનારાનો નાશ કરવા માટે જ વિષ્ણુ અવતાર લે છે. એટલે કૃષ્ણે કોઈ પણ રીતે એ ત્રાસમાંથી લોકોને મુક્ત કરવા વિચાર કર્યો. એક દિવસ હમેશની માફક કૃષ્ણ ગોવાળો સાથે ગાયો ચારવા જમનાને કાંઠે ગયા હતા. પાસે જ કાળી નાગનો ધરો હતો. ત્યાં કૃષ્ણ બધા ગોવાળો સાથે ગેડી દડે રમવા લાગ્યા અને પહેલેથી સરત કરી કે રમતાં રમતાં જેનાથી દડો જમનામાં જાય તેણે એ દડો જઈ ને લઈ આવવો. પછી રમત ચાલી, એ ગેડી દડાની રમતનું પ્રેમાનંદે સુંદર વર્ણન કર્યું છે. પછી રમતમાં કૃષ્ણને હાથે જ દડો પાણીમાં પડે છે કૃષ્ણ ગોવાળોને ધીરજ ધરવાનું કહી, કછોટો મારીને સાથે ગેડી અને વાંસળી લઈ ને કદમના ઝાડ પર ચડી જમનામાં ઝંપલાવે છે.× ગભરાઈ ગયેલા ગોવાળો વ્રજમાં જઈ નંદજસોદાને વાત કરે છે. નંદજસોદા અને વ્રજનાં ગોપગોપી સર્વ ત્યાં દોડતાં આવે છે. તે વખતે પ્રેમાનંદ જસોદાના મુખમાં આ વિલાપ કાવ્ય મૂકે છે. એક માતાને પોતાના બાળક માટે કેટલો પ્રેમ હોય છે, તે તેમાં આપણે જોઈ શકીએ છીએ. હવે એ ગીત જોઈએ.

આખો વિલાપ શામળિયા એટલે કૃષ્ણને સંબોધીને ગાયેલો છે. કૃષ્ણ શ્યામ એટલે કાળા વર્ણના હતા માટે એમને શ્યામ—ઘનશ્યામ પણ કહેતા.

'રિસાવ્યું' એ જૂની ભાષાનું રૂપ છે. તેનો અર્થ 'રિસાયુ' એવો થાય છે. કૃષ્ણ જમનામાં અલોપ થઈ ગયા, તે જાણે દીકરો રિસાઈ ગયો એમ જસોદા વિલાપ કરે છે. માણિક્ય એટલે લાલ હીરો. એ હીરા જેવો મોંઘો પુત્ર માટે પુત્રને જ માણેકડું

× મૂળ ભાગવતમા ગેડી દડા રમવાની વાત નથી. કાળા નાગને તાબે કરવા જ કૃષ્ણ કદમના ઝાડ પર ચડી જમનામા પડે છે એવું વર્ણન છે. પ્રેમાનંદે તેમાં ગેડી દડાની રમત ઉમેરીને કૃષ્ણની નિમિત્ત શોધવાની કુશળતા બતાવી છે, અને વસ્તુને ગુજરાતના જીવનમય કરી છે.

કહે છે મારો પુત્ર રિસાઇ ગયો અરે શામળિયા એવુ તે તારા મનમા કેમ આવ્યુ ! હુ તે એવી કેવી અપ રાધણ મારો તે એવો શો ગુનો હતો, કે મને એકલી મૂકીને તે પાણીમા ઝ પવા યુ ! ખરા પણ ગુના વિના તે મને વસમામા વસમી સજા કરી છે

બીજી કડીનો અર્થ સહેલો છે માલિંદીના કાળા પાણીમા કાળો માળીનાગ વસે છે એના ધરામા પડેલો વનમાળી હવે શી રીતે જીવતો પાછો આવશે ? હવે મળવાની શી આશા ? પ્રેમાનન્દ ઘણી સાદી ઘરગથ્થુ ભાષામા કાવ્ય કરે છે

સતાન એ મોટુ ધન છે તેને કરમે મારા નસીબે મ રી પાસેથી લૂટી લીધુ જતન કરીને રાખતા મને આવડયુ નહિ જાણ્યુ એટલે અહીં આ રડયુ કોણ જાણે કેમ મારુ રતન ગાંઠેથી છૂટી પડયુ !

છ તે આશ્રમે એટલે પાકી વયે હુ દીકર ને પામી ( જસોદાને ઘડપણમાં કૃષ્ણ મળ્યો હતો ) અને તેને પાળી પોષીને મે મોરા કર્યો નીપનો એટલે તૈયાર થયેલો મારા જીવનનો રસ ઢળી ગયો વિજોગની આગે મને બાળી મૂકી આપણામા જીવનના ચાર અ શ્રમ કરેલા છ બ્રહ્મચર્યાશ્રમ ગૃહસ્થાશ્રમ વાનપ્રસ્થાશ્રમ સન્યાસાશ્રમ. પણ અહીં આશ્રમ શબ્દ જીવનના ભાગના અર્થમા વાપરેલો છે

કલપાન્ત કરતા તેને કૃષ્ણનુ રૂપ સાભરે છે નાકે મોતી પગે ઘૂઘરી માથે મોરપીંછનો મુગટ એવે વેશે હરિ ગાયોને ચારીને ઘેર આવતા હોય એવુ રૂપ હુ ફરી કયારે જોઈશ ?

માતા તરીકે કૃષ્ણના જે રૂપો કે દર્શનો વહાલા લાગેલા તે ફરીવાર જોવા માગે છે કાનમા કુડળ મો પર મોરલી એવે વેષે સાઝે ગોકુળમા પાછા આવો પહેલા નાના હતા ત્યારે ભૂખ લાગી છે કહી પેટ દેખાડતા તેમ દેખાડો અને મા કહીને બોલાવો

તુ પીળી પિછોડી પહેરી તેનો કચ્છો વાળી જ્યારે હુ છાશ કરતી હોઉ ત્યારે નેતરુ માગતો હવે હું ઘરડી થઈ છુ એમ વિચારીને તારા વિના મને કોણ વલોણુ વલોવવામા મદદ કરશે !

તુ પ્રાણેશ્વર છે અમારા ગોપોનો ઈશ્વર છે ગોપ એટલે ગોવાળોનો ઈશ્વર છે અને ગોપીને તો તુ એટલો વહાલો છે કે તારા વિના ગોપી જીવી નહિ શકે તારા બાળમિત્રોની શી દશા થશે તે વિચાર. તારા વિના ગાયો દીસો દીસો નિસાસા નાખી નાખી મરી જશે

તે તો ઊડા જળમા વાસ કર્યો પણ તને પાણીમા શી રીતે ગમશે ? તુ અહિ આવે તો મ રે ઘેર તારા મોર પોપટ પૂતળાના રમકડા સાથે રમશે કોણ ?

તુ મને એટલો વહાલો છે કે ન હોય તો મારો જીવ નીકળી જવો જોઈએ પણ જીવ નીકળી ગયો નથી એટલે જસેદા પોતાને જ મહેણાં મારે છે તું ગયો છતા હું જીવુ છુ એટલું મારુ તારી સાથેનું સગપણ જ ઓછુ તારા તરફનુ હેત જ ઓછુ બીજુ શુ ? સાચુ વહાલ હોય તો તો પ્રિયજનનુ અમગળ સાભળતાં જ હૈયુ ફાટી જાય !

ફરી પોતાને ધિક્કાર આપે છે લાકડાથી પથરો કઠણ છે, પથરાથી લોઢુ કઠણ તે પણ મારુ હૃદય તો એથી પણ કઠણ જણાય છે લોઢુ પણ પીગળે પણ આ તો એવુ ને એવુ રહ્યુ છે મારુ હૃદય તો મને લ ગે છે વજ્ર જેવુ છે એવી હુ લોકોને શી રીતે મોઢુ દેખાડી શકીશ ?

મેષાતર એટલે મિષાતર મિષ એટલે બહાનુ મિષ શબ્દમા અર્થ આવી જાય છે છતા કવિ મિષાંતર શબ્દ વાપરે છે જસોદાને લાગ્યુ છે કે તુ નિષ્ઠુર હૃદયની છુ માટે કૃષ્ણ મને મૂકીને નાસી ગયો છે ગેડીદડાનુ તો માત્ર બહાનું કાઢયુ છે એમ માનીને કહે છે, તે ગેડીદડાનું તો બહાનુ કાઢયુ છે પણ કઈક કારણથી તને માઠુ લાગ્યુ છે માટે મને છોડીને જતો રહ્યો છે તને મે એકવાર ઊખળા * સાથે બાધેલો એ સભારીને જ કદાચ તે પાણીમા ઝ પલાવ્યુ છે

---

* આ પણ કૃષ્ણલીલાને એક પ્રસગ છે. કૃષ્ણ હજી માડ એક વરસના થયા હતા અને ચાલતા પણ શીખ્યા નહોતા તેવામા એક દિવસ જસોદાજી ચૂલે દૂધ મૂકી વલોણુ કરતાં હતાં ત્યા

નંદ, જસોદા, ગોવાળો, ગાય અને વ્યાકુળ થયેલી બાવરી બનેલી વ્રજની સ્ત્રીઓ દુઃખ ન સહેવાથી પાણીમાં પડવા જાય છે તેને કૃષ્ણનો ભાઈ હળધર એટલે બળરામ વારી રાખે છે કહે છે કે અધીરા ન થાઓ, ચાર ઘડી ગહ જુઓ, ચાર ઘડી સુધી કૃષ્ણના ખબર ન મળે તો પછી પડવું હોય તો પડજો, પણ હમણાં નહિ બળભદ્ર પણ અવતાર છે, અને તે જાણે છે કે કૃષ્ણ કાળી નાગનું દમન કરીને થોડી વારમાં પાછા નીકળશે જ અને આ ગીત પછીના કડવામાં થોડી વારમાં જ કૃષ્ણ પાણીમાં રહ્યા રહ્યા મોરલી વગાડે કે તે સંભળાય છે એવું વર્ણન છે આ છેની કડી વિનાપની નથી પણ ચાલુ આખ્યાનના વર્ણનની છે નંદજસોદા ગોપગોપીઓ કૃષ્ણની પાછળ પાણીમાં પડવા તૈયાર થાય છે ત્યાં કરુણ રસ પરાકાષ્ઠાએ પહોંચે છે અને ત્યાંથી કવિ ચાલુ કથાતંતુ લઈ વાચનારને પણ અમંગળની શંકા અને દુઃખમાંથી ઉદ્ધારી લઈ વાત આગળ ચલાવે છે

'જસોદા વિલાપ' આપણા સાહિત્યમાં કરુણરસનું એક સુંદર કાવ્ય છે પ્રેમાનંદ સાધારણ રીતે પોતાની કથા લાંબા દેશી ઢાળોમાં લખે છે, પણ અહીં કરુણ રસને અનુકૂળ ગીત મૂકેલું છે

રામનારાયણ વિ. પાઠક
નગીનદાસ ના પારેખ

---

થોડીવારમાં કૃષ્ણે જાગીને રોવા માંડયું એટલે જસોદા તેમને લઈ ધવરાવવા બેઠાં ધવરાવતાં ધવરાવતાં તેમણે જોયું કે દૂધ ઊભરાવા માંડયું છે, એટલે તે કૃષ્ણને હેઠા મૂકીને દૂધ ઉતારવા દોડી ગયાં પણ પોતા કરતાં દૂધને વધારે ગણ્યું તેથી કૃષ્ણને ખૂબ ઓછું આવ્યું અને તેમણે રીસે ભરાઈ પથ્થર મારી વલોણાની ગોળી ફોડી નાખી છાશ માખણ બધું ઢોળાઈ ગયું કૃષ્ણે માકડાઓને ભેગા કર્યાં અને ઊખળા ઉપર બેઠા બેઠા પોતે તેમને માખણ ખવરાવવા લાગ્યા જ્યારે જસોદાજી પાછાં ફર્યાં ત્યારે આ દૃશ્ય જોઈ તેઓ ખૂબ ચિડાયાં અને હાથમાં સોટી લઈ કૃષ્ણને મારવા દોડયાં પણ કૃષ્ણ દૂરથી જ તેમને જોઈને ચેતી ગયા અને નાસવા લાગ્યા એક હાથમાં માખણ છે તે ખાતા જાય છે આંખમાંથી આંસુ ખરે છે, વાંકડિયા વાળ આંખ ઉપર આવે છે, ઝપાટાભેર ભાંખોડિયે દોડે છે, વારે વારે અટકીને પાછું વળીને જુએ છે અને વળી પાછા નાસે છે આમ દોડાદોડ કરતાં કરતાં જસોદાજી આખરે હારી ગયાં ત્યારે કૃષ્ણ પડી જઈને પકડાયા જસોદાજી તેમને નેતરાં વતી ઊખળા સાથે બાંધી પાછાં કામે વળગ્યાં ત્યાં આ બાળક ઊખળા સાથે ઘૂંટણિયે ખસવા માંડયો આ કૌતુક જોઈને કેટલાક ગોપગોપી અને બાળકો ભેગાં થઈ ગયાં કૃષ્ણ ખસતા ખસતા ગામ બહાર અર્જુનનાં બે ઝાડ હતાં ત્યાં જઈ ચડયા એ બે ઝાડ એટલાં તો પાસે પાસે ઊગેલાં હતાં કે યમલાર્જુન (જોડિયા અર્જુન) તરીકે જ ઓળખાતાં હતાં તેની વચમાં થઈને કૃષ્ણ ખસતા ખસતા નીકળ્યા. પણ પાછળ ખાણિયો આડો પડી ગયો હતો તે એટલા ગાળામાંથી નીકળી શક્યો નહિ અને ત્યાં જ અટકી ગયો કૃષ્ણ બહુ યે જોર કરે પણ આગળ ખસાય જ નહિ આ જોઈને સૌ તાળી પાડવા લાગ્યા ત્યાં તો કૃષ્ણે એવું જોર કર્યું કે બન્ને ઝાડ કડડડ કરતાં તૂટી પડયાં! આ અવાજ સાંભળીને અને આસપાસનાનો ખુમારો સાંભળીને નંદજસોદા વગેરે દોડી આવ્યાં અને ધડકતી છાતીએ મહામહેનતે ઝાડ હટાવીને જુએ છે તો કૃષ્ણ હેમખેમ બેઠા છે

આ બન્ને ઝાડ પૂર્વભવના શાપિત દેવપુત્રો હતા નારદજીના દેખતાં તેઓ નમ્રકડા કરતા હતા એટલે તેમણે એમને શાપ દીધો હતો કે તમો નાગા વૃક્ષો થઈને અવતરજો પણ બહુ કરગર્યા ત્યારે શાપનો અવધિ આપ્યો હતો કે કૃષ્ણ તમારો ઉદ્ધાર કરશે કેટલોય કાળ થયા એ બે વૃક્ષો આ વનમાં ઊભાં હતાં તેમનો કૃષ્ણે આ રીતે ઉદ્ધાર કર્યો

અવતારોની લીલાની બાબતમાં એક ખૂબી એ નોંધવા જેવી છે કે એ બધાં કામો માનવ સ્વભાવને અનુરૂપ જ હોય છે અને એ સ્વાભાવિક મર્યાદામાં જ અવતારકૃત્ય સિદ્ધ થાય છે અહીં કૃષ્ણ બાળક હતા તો બાળકના જેવાં જ તોફાનો, બાળકને થાય એવી જ સજા વગેરેનું વર્ણન કર્યું છે ચમત્કાર હોય તો તે કૃષ્ણના બળ પૂરતો, કે એટલો નાનો બાળક વૃક્ષોને તોડી પાડે એટલું બળ કરી શક્યો બાકી આખો પ્રસંગ તદ્દન સ્વાભાવિક જે પ્રસંગમાંથી આપણું આ જસોદાનો વિલાપ કાવ્ય નીપજ્યું છે તે પણ આવો જ સ્વાભાવિક છે

# जागृतिनो परचो

દેશી રાજાઓ તેમજ નરેન્દ્રોએ એમ માની લીધું હતું કે ખાલસા મુલકમાં પ્રભાતના કિરણો ફેલાવા માંડ્યાં હોય ત્યારે પણ તેઓ પોતાના નાનાં નાના રજવાડામાં મધ્યરાત્રિનું ઘોર અંધારું કાયમ રાખી શકશે. અંગ્રેજ સરકારે તેમને પહેલેથી જ અભયવચન આપી મૂક્યું હતું કે તેમના ઉપર આંતરિક કે બાહ્ય મુશ્કેલી આવશે ત્યારે તે તેમને રક્ષણ આપશે. મહાસભાએ પણ તેમને અભયવચન આપી દીધું હતું કે તેમની આંતરિક રાજ્યવ્યવસ્થામાં મહાસભા હસ્તક્ષેપ નહિ કરે

અંગ્રેજ સરકારના આશ્વાસનની પાછળ એવી અપેક્ષા હતી કે આ નરેન્દ્રો અભયદાનના બદલામાં કાયમી ગુલામી રૂપી પૂરેપૂરી કિંમત ભરપાઈ કરશે દેશી નરેન્દ્રો પોતપોતાની પ્રજાના તો રાજા અથવા ભાગ્યવિધાતા છે પણ તેઓ અંગ્રેજ સરકારના તો ખાલસા મુલકમાં વસનારા લોકો કરતાં પણ મોટા ગુલામ છે. કોણ નથી જાણતું કે અંગ્રેજ સરકાર ખાલસા મુલકમાં જેટલું દમન કરી શકે છે તેના કરતાં વધારે અને મનમાન્યું દમન પોતાની ઇચ્છા થતાં રાજાઓ મારફતે સહેલાઈથી કરાવી શકે છે નીતિ ચાને અંગ્રેજ સરકારની અને બદનામ થાય દેશી રાજા એ સગવડ હોવાને કારણે જ અંગ્રેજોએ આ દેશી રાજાઓને અભયવચન આપ્યું હતું કે જ્યાં સુધી અંગ્રેજોના હિત સુરક્ષિત છે ત્યાં સુધી દેશી રાજાઓને પણ સુરક્ષિત રાખીશું

મહાસભાએ પણ આ દેશી રાજાઓને અભયવચન આપ્યું હતું તે એવા વિશ્વાસથી કે જ્યારે ભારતની જનતાની ગુલામી ઓછી થશે ત્યારે આ નરેશોની ગુલામી પણ આપોઆપ કમી થશે અને આ જ દેશના આ રાજાઓ પોતાની પ્રજાનો દ્રોહ કરીને સુખ પામવાના તો નથી જ તેથી પોતાની પ્રજાના હિતમાં પોતાનું હિત સમજીને પ્રજાને સ્વરાજનો અધિકાર સ્વેચ્છાએ અને પ્રસન્નતાપૂર્વક આપશે નિર્વીર્ય પ્રજાના નાહિંમત રાજા બનવામાં તેમને શી મજા રહેવાની?

બન્ને તરફનું અભયવચન મળ્યું હોવા છતાં આ નરેશોનો ઉદ્ધાર ન થયો. એમ લાગે છે કે જેમ જોખમી સલામતી તથા ક્ષેમકુશળ હોય ત્યારે માણસ સડવા માંડે છે આ નરેશો પણ એકાદ અપવાદ બાદ કરતાં, પોતાની સલામતીને કારણે પોતાનો ધર્મ ભૂલી ગયા છે તેની વાત શી કરવી? ને તો પોતાના સ્વાર્થ અને પોતાની પ્રતિષ્ઠા પણ ભૂલી ગયા છે.

સ્વરાજ્યને અર્થે ભારતના કેટલાયે ખેડૂતોએ પોતાની માલમિલકત જપ્ત થવા દીધી, અને જમાનો બદલાતાં તે તેમને પાછી પણ મળી ગઈ. આ ગરીબ ખેડૂતોના જેટલી શ્રદ્ધા પણ આ નરેશોમાં હોત તો તેઓ પોલિટિકલ એજન્ટની સૂચના પ્રમાણે નાચ કરનારા સરકસનાં જાનવર થઈ જડ પૂતળાં ન બનત.

હવે તો આ નરેન્દ્રોની દશા ઉપર અફસોસ કરવાના દિવસો પણ વહી ગયા. કહે છે કે વિનાશનો દિવસ આવે છે ત્યારે પહેલી માણસની સદ્બુદ્ધિ તેનો ત્યાગ કરે છે અને પછીથી તેનું ભાગ્ય પણ તેને છોડી જાય છે.

જો સામ્રાજ્ય સરકારને એવો ખ્યાલ હોય કે રાજસ્થાનની પ્રજા પછાત પડેલી છે અને તે દબાઈ જશે તો તેને પોતાની ભૂલ ટૂંક સમયમાં જ સમજાશે હવે તો દૈવી ચમત્કારોનો યુગ આવ્યો છે. દમન કરનારા લોકોના ખ્યાલ આખાને આખા ઊંધા વળવા માંડ્યા છે. જમનાલાલજી જેવાના સત્યાગ્રહ રાજસ્થાનોની સાત્ત્વિકતા અને જાગૃતિનું આત્મસમર્પણ છે વાણિજ્યપ્રધાન તેમજ શાંત કોમને સત્યાગ્રહના સિપાઈ બનવા માટે તેમજ સ્વરાજ્ય સંગ્રામમાં આગેવાન થવાની હાકલ કરનારો આ સમય છે

અમારા નાનપણમાં ભાટચારણો પાસેથી અમે સાંભળતા હતા કે હિંદુસ્તાન જ્યારે સ્વતંત્ર થશે ત્યારે તે કોઈ દેશી રાજાના પુરુષાર્થથી થશે. ભવિષ્યવાણી પણ કદી કદી સાચી નીવડે છે પણ એના ઊંડા અર્થના ભેદની ભવિષ્યવેત્તાને પોતાને ખબર નથી હોતી *

૨૯–૧–'૩૯

काका कालेलकर

---

* હિંદી 'सर्वोदय'માંથી

# सीतानहाणी

श्री. काकासाहेब कालेलकर

વેરુળનો સીતા કુંડ જોઈ પાછા વળતાં રસ્તામાં વેળગંગાનું ઝરણું જોયું હતું. એટલું નાનકડું ઝરણું કે એને નાળું પણ ન કહેવાય. પણ એને વેળગંગાનું પ્રતિષ્ઠિત નામ મળેલું છે. નદીનું નામ સાંભળ્યા પછી એનો ઊગમ ક્યાં છે એ શોધ્યા વગર રહેવાય? પણ અમે તો ગુફાઓની અદ્‌ભુત કારીગરીમાં મસ્તપણે વિહરતા હતા, તેથી વેળગંગાનું સ્મરણ સરખું ન થયું. "અપૌરુષેય" કારીગરીવાળી કૈલાસની ગુફા છોડી જૈન તીર્થંકરોની ઇન્દ્રસભા તરફ અમે જતા હતા ત્યાં શ્રી. અચ્યુત દેશપાંડેએ કહ્યું કે વેળગંગાનો ઊગમ અહીં જ છે. માત્ર નામ સાંભળ્યું અને વેળગંગા વળગી!

ઇન્દ્રસભાથી પાછા ફરતાં અમે ૨૯મી ગુફામાં આવી પહોંચ્યા. અનેક ગુફાઓમાં રખડવાથી થાક તો સારી પેઠે ચડ્યો હતો. આખા શરીરનાં હાડકાંમાં કળતર શરૂ થયું હતું અને એ જ વખતે ધારાપુરીની એલિફંટાનું સ્મરણ કરાવતી ૨૯મી ગુફાએ ભવ્યતાનો કળશ ચડાવ્યો. ફરી ફરીને પગ વધારે થાક્યા હતા, કે જોઈ જોઈને આંખો વધારે થાકી હતી, એ કહેવું મુશ્કેલ હતું. હવે નાસ્તા સાથે થાક ખાધા પછી જ આગળ જવાય એમ અમે નિશ્ચય કરતા હતા એટલામાં સીતાનહાણીનું સ્મરણ થયું.

અયોધ્યાથી જનસ્થાન સુધીની મુસાફરી સીતાએ પગપાળા કરી હતી. ત્યાંથી રાવણ એને ઊંચકીને લંકા લઈ ગયો. દુઃખાવેગમાં સીતાએ દક્ષિણનો એ પ્રદેશ જોયો પણ નહિ હોય, પણ રામે રાવણનો નિપાત કરી, એના જ પુષ્પક વિમાનમાં બેસી જ્યારે લંકાથી અયોધ્યા સુધીનો પ્રવાસ કર્યો, ત્યારે સીતામાતાએ નીચે જોઈ કેટલો આનંદ માણ્યો હશે! રામાયણમાં, વાલ્મિકીએ ત્યાંત્યાં, સીતાજીનો પ્રકૃતિના સૌંદર્ય પ્રત્યેનો પક્ષપાત વર્ણવ્યો છે. ભવભૂતિએ પણ, સૃષ્ટિસૌંદર્ય જોઈ સીતાને કેવો અલૌકિક આનંદ થતો, એનું વર્ણન આપ્યું છે. સીતાએ જો હિંદુસ્તાનના લલિત અને ભવ્ય, સુંદર અને પવિત્ર સ્થાનોનું વર્ણન પોતે લખવાનું માથે લીધું હોત, તો મને લાગે છે કે ત્યાર પછી સંસ્કૃતમાં કોઈપણ કવિએ સૃષ્ટિવર્ણનમાં એક લીટી પણ ઉમેરવાની હિંમત ન કરી હોત.

સીતામાતા પહાડો જોઈને રાચતી, નદીઓને આનંદાશ્રુથી નવડાવતી હાથીનાં બચ્ચાંઓને પંપાળતી, સારસ યુગલોને આશીર્વાદ આપતી, સુગંધી ફૂલોનું સૌરભ પામીને નશો કરતી અને દરેક સ્થળે એ બધો આનંદ રામમય બનાવી પોતે સીતા છે એ ભૂલી જતી. લંકામાં રામવિરહથી સુકાતી સીતા પણ ત્યાંની એક નદી સાથે એકરૂપ થયા વગર રહી નહિ. આજે પણ સિલોનની સીતાવાકા ચોમાસામાં બન્ને બાજુ ઊભરાય છે અને જેટલાં ખેતરો ડુબાડે છે તે બધાંને સુવર્ણમય બનાવી દે છે.

સીતાનો જન્મ જ જમીનમાંથી થયેલો. એ ભારતભૂમિની ભક્તિના રૂપમાં આજે પણ આપણને દર્શન દે છે. સીતાને થયું હશે કે ગોદાવરીના વિશાળ પ્રદેશમાં ચાલી ચાલીને આપણે થાક્યા. લક્ષ્મણને વનફળ લાવવા મોકલી દઈએ છીએ. રામ તો ધનુષ્ય લઈને પહેરો ભરવાના જ. ત્યારે આ ચંદ્રાકાર કગાર તળે વેળગંગાનું આતિથ્ય સ્વીકારી થોડો જલવિહાર કેમ ન કરીએ!

* * *

અમારી દાનત પ્રથમ અનુકૂળ ઠેકાણેથી વેળગંગાના સુંદર પ્રપાતનું ફક્ત દર્શન કરવાની જ હતી. એટલે નં. ૨૯ની ગુફામાં, ગુફાની ડાબી અને અમારી જમણી બાજુએ ઝરૂખો દેખાતો એ તરફ, અમે ગયા. મનમાં ચોરી ખરી કે જો નીચે જવાનું હશે તો એ લહાવો લેવાનું ચૂકીએ નહિ.

ઝરૂખામાંથી જોયું તો એક પાતળો પ્રપાત પવન સાથે રમતો નીચે ઊતરે છે અને પોતાની આંગળીઓ

હલાવી હલાવી અમને છાનોમાનો નોતરે છે હું વિચાર કરવા લાગ્યો કે નીચે ઊતરાય કે નહિ એટલો વખત ખરચાય કે નહિ સાથીઓને આ સ્વચ્છંદ ગમશે કે નહિ? મને આમ વિમાસણમાં પડેલો જોઈ ખીણમાં દોડમદોડા કરતાં નાનાં નાનાં પક્ષીઓ તિરસ્કારથી હસી પડયાં "જુઓ તો કેવો અરસિક માનવી છે! ધોધ આટલા હેતથી નોતરે છે અને એ વિચારમાં પડયો છે! આ માનવીઓમાં કાવ્ય લખનારાં ઘણાં છે, પણ કાવ્ય માણનારાં જવલે જ મળે છે અને આ સામેનો માનવી તો પોતાને પ્રકૃતિનો બાળક કહેવડાવે છે લોભી આંખે ધોધ તરફ જુએ છે, નીચેનું સ્ફટિક જેવું પાણી જોઈ એનું હૈયું પણ પલળે છે, છતાં એનો સંકલ્પ જામતો નથી એના પગ ચાલવા માંડતા નથી એને કોઈએ શાપ આપ્યો નથી કે 'તું શિલા થઈને પડયો રહીશ' છતાં એ પથરાને ચોંટયો જ છે!"

પક્ષીઓની આ નિર્ભર્ત્સના સાંભળી હું શરમાયો અને મને ખબર પડી તે પહેલાં જ મારા પગ પગથિયાં ઊતરવા લાગ્યા હવે જમણી બાજુથી નીચેનો ધરો ઓળંગી સામે કાંઠેથી પ્રપાત પાસે જવાય, કે ડાબી બાજુથી કગાડની કેડે ચાલીને ૨૮ નંબરની નાનકડી ગુફા સુધી પહોંચી ત્યાં ધોધના છાંટા લેવાય એ વિચાર મનમાં ચાલ્યો જમણો રસ્તો લાંબો અને સલામત હતો ત્યારે ડાબા રસ્તામાં કાવ્ય હતું નહાવાની તૈયારીથી જ ઊતર્યો હતો એટલે રખે પલળી જવાશે એવો તો સવાલ જ ન હતો

૨૮ નંબરની નાનકડી ગુફાની અંદર એક બે મૂર્તિઓ છે ખરી પણ તે ગુફાની અંદર ઝાઝું ગમ્ય નથી કાવ્ય તો બહાર જ પથરાએલું છે એ ગુફામાં બેસી જો કોઈ બહાર જુએ તો પાણીના પહોળા પડદામાંથી એને આગળનો સૃષ્ટિનો વિસ્તાર જીવનમય દેખાશે ધોધ પડે છે, પણ તે એટલો જાડો નથી કે આરપાર કશું દેખાય નહિ આ ગુફા પાણીના પડદા પાછળ ઢંકાયેલી હોવા છતાં બિલકુલ પલળતી નથી, કેમકે રમતિયાળ પવન પણ પાણીના છાંટા ગુફાની અંદર નથી લઈ જઈ શકતો ગુફાની જરાક બહાર આવો, તો પછી તકરાર નહિ કરતા કે પવને આપણને કેમ પલાળ્યા

અમે એ ગુફાથી નીચે ઊતર્યા પહાડી ચતુષ્પાદ બનીને જ ઊતરવી પડી એ કહેવાની જરૂર ન હોય જ્યાં એ ધોધ પથરા સાથે અફળાતો હતો ત્યાં મેં મારું આસન જમાવ્યું સો ફીટની ઊંચાઈ એથી પાણી પડે તે કાંઈ ગદગદિયાં કરીને સંતોષ નહિ માને એણે પ્રથમ માથા ઉપર ટપલીઓ મારવાનું શરૂ કર્યું, પછી ખભા ઉપર થપાટ પડી, પછી પીઠ ઉપર ૨૫ ૨૫ ૨૫ ૨૫ ચાપટીઓ મળતી જાય અને મુસાફરીનો આખો થાક ઊતરતો જાય સામાન્ય રીતે આપણે માલિશ કરાવીને પછી નહાઈએ છીએ અહીં તો માલિશ એ જ સ્નાન અને સ્નાન એ જ માલિશ સીતામાતાએ અહીં પોતાના વાળ છૂટા મૂકી પાણીમાં સાફ કરકરા કર્યા હશે

પણ અરે, આ શું! હું રખડુ મુસાફર છું કે આ દુનિયાનો બાદશાહ છું? મારી પલાંઠી તળે આ રત્નખચિત આસન કયાંથી આવી ગયું? પાણીના તુષાર ચારે કોર ફેલાય છે જાણે મોતીની માળા! અને આસન તળે બે રૂપાળાં ઇન્દ્રધનુષ્યો મને સમ્રાટની પ્રતિષ્ઠા આપી રહ્યાં છે અલકાપુરીના કુબેર કરતાં મારો વૈભવ હવે કઈ બાબતમાં ઓછો છે? ઇન્દ્રધનુષ્યની બેવડી કિનારવાળા ચાંદીના ધાગા-વાળા આસન ઉપર બેઠો છું, અને મોતીની માળાનું ઉત્તરીય ઓઢી અહીં આનંદ કરું છું માથે સૂર્ય-નારાયણનું ચળકતું છત્ર છે અને આસપાસ આ ઊડતા દ્વિજગણો જગન્નાથના સ્તોત્રો ગાય છે!

શરીર સ્વચ્છ કરવા માટે નહિ, પણ વ્યાયામનો આનંદ લેવા માટે પથરા પર સવાર થઈ, ધોધ તળે મેં આખું શરીર ચોળ્યું, સ્નાનપાનનો આનંદ મેળવ્યો અને રામરક્ષાસ્તોત્રનું સ્મરણ કર્યું સીતા-માઈએ જે સ્થાન પસંદ કર્યું ત્યાં રામરક્ષાસ્તોત્રનું ગાયન જ સ્ફુરે એ સ્વાભાવિક હતું અને માથાથી પગ સુધી બધાં ગાત્રો ચોળીને સાફ કરતી વખતે

" शिरो मे राघवः पातु: भाल दशरथात्मजः " ઇત્યાદિ શ્લોકો યાદ કરવા એ ન્યાસ કેટલો ઉચિત હતો !

* * *

સ્વર્ગે પહોંચેલા લોકો પણ જો અંતે મૃત્યુ-લોકમાં પાછા આવે છે, તો એ પ્રપાતસ્નાનની મસ્તી ચડ્યા છતાં એમાંથી વ્યુત્થાન કરી પાછા ગદ્યમય જીવનમાં પ્રવેશ કરવાની આવશ્યકતા જણાઈ એમાં આશ્ચર્ય શું ? એટલે આખરે આટલો બધો આનંદ સ્વેચ્છાએ જતો કરવાની પોતાની સંયમશક્તિની કદર કરતો કરતો પાછો આવ્યો. અને નવાં કપડાં પહેરી નાસ્તા માટે તૈયાર થયો ! નાસ્તો શું—બપોર સુધીની તપસ્યા અને પ્રપાતસ્નાનની શાંતિ પછીનું એ અમૃતભોજન જ હતું.

ગુફામાં સ્થિર થઈને ઉભેલા દ્વારપાળોને જો જોવાની આંખ હોત તો એમણે જરૂર અમારી અદેખાઈ કરી હોત.

૧૬–૯–'૪૦

## જ્ઞાને કે ઉચ્છ્વાસને

( ઉપજાતિ )

વિદ્વાન વેણો સુણવા ન કાને,<br>
કે સંતવાણી ધરવા ન ધ્યાને,<br>
ભલે મળે ના વળી પૃષ્ઠ જોવા,<br>
વેદો ગીતા વા ઉપનિષદોનાં.<br>
બ્રહ્માંડ કેરું નવ જ્ઞાન ચાહું.<br>
વર્તી શકું જો ઉચ્છ્વાસને હું.

' મહેમાન '

# કર્મ-યોગ

## શ્રી સર્વપલ્લી રાધાકૃષ્ણન્

મારે માટે જે પ્રેમ અને પ્રશસાના શબ્દો ઉચ્ચારવામા આવ્યા તે માટે હું તમારો આભાર માનુ છુ, અને મારે તમારી સાથે અગ્રેજીમા જ બોલવુ પડે છે, એ બદલ તમારી ક્ષમા યાચુ છુ

તમારી સસ્થા જોવાનો મને પ્રસગ મળ્યો, એ હુ મારા ભાગ્ય સમજુ છુ કારણ એની સ્થાપના આપણા એ મહાન નેતાએ કરેલી છે કે જેણે આપણા દેશની સિકલ બદલી નાખી છે અને જેણે આપણા પ્રાચીન આદર્શો અને પ્રણાલિકાઓને પોતામાં મૂર્તિમત કર્યા છે

*

ગીતા એ આપણુ ખૂબ પ્રસિદ્ધ પુસ્તક છે એની એક ખૂબી એ છે કે એમા આપણી અશક્તિ અને શક્તિ—બલ અને અબલ બને બરાબર વ્યક્ત થયેલા છે

એની શરૂઆત જુઓ ઉદ્યોગ પર્વની શરૂઆતમા બને પક્ષે યુદ્ધનો નિશ્ચય કર્યો છે, રણક્ષેત્ર ઉપર બને સૈન્યો સામસામા ગોઠવાઈ ગયા છે, અશ્વો હણહણી રહ્યા છે, શખનાદો ગાજી રહ્યા છે, દુદુભિ ગડગડી રહ્યા છે, હવે માત્ર પહેલુ તીર ક્યારે છૂટે એની જ સૌ આતુરતાથી રાહ જોઈ રહ્યુ છે—ત્યા એવા વાતાવરણમા અર્જુન એકાએક યુદ્ધ કરવાની ના પાડે છે તેને વિમાસણ થાય છે કે મારે યુદ્ધ કરવુ કે ન કરવુ ? સગા સ્નેહીઓનો સહાર કરવો કે ન કરવો ? અને આ વિમાસણમા તે શસ્ત્ર છોડી દે છે અહીં એને સમજાવવા માટે ગીતા કહેવામાં આવે છે આમ જ્યા ચારેકોર યુદ્ધના નાદ થઈ રહ્યા છે ત્યા આ ચિતન અને ચર્ચાનુ અવતરણ થાય છે જે વસ્તુની ચર્ચા યુદ્ધભૂમિ ઉપર આવ્યા પહેલા કરવાની હતી તેની ચર્ચા યુદ્ધભૂમિ ઉપર આવ્યા પછી શરૂ થાય છે અર્જુન જાણે પોતાના ધર્મમાથી છટકવાનો પ્રયત્ન કરે છે આ આપણી અશક્તિ છે આપણે કોઈ પણ નિશ્ચય કરવામા—સસ્થા સ્થાપવામાં પાછા પડતા નથી પણ જ્યારે તે નિશ્ચયને અમલમા મૂકવાનો તે પ્રમાણે કાર્ય કરવાનો સમય આવે છે ત્યારે આપણે આપણી ફરજમાથી છટકવાના બહાના શોધીએ છીએ તે વખતે આપણે બધુ ડહાપણ ડહોળવા બેસીએ છીએ આ જ વસ્તુ ભગવદ્ગીતાના પ્રારભમા બરાબર વ્યક્ત થયેલી છે

હવે આપણે એનો અત જોઈએ ગીતાને અતે કહ્યુ છે કે,

> यत्र योगेश्वर कृष्णो यत्र पार्थो धनुर्धर ।
> तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

એટલે કે જ્યા યોગેશ્વર કૃષ્ણ છે, અને ધનુર્ધર પાર્થ છે, ત્યા સદા વિજય જ છે જુઓ, અહી ધનુષ્ય શબ્દ જ વાપર્યો છે ધનુર્ધર —ધનુષ્યને ધારણ કરનાર એવુ વિશેષણ યોજ્યું છે અહી ધનજય, પાડવ કુતાસુત કે એવુ કશુ કહ્યુ નથી એનો ખાસ અર્થ છે ધનુર્ધર એટલે કાર્ય કરનાર જ્યારે યોગ અને ધનુષ્ય, ચિતન અને કાર્ય બે ભેગા થાય છે, ત્યારે જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે એકલો યોગ, એકલુ ચિતન અથવા એકલુ કાર્ય નકામુ જાય છે પણ જ્યારે એ બનેનો મેળ સધાય છે ત્યારે જ વિજય પ્રાપ્ત થાય છે અગ્રેજીમા પણ એ લોકો કહે છે કે, ' Trust in God keeping the powder dry ' ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવી પણ દારૂગોળો તો તૈયાર જ રાખવો—પુરુષાર્થ તો કરવો જ આ બે વસ્તુ વિના કોઈ પણ કાર્યમા સફળતા મળતી નથી

આપણા દેશના સદ્ભાગ્યે આ યોગ અને ધનુષ્યનો સુમેળ ગાધીજીએ પોતામાં મૂર્તિમત કર્યો છે

એમનામાં એ યોગની-ચિંતનની શક્તિ પણ છે, અને ધનુષ્યની-કાર્યની શક્તિ પણ છે. એમને હાથે આ સંસ્થાની સ્થાપના થયેલી છે, એટલે અહીંના વિદ્યાર્થીઓમાં ચિંતનમય-વિચારમય કાર્યશક્તિ આવે એવી હું આશા રાખું છું.

*

જગતના બધા જ મહાન નેતા ભારે સુધારકો હતા. આપણે ત્યાં પણ જે જે મહાન વિભૂતિઓ થઈ ગઈ છે, તે દરેક મહાન સુધારક જ હતી. ભલેને તેમના પછીના જમાનાને તે રૂઢિચુસ્ત લાગે. આપણા શંકરાચાર્યને આજે આપણે ભલે રૂઢિચુસ્ત કહીએ, પણ એમના જમાનામાં તો એમણે તે વખતના પ્રતિષ્ઠિત પંડિતો સામે બંડ જ ઉઠાવ્યું હતું અને મંડનમિશ્ર સાથે વાદવિવાદ કરી તેમને હરાવ્યા જ હતા. એ જ રીતે ગાંધીજી પણ મોટા ક્રાંતિકારી છે. એઓ પણ અનેક બાબતોમાં સ્વતંત્ર મત આપે છે, અને છતાં કેટલીક બાબતમાં એઓ પણ રૂઢિચુસ્ત હોય એવું કેટલાકને લાગે છે. આમ છતાં એઓ સ્થાપિત હિતોનો જ પક્ષ લે છે એમ કહેવું તે બરાબર નથી. એ પણ આપણા મહાન પૂર્વાચાર્યોના જ વંશજ છે, અને એમને અનુસરવામાં આપણે આપણા પ્રાચીન ઋષિઓને જ અનુસરીશું—આપણે આપણી સંસ્કૃતિના સર્વોત્તમ અંશોને જ અનુસરીશું.

એમના જેવા પુરુષે આ સંસ્થા સ્થાપેલી છે, એમના આશીર્વાદથી અહીંનું કામ ચાલે છે, એટલે આ તમારી સંસ્થાને મારા જેવા માણસના અથવા બીજા કોઈ પણ માણસના આશીર્વાદની જરૂર છે નહિ. હું તો તમારી સંસ્થા જોવા માટે આવ્યો હતો, અને મને એ જોવાનો પ્રસંગ મળ્યો એ માટે તમારો સૌનો આભાર માનું છું. તમારી સંસ્થાને હું સંપૂર્ણ સફળતા ઇચ્છું છું. ×

---

× તા. ૧૩-૧૨-૩૮ને રોજ ગૂજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ સમક્ષ કરેલું પ્રવચન.

✩

### ઉન્નતાશ

( ઉપજાતિ )

સુખર્દ ભરેલું, મસ તેજવન્તુ,
કો વાટિકા કે વનમાં લસન્તુ,
આમોદદાયી, મધુરું ઘણેરું,
ભલે બનું ના ફૂલડું અનેરું;
તો યે હમેશાં હૃદયે ધરું છું,
કોના પથે કંટક ના બનું હું.

'મેહમાન'

# મુસાઈ

લેખક કૌશિક ભટ્ટ, મુંબઈ

" અરે આ શું ? બગલું "

' એને કોણે માર્યું ? "

મુસાઈ હળ પડતું મૂકી ઘાયલ થયેલા બગલા પાસે દોડી ગયો બગલાના ગળા આગળથી લોહી નીકળતું હતું મુસાઈએ ઘા સાફ કર્યો, પાટો બાંધ્યો, અને પંપાળવા લાગ્યો અડધોએક કલાક બગલાને શાતા વળી એટલે તે ઊડી ગયો

" નિર્દય "

" દયા ન આવી "

" આવા નિર્દોષ બગલા પર હાથ કેમ ઉપડે ? આમ બબડતો મુસાઈ પાછો પોતાના કાર્યમાં તલ્લીન થઈ ગયો

જાપાન દેશના એક નાના ગામની બહાર એક ભાંગીતૂટી ઝૂંપડી હતી ઝૂંપડીના ઢંગ પરથી કોઈ પણ કહી શકે કે એમાં ખૂબ ગરીબ માણસ રહેતા હશે પણ એ ઝૂંપડીમાં રહેનારની સુવાસ આખા ગામમાં પ્રસરેલી હતી નાના બાળકને પૂછવામાં આવે તો તે પણ કહી શકે કે એમાં કોણ રહેતું હતું

મુસાઈ પોતાની ઘરડી મા સાથે ત્યાં રહેતો હતો બિચારા ખૂબ ગરીબ મુસાઈ આખો દિવસ પોતાના નાના ડાંગરના ખેતરમાં કામ કરતો તેની નજીવી ઉપજમાંથી મા-દીકરો પોતાનું ગુજરાન ચલાવતા

મુસાઈ ખૂબ મહેનતુ એની દુનિયામાં ખેતર અને ઝૂંપડી સિવાય બીજું કંઈ ન હતું પ્હો ફાટતાં મુસાઈ વહેલો ખેતરે જતો આખો દિવસ નગ્ન સમા પાણી ખૂંદી સાંજ પડતા મહેનતથી થાકેલે શરીરે ઘેર આવી, નાહી, વાળુ કરી મા સાથે સુખદુઃખની વાતો કરતો

" બેટા, ખૂબ મહેનત કરવી પડે છે ' મા દુઃખભર્યા અવાજે પૂછતી

" બા, મહેનત તો કરવી જ જોઈએ ને !" મુસાઈ હસતા હસતા જવાબ આપતો

" ખબર છે બા, મહેનતના ફળ મીઠા આરામથી બેસીને ખાવું આપણને ના ગમે પ્રભુ કોઈ દિવસ આ મહેનતનો બદલો આપશે "

મુસાઈને પંખીઓ પર ખૂબ હેત તેમાંય બગલાં પર વિશેષ મુસાઈ જ્યારે ખેતરમાં નમી પાણી ખૂંદતો હોય ત્યારે તેની આસપાસ લાંબી લાંબી ડોકવાળા અને લાંબા લાંબા પગવાળા ધોળાં દૂધ જેવાં બગલા ફરતાં જ હોય માણસોથી ડરીને દૂર રહેનારા આ બગલાઓને ખાતરી હતી કે મુસાઈ તરફથી તેઓને જરાપણ ઈજા થશે નહિ બગલાઓને પણ મુસાઈના ખેતરમાંથી પૂરતો ખોરાક મળી રહેતો તેઓ બીજે ઊડવાની દરકાર કરતા નહિ મુસાઈના ખેતરમાં મનેચ્છાએ વિહાર કરી તેઓ પાણીમાંથી પોતાનું ખાદ્ય મેળવી લેતાં

*

એક દિવસ બપોરે મુસાઈ ખેતરમાંથી ડાંગરના નાના છોડ ઉખેડી રહ્યો હતો બગલાઓ થોડાં તેની આગળ, થોડાં તેની પાછળ, ફરતાં ફરતા પેટ-પૂજા કરી રહ્યા હતા ત્યાં મુસાઈ પાસે ઉપરથી એક ઘાયલ બગલો પડ્યો મુસાઈએ બધુ કાર્ય પડતું મૂકી બગલાને લીધો ગળાનો ઘા સાફ કરી પાટો બાંધ્યો આસપાસ ઊભેલા બીજા બગલાઓ ઉપકારની દૃષ્ટિએ મુસાઈ સામે જોવા લાગ્યાં તેઓને પણ ખાતરી થઈ કે અમારી સંભાળ લેનાર પણ દુનિયામાં કોઈ છે ખરૂં

મુસાઈનો અડધો થાક બગલાઓના સહવાસથી જ ઊતરી જતો

*

થોડા વર્ષો પસાર થયાં મુસાઈ હવે કુમાર

મટી યુવાન બન્યો. એનું ઘાટીલું અને ગોરું શરીર, એનો કદાવર મજબૂત બાંધો, ખરેખર આકર્ષક હતાં. તેમાં એની નમ્રતા, મળતાવડો સ્વભાવ, સાદાઈ અને બીજાઓને મદદ કરવાની ધગશ ઘણાં જ આદરપાત્ર હતાં. એની બાને હવે એક જ ઈચ્છા હતી—પોતાના પુત્રને પરણેલો જોવાની. મુસાઈની અનહદ મહેનતથી ઘરની સ્થિતિ પણ સુધરી હતી.

સાંજના સાતેકનો સમય હતો. મુસાઈ ખેતરેથી ઘેર આવ્યો. આખા શરીરે કાદવ ચોંટ્યો હતો. વાળ વિખરાયેલા હતા. ઘરમાં આજે એક નવી વ્યક્તિ જોઈ. કોણ હશે? આવા નાજુક શરીરવાળી અને સૌંદર્યદેવીની પૂરી કૃપાદૃષ્ટિ પામેલી મોટા ઘરની યુવતી કોણ હશે? મનમાં ખૂબ વિચારો આવ્યા પણ તાગ ન મેળવી શક્યો. આવા ગંદા શરીરે મળવું ઉચિત ન લાગવાથી તે સીધો નાહવા ગયો. નાહી ચોખ્ખાં કપડાં પહેરી નમસ્તે કરી બા અને પેલી યુવતીની સામે મોઢા પર ગાંભીર્ય વ્યક્ત કરી વાર્તાલાપ કેમ કરવો તેનો વિચાર કરતો બેઠો. ત્રણેયની વચ્ચે શાંતિ પથરાઈ.

"બેટા, તું આને નહિ ઓળખતો હોય," તેની બાએ શરૂઆત કરી. "તે આપણા દૂર દૂરના શ્રીમંત સગાની દીકરી છે. તારી કાર્યદક્ષતા અને કીર્તિ સાંભળીને આપણને મળવા આવી છે અને તેની ઇચ્છા છે કે તમારાં બંનેનાં જીવન જોડાય."

"પણ બા, તમને ખબર છે ને કે આપણે ગરીબ છીએ. અહીંયાં એમનાથી દુઃખ સહન કેમ થઈ શકશે?"

"એની તમે ચિંતા ન કરો," ઇન્જુએ જવાબ આપ્યો. "સુખનો અર્થ એકલી શારીરિક સગવડ નથી. સુખ તો માનસિક વસ્તુ છે. ઐશ્વર્ય ભોગવતો માણસ પણ દુઃખી હોય છે. દુઃખમાંથી પણ સુખ પ્રાપ્ત કરી શકાય છે." ઇન્જુએ દલીલ કરી.

ઈન્જુની દલીલ સાંભળી મુસાઈ ખૂબ ખુશ થયો. બંને એકબીજાનાં અર્ધાંગ બન્યાં.

*

બે વર્ષ પસાર થયાં. બંને એક બીજાના કાર્યમાં મદદ કરવા લાગ્યાં. સુખી અને એકધારું જીવન પસાર થવા લાગ્યું. મુસાઈ પહેલાંના કરતાં વધારે રસિક અને આનંદી બન્યો. એના સુખી જીવનથી માને ખૂબ સંતોષ થયો.

ત્રીજે વર્ષે દુકાળ પડ્યો. સૂકો દુકાળ. અનાજ જરાપણ ન પાક્યું. પાણીની અછત અને હતું તેટલું સુકાઈ જવાથી દુકાળ અસહ્ય બન્યો. ઢોરનાં અને માણસનાં મરણનું પ્રમાણ વધી ગયું. દુકાળની અસર મુસાઈના ઘર પર પણ થઈ. ઢોર મરી ગયાં. અનાજનો સંગ્રહ હતો પણ તૃષા છિપાવવા અનાજ કામ આવે તેમ ન હતું. આવા કસમયે પણ મુસાઈ હિંમત અને ધીરજ નહોતો ખોઈ બેઠો. બધા ખેડુત મિત્રોને તે સાંત્વન આપતો. આવતા વર્ષની સારી આશા આપી દરેકમાં હિંમત રેડતો. મહાકષ્ટે, બીજા વર્ષની આશાએ, જેમ તેમ દિવસો, મહિનાઓ પસાર થયા.

વર્ષા આવી. બધાની આશા ઉત્તેજિત થઈ. દૂર દૂર આકાશે એકાદ વાદળી દેખાઈ. મુસાઈ અને બીજા ખેતરના કાર્યમાં મશગુલ થઈ ગયાં. વરસાદની આશા પ્રબળ થઈ. બે દિવસ થયા ને વાદળી અદૃશ્ય થઈ. વરસાદની આશા નષ્ટ થઈ. મુસાઈ અને ખેડૂતોની સ્થિતિ રણમાં મૃગજળ પાછળ ભટકતા મુસાફરો જેવી થઈ. આશા તે આશા જ રહી. બીજું વર્ષ પણ અફળ ગયું.

મુસાઈના ઘરની સ્થિતિ કફોડી બની. હતું તેટલું અનાજ તથા પૈસા બધું ખલાસ થવા આવ્યું. ઉપવાસ કરવાના દિવસોના વિચારોથી મુસાઈ કંપિત થયો.

"બા, શું કરીશું?" મુસાઈએ દયાર્દ્ર ભાવે બાને પૂછ્યું.

"જેવાં નસીબ, બેટા!" બાએ નિરાશા દાખવી.

"ના, એમ નહિ. નસીબ પર એકલો આધાર ન રખાય. નસીબનો આધાર માણસનાં કાર્ય અને મહેનત પર અવલંબે છે."

"તો તું કહે તેમ કરીએ, ભાઈ" બાએ કહ્યું.

"આપણે કોઈ શહેરમાં ચાલ્યા જઈએ તો?" મુસાઈએ વિચાર દર્શાવ્યો.

"પણ પૈસા નથી કેમ જવાશે?"

"પૈસા હું અપાવી શકીશ મારી પાસે ઝીણામા ઝીણુ અને સુદર ભાતવાળુ મનમલ વણવાની કળા છે મારી શરત એટલી કે જ્યારે હું મનમલ વણતી હોઉ ત્યારે કોઈ જોવા કે જાણવાનો પ્રયત્ન નહિ કરવો: તે માટે મારે એક અનાયરો ઓરડો જોઈશે'

મુસાઈને વિશ્વાસ ન આવ્યો, પણ એકવાર તક આપવામા એને વાધો ન હતો ઝૂપડી પાસે એક નાનો ઓરડો તૈયાર કરી આપ્યો અઠવાડિયાના સતત પરિશ્રમ પછી સુદર મનમલ તૈયાર થયુ

હિમાલયના હિમ જેવુ ધોળુ ગિરિશૃંગોની ટોચ પરથી ચાલી જતી ધોળી વાદળી જેવુ સુદર અને નાજુક એ મનમલ ખૂબ જ અદ્ભુત હતું તેની અંદરીમા ભરતા ઝીણા ટપકા તેની શોભામા અભિવૃદ્ધિ કરતા હતા ફૂલની પાખડી જેવા કોમળ અને નાજુક મનમલને હાથમા લેતા મુસાઈના હાથ પાછા પડતા હતા રખેને ચીમળાઈ જાય મુસાઈ ખૂબ આશ્ચર્ય પામ્યો એ મલમલની પ્રશસા કરવા તેની પાસે શબ્દો ન હતા અને પ્રશસા કરવાનો તે સમય પણ ન હતો એ મલમલ તૈયાર કરનારમા મુસાઈએ કોઈ દૈવી શક્તિ જોઈ અને તેની છાતી વેત વેત ફૂલી

મલમલ લઈ મુસાઈ આવ્યો મિકાડોના શહેરમા સીધો ગયો મિકાડો પાસે સાજનો સમય હતો નવરાશને સમયે મિકાડો ઝરૂખામા બેસી દૂર દૂરના ગિરિશૃંગોનું સૌંદર્ય નિહાળી રહ્યો હતો મિકાડોએ મલમલ જોયુ તે જોઈ જ રહ્યો મલમલ પરથી આખ ન ઉપાડી શક્યો બહારના કુદરતી સૌંદર્ય અને મલમલના સૌંદર્યની તુલનામાં મલમલ અદ્ભુત લાગ્યુ એના આવડા મોટા મહેલમા મલમલની તોલે આવે એવુ કાપડ ન હતું પોતાની પ્રજાના હાથે વણાયેલુ આ અલૌકિક મલમલ દેશને કલાને શિખરે બેસાડતુ હતું મિકાડો કલાપ્રિય હતો એની નસેનસમાં કલા વહેતી હતી માગ્યા એટલા મૂલ આપી મિકાડોએ મલમલ ખરીદ્યુ બીજુ તૈયાર થતા પોતે જ ખરીદશે એવી ઇચ્છા વ્યક્ત કરી મુસાઈને વિદાય કર્યો

બધા શહેરમા રહેવા આવ્યાં પૈસાની હવે ચિંતા ન હતી દિવસો પાછા સુખમા અને આનદમા પસાર થવા લાગ્યા પૈસા ખૂટે એટલે ઠન્જુ પાછુ મલમલ તૈયાર કરી આપે બે ત્રણવાર મલમલ તૈયાર થયુ હશે મુસાઈએ ખૂબ ધીરજ રાખી હતી પોતાની મલમલ કેમ વણાય છે તે જિજ્ઞાસાને ખૂબ દાબી રાખી હતી હવે વધારે સમય પોતાની એ ઇચ્છાને તે દાબી શકે એમ ન હતુ

ચોથીવાર મલમલ તૈયાર થતું હતું એક દિવસ મુસાઈએ જવા દીધો બીજે દિવસે બપોરે મુસાઈ ધીરે ધીરે ઓરડા પાસે ગયો બારણાની તડમાથી અદર જોવા લાગ્યો તેના અપાર આશ્ચર્ય વચ્ચે મુસાઈએ જોયુ તો એક બગલું પોતાના ઝીણા નખથી પોતાની પાખોમાથી બારીક તાર કાઢી રહ્યુ હતું તેના પર ગળામાથી લોહી કાઢી તાર પર ઝીણાં છાટણા આપતુ હતું અને નખની મદદથી વણતું પણ હતું!

મુસાઈ બધી વસ્તુ સમજી ગયો આ તે જ બગલું હતુ જેને તેણે જાપુના મુખમાથી બચાવ્યુ હતુ!

'મુસાઈ!" બાની બૂમ સભળાઈ

'એ આવ્યો!" મુસાઈથી બોલાઈ જવાયુ

બગલો આ સાભળી ગયો કામ પડતુ મૂકી બગલો બહાર આવ્યો અને ઊડી ગયો!

☆

# ૨૪૦૦ રૂપિયા ભર્યા !

લેખક: ઉમિયાશંકર ઠાકર, આણંદ

પ્રભાતનો પહોર હતો. કુદરત બધી ખીલતી હતી. પણ દુઃખિયાંનાં દુઃખનો કંઈ પાર છે!

બિચારો એક બ્રાહ્મણ હતો. ઘરડા જેવો એ બ્રાહ્મણ. ખરેખરો દુઃખી એ બ્રાહ્મણ હતો. રસ્તે ચાલતાં એ બોલતો હતો: "ભલા ભગવાન, તું તો દયાળુ છે. તારે ત્યાં શાની ખોટ છે? આ ગરીબ બ્રાહ્મણના સામું તો જરા જો! તેં તો ઘણાય ભક્તોની લાજ રાખી છે. ઘણાને બચાવ્યાં છે. હવે મારી લાજ તારે હાથ છે."

આમ બોલતાં બોલતાં એ ડોસો આગળ આગળ ચાલતો હતો. એની આંખોમાંથી તો આંસુ ય વહેતાં હતાં.

ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર ત્યાં થઈને જાય. બંગાળાના એ સાચા સેવક હતા. એમણે એ બ્રાહ્મણના ઉપરના શબ્દો સાંભળ્યા ને તેને રડતો જોયો. એમને એની દયા આવી. તરત જ એમણે એ બ્રાહ્મણને ધીમે સાદે બોલાવ્યો.

પણ ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર તો સાદા માણસ હતા. એમણે સાદું કપડું ઓઢેલું, ઉઘાડું માથું, છૂટી પાટલીવાળી ધોતલી પહેરેલી ને પગમાં ચંપલ.

આથી પેલા દુઃખી બ્રાહ્મણને થયું: "આવા સાદા માણસથી મારું દુઃખ કેવી રીતે ભંગાય? એની આગળ દુઃખનાં રોદણાં રડ્યે શું વળે?" આમ વિચારીને એણે કંઈ જ જવાબ ન આપ્યો. એ એની મેળે ચાલવા લાગ્યો.

પણ વિદ્યાસાગર એને એમ જવા દે એવા ન હતા. તરત જ એમણે એ બ્રાહ્મણને ઊભો રાખ્યો ને આગ્રહપૂર્વક પૂછ્યું: "ભાઈ, તને શું દુઃખ છે? તું કેમ રડે છે? કહે તો ખરો. મારાથી બનશે તે તને મદદ કરીશ."

છેવટે બ્રાહ્મણે પોતાની દુઃખદ કથની કહેવા માંડી: "હું ગરીબ બ્રાહ્મણ છું. મારી દીકરીનું કન્યાદાન દેવાને માટે મેં એક શેઠની પાસેથી રૂ. ૫૦૦ લેઈને દેવું કર્યું હતું. એ રૂપિયાનું વ્યાજમુદ્દલ થઈને શેઠે રૂપિયા ચોવીસસોનું લહેણું કાઢ્યું છે. એટલા બધા રૂપિયા હું કેવી રીતે ચૂકવી શકું? શેઠે તો મારા ઉપર દાવો કર્યો છે. પરમ દિવસે તો કચેરીમાં એની મુદત છે. હવે મારે કેદખાનામાં જવું પડશે. ભલા ભગવાન, હવે મારું શું થશે?"

આમ કહીને એણે તો પાછું રડવા માંડ્યું.

વિદ્યાસાગરને આ બધું સાંભળીને ખૂબ દુઃખ થયું. એમણે એ બ્રાહ્મણનું નામ ઠામ વગેરે પૂછી લીધું, ને એ ચાલી નીકળ્યા.

બીજે દિવસે એમણે કચેરીમાં તપાસ કરી. ખરેખર બ્રાહ્મણનું કહેવું સાચું હતું.

*

મુદતને દિવસે પેલો બ્રાહ્મણ કચેરી આગળ હાજર થયો. એ તો પોતાનું નામ બોલાવાની જ રાહ જોઈને ત્યાં આમતેમ ફરતો હતો. બપોર થયા ને સાંજ પડવા આવી. કેટલાયના ચુકાદા થઈ ગયા; પણ એ બ્રાહ્મણને કોઈએ બોલાવ્યો નહિ. કચેરીમાંથી એના નામનો પોકાર જ થયો નહિ.

છેવટે, એણે કોઈને પોતાની વાત પૂછી જોઈ. કોઈ ભલા માણસે એની તપાસ કરી. તપાસ કરતાં જણાયું કે રૂપિયા ૨૪૦૦ તો ભરપાઈ થઈ ગયા છે!

ઉપરની બાબત સાંભળતાં જ એ બ્રાહ્મણના અચંબાનો પાર ન રહ્યો. એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. એ ગળગળો થઈ ગયો ને બોલવા લાગ્યો: "ભગવાન, તારી દયાનો પાર નથી. છેવટે તેં લાજ રાખી ખરી. એ રૂપિયા ભરનારનું કલ્યાણ કરજે."

એ રૂપિયા ભરનાર બીજું કોઈ ન હતું: પણ બંગાળાના સેવાભાવી બ્રાહ્મણ ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર જ હતા.

☆

# બહેરાં અને બોઘાંની જમાત

લેખક : કુસુમરાય ઇન્દુરાય વસાવડા, જેતપુર

બહેરાંની જમાત જામી હતી—સાથે બોઘાંની પણ હતી.

માએ રસોઈ કરતે કરતે રસોડામાંથી કહ્યું: "મારે રસોઈ થઈ ગઈ છે. આવવું હોય ત્યારે આવજો." કૉલેજમાં ભણવા જતો મોટો પુત્ર એમ સમજ્યો કે માએ કાપડિયાને ત્યાંથી રૂપિયા ચાર સુધીની સાડી લાવવા કહ્યું હતું અને વેપારી રૂપિયા સવાપાંચ અને બે આના માગતો હતો, તેથી બોલ્યો: "તે વેપારી માનશે નહિ તો શું કરશું?"

નિશાળે જતો હતો પણ આજે જવું ન હતું તે નાનો ભાઈ પોતાના પગના દુખાવા માટે ટરપીટન ચોળતો હતો, તે મોટા ભાઈનું વાક્ય પોતાને ઉદ્દેશીને છે એમ સમજી બોલ્યો: "હવે આ તેલ તો ચોળી જોવા દો. છતાં નહિ મટે તો દવાખાને જશું."

ઘરના મંદિરમાં બ્રાહ્મણ દેવપૂજા આટોપી રહ્યો હતો. આજે પોતે ઠીક ઠીક મોડો આવ્યો હતો, તેથી ઘરનાં બધાં પોતા વિષે ચર્ચા કરે છે એમ સમજી, ગોરદેવતા ઉવાચ "તો કાલથી પૂજા કરાવી લેજો! ભાઈ, ટાઢના દિવસો છે જ્યારે ઉઠાય અને અવાય ત્યારે આવીએ. અમે થોડા બધાણીના મજૂર છીએ! અને એ પણ ક્યાં વહેલા આવે છે? ૐ નમ શિવાય, ૐ નમઃ શિવાય .."

ઘરના ઉંબરામાં બેસીને વિનોદ કરતાં બાળકો બ્રાહ્મણના પપડાટથી પૂજા પૂરી થઇ છે એમ સમજ્યાં એટલે ગોર તરફ દોડ્યા અને બોલ્યા "સાકર ગોર—મને—નહિ મને પહેલાં—સાકર, સાકર."

ડેલીમાં બેઠેલ ઘરના નોકર પટેલ સમજ્યા કે છોકરા "સાકર—ચાકર" કહી પોતાને બૂમો પાડે છે તેથી બોલ્યા "આ ઘરમાં ક્યાય નિરાંત નહિ! સા જરા ચલમની સટ લેવા આડા થયા કે બૂમ પડી જ છે—ઠીક ભાઈ, હાલ આવજી!" છેલ્લા ઉદ્ગાર જરા મોટેથી નીકળી પડયા.

ઘરના વડીલને સૌ 'બાપાજી' કહી બોલાવતા. તેમણે વિચાર્યું કે મને કોઇ મળવા આવ્યું હશે તેથી પટેલે મારું નામ લીધું. એ વિચારથી દીવાનખાનામાં બધું ઠીકઠાક કરી પોતે પણ સ્વસ્થ થઈ બેઠા પણ કોઈ આવ્યું નહિ તેથી બહાર જઈ જોયું, પણ ત્યાં પણ કોઈ દેખાયું નહિ એ ઉપરથી તેઓ સમજ્યા કે આવેલ ગૃહસ્થ ન સમજવાથી પાછા ચાલ્યા ગયા હશે, તે તો પાછા આવશે પણ ભવિષ્યમાં ફરી આવું ન થાય તે માટે નોકરને સૂચના આપવા તેમણે બૂમ પાડી : "પટેલ! એ પટેલ! અહીં આવો."

પટેલે જાણ્યું કે આ છોકરાં બોલાવતાં હતાં અને ચલમની ફૂંકનો સ્વાદ લેતાં જરા વાર થઇ તેથી ઠપકો આપવા બાપાજી બોલાવે છે; એટલે જઈ હાથ જોડી ઊભા.

બાપાજી બોલ્યા : "જુઓ પટેલ! મને કોઈ મળવા આવે તો તેને બહાર માનપૂર્વક ઊભા રાખીને મને ખબર કરવા આવવું."

પટેલ તો આગળથી ઠપકો મળવાના ખ્યાલથી આવ્યા હતા તેથી સમજ્યા કે બાપાજી પોતાનો રોષ કાઢી રહ્યા છે, અને એ નાટક પૂરું થયે બબડતે બબડતે ચાલ્યા : "તે શું કરે! આખો દિવસ ઢરડો તો કોણ કરશે! અરે રામ! હવે તો આ જંજાળથી છોડ!" આમ બોલી પટેલે ડોકું ધુણાવ્યું.

મોટા પુત્રની હજામત કરવા એ જ વખતે રણછોડ વાળંદ આવી ઊભો. તે સમજ્યો કે પટેલનો 'છોડ' શબ્દ અને ડોકનું ધુણાવવું પોતાને એમ સંબોધીને કહે છે કે, "ભાઇ હમણાં નહિ બેસે—પછી વાત, રણછોડ"

વાળંદ ડેલી બહાર જતાં જતાં બોલ્યો : "ભાઈ ગઈ કાલે બજારમાં ભેગા થયા હતા ને આજે સવારે આવવાનું કહ્યું હતું; સવારે આવ્યો તો કહે દસ બજે આવજે. આ દુઃખમાં ત્રણ

મિનિટ ક્રમે આગ્યો છું તોપણ આમ કરે તો શું કરીએ, ભાઇ! મોટાના છોરુને કાંઇ બોલાય?"

રસ્તા ઉપર જીવદયાની લાગણીવાળા એક ગૃહસ્થ જતા હતા. તેઓ આવેશને વશ હતા. તે 'છોરુને કાંઇ બોલાય' એ વાળંદના શબ્દોને 'ઢોરું તે શું ખાય?' સમજી, રસ્તામાં ઊભા રહી જઈને, મોટા વક્તાની જેમ બોલ્યાઃ "ખરી વાત છે! ઘાસનો દર વધે એટલે તેમને કોઈ પૂરું ઘાસ ન ખવરાવે. આથી ઢોર તો સુકાઈને, શોષાઈ જઈને, આ નેતરની સોટીથી પણ અરધ જેટલાં અરધાં થઈ ગયાં હોય. તેમાં દીનાનાથ! આ દુકાળ પડ્યો. અને દુકાળમાં અધિક માસ આજે વીસમી સદીમાં 'દયા' શબ્દ તો દૂર થયો છે. એટલે ઢોરનો...કે..:વ...ળ...ભૂખથી મરો છે, અથવા તો ઢોરનો ભૂખથી...કેવળ...મરો છે. તો તેનું પાપ કોને માથે?"

રસ્તા ઉપર સોનીની દુકાન હતી તેમાં મોહન સોનીનો દીકરો બેઠો હતો. તેની મા મરી ગઈ હતી અને તેનો બાપ નવી સ્ત્રી પરણવી કે નહિ તેનો વિચાર કરતો હતો. પેલા ગૃહસ્થના 'તેનું પાપ કોને માથે?' એ શબ્દોને "આના બાપ સોની સાથે" સમજી મોહન સોનીનો દીકરો બોલ્યો "બાપાજી તો બુઢ્ઢા જ રહ્યા...કંઈ સમજતા નથી. મને પરણવા જેવડાને પરણાવતા નથી અને પોતે ઓગણપચાસ વરસે હજી બાયડી પરણવા નીકળ્યા છે. પણ હું ખરો કે તેમ થવા ન દઉં. સાવચેતીથી આપણે કામ લેવું તો બાપા તો ઠોઠું છે."

એક ઘરાક સોનાના ઢાળનું વલ્લું તપાસાવવા આવ્યો હતો. તે 'બાપા તો ઠોઠું છે' એ સોનીના શબ્દોને "ઢાળા તો લોઢું છે" સમજ્યો. એટલે એકદમ ચીડાઈ ગયોઃ "અરે, તું તે શું બકે છે! ચોખ્ખું સોનું છે તો કહે છે કે લોઢું છે. પણ અક્કલ! એમ ખબર નથી કે લોઢું કાળું હોય–સોનું પીળું હોય, સોની છે કે કોણ! ચાલ જીવ ધડે રાખીને કહે જોઈએ ભાઈ!"

ટાઢ પડતી હતી છતાં એક આઇસ્ક્રીમવાળો શેરીએ શેરીએ આઈસ્ક્રીમ વેચતો હતો. પૂછે તેને કહેતો હતો કે "આઇસ્ક્રીમ ઉપરથી ઠંડો છે પણ પેટમાં ગયા પછી ગરમ બને છે તેથી શિયાળામાં જ ખાવો ઠીક છે." તે બે બે મિનિટે પોકારતો હતો કે, "આઈ-સ્ક્રીમ મલાઈ...મલાઇનો આઈસ્ક્રીમ." તે આઇસ્ક્રીમ-વાળો 'કહે જોઇએ ભાઇ' એ પેલા ઘરાકના શબ્દોને સમજ્યો કે, 'આઇસ્ક્રીમમાં નથી મલાઇ' એટલે બોલ્યો: "કોણ કહે છે? એવું હોય મારા મ્હેરબાન! એવી ઠગબાજી આપણે નથી શીખ્યા! ચાખી જુઓ જરા, તેમાં મારો આઈસ્ક્રીમ ખૂટી નહિ પડે."

એક અષ્ટાવક્ર ભાઇ ત્યાંથી જતા હતા તે 'આઇસ્ક્રીમ ખૂટી નહિ પડે' ને 'આવી ખુટી નહિ જડે' સમજી બોલ્યાઃ "ભાઇ! મેં તારું શું બગા-ડ્યું છે? શીદ પજવે છે? કોઇ જન્મથી તેવું હોય તેમાં તેની હાંસી શી કરવી?"

—આમ બહેરાં અને બોઘાંની જમાત ચાલી જતી હતી!



# ગોઝારો ખડક

લેખક કાન્તિલાલ મો. ગાંધી

**સ**મુદ્રની વચ્ચોવચ્ચ નીચોશો એક ખડક હતો જ્યારે જ્યારે સમુદ્રમાં ભરતીનાં પાણી ચડતાં ત્યારે ત્યારે તે ખડક પાણીની નીચે છુપાઈ જતો આજુબાજુના વહાણો, જ્યારે તે પાણીની નીચે છુપાઈ ગયો હોય ત્યારે, તેની એક બાજુએ થઈને સહીસલામત રીતે પસાર થવા ઘણોય પ્રયત્ન કરતા પરંતુ થોડાક જ એમાં સફળ બનતાં આમ તે ખડકે ઘણાક વહાણોનો ભોગ લીધો હતો ખલાસીઓ તેને ગોઝારા ખડક તરીકે ઓળખતા

એક વખતે એક સોદાગરનું વહાણ તે ખડક સાથે અથડાઈને ભાગી ગયું પરંતુ દૈવની પ્રબળતાથી સોદાગરના હાથમાં એક મોટું લાકડાનું પાટિયું આવી ચડ્યું અને તેના સહારે તે તરતો તરતો કાંઠે પહોંચ્યો પછી ત્યાંથી રખડતો રખડતો કેટલેક વખતે તે પોતાના નગરે પહોંચ્યો

ઘેર આવ્યા પછી તે સોદાગરે પોતાના ખર્ચે તે ખડક ઉપર એક ઊંચો લાકડાનો થાભલો ઊભો કરાવ્યો અને તેના ઉપરના છેડે એક ઘંટ લટકાવ્યો આ ઘંટની સાથે એક લોઢાનો તાર જોડી તેનો બીજો છેડો નીચે જમીન સાથે જડી દીધો આથી જ્યારે સમુદ્રમાં ભરતીનાં પાણી ચડતાં અથવા તો તે તોફાને ચડતો ત્યારે પાણીનાં મોજાં તે તાર સાથે અથડાતાં આથી તાર ધ્રૂજતો અને ઘંટ વાગી ઊઠતો આજુબાજુનાં વહાણોને આથી ખડકની ખબર પડતી અને તેની એક બાજુએ થઈને સહીસલામત પસાર થઈ જતાં. મુસાફરો એ ઘંટ લટકાવનાર સાર્થવાહને આશીર્વાદ આપતા

ખરાબ માણસોનો સ્વભાવ જ એવો હોય છે કે બીજાઓનું સારું કામ જોઈને તેમને આનંદ થતો નથી જેઓ તેનો નાશ કરી શકતા શક્તિમાન હોય છે તેઓ તેનો નાશ કરવા પ્રયત્ન કરે છે અને જેઓ તેમ નથી કરી શકતા તેઓ ઈર્ષાથી બળી જાય છે

હસનખાં એવો જ એક ખરાબ માણસ હતો વર્ષોથી તે દરિયામાં ચાંચિયાનો ધંધો કરતો હતો અત્યાર સુધીમાં તેણે કેટલાય માણસોને લૂંટ્યા હતા કેટલાય તેના હાથે યમદ્વારે પણ પહોંચી ચૂક્યા હતા અને કેટલાંય વહાણો તેના હાથે દરિયાના તળિયાની સમૃદ્ધિ જોવા અદૃશ્ય બન્યાં હતાં એનું અને એના સાથીઓનું દરિયા ઉપર એકહથ્થુ શાસન ચાલતું

ગોઝારા ખડક ઉપરનો ભયસૂચક ઘંટ ક્યારનોય હસનખાની આંખમાં કણાની જેમ ખૂંચી રહ્યો હતો તે સોદાગરને મળતા અસંખ્ય મૂક આશીર્વાદો તેનાથી સહન થતા ન હતા

ઈર્ષાથી બળી રહેતા તેને એક દિવસે એક ભયંકર વિચાર આવ્યો—'ઘંટનો નાશ કર્યો હોય તો!' અને આ વિચાર આવતાં જ તેના મુખ ઉપર ક્રૂર આનંદનું હાસ્ય વિલસી રહ્યું 'બસ બસ એમ જ કરવું જોઈએ' તે બબડ્યો અને પોતાના વહાણને તે ખડકની દિશામાં હંકારવાની આજ્ઞા કરી

તે આ જ ઘંટ હતો કે જેણે તેને અને તેના સાથીઓને અનેક વખત સમયસર ચેતાવ્યા હતા ધુમ્મસ અને વરસાદનાં ભયંકર તોફાનો વખતે તે ઘંટે જ વખતસર ચેતવણી આપી તેમને ગોઝારા ખડકથી દૂર રાખ્યા હતા પરંતુ હસનખાંના હૃદયમાં તે સમયે આમાંની કોઈ વાતને સ્થાન ન હતું તેનું હૃદય ઈર્ષાના ઝેરથી અંધકારભર્યું બની ગયું હતું

દરિયો શાન્ત હતો હસનખાનું વહાણ ખડક પાસે આવી થોભ્યું હાથમાં કુહાડો લઈ હસનખાં તેના ઉપર ઊતર્યો ઈપ્સિત મનોકામના પૂર્ણ થવાની ઘડી નજીક આવી પહોંચેલી જોતાં તેનું હૃદય આનંદથી ઊભરાઈ ગયું થાભલા પાસે પહોંચી, તેણે જોરથી તેના ઉપર ચારપાંચ ઘા કર્યા અને વર્ષોથી ઊભેલો એ જર્જરિત થઈ ગયેલો થાભલો ભયસૂચક ઘંટ સાથે

મોટા અવાજ સહિત સમુદ્રના તળિયે જઈને બેઠો ! શાન્ત સમુદ્ર ઘડીભર અશાન્ત બની ગયો.

હસનખા વહાણમાં પાછો ફર્યો ઘટ ડૂબવાથી પાણીની સપાટી ઉપર ઉદ્ભવેલા જળબુદ્બુદો જોઈ તેને આત્મસંતોષ થયો તેણે એક ભયંકર અટ્ટહાસ્ય કર્યું અને વહાણને ઉપાડવાની આજ્ઞા આપી

નિરવ સમુદ્રમા નિરવ ગતિએ ચાલતું વહાણ દૂર દૂર ક્ષિતિજમા અદશ્ય બન્યુ

*

ઉપરના બનાવને કેટલોક સમય વીતી ગયો દરમિયાન હસનખાએ થોડાક વધુ વહાણો ડુબાડયા થોડાક વધુ માણસોને કેદ કર્યા અને લૂટના માલમા થોડોક વધારો કર્યો આજે પણ તેઓ કોઈ શિકારની શોધમા જ નીકળ્યા હતા

પરંતુ કુદરતે કાઈક જુદું જ ધાર્યું હતું અચાનક આકાશ વાદળાથી છવાઇ ગયુ પવન પણ ગતિમાન બન્યો અને થોડીવારમાં તો મૂશળધાર વરસાદ અને સુસવાટા કરતા પવને વાતાવરણને ભયંકર બનાવી મૂક્યુ જળધારાઓના પારસ્પરિક ઘર્ષણના કારણે ઊડતા શીકરોએ પાચ હાથ દૂરની વસ્તુને પણ અદશ્ય બનાવી દીધી

ખૂબ ખૂબ પ્રયત્નો કરવા છતા પણ સઢ ખલાસીઓના કાબૂમા ન રહ્યા વહાણો દિશાદોર ભૂલી પવનના સપાટામા ખેચાવા લાગ્યા પર્વત સમા ઊછળતાં મોજાં વહાણને ક્યારે પોતામા નીચે ગાયબ કરશે તે કલ્પવુ મુશ્કેલ હતુ

આ બધામાથી હસનખાનું વહાણ કાઈ મુક્ત ન હતુ એને પણ પવનની દિશામા ઘસડાવાની ફરજ પડી હતી ખલાસીઓમાથી કોઇ નિશ્ચિંત ન હતા ' શુ થશે '' એ પ્રશ્ન સૌના હૃદયમા ઘોળાતો હતો

વિમૂઢ સ્થિતિમા હસનખા તૂતક ઉપર ઊભો હતો વહાણની સ્થિતિ એનાથી કલ્પી શકાતી ન હતી જો કે એને એ તો ખબર હતી કે વહાણ ગોઝારા ખડકની દિશામા ખેચાઇ રહ્યુ હતુ

સૂર્ય પશ્ચિમમા ઊતર્યો અને તેનું સ્થાન પૂર્ણિમાના ચન્દ્રે લીધુ વાદળથી ઢંકાયેલો તે જગતને અજવાળવા મિથ્યા પ્રયત્ન કરી રહ્યો હતો

વહાણ ઝપાટાબંધ ઘસડાયે જતુ હતુ છોળે છોળે અંદર ભરાતા પાણીને ખલાસીઓ ડોલે ડોલે બહાર કાઢવા મથી રહ્યા હતા ત્યા તો અચાનક વહાણને એક જબરદસ્ત આચકો લાગ્યો તળિયાથી તે છેક ટોચ સુધી તે હાલી ઊઠયુ

તૂતક ઉપરથી હસનખાનો ભયગ્રસ્ત ઘાંટો સભળાયો ' ગોઝારો ખડક .વહાણ અથડાયુ ભાગ્યું !'

સાભળનાર સૌના મોં ઉપર ભયની કાળી વાદળી છવાઈ ગઈ વહાણમા ધીમે ધીમે પાણી ભરાવુ શરૂ થઇ ગયુ, અને થોડીવારમા સમુદ્ર તેમને બધાને પોતાના ઉદરમા સમાવી દીધા

—અને કુદરતે જાણે આ માટે જ વિનાશક સ્વરૂપ ધર્યું હોય તેમ આકાશ થોડીવારમા સ્વચ્છ બની ગયુ !

માણસ ઉપર કુદરતે મેળવેલો વિજય જોઇ પૂર્ણિમાનો ચદ્ર આકાશમા હસી રહ્યો હતો ×

× રુચિત

☆

કાપીને-કોરીને ફુઆએ જમીન તૈયાર બનાવી હતી. ફુઆ યુવાવસ્થામાં અતિશય ઉદ્યમી હતા. એમણે બનાવેલી જમીનમાં સુંદર પાક નીપજે એવી એમણે જમીન કેળવી હતી. કેટલાંય આંબાનાં અને ફણસનાં ઝાડ એમણે જાતે વાવ્યાં હતાં. તે ઝાડો પર ફળ આવવા માંડયાં હતાં. ફુઆ અભિમાનથી કહેતા : "આ બધાં મારા હાથનાં ઝાડ." ફુઆને ફૂલોનો ખૂબ શોખ હતો. એમણે જાતજાતનાં ફૂલોના રોપા વાવ્યા હતા. અનંત, ચટમોગરો, સદો મોગરો, કરેણ, જાઇ, જૂઇ, ગુલાબ, જાસુવંતી એવાં કેટલાંય ફૂલોનાં ઝાડ ત્યાં હતાં. જાસુવંતીનાં ફૂલો પણ અનેક પ્રકારનાં હતાં. એમણે સુવર્ણચંપો, કંકરી વગેરે કેટલાંય સુવાસિક ફૂલોનાં ઝાડ મારી નજર આગળ વાવ્યાં હતાં. તે વૃદ્ધ થયા હતા, પરંતુ તેમનો ઉત્સાહ કાયમ હતો. થાકી જવા છતાંય તે કંઇ ને કંઇ કામ કર્યે જતા. ચોમાસું શરૂ થતું એટલે સારી સારી કેરીઓના સાચવી રાખેલા ગોટલા એક બાજુ વાવતા દર વર્ષે નવાં ફળઝાડ વાવ્યા વગર તે રહેતા નહિ. તેમણે કોફીનું ઝાડ વાવ્યું હતું તે સુંદર ઊગ્યું હતું. તેના પર ઝીણાં ઝીણાં લાલ બુંદ જેવાં હજારો ફળ શોભી રહ્યાં હતાં. જામફળનાં ઝાડ, જાંબુનાં ઝાડ, નારિયેળ સોપારીનાં ઝાડ, કેળ વગેરે અનેક પ્રકારનાં ઝાડ ત્યાં હતાં. ચંદનનાં ઝાડ પણ એમણે વાવ્યાં હતાં.

ફુઆએ ટેકરીને છેડે એક મોટી ગુફા કોતરી કાઢી હતી. જાંબુડિયા રંગના પ્રચંડ પથ્થરમાં ૧૦×૧૦ ના માપની ગુફા હતી. ગુફાના દરવાજામાં નીચા નમી જવું પડતું. અંદર ગંભીર શાન્તિ વ્યાપેલી લાગતી. ગુફાની અંદર ચારે બાજુ તેમ જ ઉપર નીચે સર્વત્ર છીણી મારીને બાજુઓ સપાટ બનાવવામાં આવી હતી પ્રાચીન કાળમાં ગુફાઓ કેવી રીતે બનાવાતી, તેની કલ્પના અમને ફુઆએ કરાવી આપી. ફુઆએ સમય મળે શાન્તધ્યાન કરવા માટે આ ગુફા બનાવી હતી.

ફુઆ નિર્ભય હતા. દૂરના એક પહાડમાં તેમનું બીડ હતું. ડુંગરોમાં આવેલાં પોતાની માલિકીનાં ઘાસનાં સ્થળોને "લાગ" કહે છે. ફુઆ "લાગ"માં રાત્રે રખવાળી કરવા જતા, ડુંગરોમાં જંગલી ડુક્કરો રહેતાં હોય છે, તેમનો સપાટો જબરો હોય છે. એમની સાથે ઝઝૂમવું સહેલું નથી. તેઓ ઉતરાવેલો એક છરો સાથે રાખતા ને કહેતા, "કદાચ એવો પ્રસંગ જ આવી જાય, તો ડુક્કરનાં આંતરડાં બહાર ખેંચી કાઢું." સામેથી વાઘ આવે તોય તે બીતા નહિ. કોંકણના વાઘ ખૂબ ભયંકર નથી હોતા, છતાં આખરે તે વાઘ જ ને ? ફુઆ રાત્રે બીજા એક તાત્યા પ્રધાન નામના ગૃહસ્થને ત્યાં ગપ્પાં મારવા જતા. ત્યાંથી ઘણી વાર બાર વાગી જતા. એવે વખતે કોઇ કોઈ વેળા રસ્તામાં એમની વાઘ સાથે મુલાકાત થતી. ફુઆ એવા પ્રસંગો વર્ણવી બતાવતા.

ફુઆ ખૂબ સ્વાભિમાની હતા. ગામના તે પોલીસ-પટેલ હતા. એક વેળા કલેક્ટરનો ગામમાં મુકામ હતો. કલેક્ટરના નિવાસ દરમ્યાન થયેલા ખર્ચનું બીલ એમણે કલેક્ટર પર મોકલી આપ્યું. એ બીલમાં "૭ આના ચાર પાઈ" વધારે લખ્યા હતા, એમ કલેક્ટરે જણાવ્યું, અને તેટલી રકમ નામંજુર કરવામાં આવી. વગર કારણે આપવામાં આવેલો ઠપકો ફુઆ સહી શક્યા નહિ. તે ૭ આના ચાર પાઇનો પ્રશ્ન નો'તો, ચારિત્ર્યને નીતિનો પ્રશ્ન હતો. તેમણે કલેક્ટર ઉપર તે રકમનો દાવો ભર્યો. તેમણે કલેક્ટરની કોર્ટમાં જુબાની લેવડાવી. કોર્ટમાં કલેક્ટરને ખુરશી આપવામાં આવી. ફુઆએ કોર્ટને કહ્યું: "કોર્ટમાં બધાય સરખા છે. ન્યાયાસન આગળ ઉચ્ચનીચના ભેદ ન હોય. કલેક્ટરને જો ખુરશી આપવામાં આવતી હોય તો મને પણ મળવી જ જોઈએ." ફુઆને પણ ખુરસી મળી અને એમનો ૭ આના ચાર પાઇનો દાવો સર્વશ્રેષ્ઠ ન્યાયાસને ( High Court ) પહોંચ્યો અને ત્યાં ફુઆને વિજય મળ્યો. ૭ આના ચાર પાઈ અને બધું ખર્ચ તેમને મળ્યું ચુકાદા ( Judgement)માં ન્યાયાધીશે કલેક્ટરને ઠીક ઠીક સમજાવ્યું.

જે સરકાર નોકરોની આબરૂ સાચવતી નથી, તે સરકારની નોકરી ન જોઈએ, એવો નિર્ણય ફુઆએ કરી દીધો. તેમણે રાજીનામું મોકલી આપ્યું.

તે સ્વાવલંબનથી વધારે દીપી નીકળ્યા. ફુઆ દૃઢનિશ્ચયી હતા. એક વિચાર કરે તે પાર પાડે ત્યારે જ તે જંપે. એમના જેવા અક્રમ પુરુષો ભાગ્યે જ સાંપડે. ફુઆ ગાંજો પીતા. ૨૫-૩૦ વરસનું વ્યસન. પરંતુ જે વરસે હું એમને ત્યાં રહેતા ગયો, તે વરસે ચાતુર્માસ નિમિત્ત "ગાંજો પીશ નહિ" એવી એમણે પ્રતિજ્ઞા કરી. એ પ્રતિજ્ઞા પાર પાડવી કેટલી મુશ્કેલ હતી તેની કલ્પના જ ન આવી શકે. ૨૪-૨૫ વરસની જૂની ટેવ. ગંજેરીઓની ફુઆને ત્યાં બેઠક ભરાતી, છતાંય એમણે ચાર મહિના સુધી ગાંજો ન પીવાનું વ્રત સ્વીકાર્યું. ફુઆને ત્યાં એમના મિત્રો આવતા, તેમને ફુઆ ગાંજાની ચલમ બનાવી દેતા, પરંતુ પોતે એક ફૂંક પણ મારતા નહિ. ચાર મહિના એ પ્રમાણે પસાર થયા ને ફુઆનું ૨૫ વર્ષનું વ્યસન છૂટયું. બીડીનું, સોપારીનું, ચહાનું વ્યસન આપણે છોડી શકતા નથી, પરંતુ ફુઆએ ગાંજા જેવા માદક અને ન છૂટી શકે તેવા કેટલાંય વરસના વ્યસનને મનમાં ઇચ્છા થતાં જ છોડી બતાવ્યું. અને પાછું ગંજેરી સોબતો આવતા તોપણ. એ એક વિશિષ્ટતા ગણાય. "विकारहेतौ सति विक्रियन्ते। येषां न चेतांसि त एव धीराः।" વિકારવસ્તુ પાસે હોવા છતાંય જેમનું મન નિર્વિકાર રહી શકે તે જ ખરા ધીરવીર ગણાય. ફુઆ આવા ધીરવીર હતા. તે મને મશ્કરીમાં કહેતા, "શ્યામ, તું આવ્યો ને મારો ગાંજો છૂટયો. એ તારાં શુભ પગલાંનો પ્રતાપ." એમની ઇચ્છાશક્તિનો એ વિજય હતો.

એ અત્યંત વ્યવસ્થાપ્રિય હતા. એમના કબાટમાં સર્વ વસ્તુઓ બરાબર વ્યવસ્થિત રાખતા. નાનાં પૌત્રપૌત્રીઓને તે ખાવાનું આપતા. ને એ બધું પ્રમાણસર. પેપરમિંટની ગોળીઓ, પેંડા-એવું ખાવાનું એ રાખતા નહિ કાળી દ્રાક્ષ, લાલ દ્રાક્ષ, બદામ, ખારેકના ટુકડા એ એમનું ખાવાનું હતું. માપસર જ એ ખાવાનું આપતા. એમની પાસે ઘડિયાળ હતું. એ ચાર વરસમાં કદી બંધ પડયું નો'તું. સવારે ઊઠતાં વેંત તે ચાવી આપતા એ નિયમ ચાર વરસમાં કોઇપણ વખત તૂટેલો મેં જોયો નો'તો. મહેમાનો માટે ત્રણચાર સ્વચ્છ ગાદલાં રાખેલાં હતાં. ઓઢવા પાંચ છ કામળા ત્યાં બરાબર વાળીને મૂકેલા હતા. ફુઆને કામળા ખૂબ ગમતા. ગાદી પર કામળો પાથરી તે પર ફુઆ સૂઈ જતા. તે હસતાં હસતાં કહેતા, "મરતી વેળા માણસને કામળા પર સુવારે છે, હું હમેશાં કામળા પર જ હોઉં છું પ્રભુ પાસે ગાદીમાં સૂઈને જઈ શકાતું નથી. પ્રભુ પાસે નમ્ર બનીને જ જવાય છે. એનો આદેશ છે કે કામળા પર સૂઈને જા." એ પ્રમાણે આ પ્રથાનો મહાન અર્થ એ સમજાવતા.

ફુઆ અત્યંત સહૃદયી હતા. એમણે સંસ્કૃત અધ્યયન સારું કરેલું. નવનીત એમને મોંએ હતું. કેટલીય ગમ્મતભરી વાતો અને અનુભવો એ અમને કહેતા. એમનો સ્વભાવ અતિ પ્રેમાળ હતો. પોતાનાં છોકરાંને એ કદી મારતા નહિ. "મારે હાથે છોકરાંને મારી શકતો નથી અને મારેલાં હું જોઇ શકતો નથી," એમ તે કહેતા.

ફુઆ જીવતા હતા ત્યાં સુધી એમના ઘરમાં ગ્યાસતેલ પ્રવેશ્યું નો'તું. એની વાસ પણ એમનાથી સહન થતી નો'તી ગ્યાસતેલનું ફાનસ લઇ કોઈ રાતને વખતે એમને ત્યાં આવે, તો આગંતુક આંગણામાં આવી પહોંચે ને એમનાં તીવ્ર નાકને વાસ આવવા માંડે. તે તરત જ કહે, "શ્યામ, જા, અને એમને ત્યાં જ ફાનસ મૂકી આવવા કહે." ફુઆને ત્યાં આમોદ્યોગ ચાલુ હતો. દીવા માટે એરંડીકું વપરાતું. એના ઠંડા દીવા પાસે બેસી અમે અભ્યાસ કરતા-વાંચતા. મારી આંખોને તેથી વધુ ફાયદો થયો. રાત્રે બહાર જતી વેળા સાથે લઈ જવા માટે કોપરેલ તેલનું કાચના ગોળાનું એમને ત્યાં એક સુંદર ફાનસ હતું.

એમને દમનું દરદ હતું, તેથી તેમને ચા પીધા વગર ચાલતું નહિ, પરંતુ માત્ર એક જ વખત. ઘરમાં બીજું કોઈ ચહા પીતું નહિ. રોજ એક બે બિલામા ખાંડી, એમાં થોડી આમલી અને થોડી ખાંડ નાખી, તેની ગોળી બનાવી એ ગળી જતા. એનાથી બધો

રોગ મટી જાય છે, એવી એમની માન્યતા હતી. એમનું પેટ હંમેશાં દુખ્યા કરતું, પરંતુ આ દવાને લીધે એ મટી ગયું. પેટ હંમેશાં સાફ રાખવાનો આ સહેલો ઉપાય એ બતાવતા. એકાદ વેળા ગામમાં રોગ ફેલાઇ જાય, તો તે વેળા અમને આ ગોળીઓ એ આપતા. હું એમને પૂછતો, "ફુઆ, જિભામાં મોઢામાં ઊંડે નહિ કે ?" એ જવાબ આપતા, "એમાં આમલી નાખવાથી ઊંડે નહિ. પરંતુ એ ગોળીને જરાપણ ચાવવી નહિ. દાંતને પણ અડાડયા વિના ગોળી ગળી જવી એટલે કંઇ જ ન થાય."

ફુઆને ત્યાં શોભે એવાં જ ફોઇ હતાં. ફોઈ પણ અત્યંત માયાળુ હતાં. ઘરનું બધુંય કામ તે કરતાં. શાકભાજી વાવવાં, એમને પાણી પાવું, એ કામ પણ ફોઇ જ કરતાં. આખા ગામમાં સૌથી પહેલા ભીંડા ફોઇને ત્યાં જ તૈયાર થાય ને લોકો વેચાતા લેવા આવે. પૈસાના ત્રણ ભીંડા ફોઈ આપતાં. ગાયને પણ એ જ દોહતાં. એમના સિવાય બીજા કોઇને તે દોહવા દેતી નહિ. રોજ સવારે ફોઇ ગાયની પૂજા કરતાં. એમનાં વ્રત અનેક હતાં તુળસીની ૧૦૮ પ્રદક્ષિણા એ કદી ભૂલ્યાં નથી. એકાદશી, સોમવાર, પ્રદોષ ને બધા ઉપવાસ એમને હોય જ. ક્યારે ય એમનું માથું દુખ્યું હોય એ મારી જાણમાં નથી. બપોરનું કામ આટોપ્યા પછી કથા વગેરે વાંચતાં. ફુઆને વિષ્ણુસહસ્રનામ મોઢે હતું, ને ફોઈને વ્યંકટેશસ્તોત્ર મોઢે હતું. ફોઇનું કામ સ્વચ્છ અને નિર્મળ હતું. ચંદન ઘસીને તે પૂજાની તૈયારી કરતાં. ક્યારેક અમે ચંદન ઘસતા હોઈએ તો ફોઈ બોલી ઊઠતાં, "શ્યામ, હીંચણની અંદર હાથ રાખી ચંદન ઘસ. એમ કરવાથી ચંદન જલદી ઘસાશે નહિ ને વખત જરા વધારે લાગશે, પરંતુ ચંદન ખૂબ લીસું બનશે. એકદમ ઝડપથી ઘસવાથી જોઇએ તેવું મૃદુ, લીસું ચંદન બનતું નથી. પૂજાકાર્યને વેઠ સમજી ન કરવું જોઇએ. જો પૂજાકાર્ય કરવાની ઇચ્છા જ હોય તો તે ખરા દિલથી ને ભક્તિભાવથી કરવું." મારાં ફોઈની કેટલી વિશાળ દૃષ્ટિ !

એમને ત્યાં રોજ કોઇ ને કોઇ મહેમાન હોય જ. પરગામના ઓળખીતા લોકોને કોર્ટકચેરીને કામે આવવાનું થાય, ત્યારે એ લોકો ઓછામાં ઓછું એક વેળા તો એમને ત્યાં જમે જ. એ બધાં મહૂર્તિયાં ઘરાકોને ઉપરથી દક્ષિણા પણ આપવી પડતી. ફોઈ કહેતાં, "દક્ષિણા આપવાથી જમાડવાનું પુણ્ય મળે છે, તો તે શા માટે જતું કરવું ?" ફુઆ અને ફોઈનું યુગલ અપૂર્વ હતું. ગરીબાઈમાં પણ કેવી રીતે રહેવું એ તે બેઉ સારી પેઠે જાણતાં હતાં. બંને હસમુખાં ને વિનોદી હતાં, એકબીજા પર અતિ પ્રેમ ધરાવતાં હતાં.

ચાતુર્માસમાં ફોઈનાં વ્રતોની સંખ્યા વધી જતી. વિવિધ ફૂલો લક્ષની સંખ્યામાં દેવને ચડાવાતાં, તેવી જ રીતે આંબાનાં પાંદડાંની પતરાળીમાં, ફણસનાં પાંદડાંની પતરાળીમાં તે જમતાં. પ્રભુના નૈવેદ્ય માટે ચાતુર્માસમાં એક વરસે રોજ થોડોક શ્રીખંડ તો બીજે વરસે કેરીનો રસ ધરાવવાનું વ્રત તે લેતાં. ચાતુર્માસમાં દેવપૂજા માટે ફોઈના નાના છોકરા જગન્નાથ અને મારા વચ્ચે તકરાર ઊભી થતી. કારણ પૂજા કરનારને નૈવેદ્ય મળતો. તેથી એક દિવસ મને તો બીજે દિવસે જગન્નાથને એમ વારાફરતી પૂજા કરવાનું ફોઈ અમને કહેતાં.

મીઠું મીઠું બોલી બધાં પાસેથી કામ કઢાવી લેવાની આવડત ફોઇએ ઠીક ઠીક સાધ્ય કરી હતી. ફોઇ જાતે પણ મહેનત કરતાં. ઘણી વેળા એ જાતે કામ કરવા ઊઠતાં, ત્યારે અમે છોકરાં પણ કામે લાગી જતાં. મરચીઓને પાણી પાવા ફોઈ જતાં, કે તરત અમે પણ ત્યાં જઈ એમને મદદ કરતાં. ડાંગર ખાંડવા એ બેસે એટલે અમે ઊભા ઊભા સાંબેલાં પકડી ખાંડાવતાં. અંગમહેનત કરવાની ટેવ મને પડી તે ફોઈને લીધે.

એકાદ વેળા જમતી વેળા વાસ મારતું ઘી ભાણામાં આવી જાય તો જગન્નાથ એ ચલાવી લેતો નહિ. ત્યારે ફોઇ કહેતાં, "જો આ શ્યામ રહ્યો. તારી પેઠે કટ કટ કંઈ કરે છે ! અરે, આજે તમારા નસીબમાં વાસી ઘી ખાવા મળે છે, કાલે તમે મોટા થાઓ એટલે જોજો કે દૂધ ઘી એકલાં શબ્દોમાં

રહ્યું છે !" એમણે ભાખેલું ભવિષ્ય ખોટું હતું એમ આજે કોણ કહી શકે એમ છે? દેશમા દરિદ્રતા વધતી જાય છે, એ દાદાભાઈ નવરોજીના પુસ્તકમા વાચીને નહિ પરતુ જીવનના પચાસ વર્ષના અનુભવે એમને શીખવ્યુ હતુ એકાદ વેળા ઘરમા ઘી ન હોય તો એ કહે, "ઊભા રહો જરા નૈવેદ્ય ધરાવશો નહિ હમણા અન્નશુદ્ધિ કરવી જોઇએ ને?' અમને આશ્ચર્ય થતુ કે કોઈ અન્નશુદ્ધિ માટે ઘી એકદમ ક્યાથી લાવવાનાં હતાં? પરતુ એ છાશનો છાંટો ભાત પર નાખી જતા ને કહેતા, "થઈ અન્નશુદ્ધિ દેવ ભાવના ભૂખ્યા છે" ને એ મદ હાસ્ય ફેલાવતા ને અમેય હસી પડતા આખુ વાતાવરણ હાસ્યથી ઊભરાઇ જતુ

ફોઇનો સૌથી મોટો છોકરો શાસ્ત્રી હતો ચાતુર્માસમા કોઈ એક ગામમા પુરાણ વાચવા જતો એનો સ્વભાવ જરા તામસી હતો તે ઘેર ખૂબ કામ કરતો શરીરે પણ તે સશક્ત હતો, પરતુ સ્વભાવ અતિ ક્રોધિષ્ઠ નાના ભાઇ જગન્નાથને તે ખૂબ મારતો તે જરાક ભૂલ કરે કે માર પડે જ તે તેને અમરકોષ, કીર્તન મુક્તાહારમાથી આખ્યાનો મોઢે કરાવતો શાસ્ત્રી મહારાજ કીર્તન પણ કરતા જગન્નાથ પોતાને મદદ રૂપ થાય માટે તેને પણ શાસ્ત્રી બનાવવાનો એમનો વિચાર હતો પ્રત્યેક કોળિયા વખતે 'ગોવિંદ' કેમ નથી બોલતો? ચાલ્લો કેમ બરાબર કર્યો નથી? સધ્યા કેમ ભણ્યો નહિ?' એમ કઈ ને કઈ કારણ શોધી કાઢી તે જગન્નાથ પર ગુસ્સે થતો ને તેને મારતો મોટાભાઈનો અવાજ સભળાતો એટલે હું અને જગન્નાથ ગભરાતા શાસ્ત્રીમહારાજને અમે 'મોટાભાઈ' કહેતા મોટાભાઈ જો વળે તો સૂતરના તાતણા જેમ, નહિ તો પછી ભૂત કોઈ કોઈ વખત તે ખૂબ લાડ લડાવે, અને પ્રેમનો વરસાદ વરસાવે, તો કોઇ કોઈ વેળા વાઘનું રૂપ ધારણ કરે એમનો ચહેરો ઉગ્ર જણાતો તે નાક સાફ કરે ત્યારે એનો અવાજ ખૂબ દૂર સુધી સભળાતો શૌચક્રિયા પછી કેટલીય વાર પગ પર પાણી રેડવુ અને માટી ઘસ્યા કરવી એવું શાસ્ત્ર હોય શૌચ મુખમાર્જન વગેરે થયા પછી હાથમાં સાવરણી લઈ તે બધુ સાફ કરે, ને મોઢેથી " नारायण नारायण जय गोविंद हरे । नारायण नारायण जय गोपाल हरे । " એમ બોલ્યે જાય મોટાભાઈ જગન્નાથને મારે ત્યારે ફુઆને ખોટુ લાગતુ, પરંતુ ઘરનો વહીવટ ચલાવનાર કમાતા છોકરાને તે શી રીતે કઇ કહી શકે?

મોટાભાઈની પત્ની મારા ગામની જ હતી હું તેને ભાભી કહેતો તે મારા ગામની હતી એટલે હું તેના પિયરનો પણ ગણાઉં પરતુ એ મારા ફોઈના છોકરાની વહુ થાય એટલે હું તેને મન સાસરા પક્ષનો ગણાતો તેથી કોઈક વાર તે મારી સાથે મિત્રાચારીથી વાત કરે, તો કોઈક વાર ગુસ્સે પણ થઈ જાય કોઇક વેળા મારો ઓઢવાડ ઉપાડી લેવાનું તે મને કહેતી, તો કોઈક વેળા તે પોતે જ કહેતી "રહેવા દો, ભાઇ, હું કાઢીશ તમે જાઓ" એમ મીઠા શબ્દો તે સભળાવતી એકાદ વેળા ભાભી ગુસ્સે થઈ ગઈ હોય તો એની નાની બાળકીને ઝૂડવા લાગતી સાસરિયામા ગયેલીને પોતાની સત્તા નીચે એક જ વસ્તુ હોય છે અને તે એનું બાળક ગુસ્સો ઉતારવાની ક્યાક જગા તો જોઈએ જ ને? એટલે તેને બાળકની પીઠ પર એ જગા જડી જાય છે પૂનામા હું મામીની છોકરીને રમાડતો, અહીં દાપોલીમાં ફોઈના છોકરાની છોકરીને રમાડવી પડતી ભાભીની છોકરીને હું લઈ જતો, એટલે ભાભી ખુશ ખુશ રહેતી

ફોઇનો જગન્નાથ સૌથી નાનો હતો ફોઇ અને ફુઆને તે પ્રિય હતો, કારણ નાનપણમાં માદગીમાથી મરતાં મરતા તે બચ્યો હતો ફુઆ એને નાનપણમાં 'માદલો' કહી સબોધતા જગન્નાથ મારા કરતા બેએક વરસે નાનો હતો જગન્નાથના અવાજમા મિઠાશ હતી અમારા બને વચ્ચે ક્વચિત જ ટંટો થતો તે મરાઠી ત્રીજી કે ચોથી ભણતો હતો જગન્નાથ ને હું બને જણા લગડી રમતા કોઇક વખતે દડો લઇ ગામઠી ક્રિકેટ રમતા જ્યારે ફોઈની છોકરી પિયર આવતી ત્યારે તે, હું, જગન્નાથ, ભાભી—બધા અજવાળી રાત્રે લગડી રમતા ત્યારે

ફોઇ, ફુઆ કે સનાતની મોટાભાઈ, એમાનુ કોઈ પણ ગુસ્સે થતુ નહિ

ફોઇને ત્યા માગ ચાર વર્ષ સુખમાં ગયા ત્યા ખાસ નાસ નો'તો ત્રાસ જનાએક હતો, તે એ કે કોઇક કોઇક વખત કામ કરવુ પડતુ વરસાદના દિવસો પસાર થયા પછી મરચીના છોડવાઓને પાણી પાવુ પડે ફોઇને કૂવે ગરગડી નો'તી એટલે દોરડાથી પાણી ખેચવુ પડતુ તેથી હાથમા ચાઠા પડતા ને હાથ દુખી જતા કોઇક કોઇક વેળા હું દળાવવામા, ડાગર ખડાવવામાં મદદ કરતો ઘણી વખત મારો એઠવાડ મારે જ કાઢવો પડતો પતરાળીઓ માટે પાદડા લેવા મારે જવુ પડતુ, ને તેની પતરાળીઓ પણ મારે જ બનાવવી પડતી દેવપૂજા ને ફૂલ પરોવવાનુ કામ ઘણીવાર મારે માથે આવતુ પરતુ મે કદી જ એ માટે નાખુશી બતાવી નો'તી કે એ વિષે બાપુ આગળ તકરાર કરી નો'તી

ફોઇને દેવ ઉપર અતિશય આસ્થા હતી તેથી જમવાનુ હમેશાં મોડુ થતુ નિશાળ દોઢ પોણા મે માઇલ દૂર ટેકરી પર હતી જમ્યો કે તરત જ હુ દોડતો નિશાળે જતો છતાય નિયમિતતા સચવાતી નો'તી "રોજ તને કેમ મોડુ થાય છે ? એમ શિક્ષક પૂછતા પરતુ ફોઇને તુલસીની ૧૦૮ પ્રદક્ષિણાઓ કરવાની ખરીને ! સવારમા જો એ ન કરે તો બપોરે તડકો થાય ને પછી તેમને ત્રાસ થાય એમનુ પણ કહેવુ ખરુ હતુ ને મારુ ય કહેવુ ખરુ હતુ !

આખરે એક દિવસ હું જમ્યા વગર ભૂખ્યો જ નિશાળે ગયો અને એ જ દિવસે મારા બાપુ પણ ત્યા આવી પહોચ્યા હું જમ્યા વગર નિશાળે ગયો હતો એ તે જાણી ગયા ફોઇને એ ઠીક ન લાગ્યુ હવેથી શ્યામને દાળભાત જરા જલદી મળવા લાગ્યા ત્યાગ વિના કંઈ જ ફલપ્રાપ્તિ થતી નથી 'त्यागेन एकेन अमृतत्वमानशुः" એક દિવસનો અન્નત્યાગ કરી મે હમેશનુ વહેલુ જમણુ મેળવી લીધુ !

શાસ્ત્રી મહારાજ તરફથી મને વધારે ત્રાસ નો'તો પરતુ રાત્રે દીવા પાસે તે વાચવા દેતા નહિ "આખો દહાડો શુ કરો છો ? રાત્રે દીવો બાળી અભ્યાસ નથી કરવાનો,' એમ તે અમને કહે તેથી મારો દિવસનો સમય હું શક્ય તેટલો બચાવી અભ્યાસ કરી લેતો ફુઆના મૃગચર્મ જડેલા આસન પર મોટા ભાઇ મને બેસવા દે નહિ તે આસન જીર્ણ થઈ ગયુ હતુ તેથી એ પગના વાળ ઘણા ખરી ગયા હતા ભાઈ સમજતો કે અમે તે પર બેસીએ છીએ માટે વાળ ખરી જાય છે એક દિવસ હું એ આસન પર બેસી વાચતો હતો, ત્યારે એણે મારો હાથ પકડી મને ઉઠાડી મૂક્યો. ત્યાર પછી એ ઘરમા હોય ત્યારે હું એ આસન પર કદી જ બેસતો નો'તો ત્યા બેસવુ ય નહિ અને અપમાન વહોરવુ પણ નહિ

ફોઈને ત્યા વિતાવેલા ચાર વર્ષના જીવનકાળમાં મને ખૂબ ફાયદો થયો હું કદી જ માંદો પડ્યો નથી સમય નકામો ન ગાળવાનું સૂત્ર પણ હું ત્યાં જ શીખ્યો જલદી સૂવુ, જલદી ઊઠવુ, આ નિયમ અતિ સહેલાઈથી હું પાળતો થયો વ્યવસ્થિતપણાની મને ટેવ પડી ગઇ કામમા કટાળો આવતો તે દૂર થયો કોઇ પણ કામ કરતા હું હવે શરમાતો નો'તો ગમે તેટલી મહેનત પડે તોય વિદ્યાભ્યાસ માટે તે કરવી જોઇએ એ હું ત્યા શીખ્યો મારા વર્તનથી મારા માતાપિતાનાં મનનું ખૂબ સમાધાન થયુ ' શ્યામ છેક કાઢી નાખવા જેવો નથી," એમ એમને લાગવા માડ્યુ દાદાજી તો મને કહેતા, ' શ્યામ, તુ આવો પાકીશ એમ મે કદી જ ધાર્યું નો'તુ તારામા આકાશપાતાળ જેટલો ફેર પડી ગયો છે કજિયાખોર ને હઠીલો શ્યામ મહેનતુ અને ગુણિયલ પાક્યો આવો જ સારો થા અને નામ કાઢજે "

કોઈક કોઈક વખતે રજાઓમા ઘેર જવાનું થતુ, ત્યારે અત્યાનદ થતો મારે શરીરે રગરગ લોહી ચઢતુ ફોઇને ત્યા રહેવાથી મારો શારીરિક વિકાસ થયો તેવી જ રીતે દાપોલીની નિશાળમા મારો હૃદયનો અને બુદ્ધિનો સારો વિકાસ થયો કેવી રીતે તે કાલે કહીશ

ચણ ]

અનુ• મૂળશકર પાઢ્યા

# તારું નામ

તારા નામ મહીં જે મિઠાશ મળી
કોઈ ચીજ મહીય મળી નહિ,
તારા નામ મહી ચિર શાંતિ જડી,
કોઈ સ્થાન મહીય જડી નહિ

કરી મજ્જન જીવનસાગરમાં
બહુ રત્ન અમૂલખ હાથ કર્યાં,
દીઠી જેહ પ્રભા તુજ નામ મહી,
કોઈ રત્ન મહીય દીઠી નહિ
તારા નામ મહી૦

વહતા જહી અમૃતના ઝરણાં,
તહી પૂર્ણ યથારુચિ પાન કર્યાં
પણ તૃપ્તિ મળી તુજ નામ મહી,
કોઈ પાન મહીય મળી નહિ.
તારા નામ મહી૦

દીઠા સૂરજ, ચંદર તારલિયા
એમાં દિવ્ય અનંત પ્રકાશ ભર્યા,
જે પ્રકાશ દીઠો તુજ નામ મહી,
સારા વિશ્વ મહીય દીઠો નહિ.
તારા નામ મહી૦

બહુ ગાન સૂણ્યાં મહા ગાયકનાં
સ્વરતાનનાં ખૂબ માધુર્યભર્યાં,
સૂણ્યું સંગીત જે તુજ નામ મહી,
કોઈ ગાન મહીય સૂણ્યું નહિ
તારા નામ મહી૦

બહુ આશ્રયસ્થાન મહી ભટક્યો,
મનનો ખટકો પણ ના અટક્યો,
મળ્યો નિર્ભય આશ્રય નામ મહી,
આખી આલમ માંહી મળ્યો નહિ
તારા નામ મહી૦

સુખ ભોગવવા તનનાં મનનાં
જગનાં બહુ સાધન હાથ કર્યાં,
સુખ શાશ્વત જે મળ્યું નામ મહી,
કોઈ સાધનમાંથી મળ્યું નહિ
તારા નામ મહી૦ *

હરિહર ભટ્ટ

* મૂળ

# Thy Name

I plunged into the depthless sea of life
And came by the rarest gem—
Thy Name

I quaffed at all the founts of nectar
Till I tasted the sweetness of
Thy Name

I gazed at the stars the sun and the moon
None I found had the brilliance
of Thy Name

My ears drank the varied strains of music,
Verily none so entrancing as the rhythm of
Thy Name

I sought refuge in this and that some other
But met perfect shelter in
Thy Name

For delight I strove in things great and small,
Now am blest with bliss Eternal in
Thy Name

Anandashram
Kanhangad
South Kanara
} Swami Ramdas

# હિંદમાં ટપાલની ટિકિટોની શરૂઆત ક્યારે થઇ ?

લેખકઃ છોટાલાલ માનસિંગ કામદાર બી. એ., વાંકાનેર

ચોંટાડી શકાય તેવી ટપાલની ટિકિટની આ વર્ષે શતવર્ષી છે. આખા જગતમાં ટપાલની ટિકિટો દાખલ કરવાનું માન ઇંગ્લેંડને ફાળે જાય છે. ઇ. સ ૧૮૪૦ના મે માસમાં આ બનાવ બન્યો અને ત્યારબાદ બાર વર્ષે હિંદમાં ટપાલની ટિકિટો દાખલ થઇ. ટિકિટો દાખલ કરવામાં આવી ત્યારે તે તરફ કેવા અવિશ્વાસની નજરે જોવામાં આવતું તે જાણવું રસિક થઇ પડશે. કારણ કે ઘણાખરા લોકો પૈસા આપીને કાગળ ઉપર નાનો રંગીન કાગળ લગાડવા કરતાં, ખાનગી રીતે પત્રો મોકલવાનું વધારે પસંદ કરતા હતા. પરંતુ છેલ્લા રિપોર્ટ પ્રમાણે તો ટિકિટોના વેચાણની આવક ૬ કરોડ રૂપિયાથી વધારે છે અને પોસ્ટ ઑફિસ મારફત વહેંચણી થતી વસ્તુઓની સંખ્યા લગભગ એક અબજ ને વીસ કરોડની છે.

નિયમિત રીતે ટપાલની પ્રથા લોર્ડ કલાઇવે ઇ. સ. ૧૭૬૬માં દાખલ કરી. પરંતુ તે ફક્ત સરકારી કામકાજ માટે જ હતી. આઠ વર્ષ પછી તે ખાનગી પત્રવ્યવહાર માટે ચાલુ થઇ. ઇ. સ. ૧૮૩૭માં સરકારે પત્રો લઇ જવાના એકહથ્થુ ઇજારાની જાહેરાત કરી જુદા જુદા અંતરની વીગતવાર યાદી બહાર પાડી; અત્યારના દરો સાથે તે સરખાવતાં જણાશે કે કલકત્તાથી મુંબઇના પત્ર પર એક રૂપિયાનો દર લેવામાં આવતો. પરંતુ હજુ ટપાલની ટિકિટ દેખાઇ નહોતી. પોસ્ટ ઑફિસમાં ખરીદેલ ત્રાંબાના બિલ્લા વડે ટપાલખર્ચ આપવામાં આવતું હતું.

ઇ. સ. ૧૮૫૦નું વર્ષ હિંદના ટપાલના ઇતિહાસમાં જાણીતું રહેશે. તે વર્ષે ટપાલખાતાનું કામકાજ જોવા માટે એક કમિશન બેસાડવામાં આવ્યું. તેણે અનેક ફેરફારો કર્યા. તેમાંનો એક ફેરફાર એ હતો કે બિલ્લાને બદલે ટિકિટોની તેણે ભલામણ કરી. ઇંગ્લેંડમાં તો દશ વર્ષ પહેલાં ટિકિટો નીકળી ચૂકી હતી અને તે ઠીક પ્રમાણમાં ફતેહમંદ નીવડી હતી. કોર્ટ ઓફ ડિરેક્ટર્સે આ સૂચનાનો સ્વીકાર કર્યો અને કલકત્તામાં ટિકિટો બનાવવાની શક્યતા વિષે હિંદી સરકાર સાથે લાંબો પત્રવ્યવહાર કર્યો. જો કે કમિશનની ભલામણ તો ઇંગ્લેંડથી ટિકિટો મેળવવાની હતી.

હજુ આ ચર્ચા જ્યારે ચાલતી હતી ત્યારે સિંધના ચીફ કમિશનર સર બાર્ટલ ફ્રીઅરે, પોતાની સત્તાની રૂએ પોતાના પ્રાંતમાં ટિકિટો દાખલ કરવાનો નિર્ણય કર્યો. ૧૮૫૨ના જુલાઇની ૧લી તારીખે સિંધમાં, ટિકિટો દાખલ થવાથી, ઇતિહાસ રચાયો. આ ટિકિટો ઇંગ્લેંડમાં બની હોવાનો સંભવ છે. સમસ્ત એશિયાખંડમાં આ પહેલવહેલી ટિકિટ હતી. ટિકિટ ઉપર ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું 'નિશાન' હતું. વેપારની વસ્તુઓ પરનો એક જાતનો ટ્રેડમાર્ક એ આ 'નિશાન'—તેમાં હૃદયની આકૃતિનું ચિત્ર હતું. તેનાથી ઊંચે ક્રોસ (†) ની નિશાની હતી. ત્રિમૂર્તિની સંજ્ઞા દર્શાવવા આ 'ક્રોસ'નું ચોગડા (4) માં પરિવર્તન થતું હતું અને અંદર E. I. C. અક્ષરો હતા. જુદી જુદી કીંમતની ટિકિટોના આસમાની તથા લાલ રંગો હતા. તેના પર 'સિંધ ડિસ્ટ્રીક્ટ ડાક' એ શબ્દો ગોળાકારમાં છાપેલા હતા.

પરંતુ ટિકિટોની આ પ્રથાની જાહેર જનતાએ ખાસ કદર કરી નહિ. સિંધ હૈદ્રાબાદમાં ૫ રૂપિયાની તથા કરાંચીમાં ૬ રૂપિયાની કીંમતની ટિકિટો વેચાઇ; જ્યારે શિકારપુરમાં તો બિલકુલ વેચાઇ નહિ. લોકોને હજુ એક કવરમાં અનેક કાગળો નાખીને બેપિયાની મારફત ટપાલ મોકલવામાં શ્રદ્ધા છે એમ લાગવાથી સર બાર્ટલ ફ્રીઅરે તરત જ તે પ્રથા અટકાવીને ગુનેગારને સજા કરવાનું જાહેર કર્યું. આ હુકમ બહાર પડતાં જ ટિકિટોનું વેચાણ વધી ગયું. પોસ્ટ માસ્તરે

જાહેર કર્યું કે ૭ મહિના પહોંચે તેટલી—૧૦,૦૦૦–ટિકિટો બે મહિનામાં ખપી ગઈ હતી. વખતોવખત આવા તાત્કાલિક વેચાણના રિપોર્ટો હેડ ઑફિસમાં આવવા લાગ્યા.

આમ, જ્યારે એક દીર્ઘદૃષ્ટિવાળા કમિશનરની હેઠળ હિંદનો એક ખૂણો આધુનિક ટપાલની પ્રથામાં પ્રગતિ કરતો હતો ત્યારે દેશમાં ટિકિટો બનાવવા માટે હિંદી સરકાર રસ્તા શોધી રહી હતી. ઉપસાવેલી ટિકિટો બનાવવાની દરખાસ્ત તે સમયના ગવર્નર-જનરલ લૉર્ડ ડેલહાઉસીએ રદ કરી, કારણકે કલકત્તામાં યંત્ર ખાતાના ઉપરી કર્નલ ફોર્બ્સે તે બનાવવાની મુશ્કેલીઓ બતાવી અને જણાવ્યું કે તે બનાવતાં બે વર્ષ લાગશે અને અઢી કરોડ ટિકિટો અનામત રાખવી પડશે. ત્યારબાદ સરકારનું ધ્યાન લિથોથી છાપેલી ટિકિટો પ્રતિ ખેંચાયુ. તે વખતના ડેપ્યુટી સર્વેયર જનરલ કેપ્ટન (પાછળથી સર) હેન્રિ થ્યુલરને તે કામ સોંપવામાં આવ્યું. કર્નલ ફોર્બ્સે 'સિંહ તથા તાડના ઝાડ' ટિકિટો પર છાપવા માટે સૂચના કરી હતી. પણ છેવટે 'રાણીના માથા' પર પસંદગી ઊતરી. આમાં એક તો રાજ્ય કરતી રાણીનું બહુમાન થતું હતું, ઉપરાંત તેની નકલ થવાનો ઓછો સંભવ હતો.

તે સમયમાં લિથોથી છાપવાની કળાની શરૂઆત હોઈ, હિંદની આબોહવાથી છપાઈ તથા શાહીને નુકસાન ન થાય તે ખાતર, ચાલી આવતી પ્રથામાં કેપ્ટન થ્યુલરને ઘણા સુધારા કરવા પડ્યા હતા. અજમાયશ દાખલ અર્ધા આના તથા એક આનાની ટિકિટો છાપવામાં આવી. બન્નેના રંગ જુદા હતા. ૧૮૫૪ના સપ્ટેમ્બરની આખરે ગળીના રંગની અર્ધા આનાની કીમતની ૩ કરોડ ૪૦ લાખ તથા લાલ હિંગળાના રંગની એક આનાની કીમતની ૫૦ લાખ ટિકિટો છાપવામાં આવી. હિંદી સરકારે ત્યારબાદ સિંધની ટિકિટોનું વેચાણ અથવા ઉપયોગ અટકાવવાની સર બાર્ટલ ફ્રીઅરને સૂચના કરી. અને ત્યાર પછીના મહિનાની પહેલી તારીખે આખા હિંદમાં આ ટિકિટો વાપરવાનું ફરજિયાત કર્યું.

૧૮૫૫ના ઑક્ટોબર સુધી ટિકિટો કલકત્તામાં છપાતી હતી ત્યારબાદ લંડનની દલા રૂ એન્ડ કંપનીને કૉન્ટ્રેક્ટ આપવામાં આવ્યો. સાત વર્ષ બાદ–૧૯૨૫માં– ટિકિટો ફરીથી હિંદમાં છપાવા લાગી.

'હરિજન રિવ્યુ' ઉપરથી ]



# આફ્રિકાના પત્રો

શ્રી. છગનભાઈ મૂળજીભાઈ પટેલ
સંચાલક : નૂતન ગ્રામવિદ્યાલય, ગંભીરા.

[ ગતાંકથી ચાલુ ]

૭

તા. ૭–૧૨–'૪૭

પ્રિય ભાઈ બેનો,

મોમ્બાસાને કિનારે ઊતર્યા પછી મેં તમને સ્ટીમરની મુસાફરીનું અને મોમ્બાસાના અલ્પ અનુભવનું વિસ્તૃત વર્ણન એર-મેઈલથી મોકલ્યું છે, તે મળી ગયું હશે. ત્યારપછીનો તથા મોમ્બાસાનો થોડા કલાકનો અનુભવ આકરો અને કડવો છે. પણ એવા ક્ષણિક અનુભવની વિષાદભરી અસર તમને આપવી એ યોગ્ય નથી. એટલે મોમ્બાસાથી કંપાલા સુધીનું ગાડીની મુસાફરીનું—અગર, ખરી રીતે એ હજાર–નવસો માઈલના પ્રકૃતિસૌન્દર્યથી ભરપૂર પ્રદેશનું જ—વર્ણન આ પત્રમાં લખવા ધારું છું. એ એટલું અદ્ભુત અને આનંદદાયક છે કે જો મારી ભાષામાં એટલી શક્તિ હોત તો તમને પણ એ આનંદનાં એટલાં જ ભાગીદાર બનાવત.

મોમ્બાસાથી કંપાલા રેલ્વેમાર્ગે લગભગ એક હજાર માઈલ દૂર છે. ત્યાં જવા માટે અઠવાડિયામાં બે જ વખત ગાડી જાય છે. અમે બેઠા તે દિવસે અમારી સ્ટીમરના ઘણા ઉતારુઓ હોવાથી ગાડીમાં અસહ્ય ભીડ હતી. ભીડના પ્રમાણમાં ગાડીને ઘણા ડબ્બા જોડેલા હતા. પણ તેમાંના ત્રણ ભાગના અગર તેથી પણ વધારે ડબ્બા પહેલા અને બીજા વર્ગનાં ઉતારુઓ માટે હતા. ત્રીજા વર્ગના ઉતારુઓ માટે બે ફર્લાંગ જેટલી લાંબી ગાડીમાં માત્ર ત્રણ–ચાર જ ડબ્બા હતા. દેશમાંથી આવનાર દરેક ઉતારુ પાસે એટલો બધો સામાન હોય છે કે એ સામાનથી જ ગાડી ભરાઈ જાય. પણ રેલવેએ તેને માટે જુદી સગવડ કરીને ત્રણચાર જુદા ડબ્બા રાખેલા હોય છે અને તેમાં જ એ બધો સામાન ભરે છે. એ સામાનનું વજન કરાવીને લગેજ–ટિકિટ કઢાવવી એ કામ આટલી ભીડમાં અને ઉતાવળાં ઉતારુઓમાં બહુ અઘરું હોય છે. અમારું આ કામ અમને અકસ્માત મળી ગયેલા તારાપુરના એક અજાણ્યા ભાઈએ કરી આપ્યું.

પાસે વધારે પૈસા નહોતા અને ત્રીજા વર્ગનો આવો કડવો અનુભવ નહોતો એટલે અમે ત્રીજા વર્ગની ટિકિટો કઢાવી હતી. એ ટિકિટો લઈને સુખે–દુઃખે અમે એક ત્રીજા વર્ગના ખીચોખીચ ભરાએલા ડબ્બામાં ચડી ગયા. અમારી સાથે માત્ર બિસ્તરો અને સ્ટીમરમાંનું સહેજસાજ વધેલું ખાવાનું એટલું જ હતું. ગરમ કપડાં અને બીજી જરૂરી ચીજો પેલા લગેજ સામાનમાં ગઈ હતી. એટલે ૪૮ કલાકની આ લાંબી મુસાફરી અમારે ઘણી અગવડ વેઠીને કરવી પડી. ગાડી સાંજના ૪ વાગે (તા. ૫) સ્ટેશનથી ઊપડી એટલે લોકોને ચાલવાના માર્ગમાં જ બિસ્તરો આડો નાખીને તેની ઉપર અમે બેઠા. બે કલાક પછી રાત પડી એટલે એ જ જગાએ બિસ્તરો સહેજ પહોળો કરીને ટૂંટિયું વાળીને હું સૂતો. ત્રિકમભાઈ, એક ભલા માણસે પોતાની પાસે થોડી જગા કરી આપી ત્યાં, બેઠા અને લાંબા થયા. આમ જેમ તેમ કરીને રાત પૂરી કરી.

આખો ડબ્બો માણસોથી અને સામાનથી ખીચોખીચ ભરેલો. અને તેની રચના એવી ખરાબ હતી કે માણસો તેમાં સુખેથી સૂઈ કે બેસી પણ શકે નહિ. ત્રીજા વર્ગના લોકો જાણે માણસ ન હોય એવા પ્રકારની રચના અને વર્તન ત્યાં ને ત્યાં —સ્ટીમરમાં કે ગાડીમાં—બધે જ દેખાય છે. તેની બેઠકો આપણે ત્યાંની ગાડીના ડબ્બા કરતાં ટૂંકી અને સાંકડી હોય છે. એ બેઠક ઉપર બેથી વધારે માણસો બેસી શકે જ નહિ, તો પછી સૂવાની તો વાત જ શી! જ્યારે અહીં તો દરેક બેઠક ઉપર

બબ્બે ત્રણત્રણ માણસો બેઠેલા હતા અને સાથે એ દરેકનો થોડોઘણો સામાન હતો ! સામાન મૂકવા માટે આપણી ગાયકવાડી રેલવેના જેવી અભરાઈઓ હતી. તેમાં મુશ્કેલીથી થોડો હળવો સામાન રહી શકે. આવી સ્થિતિમાં દરેક ઉનારુને સતત બે રાતો અને ત્રણ દિવસો કાઢવાના હતા. આમાંની એક રાત અમે જેમ તેમ કરીને કાઢી. રાત્રે અઢી વાગે મેં જાગીને જોયું તો ત્રિકમભાઈ મુશ્કેલીથી ખૂબ સંકડાઈને બેઠેલા હતા. એટલે તેમને મારી જગાએ સુવાડીને હું બે કલાક તેમની જગાએ બેઠો; અને આખા ડબ્બામાં કોકડાં વળીને એક બીજા ઉપર ગૂંચળાંની જેમ પડેલા માનવ પ્રાણીઓ મારી નજરે પડ્યાં. એ જોતાં જ મને લાગ્યુ કે આપણે માણસો, 'ડાર્વિન'-ના ઉત્ક્રાન્તિવાદ મુજબ, સાપ વગેરે જંગલ-ગુફાવાસી પ્રાણીઓમાંથી પરિવર્તન પામીને, આ સ્થિતિએ પહોચ્યા છીએ અને તેથી જ ગમે તેવી આકરી કે અગવડભરી પરિસ્થિતિમાં પણ આપણી મૂળ પ્રકૃતિ ઉપર આવીને જીવનની જરૂરિયાત મેળવી લઈએ છીએ !

આવા અનેક પ્રકારના વિચારો કરતાં કરતાં સવાર થયુ એટલે દાતણપાણી કરીને બિસ્તરો વાળી લીધો. કંઈક છૂટવાળી જગા મેળવવા માટે હું ફાંફાં મારતો હતો એટલામાં દસ થવા આવ્યા અને 'નાઈરોબી' નામનું મોટું સ્ટેશન આવ્યું. આની થોડી વિગત મારે તમને આપવી છે. આફ્રિકાખંડના મુખ્ય બે વિભાગ છે: તેમાંના એકને પૂર્વ આફ્રિકા અને બીજાને દક્ષિણ આફ્રિકા કહે છે. તમે 'ગાંધીજી' નામની ચોપડીમા જે આફ્રિકાની વાત વાંચી છે તે દક્ષિણ આફ્રિકાની છે અને તે અહીંથી બીજા દસ દિવસની દરિયાઈ મુસાફરી પછી જ આવે. જેમ આ પૂર્વ આફ્રિકાનું મુખ્ય બંદર મોમ્બાસા છે, તેમ એ દક્ષિણ આફ્રિકાનું મુખ્ય બંદર ડરબન છે. એ બન્ને વિભાગો હજારો માઈલના વિસ્તારવાળા, નાનાંમોટાં સરોવરોથી અને નદીઓથી ભરેલા અને સોના–ચાંદીની ખાણો તથા દરેક જાતનાં ફળ, ફૂલ, અને અનાજ પાકે એવી વિશાળ જમીનથી ભરેલા છે. આ જ ખંડમાં સહરા જેવું વિશાળ રણ—જેમાં આપણા જેવા બે દેશો સમાઈ જાય—અને નાઈલ જેવી ૪,૦૦૦ માઈલ લાંબી–પહોળી નદી–જેમાં સ્ટીમરો ચાલી શકે–તે આવેલાં છે. એનું ન્યાન્ઝા સરોવર, જેમાથી નાઈલ નદી નીકળે છે તે, સેંકડો માઈલના વિસ્તારવાળું અને સ્ટીમરો ચાલી શકે એવું વિશાળ છે. એ સરોવર અને નદીનું વર્ણન, તે જોયા પછી, વધારે વિગતથી હું તમને પછીના કોઈક પત્રમાં સવિશેષ આપીશ

હવે મૂળ વાત પર આવું. અમે દસ વાગતાં નાઈરોબી સ્ટેશને આવ્યા તે પૂર્વ આફ્રિકાના કેનિયા વિભાગનું મુખ્ય શહેર છે. અને તેના બીજા વિભાગનું નામ યુગાન્ડા છે, જેના મુખ્ય શહેર કંપાલાથી હું આ પત્ર તમને લખી રહ્યો છું. નાઈરોબી શહેરને અંગ્રેજોએ આધુનિક સુધારાની બધી સાહ્યબીઓ અને સગવડો વડે શણગાર્યું છે એમ કહે છે. મેં હજી એ નજરે જોયું નથી. પણ સ્ટેશનની અને તેની આજુબાજુની બબ્બે માઈલની રચના જોઈ ને તેનો કંઈક ખ્યાલ આવે છે. આ કેનિયાનો પ્રદેશ ઊંચા ઊંચા ટેકરા અને ખીણોથી ભરેલો છે. રાત્રે તો એ જોવાનું અમારા ભાગ્યમાં નહોતું, પણ સવાર થયા પછી એ ખીણો અને ટેકરીઓમા ભરપૂર રહેલી પ્રકૃતિમાતાની સૌન્દર્યસમૃદ્ધિ પેટ ભરીને અમે જોઈ. આ ખીણો અને ટેકરીઓ આપણે ત્યાંનો કાઠિયાવાડ કે મારવાડની મરુભૂમિ જેવી લૂખીસૂકી ભૂંડી નથી લાગતી, પણ અનેક પ્રકારની રસાળ વનસ્પતિથી અને વૃક્ષોથી હરિયાળી બનેલી છે. એને જોતાં કોઈ રીતે આંખ થાકતી જ નથી.

લીલી–પીળી ચાદર ઓઢેલી અને રંગબેરંગી ફૂલોના જુદ્દાવાળી એ ઊંચી–નીચી વિશાળ ભૂમિ ઉપર જ્યારે ઊગતા બાલસૂર્યનાં અને આથમતા સૂર્યના સોનેરી–રૂપેરી કિરણો પથરાઈ રહે છે ત્યારે વિવિધ રંગસૌન્દર્યથી ભરેલાં જે અદ્ભુત દશ્યો દેખાય છે તેનું વર્ણન કરવાની શક્તિ મારી કલમમાં નથી. એને માટે તો કોઈ સમર્થ કવિની કલમ જ જોઈએ. હમણાં જ અહીં વરસાદ થઈ ગયો છે અને

કોઈક કોઈક જગાએ હજી પણ થાય છે, એટલે આકાશમાં છૂટાંછવાયાં વાદળ પથરાયેલાં પડ્યાં છે. એ મેઘથી ભરેલાં વાદળના કાળા–ધોળા ઘન ટુકડામાંથી સૂર્યનારાયણનાં તીરછાં કિરણો જ્યારે લીલી વનસ્પતિથી છવાયેલી ઊંડી ખીણો ઉપર, હરિયાળી ટેકરીઓ કે સપાટ તળેટી ઉપર અને પાણીથી ભરેલાં નાનાં સરોવરો ઉપર પડે છે ત્યારે કુદરતી સૌન્દર્યનો ખજાનો કેટલો કીમતી અને વિવિધ સંપત્તિથી ભરેલો છે તેનો કંઈક ખ્યાલ આવે છે. નાઈરોબીની આજુબાજુના ટેકરાઓ અને તળેટીમાં લોકો ખેતી પણ કરે છે. એ રસભર્યાં લીલાં ખેતરોની રચના પણ એટલી જ સુવ્યવસ્થિત અને સુંદર છે. આ લીલોતરી અને સૌન્દર્ય કંઈ આ ઋતુમાં જ હોય છે એમ નથી—બારે માસ આ સ્થિતિ કાયમ રહે છે. એક હજાર માઈલના રેલવેમાર્ગમાં અમે જે મુસાફરી કરી તેમાં એક વીઘાનો પણ એવો ટુકડો નજરે ના પડ્યો કે જેની જમીન લીલોતરી વિનાની સૂકી કે ભૂખરી હોય. હજારો ઢોર રાત–દિવસ ચર્યા કરે તો પણ ન ખૂટે એટલું અપાર અને અખૂટ લીલું રસમયું ઘાસ આ ભૂમિ પર પથરાયેલું છે. અહીંની—આખા દેશની—ગાયો શરીરે હૃષ્ટપુષ્ટ અને લોહીભરેલી ચકચકિત ચામડીવાળી છે. સૂકું ઘાસ ઢોરને ખવરાવવાનું તો અહીં કોઈ સમજ્યું જ લાગતું નથી, કારણ કે ઘાસ કદી સુકાતું જ નથી. અહીંનું હવા-માન પણ તંદુરસ્ત શીતળ પવનથી ભરેલું છે. તેથી પૂર્વ આફ્રિકામાં રહેનાર ઘણા યુરોપિયનો આ સ્થળે રહેવાનું પસંદ કરે છે. અને ખરેખર, એ લોકો પાસે સત્તા ઉપરાંત સૌન્દર્યને ઓળ-ખવાની ને તેનો ઉપયોગ કરવાની દૃષ્ટિ પણ છે. એટલે જ્યાં જ્યાં—આ દેશમાં કે બીજે—આવું સૌન્દર્ય પથરા-યેલું હોય છે ત્યાં જ એ લોકો પોતાનાં નિવાસગૃહ બનાવી દે છે. પછી એ સૌન્દર્યવેષ્ટિત સ્થળો ગમે એવાં દુર્ગમ કેમ ન હોય તોપણ તેને એ લોકો પુરુષાર્થ અને પરિશ્રમ વડે સુગમ કરી મૂકે છે. અને તેથી જ આવા સ્વર્ગસુલભ સુખના એ ભોગી થઈ શકે છે. આપણા જેવા જડ, આળસુ, અજ્ઞાન અને અલ્પ-સંતોષી લોકોનું એ કામ નહિ.

પણ તમને એમ થશે કે મૂળ વાત છોડીને ઉપદેશ આપવા હું ક્યાં બેસી ગયો? પણ ખરી રીતે મૂળ વાત જ એ છે કે, આવું આવું અદ્ભુત, અવ-નવું કે અજ્ઞાત જે કંઈ જાણીએ અને જોઈએ તે પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ કરવાની, અને બીજાઓને માટે પણ તે સુલભ કરવાની ભાવના જો આપણામાં ન જાગે તો માત્ર જોવા–જાણવાથી શો લાભ? તમને ખબર છે કે જે ભૂમિનું વર્ણન હું લખું છું તે દરિયાની સપાટીથી કેટલી ઊંચી છે? જે હિંદી મહાસાગરમાંથી અમે ઊતર્યા તેની સપાટીથી આ શહેર લગભગ સાડા પાંચ હજાર ફીટ—એટલે એક માઈલ—ની ઊંચાઈવાળી ભૂમિ પર આવેલું છે. અને હજી તો અમારે એથી પણ વધારે ઊંચાઈ પર આવેલા પ્રદેશમાં થઈને જવાનું છે. અમારી ગાડી મોમ્બાસાથી અહીં સુધીના ૪૦૦ માઈલમાં એક માઈલ જેટલી ઊંચાઈ પર ચડી અને એમ કરવા માટે તેને બે એંજીનો જોડવાં પડ્યાં છે. હજી તો અમારે બીજા અઢી હજાર ફીટ ઊંચે ચડવાનું છે. અને વખત સવારનો છે એટલે શરીરમાં ઠંડીની ઠીકઠીક ધ્રુજારી આવવા લાગી છે. અમારી પાસે પહેરવાનાં ગરમ કપડાં પણ નથી. પરંતુ સદ્ભાગ્યે એક જણનો ગરમ ધાબળો મળી ગયો છે એટલે ચાલ્યું છે.

હવે પછીના ચડાણમાં દિવસનો વખત હતો અને બેસવાને માટે નાઈરોબી સ્ટેશનેથી જુદા ડબ્બા-માં છૂટવાળી જગા મળી હતી, એટલે ગાડીની ગતિ અને આજુબાજુની સૌન્દર્યસંપત્તિ જોવાની ઠીક મજા આવી. ઊંચાનીચા ટેકરા ઉપર ગાડી ચડે ને વળી પાછી નીચે ઊતરે એ દેખાવ નાનાં બાળકો હાંકતાં હાંકતાં આપણો ઢોળ ચડે, અને દોડતાં–હસતાં નીચે ઊતરે એના જેવો લાગતો હતો. ઊંચા ટેકરા ઉપરથી નીચે ઊતરતી વખતે ગાડીનો અવાજ ખરેખર ખડખડાટ હસતાં બાળકોના જેવો જ થતો અને ઊંચે ચડતી વખતનો અવાજ મોતીકાકા જેવા ઘરડા માણસના ઢોળ ચડતી વખતના હાંફવાના અવાજ જેવો થતો. આપણી નાની લીલાના બાપુ જે સ્ટેશને રહે છે તે 'નઈવાસ' સ્ટેશનની નજીકમાં તો ખરેખર

ગાડીએ દોઢસો-બસો માઈલ જેટલી ઊંચાઈએથી ભાગે પડતુ જ મૂક્યુ ! કારણકે નઈવાસાની પાછળનું સ્ટેશન ૬,૮૦૦ ફીટની ઊંચાઈ પર હતુ અને નઈવાસા આવ્યા ત્યારે ૬,૭૦૦ ફીટ જેટલી ઊંચાઈ રહી આ તફાવત સ્પષ્ટ દેખાતો હતો કારણકે સીધા અને ઊંચી વનરાજીથી ભરેલા ટેકરાને ભેદીને ગાડી જ્યારે તેની તળેટીમા આવી ત્યારે એ તફાવત ઊંચેથી ભૂસકો મારવા જેવો જ દેખાવા લાગ્યો ગાડીની ગતિને જોવાની બીજી મઝા એ આવતી કે આ આખા પ્રદેશમાં ભાગ્યે જ માઈલ બે માઈલનો રેલવે માર્ગ એકસરખો, સીધો કે સપાટ હોય એક હજાર માઈલને આખે રસ્તે ગાડીએ નાના છોકરા વાંકીચૂકી દોટ કાઢે એમ સર્પાકારે જ અને હાંફતા હાંફતા ચઢે અને હસતા હસતાં ઊતરે એમ દોડયા જ કર્યું છે

સાંજ પડવા આવી તેમ તેમ ચઢાણુ ઘટીને ઊતરવાનુ જ આવતુ ગયુ સાંજના સાડાપાંચ થવા આવ્યા હશે તે વખતે અમારી ગાડી કેનિયા વિભાગના નકુરુ સ્ટેશનની નજીક હતી સૂર્ય અસ્તાચળ તરફ ઢળી પડયો હતો અને તેને છુટાછવાયા વાદળા વારવાર ઢાંકી દેતા હતા આવા કાળા-ધોળા વાદળો ના ગોટામાથી પસાર થતા સૂર્યકિરણો એવી રીતે વક્રીભવન પામીને તેજના બિંબ છોડતા હતા કે જેથી આપણને દૂર દૂરની ખીણોમા અને ટેકરીઓમા સૂર્યના તેજની જ્યોતિઓના અગ્નિકુંડમાથી નીકળતી શિખાઓ જેવા ઊડતા રૂપેરી ફુવારા જ દેખાય. આનુ એક દશ્ય શમ્યુ ના શમ્યુ એટલામા તો સૂર્ય ક્ષિતિજ ઉપરના એક કાળા વાદળાના લાંબા પટામા ડૂબી ગયો અને ચોતરફ કાળી છાયા પથરાઈ ગઈ પરતુ એ પટા માથી બહાર નીકળીને ક્ષિતિજની અંદર સમાઈ જતા પહેલા થોડીક ક્ષણો સુધી જે દેખાવ થયો તે તો વળી પહેલાના દશ્યને પણ ભુલાવી દે એવો હતો ચોતરફ કાળી છાયા પથરાઈ ગઈ હતી આજુબાજુ ટેકરાઓ અને તેની તળેટીઓ લીલા-પીળા ઘાસથી છવાયેલી હતી તેની ઉપર ફરતા સૂર્યના તામ્રરગી કિરણોએ સોનેમઢયા પતરા જેવો લાંબો-પહોળો એક વિશાળ પટો પાથરી દીધો એ સૌમ્ય-સુંદર સોનેરી દશ્ય એટલું મધુર હતું કે લાબા વખત સુધી એ મગજમા રહી જશે કુદરતની આવી અનેકવિધ સૌન્દર્યસમૃદ્ધિ જ્યારે જ્યારે નજરે પડે છે ત્યારે ત્યારે મોનારૂપાની શોભા ઝાંખી પડી જાય છે એ દુન્યવી સપત્તિને પણ જોઈને તો આનદ જ મેળવવાનો હોય છે ને ? એનો ઓછો જ કઈ સ્વાદ આવે છે ! તો પછી કુદરતની આ અતુલ અને અપૂર્વ, સર્વ સુલભ સમૃદ્ધિ જોઈને સાત્ત્વિક સુખ કેમ ન અનુભવવુ ?

આમ કરતા કરતા રાત પડી એટલે સ્ટેશન ઉપરથી કઈક લઈને નાસ્તો કરી લીધો જો કે અહીના સ્ટેશનો-મોટા કે નાના-ઉપર કઈ જ ખાવાનું સહેલાઈથી મળતુ નથી આજની રાત અમે કઈક નિરાતે ઊંઘવામા કાઢી અને સવારમા ઊઠતા જ સામે પૂર્વાકાશમા ક્ષિતિજ ઉપર ઊગીને નીકળતા એક તેજસ્વી તારાનાં દર્શન થયા. આકાશ સ્વચ્છ હતું અને આજુબાજુની હવા તાઝગી ભરેલી તદુરસ્ત હતી અમારી ગાડી પણ આ જ અરસામાં કેનિયા છોડીને યુગાન્ડાના પ્રદેશમાં દાખલ થતી હતી આ યુગાન્ડાની ભૂમિ કેનિયા પ્રદેશ કરતા પણ વધારે સુદર તો છે જ ઉપરાંત એ વધારે સમતળ અને ફળદ્રુપ પણ છે આખા પૂર્વ આફ્રિકાના ખોરાકનો અને અનેકવિધ વેપારનો આધાર આ પ્રદેશ ઉપર છે કોઈ પણ ચીજ આ જમીનમા ના પાકતી હોય એમ નથી જાતજાતનાં ફળફૂલ અને અનાજથી આ ભૂમિ લચી રહેલી છે કેળાના તો અહી નર્યા વન છે જે કપાસના રૂમાથી ૬૦-૭૦ નબરનું ઝીણું સૂતર આપણે ત્યાની મિલો કાઢે છે તે 'યુગાન્ડા કોટન' નામથી પ્રખ્યાત થયેલુ રૂ અહી પાકે છે એ અતિશય મુલાયમ અને લાબા મજબૂત રેસાવાળુ રૂ છે તેનાં અસખ્ય નાના-મોટા ખેતરો આખે રસ્તે આવી રહેલા છે કપાસની મોસમ શરૂ થતી હોવાથી કેટલાક ખેતરોમા સફેદ દૂધ જેવો કપાસ ફાટી નીકળેલો દેખાતો હતો ચોતરફ લીલુ કચ જેવુ ઘાસ અને રસભરેલા ઝાડ તો પાર વિનાનાં પથરાયેલાં હતાં જ

એ જોતા જોતા જેમ આગળ આવતા ગયા તેમ તેમ કંપાલા સ્ટેશન નજીક આવતું ગયું કેળાં, પપૈયાં, કેરી, શેરડી જેવાં ફળો તો દરેક સ્ટેશને જોઈએ તેટલાં સસ્તાં મળતાં હતાં. તે લઈને બપોરનું ખાવાનું અમે પતાવ્યું. પણ જિન્જા સ્ટેશન આવતાં જ બપોરે ૧-૨ વાગે અમારે માટે તૈયાર ખાવાનું લઈને એક ભાઈ પણ આવી ચડયા. ગઈ સાંજે નકુરૂથી તાર કરીને અમે કંપાલા લલ્લુભાઈને અમારા આવવાની ખબર આપી હતી. તે ઉપરથી તેમણે જિન્જા સ્ટેશને શ્રી. નારણભાઇને ત્યાં ટેલિફોનથી ખબર આપીને અમારા ખાવાની તજવીજ કરાવી હતી.

જિન્જા સ્ટેશન છોડીને ગાડી આગળ ચાલી એટલે અમે અમારા બિસ્તરા સંભાળ્યા. કારણકે હવે એ સ્ટેશન પછી અમારે ઊતરવાનું હતું. પણ તે પહેલાં મેં તમને જે નાઈલ નદીની અને ન્યાન્ઝા સરોવરની વાત આગળ કરી છે, તેનાં સાક્ષાત્ દર્શન કરવાનાં હતાં. ન્યાન્ઝા સરોવર મોટું અને ઊંડું છે. તેનો ઘેરાવો ૨૬,૦૦૦ સમચોરસ માઈલ છે. તેનો થોડોક ભાગ ગાડીમાં રહીને દેખાય છે. અને ગાડીના રસ્તામાં જ નાઈલ નદીનું મૂળ પણ આવે છે. એ મૂળ ઓળંગીને જ અમારે આગળ જવાનું હતું. એ સરોવરમાંથી નાઈલ નદી નીકળે છે અને આગળ જતી જતી એ વિશાળ બને છે. દુનિયામાં એના જેટલી લાંબી એકે નદી નથી ઇજિપ્ત અથવા મિસરમાં થઈને એ આગળ જાય છે અને ત્યાંની સંસ્કૃતિનું મૂળ આ નદી જ છે. આને વિશે વધારે માહિતી તમે જશભાઈ પાસેથી કે રામભાઈ પાસેથી મેળવી લેજો. એ બહુ રસિક લાગશે. જ્યાં આગળથી નાઈલ નદી નીકળે છે તે 'રિપન ફૉલ્સ' નામથી પ્રખ્યાત છે. તેને જોવા માટે દેશ-પરદેશના લોકો ખૂબ દૂરદૂરથી આવે છે. તેનું દર્શન અમે ચાલતી ગાડીએ કર્યું. ત્રણ-ચાર જુદી જુદી જગાએથી સરોવરનું પાણી મોટા ધોધની જેમ નીચે પડે છે અને જાતજાતના રમણિય દેખાવો પેદા કરે છે. એક જગાએ તો એવા ધોધના પડવાથી પાણીની ઝીણુ ઊડે છે તે જોવાની ખૂબ મઝા પડે છે. પણ આ બધું ચાલતી ગાડીએ પૂરેપૂરું જોઈ શકાય નહિ અને તેથી તેનું યથાર્થ વર્ણન પણ આપી શકાય નહિ. હું જિન્જા જઈશ અને ત્યાં નિરાંતે તે જોવાની તક મળશે ત્યારપછી તેનું વિશેષ વર્ણન લખીશ. હમણાં તો આટલાથી જ સંતોષ માનજો. આની પછી તો માઈલો સુધી પથરાયેલાં લીલી શેરડીનાં ખેતરો આવ્યાં. એ જાણીને તમારા મોઢામાં પણ રસ આવશે. પણ એ કંઈ ઓછો જ ગળ્યો લાગવાનો છે?

કંપાલા સ્ટેશને શ્રી. લલ્લુભાઈ, પ્રભુદાસ વગેરે મોટર લઈને આવ્યા હતા. તેમની સાથે ઘેર ગયા. બે દિવસે નાહ્યા-ધોયા, ખાધું-પીધું ને રાજ કર્યું.

## ૮

કંપાલા, તા. ૯-૧૨-૩૭.

અત્યાર સુધી તો મેં તમને મુંબઈથી અહીં સુધીના દરિયાનું, કુદરતનાં વિવિધ દશ્યોનું રસદાયક વર્ણન જ આપ્યું છે. પણ આવી ગરમીમાં રહેતા અહીંનાં લોકોનું અને અમે અહીં આવીને શું કર્યું તેનું વર્ણન આપવાનું તો હજી અધૂરું જ છે. એવું વર્ણન વાંચીને તો તમને પણ આવી ભૂમિ પર આવવાનું, દરિયાની મોજભરી મુસાફરી કરવાનું અને કુદરતનાં અદ્ભુત દશ્યો જોવાનું મન થઈ જતું હશે. એવુ મન તમને બધાંને થાય એ સ્વાભાવિક પણ છે. પણ એને માટે જે કિંમત આપવી જોઈએ તે આપવાને આપણે તૈયાર નથી. જેમણે આ મોજો ભોગવી છે અને ભોગવે છે તેમણે પણ એ કિંમત આપી નથી, એ જ મોટું દુર્ભાગ્ય છે.

અહીંનાં લોકો. રંગેરંગે તો મેં તમને સીશલ ટાપુના લોકોનું વર્ણન લખ્યું હતું તેના જેવા જ, છે. પણ તેમના સ્વભાવમાં ઘણો ફેર છે. અહીંની પ્રજા સીશલની જેમ વર્ણસંકર નથી થઈ ગઈ. આ પ્રજા સ્વમાની છે અને તેથી પોતાના મૂળ સ્વભાવને કંઈક સાચવી શકી છે. અતિશય જંગલી દશામાં-નગ્ન અને અજ્ઞાન-રહેનાર આ લોકો અહીં તો વર્ણસંકર બન્યા વિના ભણી-ગણીને આગળ આવતા થયા છે. તેમાંના ઘણા પોલિસની, રેલવેની અને કારકુનની નોકરી કરે છે. કેટલાક એથી પણ ઊંચી નોકરીઓ મેળવી શકયા

છે અને રહેણી-કરણી તથા પહેરવેશ સુધારી શકયા છે પણ આ બધું અનુકરણ આપણી જેમ આંધળુ જ છે આપણી પાસે તો આપણી પોતાની જગજૂની અને જગવિખ્યાત સસ્કૃતિ હતી, જ્યારે આ લોકો તદ્દન જગલી દશામાં હતા તેમને પોતાની સસ્કૃતિ જેવુ કઈ જ નહોતું એટલે તેમની પાસે જે લોકો આવ્યા, તેમણે જેવા રીતરિવાજો અને રહેણીકરણી શિખવ્યાં, જે ભાષા અને સસ્કાર આપ્યા તે તેમણે લીધા છે આમાં આપણો કશો હિસ્સો નથી એ ઘટના ખૂબ દુ ખદાયક અને શરમજનક છે જે પ્રજાની વચ્ચે આપણે જઈ ને પડયા, જેમની ભૂમિનો અતુલ સપત્તિનો તેમની અજ્ઞાનતાનો લાભ લઈને, ઉપભોગ કર્યો અને જેમની લક્ષ્મી લૂટીને આપણે દેશ-પરદેશ મોકલી, તે પ્રજાને સુધારવામા શિક્ષણ આપવામા, સસ્કાર આપવામા, સમૃદ્ધ બનાવવામા આપણો કશો હિસ્સો ના હોય એ એક હિંદી તરીકે આપણને શરમાવનારુ નથી ? આપણે પણ એમના જેવી જ જગલી, સસ્કાર-સસ્કૃતિહીન, પ્રજા હોત તો જુદી વાત હતી પણ પ્રસિદ્ધ પૂર્વજોનો વારસો ધરાવનાર, અગસ્ત્ય જેવા પરાક્રમી અને સસ્કૃતિ-પ્રચારક પુરુષની—પ્રજા તરીકેનું આપણું અહીંનુ વર્તન અને વાસ જરાયે શોભાસ્પદ નથી અને આનું કારણ સ્વાર્થ-વશ બનેલી આપણી ટૂકી દૃષ્ટિ જ છે તેથી જ આજે અહી આપણે સ્વમાન સાચવીને, સમાન હકકથી રહી શકતા નથી માત્ર અંગ્રેજોની મહેરબાની અને દેશીઓની અજ્ઞાનજનક પરિસ્થિતિને લીધે જ અહીં આપણે ટકી શકયા છીએ

ઇતિહાસ તો એવો છે કે આ પ્રદેશની અદર આપણે જ સહુથી પહેલા આવ્યા છીએ અહીંના ઘણાં વેપારી સાહસો આપણી મજૂરીને આભારી છે અને છતાં આપણુ સ્થાન એટલુ ઊંચુ નથી જેટલુ આજે અગ્રેજોનું છે તેમણે પોતાના મૂળ આટલા ઊંડાં નાખ્યા છે તે તેમની દીર્ઘદૃષ્ટિ અને કાર્યકુશળતાને આભારી છે એ લોકો માત્ર કમાણી જ નથી કરતા પણ એ કમાણી કાયમ ટકી રહે એટલા : [illegible] આ દેશના લોકોને પો[illegible] જેવા [illegible] કરણી અને ભાષામા, બનાવવાનો પ્રયત્ન કરે છે તેમને માટે નિશાળો સ્થાપે છે, મદિરો બાધે છે અને અનેક રીતે તેમના મિત્ર બનવાનો પ્રયત્ન કરે છે

આ બધી અત્તરી અને કદાચ અણગમો ઉપજાવનારી વાત આટલા વિસ્તારથી હું તમને એટલા માટે લખુ છુ કે તમારામાંના કોઈ જ્યારે મોટા થશો અને આમ પરદેશમા પૈસા કમાવા માટે નીકળશો ત્યારે આ હકીકત સ્મરણમા રાખજો એ કેટલી અને કેવા રૂપમા રહેશે તે હું નથી કહી શકતો છતા હું જે જોઉ છુ અને તેની મારા મન ઉપર જે અસર થાય છે તે જ માત્ર શ્રદ્ધાપૂર્વક વ્યક્ત કરી જાઉ છુ પરદેશમા જનાર પ્રજા તરીકે, સુધરેલી અને સ્વતત્ર પ્રજા તરીકે, આપણી એ પ્રથમ ફરજ છે કે જે પ્રજાની અદર આપણે જઈએ તે પ્રજાને સુધારવી, સ્વતત્ર બનાવવી અને સસ્કારસમૃદ્ધ કરવી આટલુ કર્યા વિના એ દેશની સપત્તિ આપણે ભોગવીએ તો તે કેવળ ચોરી અને લૂટ છે અને આજ સુધી આપણે એ જ કર્યું છે તેથી નથી આપણું કશું કલ્યાણ થવાનું કે નથી આ પ્રજાનું કલ્યાણ થવાનું સ્વાર્થની દૃષ્ટિએ વિચાર કરીએ તોપણ આપણુ સ્થાન પણ અહી કાયમ રહેવાનું નથી એટલુ જ નહિ પણ આ પ્રજા જ્યારે સ્વતત્ર અને સતાન થશે ત્યારે કદાચ એ આપણી શત્રુ બનશે. વિકટ જગલોથી અને વિકરાળ જગલીઓથી ભરેલા આ દેશના ભાવિ ઇતિહાસમાં આપણુ—જેમણે આ વિકટ જગલોમા અને વિકરાળ જગલીઓમા વાસ કર્યો તેમનુ—શુ સ્થાન રહેશે ? આવડુ મોટુ સાહસ માત્ર થોડીઘણી સપત્તિ મેળવીને જ આપણે સાર્થક થયુ ગણીએ તો આપણા જેવી ટૂકી બુદ્ધિની પ્રજા બીજી કોઈ ના ગણાય આટલા પુરુષાર્થથી તો આપણુ સ્થાન-એક સસ્કૃત અને પ્રાચીન પ્રજા તરીકેનું સ્થાન-અખડ અને અવિચળ બની જવુ જોઈએ એમ કરવાથી જ આપણા પવિત્ર પૂર્વજોનું કઈક પણ ઋણ આપણે ફેડી શકીએ અને ભાવિ પ્રજાને માટે કિમતી અને કીર્તિભર્યો વારસો મૂકી જઈ શકીએ

- ૫ ]

# મિત્ર-પ્રેમ

[ એક સાચી ઘટના ]

લેખક: વાસુદેવ જાની, મુંબઈ

ઘણાં વર્ષો પહેલાંની આ વાત છે.

એક વેળા મિસર દેશમાં કોઈ એક મસીદને અચાનક આગ લાગી. ત્યાંના રાજાને લાગ્યું કે આની પાછળ કોઈક કાવત્રાબાજોનો હાથ છે. એટલે તેણે અનેક માણસોને પકડી મંગાવ્યા અને તે બધાને શિક્ષા કરવાનું નક્કી કર્યું ।

દરેકને જુદી જુદી શિક્ષા કરવાનો તેણે નિર્ણય કર્યો અને એ માટે કોને શી શિક્ષા કરવી તે નક્કી કરવા એક યુક્તિ કરી. જુદી જુદી સજા માટેની તેણે ચિટ્ઠીઓ-કાપલીઓ બનાવરાવી અને જે કાપલી જે ઉપાડે તેમાં લખેલી શિક્ષા તેને કરવી એમ જાહેર કર્યું. હાથ કાપવો, આંખ ફોડવી, ફટકા મારવા, જીવતો દાટી પથરાથી મારી નાખવો, દેશનિકાલ કરવો, ફાંસી દેવી—એમ જુદી જુદી શિક્ષાઓની કાપલી તેણે કરાવરાવી. પછી બધા કેદીઓને ભેગા કરી તેમની પાસે કાપલીઓ મૂકી દરેક પાસે એક એક કાપલી ઊંચકાવી.

*

એક ખૂણામાં એક જુવાન માણસ બેફાટ રડતો પડ્યો હતો. તેની ચિટ્ઠીમાં ફાંસીની સજાનુ લખ્યું હતું. આ વાંચી તે તો ગભરાઈ જ ગયો અને રડવા માંડ્યો તેની નજીક બીજો કેદી હતો તેનાથી આ સહન થઈ શક્યું નહિ. તેણે પૂછ્યું: કેમ શુ છે?

પેલો કેદી કહેઃ મારે ઘેર મારી વૃદ્ધ મા માંદી પડી છે. તેની સેવા ચાકરી હવે કોણ કરશે ! મારે નથી કોઈ ભાઈ કે નથી બહેન? મારી માનો હું એકનો એક દીકરો છું. અને તે ખૂબ વૃદ્ધ છે. હઃ તેનું શું થશે ? એમ કહી તે તો પોકેપોક રોવા લાગ્યો.

પેલા બીજા કેદીને ફટકાની સજા મળી હતી. દુનિયામાં તેનું કોઈ સગુંવહાલું નહતું, કોઈ સ્વજન નહતું. પેલા જુવાનની વાતથી તેનું હૃદય ઊછળી આવ્યુ અને તેણે કહ્યું: ભાઈ! લાવ તારી ચિટ્ઠી મને આપ; અને મારી ચિટ્ઠી તું લે. આ દુનિયામાં મારું કોઈ નથી કે જે મારી પાછળ દુખી થાય કે રડે. એટલે ભલે મને ફાસીએ ચડાવતા. તું બચી જઈશ તો તારી વૃદ્ધ માની સેવાચાકરી કરી શકીશ. જલદી કર, તારી ચિટ્ઠી મને આપી દે

પેલો જુવાન તો આ મિત્ર તરફ જોઈ જ રહ્યો —જાણે કે સ્વર્ગનો દૂત તેની માતાને બચાવવા માટે પૃથ્વી પર ઊતર્યો. તે તો જોઈ જ રહ્યો. તેનાથી ચિટ્ઠી આપી ન શકાય.

પેલા માણસે તેની નજીક આવી તેની ચિટ્ઠી ખેંચી લીધી અને પોતાની ચિઠ્ઠી તેના હાથમાં સેરવી દીધી અને કહ્યું. તને માત્ર ફટકા મારવાની શિક્ષા કરશે. પછી તું તારી મા પાસે જઈ તેની સેવા ચાકરી કરજે. મારી પાછળ કોઈ જ નથી એટલે તુ સતાપ કરીશ નહિ.

આમ બીજાને ખાતર તે ભલા માણસે પોતાનો દેહ અર્પણ કર્યો *

* 'કુમાર'ની માધુકરીમાંની એક નોંધ ઉપરથી.

---

અનુસંધાન પૃ. ૧૪૦ ]

બળપૂર્વક ફફડાવી તીરાડમાંથી બહાર આવ્યુ. કરોળીઆએ પણ લડતમાં પોતાનું સ્થાન સાચવી રાખવા અથાગ પ્રયત્ન કર્યો, પણ કાનકડીઆનો થોડો વિજય થયો: તે કરોળીઆને થોડેક દૂર ખેંચી ગયું. પણ કરોળીઆએ તેનો ભક્ષ્ય મજબૂત પકડી રાખ્યો; કાનકડીયું છટકી ન શક્યું. આ ખેંચાખેંચમાં કાનકડીયું તદ્દન થાકી ગયું આ સ્થિતિ ૧૫-૨૦ મિનિટ ચાલી; પછી કાનકડીએ પોતાની જમણી પાંખ ફફડાવી અને આખરે સાવ પહોળી કરી નાખી. આ સ્થિતિમાં એક બે મિનિટ રહ્યા પછી પાંખ પાછી સંકેલાઈ અને પ્રથમની સ્થિતિમાં આવી ગઈ પ્રો. ભટ્ટાચાર્યે યુક્તિપૂર્વક આ બંનેને પકડી એક બરણીમાં ઉતાર્યા, અને આખી રાત એમને એમ રહેવા દીધા. સવારે કરોળીઓ બરણીના મથાળે ઊંધો લટકતો હતો અને કાનકડીયું તળિયે નિશ્ચેતન પડ્યું હતું. તેના ગળા ઉપર ઈજાનાં ચિન્હો ૨૫૮ હતાં એ તદ્દન ૨૫૮ છે કે કાનકડીઆના ગાત્ર રમી ગયા હતા એટલે કરોળીઓ બરણીના મથાળે ચડી બેઠો હતો. ડૉ. નરસિંહ શાહ

# સામાન્ય જ્ઞાન

ડૉ. યશવંતરાય નાયક, એમ. એસસી., પિએચ. ડિ.
પ્રાધ્યાપક, ગુજરાત કૉલેજ, અમદાવાદ.

### પ્રશ્ન

(૫૬) ડૂબતો માણસ ત્રણ વખત સપાટી ઉપર આવે છે એવી માન્યતા ખરી છે?

(૫૭) ચા પીધા પછી પાણી પીવું સારું નથી અને તેથી ચા પીધા પહેલાં પાણી પીવું જોઈએ. આ માન્યતા બરાબર છે?

(૫૮) એક વાંદરું પોતાના અથવા બીજા વાંદરાના શરીરના વાળ ખોળીને તેમાંથી કંઈ શોધે છે અને મોંમાં મૂકે છે ત્યારે આપણે કહીએ છીએ કે તે ચાંચડને શોધીને ખાઈ જાય છે. આ બાબત સાચી છે?

(૫૯) પંખીઓ ખૂબ ટાઢમાં અથવા હિમ પડે ત્યારે મરી જાય છે?

(૬૦) જર્મન સિલ્વરનાં વાસણમાં સિલ્વર એટલે રૂપું આવે છે?

(૬૧) ન્યૂટનને ગુરુત્વાકર્ષણનો નિયમ ઝાડ ઉપરથી સફરજન પડતું જોયાથી આવ્યો હતો એ વિધાન સાચું છે?

(૬૨) હીરા રાતે આપમેળે પ્રકાશે છે?

(૬૩) "લાલ પીળો ને વાદળી એ મૂળ રંગ કહેવાય" એ વાત સાચી?

(૬૪) ખીસાના ઘડિયાળ અને દિવાલના ઘડિયાળના કાંટાને ઊંધા ફેરવવા નુકસાનકર્તા છે?

(૬૫) ૧૦૦૦ ટનનું વહાણ અથવા આગબોટ એટલે શું?

### ઉત્તર

(૫૬) ડૂબતો માણસ પાણીની સપાટી ઉપર આવે છે તેનું કારણ તે હાથપગ પછાડે છે તે જ છે. આથી માણસ ડૂબે ત્યારે એકબે વાર ઉપર આવવાને પ્રયત્ન કરે છે. આથી ઘણીવાર માણસ ડૂબે છે ત્યારે એક બેવાર અગર વધારે વાર પણ સપાટી ઉપર આવે એ બનવાજોગ છે. પરંતુ ડૂબતો માણસ ત્રણ જ વાર ઉપર આવે એ બાબત સાચી ન કહેવાય. સાધારણ રીતે માણસની ઘનતા તેને પાણીમાં ડૂબવા દે તેટલી એટલે કે પાણીથી સહેજ વધુ છે. આમ છતાં હાથપગના હલનચલનથી માણસ તરી શકે છે અથવા ડૂબતો માણસ સપાટી ઉપર આવી શકે છે.

(૫૭) ખરી રીતે ખાતી કે પીતી વખતે વધુ પડતું પાણી પીવું એ યોગ્ય નથી. વધુ પડતું પાણી પીવાથી જઠરમાંના જઠરરસો મંદ થઈ જાય છે એટલે પાચનક્રિયાને પૂરતી મદદ મળતી નથી. ચા પીવાથી પણ આપણે જઠરરસોને મંદ કરીએ છીએ એટલે ચા પીધા આગળ કે પાછળ પાણી પીવાથી વિશેષ નુકસાન થઈ શકે નહિ. આ કારણથી તરસ લાગી હોય તો ચા પીધા આગળ કે પાછળ પાણી પીવાનો કશો વાંધો નથી.

(૫૮) વાંદરાંના શરીરો ઉપર ચાંચડ બિલકુલ થતા જ નથી એટલે એ માન્યતા બિલકુલ ખોટી છે. વાંદરાના શરીરમાંથી એક જાતનો ક્ષાર બહાર આવીને સૂકાઈને ગઠ્ઠા બાઝે છે. આ ક્ષાર વાંદરાને ખૂબ સ્વાદિષ્ટ લાગે છે. આથી જ્યારે એક વાંદરું પોતાનાં શરીર ઉપરથી અથવા બીજાના શરીર ઉપરથી કંઈ શોધીને ખાતું હોય તો જરૂર એમ સમજવું કે તે આ ક્ષારની શોધ કરે છે અને ખાય છે.

(૫૯) પંખીના શરીરો ઉપર પીંછાનું જે જાડું બધ ઢાંકણ છે તેથી પંખીને બિલકુલ ટાઢ વાતી નથી. જે દેશોમાં બરફ પડે ત્યાં પણ માત્ર ટાઢથી પંખીને નુકસાન થતું નથી. એમના શરીરની ગરમી બહુ સારી રીતે જળવાઈ રહે છે. આમ છતાં જો

ઘણો લાંબો વખત ટાઢ પડે તો તેમાં પંખીને જીવ જંતુ વગેરે ખોરાક મળી શકતો નથી એટલે તે ભૂખથી મરી જાય એ બનવા જોગ છે ખૂબ વરસાદમાં પંખી મરી જાય એ બનવા જોગ છે, કારણકે વરસાદનું પાણી પાંખને ભીંજવીને તેમની ચામડી સુધી પહોંચી જાય છે અને પછી પંખીને ટાઢ લાગી શકે

(૬૦) જર્મન સિલ્વરના વાસણમાં સિલ્વર એટલે રૂપું બિલકુલ આવતું નથી જર્મન સિલ્વરમાં નીચેના પ્રમાણમાં ત્રણ ધાતુનું મિશ્રણ હોય છે

| | |
|---|---|
| તાંબુ | ૪ ભાગ વજનમાં |
| નિકલ | ૨ " |
| જસત | ૧ " |

(૬૧) ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ આકાશી પદાર્થોના ભ્રમણના અવલોકન અને ઘણા લાંબા ચિંતનને પરિણામે શોધ્યો હતો કદાચ ફરતાં ફરતાં ઝાડ ઉપરથી પડતાં ફળો, ઊંચે ફેંકેલા પથ્થરો પાછા પડે છે તે, વગેરે ઘટનાઓનું અવલોકન પણ એમાં કારણભૂત હોઈ શકે પરંતુ બાગમાં સફરજનના ઝાડ ઉપરથી પડતા સફરજન જોઈને ન્યૂટનને ગુરુત્વાકર્ષણનો નિયમ સમજાયો છે એ બાબત સાચી નથી પરન્તુ એની જીવનકથામાં રસ પેદા કરવા ઉપજાવી કાઢેલી વાત છે

(૬૨) હીરા આપમેળે પ્રકાશી શકે નહિ કેટલાક રંગીન હીરાને સૂર્યના પ્રકાશમાં થોડોવાર મૂકી રાખી પછી અંધારા ઓરડામાં લઈ જઈએ તો તે થોડોવાર પ્રકાશ સ્ફૂરણ (phosphorescence) ના ગુણથી પ્રકાશિત રહે છે પરંતુ થોડી વારમાં એ ગુણ જતો રહે છે

(૬૩) લાલ, પીળો ને વાદળી " એ ત્રણ મૂળ રંગો જ નથી માત્ર એ રંગોના મિશ્રણથી ઘણા રંગો બનાવી શકાય છે એ વાત ખરી છે, પરંતુ આ ખરી જોવાતા ખરા મૂળ રંગો લાલ, લીલો અને જાંબલી છે એ ત્રણ રંગોના જુદા જુદા પ્રમાણના મિશ્રણથી પીળો અને વાદળી તેમજ બીજા રંગો બનાવી શકાય છે લાલ પીળા અને વાદળી રંગના પ્રકાશના કિરણોને ભેગા કરવાથી લીલા કે જાંબલી બનાવી શકાતા નથી

(૬૪) કાંડાના અને ગજવાના ઘડિયાળના કાંટા સવળા કે અવળા ફેરવો તેથી ઘડિયાળના યંત્રોને જરા પણ નુકસાન થતું નથી આનું કારણ એ છે કે સવળા કાંટા ફેરવતી વખતે ઘડિયાળના બાલચક્રને સહેજ વેગ મળે છે અને ઊંધા ફેરવતી વખતે સહેજ વેગ ઓછો થાય છે આમ છતાં તેથી બાલચક્રને તેમજ બીજા યંત્રોને જરાપણ નુકસાન થતું નથી

(૬૫) આગબોટ કે વહાણનું ટનેજ એટલે કે ટનમાં વજન ગણવાના અનેક નિયમો છે આગબોટમાં જેટલી ખાલી જગા હોય તેમાં બધું લોખંડ ભરીએ તો તે ખૂબ વજનદાર થઈ જાય એટલી જ ખાલી જગામાં માત્ર રૂની ગાંસડી ભરીએ તો તેનું વજન પ્રમાણમાં ઘણું ઓછું થાય આથી ઓછી કે વત્તી ઘનતાવાળી વસ્તુ અંદર ભરવાથી આગબોટમાં વત્તાઓછા વજનનો માલ રહી શકે આમ છતાં આગબોટમાં અમુક હદથી વધુ વજન ભરવામાં આવતું નથી એટલે સામાન્ય રીતે કુલ માલ ભરવાની ખાલી જગાને ઘનફૂટમાં માપીને તેને ૪૦ ઘનફૂટથી ભાગીને જે માપ આવે તેને માલ ભરવાની સ્ટીમરનું ટનેજ કહેવામાં આવે છે

લડાયક આગબોટનું ટનેજ તે આગબોટના કુલ વજન જેટલું ગણવામાં આવે છે




## બે ભાઈઓની વાત

બે સાવકા ભાઈઓ હતા. તેમની વચ્ચે સારો પ્રેમ હતો. તેઓ એક સહીયારૂં ખેતર ખેડતા અને તેમાંનો પાક વહેંચી લેતા. એક ભાઈ કુંવારો હતો અને બીજો પરણેલો અને બચરવાળ હતો. બન્નેએ ખેતરમાં થયેલા પૂળા એકઠા કર્યા અને સરખે હિસ્સે વહેંચી લીધા. બીજે દિવસે રાત્રે કુંવારા ભાઈને વિચાર આવ્યો કે મારો ભાઈ પરણેલો અને બચરવાળ છે જ્યારે હું એકલો છું તો મારા ભાગમાંથી થોડા વધારે પૂળા મારે મારા મોટાભાઈને આપવા જોઈએ. એમ વિચારી તેણે પોતાના ભાગમાંથી ૫૦૦ પૂળા પરણેલા ભાઈના ભાગમાં મૂકી દીધા. તે જ રાત્રે પરણેલા ભાઈને વિચાર આવ્યો કે હું બચરવાળ છું એટલે 'સોડ જોઈને પછેડી તાણનાર' છું પણ મારો કુંવારો ભાઈ કદાચ પોતાની મિલ્કત ઉડાવી દે અને આગળથી તેને પરણવાનો વિચાર આવે તો શું? એટલે પોતે પોતાના ભાગમાંથી ૫૦૦ પૂળા નાના ભાઈના ભાગમાં નાખ્યા. બીજે દિવસે બન્નેએ જોયું તો બન્ને ઢગલા સરખા જ હતા. આ પ્રમાણે એક બીજાના ભાગમાં પૂળા મૂકી આવવાનું કામ આઠ દશ દિવસ ચાલ્યું છતાં એનો ભેદ તેમને સમજાયો નહિ. પણ એક રાત્રે બન્ને એક બીજાના પૂળા મૂકવા જતાં સામસામા ભેગા થઈ ગયા ત્યારે એનો ભેદ એમને સમજાયો. આ વાતની જ્યારે ગામના લોકોને ખબર પડી ત્યારે લોકોને થયું કે જે પવિત્ર સ્થળે બે ભાઈઓને દશ દિવસ સુધી રોજ રાત્રે જે એક જ જાતના શુભ વિચાર આવ્યા તે સ્થળ કેવું પવિત્ર! એવા પવિત્ર સ્થળે તેમણે એક મંદિર બાંધ્યું.

'શુભ સમાચાર માંથી] મહાદેવ દેસાઈ

## કાનકડીઆનો શિકારી કરોળીઓ

કરોળીઆની કેટલીક જાતો કરોડવાળા પ્રાણીઓ (vertebrates) પર નભે છે એવા અનેક દાખલા પ્રાણીશાસ્ત્રીઓએ નોંધ્યા છે. માછલી, દેડકાં, ગરોળી, સાપ, ઉંદર વગેરે પ્રાણી ભક્ષી કરોળીઆની જાતો દુનિયાના જુદા જુદા ભાગોમાં મળી આવે છે. વીસમી સદીની શરૂઆતથી અત્યાર સુધીમાં અનેક અવલોકનકારોએ આવા કરોળીઆની જાતોનું આધારભૂત વર્ણન જુદાં જુદાં વૈજ્ઞાનિક પત્રોમાં કરેલું છે. પરંતુ નાના કાનકડીઆ (ચામચીડીયાં) ના શિકારી કરોળીઆની જાત અત્યારસુધી કોઈએ નોંધી હોય એવી માહિતી નથી. પણ કલકત્તા બોઝ રીસર્ચ ઈન્સ્ટીટ્યુટમાં સંશોધન કરતા શ્રી જી. સી. ભટ્ટાચાર્યે હમણાં આવો એક વિરલ કરોળીઓ તેના ભક્ષ્ય પર શિકાર કરી રહ્યો છે તેના ચિત્ર સાથે 'કરન્ટ સાયન્સ'માં વર્ણવ્યો છે. ('કરન્ટ સાયન્સ' માર્ચ, ૧૯૪૧)

કલકત્તાની પડોશના એક ગામડામાં ગાય બાંધવાની ગમાણમાં વાંસની સાદડીની બનાવેલી એક ભીંત પર *heteropoda venatoria* જાતનો એક કરોળીઓ અને *pipistrellus* જાતનું એક કાનકડીયું જીવ સટોસટની મહેનત કરતાં બેઠાં રહ્યાં હતાં. કાનકડીયું સાદડીની બે પટ્ટી વચ્ચેની તીરાડમાંથી નાસી છૂટવા અથાગ મહેનત કરી રહ્યું હતું. કરોળીઆએ પોતાના મજબૂત જડબાં વડે કાનકડીઆને તેની ડોકમાં એવો સખત સાણસો માર્યો હતો કે કાનકડીયું દમ ખેંચી ગયું હતું અને વખતે વખતે ચીસો પાડી રહ્યું હતું. ગમાણમાં અંધારૂં હતું એટલે વીજળીની ટોર્ચ વડે પ્રકાશ ફેંકતા કાનકડીયું જોરથી મોટી ચીસો પાડી ઊઠ્યું અને પાંખો

[અનુસંધાન પૃ ૧૪૭

# કિશોર

## રામ-લીલા અંક

તંત્રી : રણછોડજી કે. મિસ્ત્રી

મે-જુન
૧૯૪૧

" રામાયણની ખાસ ખૂબી એ જ છે કે તેણે એક ગૃહકથાને અત્યંત બૃહદ્ કરી બતાવી છે. પિતા પુત્ર, ભ્રાતા ભ્રાતા, અને પતિ પત્ની વચ્ચે જે ધર્મનું બંધન છે, જે પ્રીતિભક્તિનો સંબંધ છે, તેને રામાયણે એટલું મોટું સ્વરૂપ આપી દીધું છે કે તે બહુ સહજ રીતે મહાકાવ્યને યોગ્ય વિષય થઇ પડયો છે × × પિતા પ્રતિ પુત્રની આજ્ઞાકારિતા, ભ્રાતા માટે ભ્રાતાનો આત્મત્યાગ, પતિ પત્ની વચ્ચે અન્યોન્ય પ્રતિ નિષ્ઠા અને પ્રજા પ્રતિ રાજાનું કર્તવ્ય કેટલે સુધી જઇ શકે છે તે રામાયણે દર્શાવ્યું છે. × ×

"રામાયણ-મહાભારત તો ભારતવર્ષનો ચિરકાલનો ઇતિહાસ છે અન્ય ઇતિહાસો કાળે કાળે બદલાય છે, પણ આ ઇતિહાસ બદલાતો નથી. ભારતવર્ષની જે સાધના, જે આરાધના અને જે સંકલ્પ છે તેનો જ ઇતિહાસ આ બે વિપુલ કાવ્યપ્રાસાદમાં ચિરકાલના સિંહાસન ઉપર વિરાજમાન છે. "

— શ્રીરવીન્દ્રનાથ ટાગોર

કિશોર કાર્યાલય : અમદાવાદ

# કિશોર

વર્ષ ૬ · મે-જુન : ૧૯૪૧ * · અંક ૫-૬

## રામ-લીલા અંક

## અનુક્રમણિકા



*જાન્યુ, ફેબ્રુ, માર્ચ, એપ્રિલ : ૧૯૪૧ના અંકો બંધ રહ્યા હતા.

### લેખકોને

કિશોરમાં ઇતિહાસના પ્રસંગો, વિજ્ઞાનની વાતો, સાહસ કથાઓ, પ્રવાસવર્ણનો, પ્રાણીજીવનની વાતો, જીવનચરિત્રો, કથા કાવ્યો, પ્રેરકપ્રસંગો વ્યાયામ અને રમતોની માહિતી વગેરે વગેરે આપવામાં આવે છે. ચિત્રો મૂકવા યોગ્ય લેખોમાં ચિત્રો પણ મૂકવામાં આવે છે.

### સૂચના

લેખો સારા અક્ષરે કાગળની એક જ બાજુ લખવા વિનંતિ છે.

લેખક, પોતાના લેખને સચિત્ર બનાવવા ઇચ્છતા હોય તો, સાથે ચિત્રો મોકલવા વિનંતિ છે (અથવા, ચિત્રો કયા પુસ્તકમાં મળવા સંભવ છે તે જણાવવા વિનંતિ છે)

ન સ્વીકારાયેલા લેખો પાછા મેળવવા માટે પોસ્ટની ટિકિટો લેખ સાથે જ મોકલવી.

ટિકિટ ન મળી હશે તો લેખો પાછા મોકલવામાં આવશે નહિ.

લેખકે દરેક પત્રવ્યવહાર સાથે તેમજ લેખ સાથે પોતાનું પૂરેપૂરું સરનામું લખી જણાવવું.

લેખકોને વિનંતિ છે કે તેઓ લેખ ટૂંકમાં અને બને તેટલો મુદ્દાસર લખે. લેખ સામાન્ય રીતે બે પૃષ્ઠનો હોય એ છપાવા યોગ્ય છે.

પ્રસિદ્ધ થએલા લેખના પાંચ આઉટપ્રિન્ટ્સ મોકલવામાં આવશે.

તંત્રી : 'કિશોર'
રાયખડ . અમદાવાદ

મુંબઈના એજન્ટ : મેસર્સ સી. જમનાદાસની કું. : પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

લવાજમ : હિંદમાં રૂા ૪-૦-૦ બર્મા તથા પરદેશના રૂા ૬-૦-૦ અથવા શિલિંગ ૧૦ છૂટક ૦-૬-૦

પ્રકાશક · રણછોડલાલ કેશુભાઈ મિસ્ત્રી ૧૨ બ, ભગ્નીનિવાસ સોસાયટી, એલિસબ્રીજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ : શ્રી નવપ્રભાત પ્રિં. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા ૨૮-૮-૪૧

# ઉત્તર વિભાગના કેળવણી ખાતાએ મંજૂર કરેલાં પુસ્તકો

∴ પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ ∴

| પુસ્તકનું નામ | લેખક | કિંમત |
|---|---|---|
| દ્વિરેફની વાતો ભા. ૧ | રામનારાયણ વિ. પાઠક | ૧-૪-૦ |
| ,, ,, ભા. ૨ | ,, | ૧-૪-૦ |
| ગીતામન્થન | કિશોરલાલ મશરૂવાળા | ૧-૪-૦ |
| સત્યમય જીવન | ,, ,, | ૦-૧૦-૦ |
| ઘરગથ્થુ વૈદક | બાપાલાલ ગ. વૈદ્ય | ૨-૦-૦ |
| દિનચર્યા | ,, ,, | ૧-૮-૦ |
| ગાતા આસોપાલવ | સ્નેહરશ્મિ | ૧-૮-૦ |
| તૂટેલા તાર | ,, | ૦-૮-૦ |
| સાબરમતી | (સંપાદક) નગીનદાસ પારેખ | ૧-૪-૦ |
| પ્રેમનો દંભ | ટોલ્સટોય: અનુ૦ વિશ્વનાથ ભટ્ટ | ૧-૪-૦ |
| સ્ત્રી અને પુરુષ | ,, ,, | ૧-૦-૦ |
| નવો અવતાર ભા. ૧-૨-૩ | ,, ,, | ૫-૪-૦ |
| કથાવલિ ભા. ૧-૨ | ,, ,, | ૨-૮-૦ |
| દૃષ્ટિપરિવર્તન | ,, અનુ૦ નિત્યરાય વૈદ્ય | ૧-૪-૦ |
| ઘરે-બાહિરે | રવીન્દ્રનાથ ટાગોર | ૨-૦-૦ |
| ચતુરંગ અને બે બહેનો | ,, ,, | ૧-૪-૦ |
| તમને એ નહિ સમજાય | ટોલ્સટોય | ૦-૬-૦ |
| રાજાજીની વાતો | રાજગોપાલાચારી | ૦-૩-૦ |
| જાતકકથાસંગ્રહ | ધર્માનંદ કોસંબી | ૦-૩-૦ |
| મારી કહાણી | પાર્વતીબાઈ આઠવલે | ૦-૮-૦ |
| ચણતર | રમણલાલ સોની | ૦-૧૦-૦ |
| કળિયુગ | રમણલાલ ભટ્ટ | ૦-૩-૦ |
| રોટીને ખાતર | પ્રેમચંદજી | ૦-૩-૦ |
| ચીન-જાપાનની યાત્રા | ક્ષિતિમોહન સેન | ૦-૮-૦ |

મુંબઈના એજન્ટ : સી. જમનાદાસની કું. : પ્રિન્સેસ સ્ટ્રીટ

**ગુજરાતની—બૃહદ્ ગુજરાતની હરેક શિક્ષણ-સંસ્થા પોતાના પુસ્તકાલયમાં આ પુસ્તકો તરત જ વસાવી લે.**

લહાણી માટે કે ઇનામ તરીકે વહેંચવા માટે ખરીદનારને ખાસ ભાવે આપવામાં આવશે

## 'સેન્ટીનલ'નું સાચું આકર્ષણ

અનિશ્ચિત ભાવિ સામે આર્થિક રીતે રક્ષણ
આપતી 'સેન્ટીનલ'નું સાચું આકર્ષણ શું છે ?

જનતાને અનુકૂળ પડે તેવી વીમા પોલિસીની વિવિધ યોજનાઓ, પોલિસી હોલ્ડરોના દાવાઓનો ત્વરિત નિકાલ, તબીબી તપાસ વિના વીમો ઉતરાવવાની અનુકૂળતા કે જે આમ જનતાને એક આશીર્વાદ રૂપ યોજના થઈ પડી છે,—એ સર્વેએ જનતાનાં હૃદયને આકર્ષવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

☆

વધુ વિગત માટે પ્રોસ્પેકટસ મંગાવો.



ધી

## સેન્ટીનલ એસ્યોરન્સ કું. લી.

હેડ ઑફિસઃ—
કોટ, મુંબઈ

બ્રાન્ચઃ—
રીડરોડ,
અમદાવાદ

દરેક સ્થળે લાગવગવાળા ઉત્સાહી એજન્ટો જોઈએ છે.

વર્ષ ૬ અંક ૫-૬. મે-જુન ૧૯૪૧



# રામ-લીલા

[ બાલકાણ્ડ ]

## પ્રાસ્તાવિક

સમય બદલાય છે, સ્થળ બદલાય છે, પણ બાળક બદલાતું નથી. એનો સ્વભાવ ત્રિકાળાબાધિત છે. એને રમવું ગમે છે, તોફાન કરવાં જોઈએ છે, ને પ્રશ્નો પૂછવાની ટેવ છે. બાળમાનસનું એ સનાતન લક્ષણ છે. એ લક્ષણો બાળ-રામલખમણ અને લવકુશમાં હોય એ સ્વાભાવિક છે. છતાં, લાખ લાખ શ્લોકના વાલ્મિકી રામાયણમાં એમની બાળલીલા શોધી જડતી નથી. અને એટલા પૂરતી રામચંદ્ર વગેરેની રામલીલા અધૂરી નથી? તુલસીદાસે હિંદીમાં, અને ગિરધરે ગૂજરાતીમાં (અન્ય પ્રાંતિક ભાષાઓનાં સ્થાનિક દેશી રામાયણો જોયાં નથી.) એ ઉણપ ઓછી કરવા થોડોઘણો પ્રયત્ન કર્યો છે. આ "રામલીલા" પણ એક એવો જ પ્રયત્ન છે.

જેને સતજુગ કહીએ છીએ ત્યારનાં માણસો આજનાં જેવાં ન હતાં તે વાત કદાચ માની લઉં, પણ બાળકો વિષે તેવું માનવા હું ના પાડું છું. 'બાળચરિત'માં ને 'મધ્યમ' નાટકમાં ભાસે, 'શાકુંતલ'માં કાલિદાસે, મૃચ્છકટિકમાં શુદ્રકે, 'મુદ્રારાક્ષસ'માં વિશાખદત્તે ને 'ઉત્તરરામચરિત'માં ભવભૂતિએ જે બાળપાત્રો ચીતર્યાં છે તેને આજના જેવાં જ હઠીલાં, કૌતુકપ્રિય ને તોફાની બનાવ્યાં છે એ મારા ઉપલા નકારને ટેકો આપે છે. કદાચ દલીલ ખાતર માની લઈએ કે, તે કાળનાં બાળકો ડાહ્યાંડમરાં ને કહ્યાગરાં હતાં. તે છતાં વર્તમાનકાળનાં અદ્યતન માનસશાસ્ત્રના સિદ્ધાંતને અનુસરી તેમનાં નવે રૂપે નિરૂપણ કરવામાં આવે તો તેય કંઈ મારો નવો ચીલો નથી. પ્રેમાનંદે પૌરાણિક પાત્રોને પોતાની આસપાસના ગૂજરાતી સમાજના આચાર, વિચાર ને વસ્ત્રો નથી અર્પ્યાં? ગિરધર કૃત રામાયણમાં કવિએ રામલખમણને ગૂજરાતી જામા અને ઘરેણાં નથી પહેરાવ્યાં? એ જ પરંપરાને મેં જરા વધારે લંબાવી છે. મેં મારાં પાત્રોનાં મનોરાજ્યને અર્વાચીન સ્વાંગ આપ્યો છે.

પરંતુ, કોઈ પ્રશ્ન કરશે કે કિશોર-વયસ્ક પાત્રોના મ્હોડે આ નાટિકામાં બોલાવ્યા છે તેવા વિચારો ને ભાવો નાને મ્હોડે મોટી વાત બની અસ્વાભાવિક નથી જણાતા? હું કહીશ, ના. આ પાત્રો અસાધારણ બુદ્ધિ, શકિત ને પૂર્વસંસ્કાર સાથે જન્મ્યાં હતાં. ખુદ વાલ્મિકી રામાયણ ને આખી ઈતિહાસપરંપરા એનાં સાક્ષી છે. રામાયણનો રામ જે વયે સર્વે વેદોમાં પારંગત બને અને રાક્ષસોને હણે તે જ વયે તે એક કુશળ માનસશાસ્ત્રી કે શિક્ષણશાસ્ત્રીના વિચારો દર્શાવે તો તે કુદરતી છે એમ લાગવું જોઈએ. લગભગ એ જ ઉંમરે લવકુશ આખું રામાયણ મુખસ્થ કરી શકે, તેનું તાલ, આલાપ ને સૂર સાથે ગાન કરી શકે, તો તે જ પાત્રો આ 'રામલીલા'ના સંવાદોમાં રહેલા અઘરા વિચારો કેમ દર્શાવી ન શકે?

—લેખક

છોડતા નથી. એ ગામડિયા બોલીનો મોહ ક્યારે છૂટશે ?

—:જ્યારે ગામડાંની જ માટીમાંથી ઘડાયેલું આ ખોળિયું મરવા પડશે ત્યારે.

—:એ બોલીના ગરબા ને ગીતોના પડઘા માના ધાવણની પેઠે અમારી રગેરગમાં નાચી રહ્યા છે.

—એના આગળ તો વેદમંત્રોચ્ચારનું સંગીત પણ નકામું.

દ૦ હોય નહિ. ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત સ્વરે ગવાતા વેદમંત્રો ક્યાં ને એ ઢંગધડા વગરના ગામડી રાસડા ક્યાં ?

દે૦ દણ્ડુ ! દેવભાષાનો રણકાર તને જ કોણ જાણે કયે કારણે ખૂબ મીઠો લાગે છે.

દ૦ તો તને ?

દે૦ એ સાંભળું છું ત્યારે મને તો થાય છે કે જાણે કોઈ ગળાને બદલે નાકમાંથી બોલી રહ્યું છે.

—:અને મને તો લાગે છે કે કોઈ કમંડળમાં કાંકરા નાખી ખખડાવી રહ્યું છે. ( બધા હસે છે. )

દ૦ ( ક્રુદ્ધ સ્વરે ) બટુકો, દેવભાષાની મશ્કરી ?

—:જેવી એ છે તેવી વર્ણવવી તેમાં મશ્કરી ક્યાં આવી ?

દા૦ તો શું દેવભાષા એવી જ છે ?

—:તે તો કોણ જાણે ? બાકી એ ગામડી ભાષા જેવી તો નહિ જ.

દા૦ તમારી ગામડિયા બોલીમાં તો શબ્દે શબ્દે અશુદ્ધિ છે; જ્યારે દેવભાષા તો સર્વાંગે શુદ્ધ અને સંસ્કૃત.

—હશે પણ એ જેટલી સંસ્કૃત છે તેટલી જ કૃત્રિમ છે.

—:દેવભાષા એટલે માણસે બનાવેલી ફૂલકલગી અને દેશભાષા એટલે ફૂલોનો કુદરતી બેરખો.

દા૦ મૂરખો ! વિવાદની મમતે ચડી ભૂલી ન જાઓ કે સંસ્કૃત તો આપણી ધર્મભાષા છે.

—:હશે. પણ ધર્મભાષા માતૃભાષાની તોલે ન આવે.

—:દેવપૂજામાં વપરાતું ગાયનું દૂધ માના દૂધની તોલે ન આવે.

દા૦ પાખણ્ડો ! દેવભાષાને ભાંડી તમે પાપમાં પડો છો.

દે૦ ને તું માતૃભાષાને ગાળો આપી પુણ્ય પામતો હશે, નહિ ?

દા૦ હું તો દેવભાષાને જ માતૃભાષા સમજું છું.

—:માતૃભાષા તો તેને જ કહી શકાય કે જે ભાષા આપણી માબ્હેન બોલે છે.

—:અને જેમાં દેશની પોણીથી યે વધુ વસ્તીનો કારભ્હેવાર ચાલે છે.

દા૦ ( લવકુમાર દૂરથી આવતો હશે તે જોઈ ) આ લવ આવે છે તે મને ટેકો આપશે પૂછી જુઓ એને કે સંસ્કૃત એ માતૃભાષા નથી ?

—એ તો ટેકો આપશે જ તો. બાપજન્મારેય એણે દેશની બોલી સાંભળી હોય તો જાણે ને કે એ ભાષામાં શી મીઠાશ છે.

દે૦ એ બને ભાઈઓ જન્મ્યા છે ગંગામૈયાના ઓદરમાં અને ઊછર્યા છે પાતાળમાં. એમને શી ખબર કે માતાના હાલરડાં એ શી ચીજ છે !

—:અને મોટી બ્હેનના રાસ અને દાદાજીની વાતો ?

—:એનો જરા જેટલોય રસ એણે ચાખ્યો નથી.

[ લવ પ્રવેશે છે. ]

દે૦ આવ, લવભાઈ !

—એકલો જ કેમ ? કુશભાઈ ક્યાં ગયા ?

લ૦ તે તો ભરતમુનિના આશ્રમે ગયો છે.

—:કેમ ?

લ૦ રામાયણના અંતભાગનું નાટક લખાવવા.

દે૦ તે તું અત્યારલગી શું કરતો હતો ?

લ૦ રામાયણ મ્હોડે કરતો હતો.

—:આજે રજા છે તોય તને જંપ નથી.

લ૦ જંપ ખાવા બેસું તો એક લાખ શ્લોકો ક્યારે ગોખી રહું ?

દે૦ પણ આમ આઠે પ્હોર રામાયણ રામાયણ કરીશ તો ગાંડો થઈ જઈશ.

લ૦ થઈશ શા માટે ? થયો જ છું.

— તે એ કાવ્યમાં એવું તે શું ભર્યું છે કે જેની પાછળ તું ગાંડો થયો છે ?

લ૦ એમાં તો એવું એવું એટલું બધું છે કે એ યાવચ્ચંદ્ર અમર થશે

દા૦ દેવોનો આશીર્વાદ છે કે દુનિયામાં જ્યાં લગી ડુંગરો હશે અને નદીઓ હશે ત્યાં લગી આ રામાયણ જીવતું રહેશે ને ઘરેઘરે વંચાશે

— વગને બીજું કોણ વખાણે ?

— વરની મા ( બોલનારના મો પર સ્મિતની ઝળક છે )

— દેવોને તો દેવભાષાનું આદિકાવ્ય વખાણવું જ પડે ને ?

દે૦ પણ હું તો છાતી ઠોકીને કહું છું કે આવો અધરો ભાષાસંદર્ભ લોકભોગ્ય થઈ શકે જ નહિ

— કદાચ એ સો બસો કે હજાર બે હજાર પંડિતોની જીભને ટેરવે રમશે પણ બાકીની કરોડોની વસ્તીના હૃદયને એ નહિ અડી શકે

— પ્રજાના હૃદયને તો પ્રજાની જ બોલી સ્પર્શી શકે

લ૦ તો શું વાલ્મિકીદાદાની વાત ખોટી પડશે ?

દે૦ ખોટી નહિ પડે પણ અન્ય રીતે ખરી પડશે

લ૦ એટલે ?

દે૦ આ સંસ્કૃત રામાયણ પરથી ભવિષ્યમાં ઘણાં દેશી રામાયણો લખાશે અને તે જ રામાયણને અમર કરશે ઘર ઘર પહોંચાડશે

દા૦ દેવપ્રિય ! તે એ રામાયણ સાંભળ્યું છે ?

દે૦ ના

લ૦ તો તે વિના જ તેના પર આવો નિશ્ચિત અભિપ્રાય બાંધી દીધો ?

દે૦ હા

લ૦ પણ દેવુભાઈ ! એ રામાયણ એકવાર સાંભળો તો ખરા તમે ય તેના પર ફીદા થઈ જશો

દે૦ એમ ? તો કરો શરૂ અમે બધા સાંભળીએ છીએ

લવ રામાયણ ગાવા માંડે છે

कोशलो नाम मुदितः स्फीतो जनपदो महान् ।
निविष्टः सरयूतीरे प्रभूतधनधान्यवान् ॥

[ પડદો પડે છે છતાં પડદા પાછળથી નીચેનો શ્લોક સંભળાય છે ]

अयोध्या नाम नगरी तत्रासीत्लोकविश्रुता ।
मनुना मानवेंद्रेण या पुरी निर्मिता स्वयम् ॥*

[ પછી એ ગાનનો અવાજ આવે આવે જતો જાય છે ]

## પ્રવેશ ૨ જો

સ્થળ : તપોવનભૂમિ સમય : રાત્રીની શરૂઆત

[ પહેલો પડદો ઉપડે છે ત્યારે રાજસેવકો ને તાપસો આવજાવ કરે છે ]

રા૦ ( માથે ટોપલો લઈ દોડતા ને હાંફતા જનાન્તિકે ) વાડીમાં શાક તોડતાં તોડતાં મોડું થઈ ગયું કોઠારીજી ગુસ્સે થતા હશે પણ હું તે શું કરું ? મારે કંઈ ચાર હાથો થોડા જ છે ? ( જાય છે )

રા૦ ( પ્રવેશી, જનાન્તિકે ) પેલો બ્રહ્મદત્ત શાક તોડવા ગયો તે ગયો હજુ દેખાયો જ નહિ એ ક્યારે રંધાશે ને ક્યારે ખવાશે ? ( જાય છે )

રા૦ (પ્રવેશી, જનાન્તિકે અંગરખે મોનો પરસેવો ને આંખ લૂછતા લૂછતાં ) ધુમાડે ને ધામે મારો તો જીવ નીકળી ગયો ! ચૂલા પર તપેલાઓ ચડાવતા ને ઉતારતા જુઓ આ હથેળીમાં કેવા ઝેંઝેડા પડયા છે ( હથેળી બતાવતો જાય છે )

તા૦ ( પ્રવેશી પેટ પર હાથ ફેરવી સ્વગત ) આ

---

* વાલ્મિકી રામાયણ બાલકાંડ સર્ગ ૫ શ્લોક ૫-૬ પંડિતો માને છે કે વાલ્મિકીનું અસલ રામાયણ આ શ્લોકોથી શરૂ થયું હોવું જોઈએ —લેખક

પેટમાં તો બિલાડાં બોલે છે. ક્યારે રંધાઈ રહેશે? આપણા તો બાર જ વાગી જવાના. ચાલ જીવ! કોઠારમાં જઈ કાચું પાકું ફાકી લઉં ને પેટને ટાઢું પાડું. (જાય છે.)

તા૦ (પ્રવેશી, શ્વાસ લેતો લેતો જનાન્તિકે) વાહ! શી મીઠી સુગંધી! આજે તો રાજઅતિથિઓ આશ્રમને મિજબાની અપાવે છે. એટલે ભાત-ભાતનાં ભોજન રંધાય છે પણ ભોજન તો મળશે ત્યારે મળશે, એ પહેલાં થોડી સુગંધી તો ખાઈ લઉં? (નાક ફુલાવી દમ લે છે ને જાય છે.)

[એક રાજસેવક ને તાપસ વાતો કરતા પ્રવેશે છે.]

રા૦ તને ઘેબર ભાવે કે ખાજાં?

તા૦ બંને.

રા૦ એ બનેને બાપજન્મારે ય દીઠાં હોય તો જાણે ને કે બેય રૂપે રંગે સરખાં છે છતાં સ્વાદે તો જુદાં.

તા૦ સાચી વાત. કારણ અમે રહ્યા તાપસ, કંદમૂળ ખાનારા. અમે પકવાનની વાનીઓ ક્યારે દીઠી હોય?

રા૦ પણ આજે તો કૌશલ્યા બાને પ્રતાપે તમે માલમલીદા પામશો.

તા૦ કંદમૂળ ખાઈ ખાઈ ઓચેઈ ગયા હતા તે જરા નવીનતા પામશું.

[દૂરથી બ્રહ્મચારીઓ આવતા જણાય છે.]

રા૦ આ બટુઓ ક્યાં જાય છે?

તા૦ ભોજનને વિલંબ થશે એટલે ચાંદનીમાં ફરવા નીકળ્યા હશે.

રા૦ તો ચાલ આપણે જતા રહીએ. (બંને જાય છે.)

[બ્રહ્મચારી બટુઓ પ્રવેશે છે ને બેસે છે.]

—:શી મઝાની ચાંદની છે!

—:જાણે કે ચાંદામામો પોતાના પડને પીગળાવી રૂપાનો રંગ ઢોળી રહ્યો છે!

—:આવી શીતલ રાતે ચંદ્રમા કેવી રીતે ઓગળી શકતો હશે?

—:ચાલો, આપણે કોઈક રમત માંડીએ.

કુશ : શું રમશું?

—:ચકબિલ્લુ.

—:(હર્ષથી) બરાબર છે. અજવાળી રાતે ચક-બિલ્લુ રમવાની મઝા પડશે.

કુશ : (નવાઈ પામી) ચકબિલ્લુ! એ શું છે! એ રમત તલવારની છે કે તીરકામઠાંની?

—:(હસી) કુશભાઈ! તને તો શાસ્ત્ર કે શસ્ત્ર વગર ત્રીજી વસ્તુ જ દેખાતી નથી.

કુશ : તો કહો કે તમારું ચકબિલ્લુ શું છે?

—:એ ગામડાંની રમત છે.

—:એ રમતમાં છે પકડાપકડી, દોડાદોડી અને હો હો હો. (છેલ્લા ત્રણ અક્ષરો જોરથી બોલાય છે.)

લવ : પણ એવી હોકારાની રમત રમવી ઠીક ન કહેવાય. એથી તો અતિથિઓની શાંતિમાં ખલેલ પહોંચશે.

—:તો શું મહેમાનો આવ્યા છે એટલે આપણે ડાહ્યાડમરા થઈ હાથપગ જોડી હોઠ સીવી લઈ બેસી રહીશું?

લ૦ (છોભીલો પડી) હું એમ ક્યાં કહું છું?

દેવપ્રિય : તો તમે જ સૂચવો લવ, આપણે શું કરશું?

લ૦ સૂચવું? તમને એ ગમશે?

—:કહેતા હોય તો કહી દોને?

લ૦ મેં સવારે તમને રામાયણની વાર્તા સંભળાવી હતી. તે ઉપર ચર્ચા કરીએ.

દે૦ ભલે.

લ૦ (ઉલટભેર) દેવુભાઈ! તમને એ વાર્તા ગમી કે નહિ?

દે૦ (ટાઢાશથી) ના નહિ ગમી.

—:સાચું જ કહ્યું, દેવુભાઈ!

—:મારાં દાદા દાદી વાર્તા કરતાં તે એના કરતાં હજાર દરજ્જે સારી હતી.

લ૦ (કૌતુકથી) એ કેવી વાર્તા કરતાં?

—:એ કહેતાં: એક હતો રાજા. તેને સાત રાણી. એક માનીતી ને છ અણમાનીતી.

પછી આખો વેદ મ્હોડે ન કરે ત્યા લગી એને એકાદ ઓરડામા ગોધાવી રાખીશ

દે૦ (વિંગમાથી ડોકાવી) જુઓ, જુઓ આચાર્યજી! વાચવાનુ છોડી બધા કેવા વાતે ચડ્યા છે!

આ૦ મરવા દે વાત હમણા જ હુ બધાની ખબર લઉ છુ (બને જાય છે)

[અર્ધમચેથી બીજો પડદો ઊપડે છે અર્ધકુડાળે બટુકો ભણવા બેઠેલા દેખાય છે વચમા આચાર્યજીનુ આસન ને થોડીક પોથીઓ છે]

લવ વાહ! દેવુભાઈ, વાહ! નાટિકા લખાઈ તો છે સુદર! (એના હાથમાં એક પોથી છે)

કુશ એ નાટિકના રામલખમણ પેઠે તોફાન કરવાનું મનેય શૂર છૂટે છે

લ૦ વાલ્મિકીદાદાના રામાયણમા બાળકાણ્ડ છે તે કેવલ નામનુ જ બાલકાણ્ડ છે

— અને રામ વગેરેનું સાચુ બાલચરિત્ર તો આ 'રામલીલા''મા જ છે

[વિંગમાથી આચાર્યજી સોટી સાથે ચુપચાપ પ્રવેશે ‡ પાઠગ્ન દાહ્ડાયન હોય છે]

આ૦ (ક્રુદ્ધ સ્વરે) બટુઓ!

સર્વે (ઊભા થઈ જઈ) જી

આ૦ (મરડાએલા સ્વરે) બેસો, બેસો, એ તો સમજાયુ (બધા બેસે છે)

આ૦ (આખ અને સોટી ચમકાવી) વેદપાઠ પૂરો કર્યો છે કે વાતો કરતા હતા?

[સર્વ ચૂપ રહે છે]

આ૦ (આખા વર્ગ પર નજર ફેરવી) બોલ દેવપ્રિય, કાલવાળો શ્લોક

:૦ (ક્ષુબ્ધ સ્વરે) अग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान्।

युयो . (ખચકાય છે) युयोधि धि धि धि

આ૦ બોલ આગળ

દે૦ (ચૂપ રહે છે)

આ૦ બોલ બાઘા જેવો સામે શુ તાકે છે?

દે૦ (નથી બોલતો)

આ૦ આપેલો પાઠ તો કરવો નથી છતા વાતો કરવામા તો એક્કો છે કહે અત્યારે શી વાત ચાલતી હતી?

દે૦ (ચૂપ)

આ૦ (લવકુશ તરફ ફરી) લવકુમાર?

લ૦ જી

આ૦ કહો, શાની વાત કરતા હતા?

લ૦ રામાયણની, આચાર્યજી!

આ૦ કુલપતિજીએ લખેલા મહાકાવ્યની?

કુ૦ હાજી

આ૦ (કટાક્ષના અવાજે) કેમ, એકાદી ભૂલ શોધી કાઢી ને?

કુ૦ (હસતા) ગુરુજનોના છિદ્રો શોધવાનો તો એમનો ધધો છે

આ૦ એમ!!! કહે દેવપ્રિય! એમા શી ખોડ જડી છે? તારી વિવેચક બુદ્ધિનો અમનેય લાભ આપ

દે૦ (અત્યાર લગી ચૂપ રહી હિમત ભેગી કરી લઈ હવે સ્વસ્થ સ્વરે) ગુરુજી! મને એના બાલ કાણ્ડમા રામ નથી જડ્યા

આ૦ તો શુ રામ વિના જ રામાયણ લખાયુ છે?

દે૦ લાગે છે તો એવુ જ

આ૦ તારે એ ભૂલ સુધારી લેવી હતી ને?

દે૦ ગુરુજી! તે માટે તમારા કહેવાની વાટ જોઈ બેસી રહ્યો નથી

આ૦ (અચરજ ને ગુસ્સાથી) એટલે?

કુ૦ દેવુભાઈએ નવુ બાલકાણ્ડ લખ્યુ છે

આ૦ એક આખો શ્લોક તો એને આવડતો નથી અને એ લેખક થયો છે કઈ આવડત પર?

દે૦ દેશભાષાની આવડત પર

આ૦ દેશભાષા! પ્રાકૃત?

લ૦ હાજી

આ૦ અભણ પ્રજાની અણઘડ બોલીમાં જો કાવ્ય લખાશે તો પછી વેદઋષિઓની સ્વયસ્ફુરિત શિષ્ટ ભાષાનો ભાવ કોણ પૂછશે?

દે૦ તમારા જેવા પરિકતા.

લ૦ ગુરુજી! ગમે એમ કહો; નાટિકા લખાઈ છે સુંદર.

આ૦ (નવાઈનો ભાવ બતાવી) નાટિકા!

કુ૦ હાજી.

આ૦ અને તે દેવપ્રિયે લખી?

દે૦ જી (વ્યંગમાં).

[એવામાં કુલપતિ વાલ્મિકીમુનિ પ્રવેશે છે. બધા ઊભા થાય છે.]

વા૦ બેસો, બેસો (બધા હસે છે.) કેમ આચાર્યજી, શી ગરબડ છે?

આ૦ (ફરિયાદ કરતા હોય તેમ) આજકાલ બ્રહ્મચારીઓનાં તોફાન વધી ગયાં છે.

વા૦ (શાંતિથી) એ તો હોય. બાળકો છે તે તોફાન કરેય ખરાં. એમણે શું કર્યું છે?

આ૦ આપનાં મહાકાવ્ય સાથે ચેડાં કર્યાં છે.

વા૦ (કુતૂહલથી) ચેડાં! અને તે રામાયણ સાથે?

આ૦ હાજી. જે આદિકાવ્ય પર દેવતાઓ પણ વારી જાય છે તેમાં દેવપ્રિયે છેકાછેક કરી છે.

વા૦ દેવપ્રિયે?

દે૦ જી. મેં રામાયણનું બાલકાણ્ડ નવેસરથી લખ્યું છે.

વા૦ (પ્રસન્નતાપૂર્વક) લાવ, લાવ, જોઉં કર્યાં છે?

[લવ એક પોથી આપે છે.]

વા૦ (પોથી ઉપાડી) વાહ! "રામલીલા"! ખૂબ સુંદર નામ. (પહેલું પાનું ઊંચકી) અરે! આ તો નાટિકા છે! દેવપ્રિય, તને નાટ્યકલા કોણે શીખવી?

દે૦ આશ્રમમાં ભરતમુનિના પુત્ર અતિથિ થયા છે તેમણે.

વા૦ ઠીકઠીક. (બીજું પાનું ઊંચકી) અરે! આ તો લોકભાષામાં છે.

દે૦ હાજી.

વા૦ એ ભાષા તું ક્યારે શીખ્યો?

દે૦ માનાં ધાવણ ધાવતો હતો અને ઘોડિયે ઝૂલતો હતો ત્યારે.

—:ગુરુજી, એ ભાષા શીખવા જવી પડતી નથી. એ તો આપોઆપ જ શીખાય.

—:ચકલી જેમ ચીં ચીં કરતાં શીખે.

—:અને કોયલ જેમ ટહૂકતાં શીખે.

વા૦ દેવપ્રિય, બોલ તને બાલકાણ્ડ નવેસર કેમ લખવું પડ્યું?

દે૦ (અદબભેર) ગુરુજી! ધૃષ્ટતા થતી હોય તો માફ કરજો. મને બાલકાણ્ડમાં બાલકાણ્ડ જડયું જ નથી.

—:ગુરુજી! તમારા રામલખમણ અવતારી પુરુષ છે, વીર છે, ધીર છે, બધુંય છે; પણ નથી બાળક.

—:એઓ જન્મ્યા છે તે જ દિવસે જાણે કુમારવયે પહોંચી ગયા છે!

વા૦ (કૌતુકથી) મેં એમ ક્યાં કહ્યું છે?

—:તો પછી એ તમારા બાલકાણ્ડના અઢારમા સર્ગની શરૂઆતમાં જન્મી અંતભાગે તો કુમાર વયે પહોચી ગયા છે તે શું સૂચવે છે?

—:અને એ એક સર્ગમાંય નથી એમણે હઠ લીધી કે નથી મસ્તી કરી.

—:કજિયો ન કરે તે કંઈ બાળક કહેવાય?

—:એ તો કહેવાય લાકડાની ઢીંગલી.

વા૦ (ગંભીરતાથી) બટુઓ! તમારી વાત છે તો કાન પકડવા જેવી. કહો બટુઓ! મને, અગમ-નિગમના જાણનારને પણ જે વાતની ખબર ન પડી તેની ભાળ તમને ક્યાંથી જડી?

દે૦ અમે બાળકો બાળક કેવું હોય છે તે ન જાણીએ તો બીજું કોણ જાણે?

—:ગુરુજી! અમે પોતાના જ અનુભવથી જાણીએ છીએ કે બાળકો તો તોફાન કરે જ.

—:અમે અમારાં માબાપને તોબા તોબા પોકરાવ્યા હતા તે કેમ ભૂલીએ!

આ૦ પણ રામચંદ્રજી તો અવતારી પુરષ ને તમે તો છો ક્ષુદ્ર માનવી જીવ

રા૦ તેથી શુ ? અવતારી જીવો પણ જન્મે તો છે માનવી માતાના જ ખોળામા, અને માનવી લોકના જ ખોળિયામાં તેય બાળક અવસ્થામાથી ધીમે ધીમે જ મોટા થાય છે

— વળી ચૌદે ભુવન અને ત્રણે ગામમા બાળકો તો બાળકો જ હોવાના તે ધિંગામસ્તી કરવાના જ

વા૦ વત્સો ! તમારી વાત સાચી છે

લ૦ તો દાદાજી ! તમે રામાયણનો એટલો ભાગ નવેસરથી લખો

વા૦ બેટા ! એ તો હવે લખાણુ તે વચાણુ એમા મીનમેખનોય સુધારો ન થઈ શકે

કુ૦ પણ આમ તો એ રામલીના અધૂરી રહી જશે

વા૦ નહિ રહે તમારી 'રામલીના" એ ઉણપ પૂરણ કરશે વત્સો ! આ કાળે કદાચ એનું મહત્ત્વ લોકોને નહિ સમજાય પરંતુ એક એવો કાળ આવશે ત્યારે બાળકોની સાદી સીધી કલ્પનાની લોકો કદર કરશે ત્યારે તમારી 'રામલીના' ખરેખરે ભજવાશે

લ૦ તો શુ ત્યા લગી આ નાટિકા અમારે દાબી રાખવી ?

વા૦ ના હું પોતે તો એની મહત્તા સમજુ છુ હું એની કદર કરીશ આપણા મહેમાનોના મનો રંજન માટે સ્વર્ગની અપ્સરાઓ 'સીતાભેટનું' નાટક ભજવવાના છે એના ભેગો તમારી નાટિકાનો કાર્યક્રમ પણ ગણશુ

સર્વે તો તો બહુ મઝા પડશે

વા૦ આચાર્યજી ! તમે એમને વિદ્યાલયમાથી રજા આપજો કે જેથી તેઓ એ નાટિકા ભજવવા માટે પૂર્વતાલીમ લઈ શકે

આ૦ જેવી આપની આજ્ઞા

વા૦ વત્સો ! ખુશ ને ?

સર્વે હા, દાદાજી ! ખુશ (વાલ્મિકી જાય છે બટુઓ આચાર્ય તરફ જોઈ) જોયુ ? (તેઓ પણ જાય છે)

આ૦ (જનાન્તિકે) કુલપતિજીએ બ્રહ્મચારીઓને છૂટવી મૂકયા છે એમને જ કોઈ દિવસ ભારે પડશે ગુરુજી જન્મે અદ્વિજ હતા એથી કદાચ એમને આ અદ્વિજ બટુઓના ગામડિયાવેડા ગમે છે પણ આમ તો ગુરુકુળની પવિત્ર વિદ્યાભૂમિ ભાંડભવાઈની ભૂમિ બની જશે એવુ થશે તો મારા જેવા આચાર્યનિષ્ઠ, શિષ્ટ અને સરકારી બ્રાહ્મણને આ તપોવન છોડવુ પડશે

(જાય છે)

[ પડદો પડે છે ]

અંક ૧ લો પૂરો

# અંક ૨ જો

## પ્રવેશ ૧ લો

સ્થળ અજોધ્યાપુરીનો રાજબાગ — સમય ગમે તે

[ પડદો ઊપડે છે ત્યારે વૃદ્ધ કંચુકી લાકડીના ટેકે ટેકે પ્રવેશે છે ]

(નેપથ્યે) ઓ કાકા ! કંચુકી કાકા ! જલદી આવો કયા ગયા ?

કં૦ (ચમકી) શુ છે ? કોણ બોલાવે છે ?

— (નેપથ્યે) મરી ગયો, મરી ગયો, અરે ! મરી

ગયો! વારો, વારો, કોઈક રામલખમણને વારો.

ક૦ (જનાન્તિકે) આ બે ભાઈઓથી તો હાથ જોડ્યા, બાપા! ઘરમાં રહે તો ઘરવાળાને, અને બહાર આવે તો બહારવાળાને, એ કોઈ નેય જંપવા દેતા નથી એમના પગ ભોંય પર ઠરતા જ નથી દોડાદોડ ને ધક્કામુક્કી વિના એમને ઘડીએ જંપ વળતો નથી આ જરા પાણી પીવા ગયો ત્યાં તો બેઉએ આખું ઉપવન ગજાવી મૂક્યું (પડદા તરફ જોઈ) એ લખમણ! એ રાઅઅમ!

(નેપથ્યેથી) એ આવ્યા, કાકા!

[ કુમારવયસ્ક રામ-લખમણ પ્રવેશે છે ]

ક૦ બેટા! મુજ સરખા કાકાને ઘડીભર તો ઠરવા દો (બેસી જાય છે)

રા૦ કોની ના છે, કાકાજી! સૂઈ જાવને પેલા (બતાવે છે) નાગચંપા હેઠળ

ક૦ જરાક પાણી પીવા ગયો તેટલી વારે ઠરીને બેઠા નથી અને કહો છો કે સૂઈ જાવ! તમને છૂટા મૂકી ઊંઘવા માંડું તો તો તમે આભ ને ધરતી ય એક કરી મૂકો

લ૦ ના રે, કાકા! અમે એવું ના કરીએ અમે કેવા ડાહ્યાડમરા છીએ! હેં! કાકા! (લાડ કરે છે)

ક૦ ડાહ્યાડમરા તો એવા કે જાણે અટકચાળા વાંદરા કહે તો ખરો બગીચામાં શો ઉતપાત માંડ્યો હતો?

લ૦ અમે તો માત્ર રમતા હતા

ક૦ તો પછી આ કોઈ બૂમ પાડતું હતું તે ખોટી?

લ૦ ખોટી કે ખરી તે પૂછો એ બૂમ મારનારને

ક૦ રામ ભાઈ કહે એ કોણ ચિત્કાર કરતું હતું?

રા૦ નગરશેઠનો ચંદુ

ક૦ શા માટે?

લ૦ તે પૂછો તેને—બોલાવીને નથી અમે એને અડ્યા કે નથી અમે એનું નામ લીધું

ક૦ કોઈ વગર કારણે બૂમ નહિ પાડે

રા૦ એ તો અમે પેલા પચકલ્યાણી વછેરા જોડે રમતા હતા તે એનાથી ખમાતું ન હતું

ક૦ તેનેય સાથે રમાડવો હતો ને બેટા!

લ૦ તે માટે જિગર હોય તો ને (જનાન્તિકે) ભાઈ સાહેબ એવા તો પોચકી છે કે ન પૂછો વાત ચડીએ પડીએ અમે ને જીવ જાય છે તેનો

ક૦ ભાઈ! તમે તો કહ્યું હતું કે કાકા ભલે પાણી પી આવો, અમે આ હોજ પર ચુપચાપ બેસી રહીશું! કેમ, પછી એક ઘડી પણ પગ વાળીને ન બેસાયું ને?

લ૦ કાકા! પ્રથમ તો અમે ચુપચાપ બેઠા જ હતા તો પણ ત્યાં તો પવન જોડે ગેલ કરતો એ વછેરો સામે આવ્યો એને જોયા પછી હાથ પગ જોડી બેસી રહેવાય?

ક૦ તો શું મૂંગા જનાવરને ત્રાસ અપાય?

લ૦ એમાં ત્રાસ ક્યાં આવ્યો વળી? એમ તો બાપુ જીય ચાદરા ઘોડાને દશવીશ કોશ દોડાવે જ છે તો

ક૦ એ ચાદરો ઘોડો તો મોટો છે, અને આ વછેરો તો હજુ બચ્ચું કહેવાય

લ૦ વછેરો બચ્ચું કહેવાય ને અમે મોટા માટીડા છીએ, નહિ?

ક૦ બસ, લખમણ બસ, તારી જોડે જીભાજોડીમાં નહિ જીતું મોન, ભાઈ, રામ! તું બોલ તમે શું કરતા હતા?

રા૦ મેં વછેરા પર સ્વારી કરી હતી

લ૦ હું તેને બાવળની સોટીએ હાંકતો હતો

ક૦ કાંટાવાળી ને?

લ૦ કાંટાવાળી જ તો વળી આર વગરની તે પરોણી હોતી હશે ? કાકા!

રા૦ પછી સામે જ રાજહંસ ચણતા હતાં તે અમને જોઈ ફફડીને નાઠા તરત જ મે તેમની પૂંઠ પકડી

ક૦ વછેરા પર બેઠા બેઠા કે નીચે ઊતરી ?

રા૦ શિકાર કરવા તો ઘોડા પર સવાર થઈને જ જવાય કાકા!

લ૦ પછી વછેરે અડ કરવી શરૂ કરી

રા૦ આગળને બદલે તે પાછળ હઠવા લાગ્યો

લ૦ એ જોઈ મે તેને બેચાર સોટીઓ ચોડી કાઢી

રા૦ તરત જ ઘોડો પવનવેગે દોડવા લાગ્યો

લ૦ પછી તો હુય વછેરા પર મોટાભાઈની પાછળ ચડી બેઠો

રા૦ આગળ હંસ ને પાછળ અમારી સવારી. બહુ ગમ્મત આવી

લ૦ એવામા હંસનાઓ સરોવરનાં પાણી તરફ દોડ્યાં

રા૦ છતા અમે તેનો કેડો ન મૂક્યો

લ૦ ત્યા તો પેલો પોચકી ભાઈ ચિત્કાર કરી ઊઠ્યો દોડો દોડો દોડો

ક૦ તે એણે બૂમ પાડી તે સારુ કર્યું તમે પાણી બાણીમા લપસી પડત તો મને રાજમાતાનો ઠપકો ન મળત ?

લ૦ તમે ભલા ઠપકામાથી બચી ગયા પણ અમે રાજહંસ પકડી ન શક્યા તે ? અમારે એની સાથે ભાઈબંધી કરવી હતી

ક૦ પંખીને હેરાન કરી તેની જોડે દોસ્તી ન થાય

રા૦ તો કેવી રીતે થાય ?

ક૦ પ્રેમ કરી

લ૦ (હસી) પ્રેમ! પ્રેમ! પંખી જોડે પ્રેમ ? એને તે કઈ વાચા છે કે એની જોડે પ્રેમ કરીએ!

ક૦ વાચા નથી પણ એમનામા પ્રેમીને પારખવાની સમજ તો જરૂર છે

રા૦ તો કાકા! તમે જ કહોને કે અવાચક પંખીઓ જોડે કઈ રીતે પ્રેમ કરવો ?

ક૦ લે સાભળ પહેલા તો તેના ચણ માટે મણ વેરવા પછી તી તી તી (હાથની ચેષ્ટા કરી) આવ, આવ કહેવુ એમ કરશો એટલે તે દાણા ચણવા આવશે. ત્યારે તેને બુચકારી બુચકારી પાસે તેડવા જોજો તો ખરા એક બે દિવસમા જ તે તમારે ખભે આવી બેસશે ને તમને તેમની ભાષામા ગીતો ગાઈ સભળાવશે

લ૦ કાકા, જનાવરો જોડે પણ એ જ રીતે દોસ્તી કરવાની ને ?

ક૦ હા.

લ૦ (મરક મરક હસી) જનાવર જગલી ને હિંસારી હોય તો પણ ?

ક૦ (ભોળા ભાવે) હા તોપણ ઋષિમુનિઓના તપોવનમા બાળકો વાઘવરૂના બચ્ચાં જોડે રમે જ છે તો

રા૦ તો તો કાકા અમેય એમ કરશુ

ક૦ તપોવનમા જાઓ ત્યારે કરજો

રા૦ પણ અહીં જ કરીએ તો ?

ક૦ અહીં વસ્તીમા વાઘવરૂના બચ્ચા નહિ મળે

લ૦ વાઘવરૂના નહિ તો સિંહના

ક૦ (સભય) સિંહના ?

લ૦ હા કાકા! બાપુજી શિકારે ગયા હતા ત્યાથી કાલે જ બે બચ્ચાં પકડી લાવ્યા છે

રા૦ ચાલો કાકા! અમને એ બચ્ચા પાસે લઈ જાવ

લ૦ અમે તેમની જોડે રમત રમશુ

ક૦ (ગભરાઈ) સિંહનાં બચ્ચા સાથે તે વળી રમાય!

લ૦ કેમ ન રમાય ? હમણા જ તો તમે કહી ગયા કે રમાય

કં૦ (સ્વગત) પણ ત્યારે મને ક્યાં ખબર હતી કે અહીં વસ્તીમા પણ સિંહના બચ્ચા મળવાના છે!

લ૦ કાકા! મનમા મનમા શુ બબડો છો?

રા૦ કાકા! જલદી કરો ને અમને લઈ જાઓ હું એ બચ્ચાને કહીશ ઉઘાડ તારુ મો, મારે તારા દાત ગણવા છે

લ૦ હું તો બન્નેને મારી બગલમા બેસાડીશ પપાળીશ ને કહીશ બંધુઓ, ડરશો ને રોશો નહિ તમે તમારા ભાઇભાંડુથી વછુટા પડયા છો પણ હવે અમે તમારા ભાઈભાંડુ થઈશુ

કં૦ (જનાન્તિકે) જોયું ને! હું કેવો ફસાયો છુ! ના કહું તો બને ભાઈ ગુસ્સે થશે ને હા કહું તો ગજમાતા ક્રોધ કરશે મારે તે શુ કરવુ? તમે કોઈ ઉપાય બતાવશો? (થોડીવાર ચૂપ) બસ બસ. બહુ સરસ ઉપાય હું એમને બીજી વાતમા નાખી આ વાત ભૂલવી દઈશ (પ્રગટ) રામ!—

રા૦ કાકા! કોની સાથે વાત કરો છો?

લ૦ વા સાથે (હસે છે)

કં૦ હું એમ કહેતો હતો કે રામ! તમે ઐગવત જોયો છે?

રા૦ ઐગવત! એ શુ છે?

કં૦ એ હાથી છે

લ૦ એવા હાથી તો બહુયે જોયા છે! દશેરાની સવારીમા હાથીની લંગર લાગે છે

કં૦ પણ આ હાથી તો નવી જાતનો છે

લ૦ નવી જાતનો એટલે? એને કઈ બે મ્હોડા તો નહિ જ હોય

કં૦ મ્હોડા તો નહિ પણ સૂઢ તો જરૂર સાત છે

રા૦ (આશ્ચર્યથી) સાત!

કં૦ હા સાત! ઈંદ્રપુરીના રાજાએ ભેટ મોકલ્યો છે કાલે જ એ આવ્યો છે

લ૦ એને કયા બાંધ્યો છે?

કં૦ પશુશાળામા

રા૦ ચાલો, કાકા! આપણે એ ઐગવત જોવા જઈએ

કં૦ ભલે ચાલો, થાવ આગળ

[ત્રણે જાય છે પડદો પડે છે]

## પ્રવેશ ૨ જો

સ્થળ : આગના પ્રવેશનુ — સમય : થોડા દિવસ બાદ

[પડદો ઉપડે છે ત્યારે એક કુમાર નેપથ્ય તરફ મો રાખી બૂમ મારતો જણાય છે તેનુ નામ સમરજીત છે]

સ૦ (ઉચ્ચ સ્વરે) એ સુધાજિત! વિશ્વજીત! ગુણજીત! છો કે બધા?

(નેપથ્યે—હા હા હા)

[ત્રણે પ્રવેશે છે]

ત્રણે કેમ?

સ૦ ચાલો રમવા

ર૦ આવા બળતા બપોરે?

સ૦ નામ તો મોટુ ગુણજીત છે પણ તડકાથી તો ડરી ગયો! મોટો થઈશ ત્યારે તો બળતી આગમાં ધમાધમ કરી ઝપલાવવુ પડશે ત્યારે શુ કરીશ?

ર૦ પણ મે રમવા આવવાની ના કહી છે કે આવુ મોટુ ભાષણ આપે છે?

સ૦ તો ચાલો

ત્રણે હા, ચાલો (ચાલવા માડે છે)

વિ૦ (અટકી) શી રમત રમશુ?

સ૦ (થોભી) મારામારીની

સુ૦ (થોભી) મારામારીની?

સ૦ હા, મારામારી

ર૦ તો તો મઝા પડશે

સ૦ મઝાય પડશે ને પરીક્ષાય થશે

સુ૦ રમતની ગોલાલડાઈમા તે વળી પરીક્ષા થતી હશે!

સ૦ પણ આજે ગોલાલડાઈની રમત રમવાની નથી

ર૦ તો?

સ૦ સાચેસાચી મારામારી કરવાની છે

વિ૦ તો તો લાકડીઓ લઈ લઈએ

સ૦ જેની મૂઠીમા જોર નહિ હોય તે લઈ લે મારે તો મારો હાથ તે જ લાકડી (બતાવે છે)

ત્રણે: એમ તો અમારા કાડાંબાવડાય વજરના છે

સ૦ તો ચાલો, હવે

સુ૦ કોના પર હલ્લો કરવાનો છે?

સ૦ રામલખમણુ પર

ર૦ રામલખમણુ પર?

સ૦ હા, હા, તેના પર ડરી ગયો?

ર૦ ના રે પણ જરા નવાઈ પામ્યો ખરો

વિ૦ સમર! એ બને ભાઈઓ તો તારી રોજની રમતના ભિલ્લુ એમની જોડે ક્યારથી ખટાસી ગયુ?

સ૦ આજ સવારથી એ રામલો એમ સમજે છે કે હુ રાજાનો પાટવી કુવર એટલે આજથી જ બધા પર રાજ કરી શકુ

સુ૦ રાજા તો થશે ત્યારે થશે અને આજથી જ શિરજોરી?

વિ૦ કૈકેયી બાનુ ચાલશે તો એને તો વને વને રઝળવુ પડશે.

સ૦ તેની એને કયા ખબર છે?

ર૦ સમરભાઈ! તકરારનું મૂળ તો કહો?

સ૦ એણે મારો પોપટ લઈ લીધો છે

સુ૦ પેલો, તારા પિતાજી જોડે શિકારે ગયો હતો ત્યાથી પકડી લાવ્યો હતો તે જ ને?

સ૦ હા, તે જ ભાઈસાહેબને રાજમહેલમા જ ઘર કૂકડા થઈ રહેવુ છે ને જગલના જનાવર જોડે રમવાનો શોખ કરવો છે

ર૦ પછી?

સ૦ પછી મે મારો પોપટ પાછો માગ્યો તો કહે છે કે એ તો હવે મારો

સુ૦ એમ!!

સ૦ મેં કહ્યુ અરે! એ તો મારો છે તો તે કહે કે જા જા મારાવાળી! લેવો હોય તો લડાઈ કરીને લઈ જા

સુ૦ ચોરી ને ઉપર શિરજોરી!

વિ૦ એનેય માર ખાવાનો શોખ થયો હશે

સ૦ તે પૂરો કરવા તો આપણે જઈએ છીએ

[સર્વે જાય છે]

[સામી વિગમાથી રામલખમણુ આવે છે]

લ૦ ભાઈ! અત્યાર લગી કયા હતા?

રા૦ પોપટ પાસે

લ૦ પોપટ પાસે! એ કયા છે?

રા૦ બગીચામા

લ૦ તમે એને પકડ્યો?

રા૦ ના, એ જ મારે ખભે આવી બેઠો

લ૦ કયાથી?

રા૦ સુમન્તકાકાના સમરભાઈના પાંજરામાથી

લ૦ તો તો એ પોપટ તેનો હશે

રા૦ તેનો હતો, પણ હવે તો મારો છે.

લ૦ તમારો?

રા૦ હા, મારો કારણ તે મારે શરણે આવ્યો છે

લ૦ તમારે શરણે ! સમરભાઈને ત્યાં તેને શું દુઃખ હતું ?

રા૦ પહેલું દુઃખ તો એ કે તેને પાંજરામાં પુરાઈ રહેવું પડતું. બીજું દુઃખ તો એ કે સમરભાઈ તેને ભૂખે મારતા હતા.

લ૦ કેમ ?

રા૦ કારણ કે તે માણસ પેઠે બોલતો ન હતો.

લ૦ એને કંઈ વાચા છે કે બોલે ?

રા૦ વાચા હોય તોય મારી મારીને બોલાવીએ તો ન જ બોલે.

લ૦ તે શું સમરભાઈ એને મારતા પણ ખરા ?

રા૦ હા. એ જોઈ મને દયા આવી. મેં કહ્યું, સમરભાઈ ! બિચારા મૂંગા જીવને ન મારો. તે કહે મારવાનો, સો વાર મારવાનો. રામ ! તું શું કામ વચ્ચે પડે છે ?

લ૦ તમારું તેણે અપમાન કીધું ? દુષ્ટ !

રા૦ ભલે તેણે અપમાન કર્યું. પણ પેલા પોપટે તે મારું કહેવું સમજી ગયો હોયની તેમ મારું સન્માન કર્યું. સમરભાઈએ જેવું પિંજરાનું બારણું ખોલ્યું કે તે ઊડીને મારે ખભે આવી બેઠો. ને અત્યાર લગી મૂંગો હતો તે બોલવા લાગ્યો : રા આ આ મ. રા આ આ મ

લ૦ પછી ?

રા૦ પછી સમર તેને પકડવા આવ્યો. મેં ન પકડવા દીધો ને કહ્યું એ તો મારો શરણાગત એનું હું હવે રક્ષણ કરીશ. પછી હું એને આપણા બાગમાં લઈ આવ્યો.

લ૦ તમે એને શું શું ખવડાવ્યું ?

રા૦ જામરૂખ, મરચાં, ચણા.

લ૦ હવે તે ક્યાં છે ?

રા૦ આંબલીના ઝાડ પર.

લ૦ ઉડાડી મૂક્યો ?

રા૦ હા.

લ૦ તો હવે એ પાછો નહિ આવે.

રા૦ આવશે. જરૂર આવશે. હું કહીશ 'પોપટ.' ને તે કહેશે 'રા આ આ મ.' અને આવી બેસશે મારા ખભે.

[ સમરની ટોળી પ્રવેશે છે. ]

સ૦ રામ ! મારો પોપટ પાછો આપે છે કે નહિ ?

રા૦ ના.

ગુ૦ ના કહે છે પણ પછી પાછળથી પસ્તાઈશ.

રા૦ નહિ પસ્તાઉં. કારણ હવે એ પોપટ મારો છે.

વિ૦ તે તારે સીધી રીતે પોપટ નથી આપવો એમ ને !

રા૦ વાંકી રીતે પણ નહિ આપું.

સ૦ તો પછી અમારે હાથ ઉપાડવા પડશે.

લ૦ ઉપાડી તો જુઓ. હાથ ઉપાડવો કેટલા શેરનો છે, ખબર છે ?

ગુ૦ રાજાનો છોકરો છે એટલે ડરાવતો હશે. નહિ ?

રા૦ ના રે. અમે તો કંઈએ ડરાવતા નથી. ઊલટું'ના ડરાવવા તો તમે આવ્યા છો.

લ૦ ટોળી બાંધી હલ્લો તો તમે લાવ્યા છો.

રા૦ રામ ! તું તો સમજુ છે. પારકો પોપટ પચાવી પાડવાની દોંગાઈ સારી કહેવાય ?

લ૦ પણ કોણ કહે છે કે પોપટ પારકો છે ?

રા૦ તમે બે સિવાય બધાય કહેશે.

રા૦ તો ચાલો રાજાજી પાસે ન્યાય કરાવીએ.

સ૦ રાજાજી પાસે ? ના, ના. એ પણ આખરે બાપો તો તારો જ ને ?

રા૦ ન્યાયની ગાદીએ બેઠા પછી બાપ બાપ રહેતો નથી અને બેટો બેટો.

સ૦ એ તો બધી મોઢાની વાત

ગુ૦ જમણો હાથ તો મોં તરફ જ વળે, રામ !

રા૦ તમને મારા પિતાજીનો ભરૂસો ના આવતો હોય તો ચાલો સમરભાઈના પિતાજી પાસે.

સ० એમ છે? તો ચાલ, કરાવ ન્યાય અને પડ ફીકો
[ સમરના પિતા સુમન્ત્ર મ ત્રી પ્રવેશે છે ]

રા० પધારો, કાકાજી! અમે તમને જ યાદ કરતા હતા

સુ० કુશળ તો છોને બેટા? બોલ, મારુ શુ કામ પાડ્યુ હતુ?

સ० પિતાજી! તમે ન્યાય કરી આપો.

સુ० શાનો?

સ० અમારી તકરારનો

સ० સમર! ભાઈ ભાઈમાં તે વળી તકરાર હોય?

સુ० એક જણ બીજાની ચીજ પચાવી પાડે અને તે માગવા છતા પાછી ન આપે તો પછી તકરાર ન થાય?

સુ० કોણે કોની વસ્તુ લઈ લીધી છે?

વિ० રામે સમરભાઈનો પોપટ ઝૂટવી લીધો છે

સુ० ભલેને લીધો સમર તુ તો મોટો ભાઈ: નાના ભાઈ ભણી ઉદાર થા

રા० કાકા! મે એ પોપટ ઠગાઈ કરીને નહિ પણ મારા હકના દાવાથી લીધો છે

સ० જોયુને પિતાજી, મગજમા કેટલી ખુમારી છે?

સુ० તો હવે કહો આખી વાત. હું પછી ન્યાય કરીશ

લ० કાકાજી! જાણે કે એક પોપટ છે સમરભાઈ તેને મારે છે, ને રામભાઈ તેને તારે છે, એક જણ કરે છે જુલમ ને બીજો કરે છે પ્રેમ

રા० તો હવે કહો, કાકાજી! પોપટ કોનો? વહાલ કરે તેનો કે ઘાયલ કરે તેનો

સુ० (જનાન્તિકે પ્રેક્ષકને) કહો ભાઈઓ! મારે શો ન્યાય કરવો? એ પોપટ કોનો? મારે તેનો કે તારે તેનો? (વિચાર કરી પ્રગટ) કહે રામ! એ પોપટ ક્યા છે?

રા० બગીચામા આમલિયાની ડાળમાં

સુ० તો ચાલો સર્વે ત્યા. ત્યા જઈ હું તાળી પાડીશ એટલે તમે બન્ને એ પોપટને પકડવા દોડજો જે પોપટ લઈને મારી પાસે પહેલો હાજર થશે તેનો તે ઠરશે કેમ એ ન્યાય ગમશે ને?

સ० મારે એ ન્યાય કબૂલ છે

રા० મને પણ એ મજૂર છે

સ० (જનાન્તિકે મિત્રોને, હસી) આપણે છ મ ને રામ હાર્યો એ સુખવાસી રાજવંશીને ઝાડે ચડતા જ ક્યા આવડે છે કે પોપટને પકડી લાવશે

લ० (જનાન્તિકે રામને) મોટાભાઈ!

રા० (ઉપર પ્રમાણે) લક્ષ્મણ! ગભરા ના

લ० (ઉપર મુજબ) પણ તમને ઝાડે ચડતા નથી આવડતું તે?

રા० (ઉપર મુજબ) ભને ને ઝાડે ચડવાની જરૂર છે જ ક્યા? આમલિયામા જઈ હું કહીશ 'પોપ અ ટ' કે તરત જ તે 'રા મ' કહી મારા હાથમા આવી બેસશે

સુ० કેમ હવે ચાલશો ને આમલિયે?

સર્વે० જરૂર કાકાજી

[ જાય છે પડદો પડે છે ]

## પ્રવેશ ૩ જો

સ્થળ: રાજમહેલનુ આગણુ

સમય એક બપોરનો સુમાર.

[ પડદો ઊપડતા એક છડીદાર વિ ભાગથી હાક કરે છે ]

છડી० ઓ! ઓ! રથસારથિ! જલદી કર, જલદી કર, મહારાજા માટે રથ તૈયાર કર

સારથી० (સામેની વિંગમાથી હાક કાઢી) આવા બળતા બપોરે રથ! શા માટે? મહારાજને કચેરીમા જવુ છે?

છ० (પ્રગટ થઈ) ના

સા૦ (આગળ આવી) તો ?

છ૦ નદીકાંઠે જવું છે.

સા૦ નદીકાંઠે ! સ્નાન કરવા ?

છ૦ ના.

સા૦ તો ?

છ૦ (ચીડાઈ) રથ જોડી લાવવા કહ્યું તે નહિ, ને નાહકનો તો તો કરી માથું ખાય છે.

સા૦ એમાં ચીડાય છે શા માટે ? રથ તો અશ્વપાળો જોડે છે. તે તૈયાર થાય ત્યાં લગીમાં કહે તો ખરો કે મહારાજ આવા બળતા બપોરે નદીકાંઠે શા માટે જાય છે ?

છ૦ મહારાજ રામલખમણને નદીકાંઠે શોધવા જાય છે.

સા૦ (નવાઈના સ્વરે) તેઓ ત્યાં ક્યાંથી ?

છ૦ બંને ત્યાં નહાવા ગયા છે.

સા૦ એ તો રૂડી વાત. નહાવા ગયા છે તો નહાઈ ધોઈ પાછા આવશે. એમાં શોધાશોધ કે દોડાદોડ શા માટે કરવી પડે ?

છ૦ (ઉચ્ચ સ્વરે) મૂરખ ! બંને જણા એકલા એકલા ચોરીછૂપીથી નાસી ગયા છે.

સા૦ એમ !! તો રાજસેવકોનો દુકાળ પડ્યો છે કે ખુદ મહારાજાને જવું પડે છે ?

છ૦ (ગુસ્સો કરી) બહુ બહુ તો રથ હાંકવો જાણે એટલી જ તારી બુદ્ધિ ! તને ખબર નથી કે રામચંદ્રજી જ્યારે હઠે ચડે છે ત્યારે કોઈના વાર્યા વળતા નથી ? અને એથી તેમને નદીકાંઠેથી પાછા લાવવાનું કામ નોકર ચાકરનું નથી.

[ નેપથ્યથી અવાજ : એ એ એ...છડીદાર ! કેટલી વાર: ]

છ૦ (વિંગ તરફ મોં ફેરવી) આવ્યો જી રથ તૈયાર છે.

[ બંને સામસામી વિંગમાં ચાલ્યા જાય છે. તેમાંથી જરાવાર પછી અંતઃપુરનો એક પ્રતિહારીને એક પૌરજન પ્રવેશે છે.]

પૌ૦ ક્યાં જઈ આવ્યો પ્રતિહારી ?

પ્ર૦ (થોભ્યા વિના) ભોઈવાડે.

પૌ૦ ભોઈવાડે ! અને તે અત્યારે ?

પ્ર૦ હા. અત્યારે કૌશલ્યાબાને પાલખી જોઈએ છે.

પૌ૦ (તેને પકડી ઊભો રાખી, ઉચ્ચ સ્વરે) તમારે એ ગરીબ લોકને જીવવા દેવા છે કે નહિ ? અમથડી તો તેઓ એક રાણીને ફેરવી લાવ્યા ત્યાં હવે બીજી રાણીને પાલખીએ ચડવાનો અભખરો થયો ! તારાં રાજારાણીને તેં ભગવાને પગ દીધા છે કે નહિ ? જ્યારે જોઉં છું ત્યારે પારકી ખાંધ ને પારકા પગ. એ બિચારા ભોઈઓને ઘડીનોય જંપ નથી.

પ્ર૦ (હાથ છોડાવી) આ તે કંઈ જંપ કરવાનો વખત છે ? પેલી બાજુ રાજમાતા માથું પછાડે છે ને આ બાજુ તારે જંપ કરાવવો છે ?

પૌ૦ કોઈ સગુંવહાલું મરી ગયું છે ?

પ્ર૦ (ક્રોધ કરી) મરે ને તારાં સગાં હોય તે ! રાજમાતાનાં સગાંને મારવા આવ્યો છે તે. કોણ છે તું રાજદ્રોહી ? (મારવા ધસે છે.)

પૌ૦ (પાછળ હઠી જઈ) ખમ્મા ! ખમ્મા ! (સ્વગત) છે તો રાજારાણીનો બે બદામનો નોકર પણ રૂવાબ તો રાખે છે કોઈ મોટા રાજાધિરાજનો. (પ્રગટ) પણ ભાઈ ! (પ્રતિહારીના ખભે હાથ મૂકી) હવે શાંત પડ અને કહે કે શું થયું છે !

પ્ર૦ (ગંભીર થઈ) રામલખમણ નદીએ નહાવા ગયા છે.

પૌ૦ (હસી) બસ. એમાં શીદને માથાં પછાડવાં ને પાલખીઓ દોડાવવી ? બાળકો નહાવા ગયાં છે તે નહાઈ કરી પાછાં આવશે. તેઓ કંઈ ત્યાં ને ત્યાં જ નહિ બેસી રહે !

પ્ર૦ પણ બંને ભાઈને તરતાં આવડતું નથી અને ન કરે નારાયણ ને . . .

પૌ૦ તેઓ, તરતાં આવડતું નથી તો પણ ભરી નદીમાં કૂદી પડશે એટલા બુદ્ધિ વગરના નથી. દરેકને પોતાનો જીવ વહાલો હોય છે.

પ્ર૦ પાણી જોઈને જ બનેને શુરુ છૂટે છે તેમાં વળી આજે નદીમાં મબલખ પાણી પહેલવહેલાં જોવા મળશે એટલે તો એઓ ગાંડાગાંડા થઈ જશે

પો૦ પહેલવહેલા? વારે પરબે રાજરાણી નદીએ નહાવા જાય છે ત્યારે રાજકુમારોને સાથે નથી લઈ જતા?

પ્ર૦ ના, નદીએ તો નહાય મોટાં માણસ, નાના તો ત્યાં ડૂબી મરે

પો૦ (જનાન્તિકે પ્રેક્ષકને) આ તે કેવો અન્યાય! બિચારા બાળકોને નહાવાનું તો ઘરમાં, ખાવાનું તો ઘરમાં, ને ભણવાનું તો તેમ વગમાં ઘરમાં ને ઘરમાં ગોંધાઈ રહેતાં એમનો જીવ નહિ ગભરાય? બાળકો કંઈ મનખ્યા જીવ નથી? એઓ પેલા ચકલીચીબરાથી પણ ગયા? તેમ ઝાડે તળાવે ને નદીનાળે ઊડતા ફરે છે (પ્રગટ) પ્રતિહારી! રામલખમણ નાસી ગયા છે તે ઠીક જ થયુ છે રાજરાણીને શીખ લાગશે

પ્ર૦ (ક્રુદ્ધ બની) રાજરાણીને શીખ લાગશે? નાને મ્હોડે મોટી વાત ના કર એ માટે તને અધિકાર નથી

પૌ૦ અધિકાર ભલે ન હોય પણ જતા જતાં કહી જાઉં છું કે દીકરા તો આખી દુનિયાને હોય છે તારી કૌશલ્યામાને જ કંઈ નવાઈના નથી કે તે રામલખમણને આઠે પ્હોર ને સાઠે ઘડી આંખ તળેથી અળગા થવા દેતી નથી એઓ તે એના દીકરા છે કે કોના? (જાય છે) (નેપથ્યે અવાજ) આ પ્રતિહારી તો ગયો તે ગયો જ

[ એ સાંભળી પ્રતિહારી જલદી પગ ઉપાડી જાય છે પછી રાજકુમાર ભરત અને શત્રુઘ્ન સામસામેથી આવે છે ]

ભ૦ શત્રુઘ્ન! ક્યાં ચાલ્યા?

શ૦ બગીચામાં

ભ૦ બપોર તો થવા આવ્યા ભોજન નથી કરવું?

શ૦ ભોજન! એ તો કોઈ કરાવે તો કરીએ ને!

ભ૦ એમ કેમ બોલે છે? મને તો કંઈ સમજાતું નથી.

શ૦ આ ભોજનની વેળા છે એ મહેલમાંના બધાય ભૂલી ગયાં છે રાજાથી માંડી દાસી લગીના સર્વે હાહાકાર અને દોડાદોડી કરે છે

ભ૦ કારણ?

શ૦ તે તને તેની ખબર નથી પડી?

ભ૦ ના, શું થયું છે? નાનામા જોડે ફરવા ગયો હતો ત્યાંથી હું તો હજુ આ ચાલ્યો આવું છું

શ૦ રામલખમણ નાસી ગયા છે.

ભ૦ હેં!!! ક્યાં?

શ૦ નદીએ

ભ૦ કોઈને કહ્યા કારવ્યા વિના?

શ૦ હા અને તેય એકલા એકલા

ભ૦ આપણા મોટા ભાઈઓ ખૂબ તોફાન કરે છે, નહિ?

શ૦ તોફાન એ તો એમનું જીવન છે ધિંગામસ્તી ને અટકચાળા કરે નહિ તો કદાચ એમને ન ખાવાનું ભાવે કે ન જીવવાનું ગમે

ભ૦ આખો દિવસ હડિયાદડી કરે છે છતાં બનેને થાક પણ લાગતો નથી

શ૦ થાક! થાકને એઓ ઓળખતા જ નથી તે દહાડે બને ચકુના ફળિયામાં રંગની હોળિ રમતા હતા. એક બાજુ ફળિયામાંની બધી ભાભીઓ ને બીજી બાજુ એ બે બેનતા બેનતા એ દશ બાર ભાભીઓ થાકીને લોથપોથ થઈ ગઈ પણ એ બને તો હતા તેવા ને તેવા નાચતા, કૂદતા ને કિલકારા કરતા

ભ૦ મને પણ એમની દેખાદેખી તોફાન કરવા મન થાય છે પણ કૈકેયીમાની લાલ આંખો જોઈ મને તો ડર લાગે છે

શ૦ સુમિત્રામાના ધુરકિયાના ભયે મારાથી પણ શું કે ચાં થતું નથી

ભ૦ પણ આ મોટાભાઈએ તો બધાનો ધાક ને ભો ગળી ગયા છે.

શ૦ છતાં એઉ મોટાંબા ને બાપુજીના એવા તો લાડકા છે કે કોઈ એમનું નામ લેતું નથી.

ભ૦ અરે! એ તો ઘરમાં, બહાર ને બજારમાં બધેય બધાંને વહાલા વહાલા લાગે છે.

[ રામલખમણનો પ્રવેશ ]

રા૦ ભરત! કોની વાત કરો છો?

ભ૦ તમારી બેઉની જ તો.

લ૦ અમારી!

શ૦ હા ભાઈ, તમારી જ. તમે ક્યાં ગયા હતા?

રા૦ અમને બા બોલાવતાં હતાં?

ભ૦ માત્ર બોલાવતાં જ ન હતાં પણ આખો ગજ-મહેલ ગજાવતાં હતાં!

શ૦ બાપુજી અને મોટાં બા રથપાલખીએ ચડી તમારી શોધમાં દોડયાં છે.

લ૦ કઈ દિશામાં?

શ૦ નદીની દિશામાં.

રા૦ તે શું અમે નહાવા ગયા છે તેની ખબર પડી ગઈ?

શ૦ હા.

લ૦ કેવી રીતે?

શ૦ નદીઘાટના ચોકીદારે તમને તે તરફ જતાં જોયા હશે. તે મારતે ઘોડે આવી દરબારમાં ખબર આપી ગયો હતો.

લ૦ ચાડીખોર!

ભ૦ મોટાભાઈ! બા ને બાપુજી તમને રસ્તામાં નથી મળ્યાં?

રા૦ ના. તેઓ કયે રસ્તે ગયાં છે?

શ૦ ધોરી રસ્તે.

લ૦ એમ! તો પછી ક્યાંથી મળે? અમે તો પગ-દંડીના રસ્તે ને ખેતરોના શેરડે ગેરડે ઉઘાડા દોડતા આવીએ છીએ.

શ૦ ભરત શત્રુઘ્ન! તમે બંનેય નદીએ આવ્યા હોત તો મઝા આવત.

શ૦ મોટાભાઈ! તમે બંને જ નહાઈ કરી હેમખેમ પાછા આવ્યા છો એટલે અમે ને બીજાં બધાંય ગંગા નહાયાં છે સમજો ને!

લ૦ એમ શા માટે બોલે છે?

શ૦ એ તો એટલા માટે કે આખો મહેલ ગભરાઈ ગયો હતો તે હવે શાંત થશે.

લ૦ એમાં એટલું બધું ગભરાવાનું શું હતું?

શ૦ બહુયે હતું. ઘાટ પાસેનો ખાડો પાતાળધરો છે, તે આ જ મોસમમાં દરવરસે એક ભોગ લે છે. અને તમને તરતાં આવડતું નથી છતાં તમે ત્યાં એકલાએકલા નહાવા ગયા. કહો પછી વડીલ જનો ન ગભરાય તો શું રાજી થાય?

રા૦ ભાઈ! તરતાં નહતું આવડતું એ વાત ખરી. પણ તે કંઈ નદીમાં પગ મૂક્યા વિના થોડું જ આવડે?

ભ૦ પણ તે તો હોજમાં પણ શીખી શકાય.

લ૦ હોજમાં શું શીખાય મારું કપાળ! ત્યાં તો બે વામિયાં ભરીએ ન ભરીએ કે માથું પછડાય ભીંતમાં. એ ખોબા જેવડા કુંડમાં તો દેડકાં તરે, માણસ નહિ.

રા૦ ભરત! નદીમાં તો તરવા માંડીએ કે બસ પછી તર્યા જ કરવાનું. જરાક હાથપગ હલાવીએ એટલે થયું. પછી તો જાણે નદીનો પ્રવાહ જ આપણને તેરવ્યા કરે છે.

શ૦ મોટાભાઈ! એટલાં બધાં પાણીમાં ડર ન લાગ્યો?

લ૦ બાયલો કયનો? આપણી મૂઠી જેવડી જલકૂકડી એ પાણીથી ડરતી નથી અને આપણે માણસ જેવા માણસ થઈને ડરશું?

ભ૦ મોટાભાઈ! નદીકાંઠે બીજું શું શું જોયું?

રા૦ ચકચકતા પથરા.

લ૦ એના આગળ આપણા મહેલની આરસી જેવી આરસની લાદીઓ પણ ઝાંખી પડે

શા૦ નદી કરાડાની ઝાડીમાં હજાર હજાર પંખીઓ હતાં

ભ૦ આપણી રજવાડી કોયલ જેવાં ને ?

લ૦ કોયલ ! એ તો કાળો કાળો કાજળનો લોચો જ્યારે એ પંખીઓ તો રંગબેરંગી હતાં

શા૦ કોઈની ચાંચ લીલી તો કોઈનું ગળું લાલ કોઈની કાયા નારંગી તો કોઈનાં પીંછાં પચરંગી

લ૦ એવી અનેકરંગી પાંખ પસારી એ પક્ષીઓનું ટોળું ઊડવા લાગતું ત્યારે માથા ઉપર જાણે શમિયાણું તણાઈ જતું

શા૦ એકવાર તો હું ભુલાવામાં પડ્યો અને એ રંગ ટાણુને આકાશનું ઇંદ્રધનુ સમજી પકડવા કૂદ્યો પણ ખરો

[ વૃદ્ધ કંચુકીનો પ્રવેશ ]

ક૦ (ચમકી વિગ તરફ જોઈ) એ નાસીઓ રાજ સેવકો ! સાંભળો સાંભળો ! રાજમાતાને ખબર આપો કે રામલખમણ તો આ ઊભા (પાસે જઈ બંનેને પંપાળામાં લઈ તેમના માથા પર હાથ ફેરવતા) બેટાઓ ! હેમખેમ તો છો ને ?

શા૦ હા કાકાજી !

[ પડદો પડે છે ]

## પ્રવેશ ૪ થો

સ્થળ ગોવાળ ફળિયું — સમય ત્યા પ્રવાસ પછીનો ગમે તે એક દિવસ

[ પડદો ઊપડે છે ત્યારે ત્રણ કિશોરો વાતો કરતા જણાય છે ]

ચંદુ ઈંદુ ! નમસ્તે ક્યાં જાય છે ?

ઈંદુ નમસ્તે ! અહીં જ તું ?

ચ૦ હું પણ અહીં જ

બિંદુ અને હું પણ

ચ૦ કહે ઈંદુ ! આ રાજકુમારોને આ તે શી ઘેનછા વળગી છે ! ઇંદ્રભવન જેવા રાજમહેલ છોડી આ ગંધાતા ગોવાળફળિયાની લગની એમને કોણે લગાડી હશે ?

બિ૦ લગાડે વળી કોણ ? બીજા કરે તેનાથી ઊંધું કરવાની એમની કટેવ જ એમને આવા ગાંડા ચાળા સુઝાડે છે

ઇ૦ માબાપે બહુ લાડ લડાવ્યાં છે એટલે હવે તે હઠીના થઈ ગયા છે

ચ૦ પણ કમનસીબ આપણાં કે આપણે એમની દોસ્તી કરી એમની સાથે સાથે આપણને પણ ઘસડાવું પડે છે

ઇ૦ હું તો આવવાનો ન હતો પણ દાસી જોડે રાજમાતાએ કહેવડાવ્યું કે ભાઈઓ તમે પણ સાથે જજો અને બાળ રામલખમણને સંભાળજો એટલે નછૂટકે આવવું પડ્યું છે

ચ૦ મારે પણ એ જ કારણસર આવવું પડ્યું છે બાકી આવી ગંધાતી ગલીઓમાં કોણ આવે ?

બિ૦ (આંગળીએ ચીંધી) જો ને પેલું કોઢિયું અને ઉકરડો એની દુર્ગંધે મારું તો નાક ફાટી જાય છે (નાક ફુલાવી તેને ઉપરણાએ ઢાંકે છે)

[ ગોવાળપુત્ર ગાગો આવે છે ]

ગા૦ આવો આવો, ભાઈઓ ભલે પધાર્યા

ચ૦ ગાગા ! કેમ કંઈ તૈયારી જણાતી નથી ?

ગા૦ (મોં ઉપર નવાઈનો ભાવ બતાવી) શાની તૈયારી !

ઇ૦ રાજપુત્રોના સ્વાગતની

ગાં૦ મેં તો કાંઈ કર્યું નથી. પરોણાઓ માટે આગળથી તૈયારી કરી રાખવાનો અમારે ત્યાં ધારો નથી.

ચં૦ તારા ગામડિયા મહેમાનો માટે ભલે ધારો નહિ હોય, પણ મૂરખ ! આ તો રાજમહેમાનો આવવાના છે. સમજ્યો ?

ગાં૦ ( સમજ્યો હોય એમ હકારમાં માથું હલાવી ) ભલે. આ ઓટલી ( આંગળીએ ચીંધી ) કાલે જ ગોબર ને ગોરમટીથી લીંપી છે. એના પર હું સાદડી ને ગોદડી બિછાવી દઉં છું. બસ હવે તો રાજીને ? ( ગાંગો મલકાતા મુખે ચંદુ તરફ તાકે છે. )

ઇં૦ ( ટસ્સાભેર ) રાજી થઈએ તારું કપાળ !

ચં૦ મૂરખ ! મશરૂની ગાદી પર બેસનારાને તારી ગંધાતી ગોદડી પર બેસાડીશ ?

ગાં૦ ( ડઘાઈ જઈ ) ભાઈ ઓ ! અમ જેવા ગરીબના ઘરમાં નવી તળાઈઓ તો ક્યાંથી હોય ?

ચં૦ ઇંદુ ! જોયું ને ? એણે તો ગરીબીને બહાને હાથ ધોઈ નાખ્યા ! પણ આપણો છૂટકો છે ? જા ભાઈ દોડ, અને તારે ઘેરથી મખમલથી મઢેલી માચી ઉપડાવી લાવ.

[ ઈંદુ જાય છે. ]

ચં૦ ગાંગા ! ઠેઠ રાજમહેલથી આ ગામના છેડા લગી આવતાં રાજપુત્રો તરસ્યા થશે. તેમને તું શું પાઈશ ?

ગાં૦ ( સસંકોચ ) સવારે જ બાએ વલોણું કર્યું છે. એટલે તાજી મીઠી છાસ . . .

ચં૦ ( જનાન્તિક પ્રેક્ષક ભણી ) છાસને નામે ખાટી હોય છે છતાં કહે છે કે તાજી મીઠી છાસ ! કેળાંનો ગળગળ પોતે ખાવો ને છાલ છાલ દેવોને ધરવી તે આનું નામ. માલ માલ માખણ તો લઈ લીધું છે અને બાકી રહેલું કસ વગરનું ધોળું પાણી રાજપુત્રને પાવું છે. આ તે ગામડિયાનું ભોળપણ કે લુચ્ચાઈ ? ( પ્રગટ ) ગાંગા ! રાજપુત્રોને છાસ ન અપાય.

ગાં૦ મોટાભાઈ ! તો શું કરીશું ? તમો સુખવાસીઓનાં ઘરમાં હોય છે તેવાં રાજવંશી પીણાં અહીં તો નહિ મળે.

ચં૦ (અપમાન કરતો હોય તેવા સ્વરે) તો આગળથી જ ભસી મરવું હતું ને ? અમે એની જોગવાઈ કરત. ઇંદુ માચી માટે ગયો છે તે સાથે સાથે પીણાંની માટલીઓ પણ ઉંચકાવી લાવત.

ગાં૦ હવે ?

બિં૦ ચંદુભાઈ ! હું ઘરેથી લઈ આવું ?

ચં૦ જરૂર. આપણો કંઈ છૂટકો છે ! જા. મધુરસ, સોમરસ ને ઈક્ષુરસની માટલીઓ ઉંચકાવી લાવ.

[ બિંદુ જાય છે. રામલખમણ પ્રવેશે છે. ]

ચં૦ પધારો, પધારો, સૂર્યકુલમણિ ! પધારો.

ગાં૦ ( મલકાતા સ્વરે ) મારા બાળારાજાની ઘણી ખમ્મા ખમ્મા. ખમ્મા ખમ્મા . . .

રા૦ ગાંગા ! બસ, બસ હું અહીં રાજા થઈને નથી આવ્યો. હું આવ્યો છું તારો દોસ્તદાર થઈને. (ગાંગો રામની ચરણરજ લેવા જાય છે ) ના, ના, ગાંગા ! ના. આવ ! તે કરતાં આપણે ભેટાભેટી કરીએ. ( બન્ને ભેટે છે. )

ગાં૦ મહારાજ ! આજે મારાં અહોભાગ્ય ખુલી ગયાં છે.

લ૦ ગાંગા, અહોભાગ્ય તો અમારાં ખુલ્યાં છે, તારાં નહિ ! આવડી ઉમ્મરે આજે પહેલી જ વાર અમે રજવાડી કેદમાંથી છૂટા થયા છીએ.

રા૦ અને માતા ધરતીના ખોળે ખેલવા આવ્યા છીએ.

[ રામ ભોંય પર જ બેસવા જાય છે. ]

ચં૦ ( રામનો હાથ પકડી લઈ ) થોભો, થોભો, મહારાજ. ઇંદુ સોનામાચી લેવા ગયો છે તે હમણાં કરતાં આવ્યો જાણો.

રા૦ સોનામાચો! હજુય સોનામાચો! મહેલ તજી જંગલમાં આવ્યા તોય માચી ને માચી!

લ૦ ચંદુ! અમે તો માતા વસુંધરાના સોડિયામાં, અરે, ધૂળમાં આળોટવા આવ્યા છીએ.

ચં૦ (જનાન્તિકે પ્રેક્ષક ભણી) રાજાના કોઈ રાજા નથી. જોઈ લો. રાજાઓને વ્હાયરું આવે છે ત્યારે તે કેવા અક્કલ વગરના આંધળા થઈ જાય છે! (પ્રગટ) જેવી મહારાજની મરજી.

[બને ભાઈઓ બેસે છે. તે પછી ગાંગો ય બેસે છે નથી બેસતો ચંદુ.]

રા૦ ગાંગા! અમે તારી જોડે રમવા આવ્યા છીએ. બોલ કઈ રમત રમશું?

ગાં૦ તમે કહો તો ગેલીદંડાની.

લ૦ કબૂલ.

ચં૦ તો હું લવંગની લાકડી ને ફૂલદડીની ગેલી લઈ આવું (જવા કરે છે.)

રા૦ (ચંદુનું અંગરખુ પકડી) ફૂલની દડી અને લવગની લાકડીએ તો બહુયે રમ્યા. ચંદુ! હવે તો સાગ સીસમના ગેલીદંડે રમવુ છે

ચં૦ મહારાજ! એ દંડે તમારા હાથ છોલાશે અને એ ગેલીએ કપાળ ફૂટશે.

લ૦ ભલેને વાગે. વાગવા કરવાનોય અમને તો અભરખો રહી ગયો છે.

રા૦ ગાંગા! જા તું તારા ગેલીદડા લઈ આવ. ને ચંદુ, તું જરા નિરાંતે મારી પાસે બેસ (ગાંગો જાય છે.)

ચં૦ ના, મહારાજ! મારાથી તમારી અદબ નહિ છૂટે. અમે તેવા તોય તમે રાજા ને હું પ્રજા. મારાથી તમો સંગે એક બેઠકે નહિ બેસાય.

લ૦ (જનાન્તિકે પ્રેક્ષક ભણી) કોને બનાવે છે? ભાઈસાહેબનો જામો ધૂળમાં મેલો થઈ રહ્યો હતો. છતાં કહે છે કે અદબ રાખું છું!

રા૦ ચંદુ! એવી અદબ રાજબેઠકમાં હોય, આ ધૂળની બેઠકમાં નહિ. ધરતી માતાના ધૂળના ખોળે તો નથી કોઈ રાજા કે નથી કોઈ પ્રજા

[નેપથ્યેઃ ઉતારો, ઉતારો, ત્યાં જ ઉતારો.]

રા૦ એ શું ઉતારાય છે?

ચં૦ રસની માટલીઓ.

લ૦ અહીં એ ક્યાંથી?

ચં૦ બિંદુભાઈ તમારી તરસ છીપાવવા લઈ આવ્યા છે.

[બિંદુ પ્રવેશે છે.]

બિં૦ નમસ્તે મહારાજ!

લ૦ બિંદુ શું લાવ્યો છે!

બિં૦ મધુરસ, સોમરસ, . . .

લ૦ હજુય મધુરસ! એ પી પીને કંઠે પ્રાણ આવ્યો છે તોય તે પીવો છોડતો નથી. અને એ સોમરસ અમારે માટે હવે સોમવેલીનો નહિ પણ વિષવેલીનો રસ થઈ ગયો છે.

[ગાંગો ગેલીદડા લઈ આવે છે.]

રા૦ ગાંગા!

ગાં૦ જી.

રા૦ તું રોજ આ વખતે શું પીએ છે!

ગાં૦ (સસંકોચ) વઘારેલી છાસ.

રા૦ તો જા, વાટકા ભરીને છાસ લઈ આવ. અમે ગળું ભીનું કરીએ.

[ગાંગો જાય છે ઇંદુ આવે છે.]

ઇં૦ મહારાજ! તમે શું જોઈને અહીં રમવા આવ્યા છે!

રા૦ કેમ! અહીં કંઈ વસ્તી નથી!

ચં૦ વસ્તી તો છે પણ જોડે વાસ માગના ઉકરડા પણ છે.

રા૦ ભાઈ! માણસ હોય ત્યાં મેલ પણ હોવાનો. એની સૂગ રાખીએ તો વસ્તી છોડી વેરાનમાં જવું પડે.

લ૦ તને આ ઉકરડાની ને કોઢિયાની ગંધ આવે છે. પણ એ છે તો ગોમાતા છે અને ગોમાતા છે તો જ ગામ બધાને દૂધ દહીં મળે છે.

ઈં૦ પણ આ ગંધાતી ગલીઓમાં મને તો ઉબકા આવવાના હોય એવી ગભરામણ થાય છે.

રા૦ આટલી અડધી ઘડીમાં જ ગભરાઈ ગયો ? તો પછી આ ગાંગો ને તેનાં નાતભાઈ અહીં આખું આયખું કેવી રીતે વીતાવતાં હશે ?

ચં૦ બાપુ ! નરકના કીડાને નરક સોહાઈ જાય છે.

લ૦ ચંદુ ! વિચાર તો કર કે આ વસ્તીને છાણ-મૂતરમાં રહેવું પડે છે તે કોને માટે ?

ચં૦ પોતાના પાપી પેટને માટે.

લ૦ અને આપણા જેવા સુખવાસીઓને દૂધ, દહીં પૂરાં પાડવા માટે નહિ ?

[ગાંગો ને તેનો નાનો ભાઈ ચાંગો છાસના વાટકા લઈ આવે છે.]

ગાં૦ લો મહારાજ. (બંને રાજકુમારો વાટકા લે છે.)

લ૦ (પીતાં પીતાં) કેવી અમૃત જેવી લાગે છે ! ખટાશમાં પણ જે મીઠાશ છે તે મીઠાઈમાં પણ જોઈ ન હતી.

રા૦ ચંદુ ! તારે છાસ નથી પીવી ?

ચં૦ ના મહારાજ ! માફ કરો. હું તો ઘરેથી નીકળ્યો ત્યારે શેરડીનો રસ પીને જ નીકળ્યો છું.

રા૦ ( ચાંગાને પાસે તેડી ) ભાઈ ! તારું નામ શું ?

ચાં૦ ચાંગો.

રા૦ તેં રાજમહેલ જોયો છે ?

ચાં૦ ( હકારમાં માથું હલાવે છે ) ન્હોવે.

રા૦ તારે ત્યાં આવવું છે ?

ચાં૦ ( નકાર દર્શાવી ) ઉહું.

લ૦ ચાલ, ચાલ, મઝા પડશે.

ચાં૦ ના રે ભાઈ ! ન્હૂં તો એ ઘોંઘલિયામાં ગુંગરાઈ મરું.

રા૦ જીવ ગુંગળાય તો પંખો ખાજે, હિંચકા ખાજે.

ચાં૦ પંખો જ ખાવો ઓહે તો તરાવની પારે પવનનો પંખો ખાવા ને ન્હિંચકા ખાવા ઓહે તો આંબલિયામાં જવા. એની હારૂ તમારા મ્હેલમાં બફારે મરવા કોણ આવે ?

[ નેપથ્યમાંથી એક કરુણ ગીત સંભળાય છે. ]

મારું વાછરડું ખોવાયું રે વાછરડું.

એ તો આમલિયામાં રમતું રે ! વાછરડું.
એ તો આંબલિયામાં ભમતું રે ! ,,
આજે કેમ ન ત્યાં એ જડતું રે ! ,, મારું૦

એ તો ખાડે કરાડે ચરતું રે ! ,,
એ તો નદી નદીએ તરતું રે ! ,,
આજે કેમ ન ત્યાં એ ફરતું રે ! ,, મારું૦

એની ગવરી મા બંબારે રે ! ,,
એની આંખ આંસુડાં સારે રે ! ,,
એનું આઉ દૂધથી ભારે રે ! ,, મારું૦

મેં તો ઢેયલડીને પૂછ્યું રે ! ,,
મેં તો કોયલડીને પૂછ્યું રે ! ,,
બ્હેની ! વાછરડું મમ જોયું રે ! વાછરડું મારું૦

રા૦ કોણ રૂવે છે, ગાંગા ?

ગાં૦ મારી માસીબા.

રા૦ એને શું દુઃખ છે ?

ગાં૦ એનું વાછરડું ખોવાયું છે.

ચં૦ બે બદામના વાછરડાં માટે આવો વલોપાત ! જાણે કે મોટું રાજપાટ ખોવાયું હોયની !

લ૦ ચંદુ ! ગોવાળોને માટે તો ગાય અને વાછરડું રાજપાટથી પણ વધારે છે.

રા૦ ચાલો આપણે સર્વે મળી એ, વાછરડાને શોધી લાવીએ.

ગાં૦ ના, ના; બાપુ ના. એ કામ તમારું નહિ.

[ રામ ઊભા થાય છે. ]

લ૦ તો કોનું?

ગાં૦ નદીનાળાં અને ખાડીકોતરોમાં રખડવા માટે તો ગોવાળિયાના ઘરમાં જનમ લેવો જોઈએ.

રા૦ (સ્વગત) જ્યાં હોય ત્યાં આ જનમ જ આડો આવે છે. મારું જો ચાલશે તો આવતો જનમ ગોપીઓના ઘરમાં જ લઈશ.

લ૦ (ઊભો થઈ) રાજમહેલમાં જન્મ્યા એટલે કંઈ પાપ કર્યું નથી કે જ્યાં હોય ત્યાં અમારા માટે બારણું બંધ થાય છે! ચાલો રામભાઈ! ચાલ ગાંગા!

ચં૦ (આગળ ફરી વળી) ના મહારાજ! અમે તમને નહિ જવા દઈએ. રાજમાતા જાણે તો અમારો જીવ ખાઈ જશે.

રા૦ અલ્યા ચંદુ! તું અમારી સાથે રમવા આવ્યો છે કે રખેવાળી કરવા?

લ૦ ખાડી કરાડાનું નામ સાંભળી ભાઈસાહેબનાં જ મોતિયાં મરી ગયાં છે એટલે રાજમાતાનું નામ આગળ કરે છે.

[ રામલખમણ ને આગો આગો જાય છે ]

ચં૦ (ઉચ્ચ સ્વરે) અરે! કોઈ આવો, આવો, ને આ રાજપુત્રોને વારી રાખો

[ પડદો પડે છે. ]

# અંક ૩ જો

## પ્રવેશ ૧ લો

સમય: પ્રાતઃકાળ. સ્થળ: અયોધ્યાપુરીનો એક રાજપથ.

[ પડદો ઉપડે છે ત્યારે બે રાજસેવકો વાતો કરતા પ્રવેશે છે ]

૧—અલ્યા! રાજકુમારો ક્યાં છે?

૨—તે તો ગયા

૧—ક્યાં?

૨—તપોવને.

૧—તપોવને! આવડી ઉંમરે. સાતમે વર્ષે જનોઈ પછી ન ગયા અને હવે ભણી ઊતર્યા ત્યારે શા માટે?

૨—ગુરુપુત્રને મળવા માટે

૧—કયા ગુરુપુત્રને?

૨—વસિષ્ઠ ગુરુજીના સુપુત્રને.

૧—એમ! ત્યારે ખુલ્લું ભસી મરને કે તેઓ વસિષ્ઠ મુનિના આશ્રમે ગયા છે.

૨—તો તું શું સમજ્યો હતો!

૧—હું તો સમજ્યો હતો કે તેઓ સાચે જ કોઈ દૂરદૂરના તપોવનમાં ગયા હશે.

૨—એઓ દૂરદૂરના તપોવને જાય તો તો રાજમાતા જીવ કાઢી નાખે.

૧—એ રાજમાતાને ખાતર જ તો મહારાજને બાપ-દાદાના વાગનો ધારો તોડવો પડ્યો છે બાકી તો ભણવા વખતે જ રાજપુત્રો ગુરુઘરે ગયા હોત.

૨—ખરી વાત. રાણીમાનો પ્રેમ રાજકુમારોના પગમાં બેડી થઈ પડ્યો છે.

૧—પણ હવે આજે નવરો પડ્યો છે તો ચાલ મારે ત્યાં. તારી ભાભી તને રોજ સંભારે છે.

૨—વારુ ચાલ ત્યારે.

[ બંને જાય છે. રામલખમણ આવે છે. ]

લ૦ હાશ છૂટયા

રા૦ આપણે તો છૂટયા પણ મા જાણશે કે આપણે પગપાળા જ આવ્યા છીએ તો પેના સેવકના ભોગ લાગશે

લ૦ આપણે એને બચાવી લેશુ અને કહીશુ કે એણે તો પાલખી લાવવા કહ્યું હતુ પણ અમે જ ના પાડી હતી

રા૦ ભલે

[ સુયજ્ઞ પ્રવેશે છે ]

રા૦ નમસ્તે ગુરુપુત્ર નમસ્તે

[ લખમણ પણ હાથ જોડે છે ]

લ૦ અમે તમને મળવા જ આવતા હતા

સુ૦ નમસ્તે બાલમધુઓ હજુ તમે મને યાદ રાખી રહ્યા છો ?

લ૦ ભાઈ, લગોટિયા દોસ્તની યાદ ભૂલી ભુલાતી નથી

રા૦ કુશળ તો છો ને ભાઈ ?

સુ૦ હા

રા૦ આપણે કેટલા બધા વર્ષે મળ્યા !

સુ૦ આપણને જનોઈ દીધેલી ત્યારે આપણે છેલ્લા મળ્યા હતા

લ૦ તમે નસીબદાર કે જનોઈ પછી ગુરુઘરે ગયા અને અમે બડવો દોઢી કૂળિયામાથી જ પાછા ઘરે ગયા

સુ૦ ભાઈ ! ખરા નસીબદાર તો તમે કારણ ગુરુ અને વિદ્યા બને તમને શોધતા તમારે ઘરે આવ્યા છે

રા૦ આવ્યા હશે પણ સાથે સાથે તે અમારા માટે કાયમનો કારાવાસ પણ લેતા આવ્યા છે

સુ૦ કારાવાસ !

લ૦ નહિ તો બીજુ શું ? જુઓને એને કારણે આવડી ઉમરના થયા તોયે અમે અજોધ્યાપુરીથી બહાર ગયા નથી

રા૦ અને તમે દેશદેશાવર અને વનોતપોવનો જોઈ આવ્યા છો

લ૦ મારું ચાલે તો હજુય હું તો તપોવને જવા તૈયાર છુ

રા૦ ઘેર બેઠા ભણી ઊતર્યા છીએ છતા ગુરુઘરે જઈ ગાયો ચરાવી ફરીથી એમકે એકથી ભણવા બેસવાનુ મને મન થાય છે

સુ૦ ભાઈઓ, તમે તપોવન જોયુ નથી એથી તમને તપોવનનો ઓરતો રહી ગયો છે, બાકી એ તો વેઠયુ હોય તે જ જાણે કે તપોવનના જીવનમા કેવી કઠણાઈઓ હોય છે ! તમારા જેવા સુખવાસીઓથી તો તે બે દિવસ પણ ન ખમાય

લ૦ ગુરુપુત્ર તમે ભૂલો છો અમે મોવામૂલા ભોજન કરીએ છીએ ને સુવાળા શયનમા સૂઈએ છીએ એ ખરુ પણ અમારુ શરીર કે મન સુવાળું નથી

સુ૦ એ તો કસોટી થઈ હોય તો જ ખબર પડે

રા૦ ભાઈ, વનમાના કયા કષ્ટો એવા વસમા છે કે જે અમે ખમી ન શકીએ ?

સુ૦ સૌથી પ્રથમ તો અડધા ઉઘાડા શરીરે ટાઢ તડકો વેઠવાનો

લ૦ એમા વેઠવાનું શુ ? બલકે એથી તો આ જામા-પાયજામામાથી અકળાઇ મરીએ છીએ તેમાંથી છૂટશુ !

સુ૦ પછી આવે છે ઉઘાડા પગે પગપાળા મુસાફરી

રા૦ એનાથી અમારા ચરણો ધરતીમાતાના સ્પર્શે પુનકિત થશે

સુ૦ પુલકિત થશે ! હા ! હા ! હા ! અરે એમાં ચીરા પડશે ને લોહીની ટસરો ફૂટશે જગતના રસ્તાઓ પર કઈ જાજમ પાથરી હોતી નથી. ત્યા તો હોય છે કાટા અને કાંકરા

લ૦ તો શુ એ રસ્તા ઉજ્જડ પડી રહે છે ? તેના પર કોઈ આવજાવ કરતું નથી ?

સુ૦ કરે છે પણ તે વનવાસીઓ ને તપસ્વીઓ જ

લ૦ તો પછી જાણી લો કે અમેય વનમાં જશું એટલે વનવાસી, અને તપોવનમાં જશું એટલે તપસ્વી થયા હોઈશું.

શ૦ પછી !

સુ૦ પછી ત્યાં વાડે વાડે ઝેરી સાપો ને ખાડીએ ખાડીએ હિંસારી જનાવરો કાચાં ફાડી ખાતાં હોય છે.

શ૦ ભલેને ખાતાં હોય !

સુ૦ તેઓ માત્ર ખાતાં નથી રહેતાં. તમને જોઈ ને જ તે ખાઉં ખાઉં ને હાઉ હાઉના ફુંફાડા ને ત્રાડ પાડશે.

લ૦ એ ફુંફાડા ને ત્રાડ સાંભળી અમે સમજશું કે ભાટચારણો છડી પોકારે છે !

સુ૦ પણ પછી ખાવાપીવાનું શું કરશો ?

શ૦ વનનાં વાસીઓ જે ખાતાં હશે, પીતાં હશે, તે અમેય ખાશું પીશું.

સુ૦ તેઓ તો ખાય છે ખડધાન્યના કડાના ચોખા ને વગર વઘારના બાફેલા ભાજીપાલાં. તમને એ ભાવશે ? પચશે ? અને પાણી ! એ તો નદીનાળાનાં તે પણ પાલિયાં.

લ૦ ભાવશેની વાત કરો છો ? હા, ભાવશે. અમને તો કડાના ચોખા તો શું પણ કાંકરાય ભાવશે. અને પાણીમાં પાલો પડ્યો હશે તે તો સારો. કારણ ઝાડવેલના પાલા જેવાં સારાંમાં સારાં ઓસડ બીજાં ક્યાં છે ?

સુ૦ લખમણ, તું વાતો કરવામાં બહુ હોશિયાર થયો છે એટલે શું કહું ? પણ ન કરે નારાયણ ને કોઈવાર વનવાસ માથે પડશે તો ખબર પડી જશે કે કેટલી વીસે સો થાય છે !

લ૦ પડશે શા માટે ? હું તો માગીમાગીને કહું છું કે વનવાસ કાલે આવતો હોય તે આજે આવો.

સુ૦ તો આ મારગ ખુલ્લો છે. તને કોણ બાંધી રાખે છે !

શ૦ બાંધી જ રાખે છે તો—માબાપનો પ્રેમ.

લ૦ તમો જેવાઓએ વનેવનનાં બિહામણાં વર્ણનો કરી રાજરાણીને એવાં તો ભડકાવી મૂક્યાં છે કે તેઓ અમને નગરની બહાર પગ મૂકવા દેતાં નથી.

સુ૦ રામલખમણ, તપોવનમાં જવાને તમે આટલું બધું ઝંખો છો એ જોઈ હું તમારી વતી રાજરાણીને સમજાવીશ.

શ૦ તમારાં સમજાવ્યાં સમજશે ?

સુ૦ મને શ્રદ્ધા છે કે સમજશે. હું મારી દરખાસ્ત બહુ યુક્તિપૂર્વક રજુ કરીશ.

લ૦ તમે શું કહેશો ?

સુ૦ હું કહીશ : બાપુ ! હવે તો રાજકુમારો ભણી ઊતર્યા. એટલે એમને તમારે તીર્થ કરવા મોકલવા જોઈએ. દેશદેશાવરને નજરોનજર ન જુએ તેનું ભણતર અધૂરું રહી જાય છે.

શ૦ તીર્થના નામે તો તેઓ બધાં પણ સાથે આવશે.

લ૦ અને આપણી બધી મઝા મારી જશે. યાત્રામાં પણ તેમનો પ્રેમ અમને બંદી બનાવશે.

સુ૦ કેવી રીતે !

લ૦ એઓ અમને ન તો ડુંગરો પર દોડવા દેશે, કે ન તો નિર્ઝરોમાં નહાવા દેશે. અમારે જોવા હશે જીવતા વાઘ ત્યારે તેઓ બતાવશે શિકારમાં મરેલા વાઘનાં મડદાં !

શ૦ અને રહેવા ખાવા માટે તેઓ જંગલોમાં પણ રાજમહેલ ઊભા કરાવશે.

સુ૦ ભાઈ ! તો માનજો કે નહિ મામા કરતાં કાણો મામા સારો.

લ૦ છેવટે એ રીતે મન મનાવવાનું તો છે જ તો. બાકી. . .

સુ૦ બાકી શું ?

લ૦ બાકી વનયાત્રાની ખરી મઝા તો ત્યારે જ આવે કે એક કાળી રાતે અમે બંને આખી નગરીને ઊંઘતી છોડી ચાલી નીકળીએ. અને પછી

પંખીઓ પેઠે વનવેરાનમાં ઊડ્યા કરીએ, સસલાંઓ સરખા ડુંગરડુંગરમાં દોટ કાઢીએ તેમજ હંસોની જેમ કમળતલાવડીમાં જલક્રીડા રમીએ.

રા૦ એમ કોઈને કહ્યા કારવ્યા વિના એકલદોકલ નાસી જઈએ તો તો રાજારાણી માથાં ફોડી મરી જાય.

લ૦ એ ધાકના માર્યા જ તો આપણે વગર બંધને બંધાઈ રહ્યા છીએ.

સુ૦ બંધુઓ! મનમાં મુંઝાવા છતાં તમે વડીલોની આમન્યા ઉથાપતા નથી એ જોઈ ભગવાન તમારા પર પ્રસન્ન થશે અને તમારી મનની મુરાદ ફળે એવો મારગ ખોલી આપશે.

રા૦ અમે પણ એ જ શ્રદ્ધાએ ભવિષ્ય તરફ મીટ માંડી રહ્યા છીએ.

સુ૦ ચાલો ત્યારે. મારે હજી રાજારાણીને મળવા ને પ્રણામ કરવા જવું છે.

રા૦ ચાલો.

[ જાય છે. પડદો પડે છે. ]

## પ્રવેશ ૨ જો

સ્થળ : નગરચોક. સમય : સમી સાંજ.

[ પડદો ઊપડે છે ત્યારે ચંદુ, ઇંદુ ને બિંદુ વાતો કરતા દાખલ થાય છે. ]

ચં૦ ઇંદુ! સાંભળ્યું કે?

ઇં૦ શું?

બિં૦ કંઈ નવાજૂની?

ચં૦ હા.

ઇં૦ શી છે?

ચં૦ રામલખમણ વનમાં જાય છે.

ઇં૦ કયા દુખે?

બિં૦ કયા અપરાધે?

ચં૦ રાજપુત્રોને વળી દુખ કેવાં! અને અપરાધો તો તેઓ હજાર હજાર કરે તો પણ તેને માફ કરવાવાળા રાજાજી માથે બેઠા છે.

ઇં૦ તો પછી વગર કારણે તે વનવાસ વહાલો લાગે?

બિં૦ કોઈ વગર લેવેદેવે પેટ ચોળીને શૂળ ઊભું કરે?

ચં૦ કરે, ભાઈ કરે. રામલખમણ બધુંય કરે. એ બે ભાઈઓ શું નહિ કરે તે જ પ્રશ્ન છે.

ઇં૦ તો પછી હું કહીશ કે તેઓ અવળગામી છે.

બિં૦ અને હું યે કહીશ કે દુનિયા જુએ છે તેથી તેઓ ઊલટું જ જુએ છે.

ચં૦ તમારી વાત કડવી છે છતાં છે તો સો એ સો ટકા સાચી.

ઇં૦ નહિ તો કોઈ વસ્તી છોડી વનમાં જાત?

બિં૦ એમને રાજમાતા વારતી નથી?

ચં૦ તે વાર્યા વિના રહે? કલ્પાંત કરી કરી તે આખું અંતઃપુર ગજાવી રહી છે.

ઇં૦ હઠીલા લોકો વાર્યા નહિ પણ હાર્યા જ વળે છે.

બિં૦ એમની રખેવાળી માટે સાથે રસાલો પણ જવાનો હશે?

ચં૦ ના.

ઈ૦ રજવાડી રખેવાળો સાથે હોય તો તોફાન નહિ કરાવને !

બિ૦ તો તો પછી રથપાલખીઓ પણ નહિ લઈ જાય, ખરુ ?

ચ૦ હા ખરુ

ઈ૦ એમને તો જગલે જગલે ઉમાણુ રખડવુ હશે અને રથપાલખીઓ તો ધોરી રસ્તેજ જાય એ એ વાય લીઓને કેમ ગોઠે ?

મિ૦ પણ આમ તો એ ઝાડીઓમા ભૂલા પડશે

ચ૦ નહિ પડે કારણ સાથે વિશ્વામિત્ર મુનિ જેવા ભોમિયા છે

ઇ૦ સરખાને સરખા આવી મળે છે એ પણ એમનાજ જેવા હહામર્દા છે

મિ૦ એ અહીં ક્યાથી ?

ચ૦ એ રામલખમણને તેડવા આવ્યા છે

ઇ૦ તેને કિશોરવયના રામલખમણની શી જરૂર પડી ?

ચ૦ એણે મોટા જગન માડ્યો છે રાક્ષસો ત્યાં હવનમા હાડકા નાખે છે એ વધનમાથી હવનની રખેવાળી કરવા તે રામલખમણને તેડી જવાના છે

ઇ૦ જેને મ્હોડે તો દૂધ ગધાય છે એવડા રામ લખમણ તે શુ રખેવાળી કરશે ?

બિ૦ પણ વિશ્વામિત્ર પોતેય તો મોટા બાણાવળી છે એ સ્વાશ્રય છોડી પરાશ્રય શોધવા શાને નીકળ્યા હશે !

ચ૦ મુનિજી પોતે તો હવનને પાટલે બેસે છે એટલે એનાથી એટલા દિવસ હથિયાર નહિ ઉપાડાય

ઇ૦ તો શુ જેને મૂછનો દોરો પણ ફૂટ્યો નથી તે હથિયાર ઉપાડશે !

ચ૦ મુનિજી કહે છે કે મારી પાસે જતરમતરવાળાં ધનુષબાણ છે તે હુ બેઉ ભાઈઓને આપીશ એ બાણો ધનુષમાથી છૂટશે કે પછી પોતે જ મોટા બાણાવળીઓનુ કામ કરી લેશે

બિ૦ રામલખમણને રાક્ષસો જોડે લડવા જતા ડર ન લાગ્યો ?

ચ૦ એ રણિયાઓ ડરને ઓળખે જ છે ક્યાં ! ભૂલી ગયો કે અહીંવાય એ કુરકુરિયાં જોડે નહિ પણ સિહણના બચ્ચા જોડે રમે છે !

બિ૦ પણ મહારાજે સમતિ આપી ?

ચ૦ આપી

ઈ૦ આગળ પાછળનો વિચાર કર્યા વગર ?

ચ૦ વિચાર તો કર્યો જ હશે પણ બધાઈ ગયા હતા એટલે નિરુપાય.

મિ૦ બધાઈ ગયા હતા !

ચ૦ હા

ઇ૦ શાથી ?

ચ૦ વચનથી વિશ્વામિત્રજીએ અતિથિસત્કાર પામી નિવેદન કર્યું કે હે દશરથ ! મારી તારી પાસે એક માગણી છે તે તુ આપીશ ? રાજાએ હા કહ્યુ અને મુનિજીએ રામલખમણ મા ગ્યા

ઇ૦ રામલખમણને તો વાગવુ હતુ તે જ વૈદ્ય કહ્યુ એટલે એ માગણી સાભળી તેઓ હરખથી ગાંડાઘેલા થઈ ગયા હશે

ચ૦ ખરી વાત

બિ૦ માગનારાએ તો માગ્યુ પણ મહારાજે હા શા માટે પાડી ?

ચ૦ મહારાજ વચનભગ થાય તો કુળની આબરૂ જાય

બિ૦ એમ તો કોઇ જગલનો જોગટો રાજપાટ પણ માગી બેસે રાજ કઈ રસ્તામા પડ્યુ છે કે આપી દેવાય ?

ચ૦ જો સાંભળ રઘુકુળ રીત સદા ચલ આઈ
પ્રાણ જાય અરૂ બચન ન જાય

ઇ૦ આ એ રાજકુમારો આવે છે

[ રામલખમણ પ્રવેશે છે ]

શ૦ મિત્રો, નમસ્તે હસને મ્હોડે વિદાય આપો

ઇ૦ ક્યા જવા ?

બી૦ ક્યા શુ ? હશે મામાને ત્યાં

લ૦ ભાઈઓ, અજાણ હોવાનો ઢોંગ ન કરો

રા૦ મિત્રો, આ રળિયામણી ધન્ય ઘડીની અમે વર્ષોથી વાટ જોતા હતા.

ઇં૦ ધન્ય ઘડી !

બિં૦ જાવ તો છો હોળીમાં હોમાવા અને એ રળિયામણી ઘડી !

લ૦ બિંદુ ! એ હોળીનો હોમ નથી પણ હોરીનો ખેલ છે.

ઇં૦ હશે. પણ એ હોરી રંગની નહિ પણ રક્તની હશે.

ચં૦ અને એ ખેલ માણસ સાથે નહિ પણ મોત સાથે હશે.

રા૦ ભલેને હશે. એમાં જ જીવનની કસોટી છે.

ઇં૦ કસોટી ! એ તો નગર બહાર પગ મૂકશો એટલે જ શરૂ થશે.

બિં૦ પહેલી જ રાતે વિચાર આવશે કે હઠ ન કરી હોત તો સારું.

ચં૦ પત્થરની પથારી ને લાકડાંના ઓશિકાં પર વગર ઊંઘે આખી રાત આકાશના તારા ગણવા પડશે.

ઇં૦ રાતે યાદ આવશે મશરૂની તળાઈ ને દિવસે યાદ આવશે ભોજનની મીઠાઈ.

લ૦ તમારી એ ભવિષ્યવાણી સાચી નહિ પડે. કારણ તમે જેને કષ્ટ કહો છો તે અમારે મન ઇષ્ટ છે.

રા૦ કઠણાઈઓ ખમ્યા વિના માણસમાં માણસાઈ જનમતી નથી.

લ૦ ચંદુ, તમે જંગલો તો જોયાં નથી. તો પછી કેવળ કલ્પનાઓ કરી કરી અમને શા માટે ભડકાવો છો ?

ઇં૦ પરણ્યા નથી તેથી શું જાનમાંય નથી ગયા ?

ચં૦ અનેક ગ્રંથોમાં અમે વનનાં વર્ણન વાંચ્યાં છે.

લ૦ એમ ! પણ તે તમે એક જ આંખે વાંચ્યાં લાગે છે.

ઇં૦ અમે કાણા નથી અને એક આંખ મીંચી રાખી વાંચવાની અમને ટેવ નથી.

લ૦ એમ ! તો પછી બંને ઉઘાડી આંખોને કમળો થયેલો હશે.

ચં૦ લખમણ, તારે વનમાં જવું હોય તો જા, સુખેથી જા. પણ જતી વેળા આવું આડુંતેડું બોલી આપણો સંબંધ ખારો ન કરી જા.

લ૦ તમને ખોટું લાગ્યું હોય તો માફ કરો. પણ હું કહું છું તે વાત કડવી છતાં સાચી છે.

ચં૦ શી સાચી છે મારું કપાળ ! શું સંસ્કૃત ગ્રંથોમાં અરણ્યોને ભયંકર નથી કહ્યાં ?

લ૦ કહ્યાં છે. પણ સાથે એમ પણ કહ્યું છે કે વને વને કુદરતી ઉપવનો છે, પવિત્ર તપોવનો છે અને સુંદર તીર્થધારો પણ છે.

ઇં૦ કહ્યું હશે.

લ૦ હજુ સાંભળ. એમાં મખમલની ગાદી જેવા નાંદરવા ગાલીચા છે, ડોલતી તરુવર ડાળીઓના સાદે ઘડી વિંઝાતા વિંઝણા છે. વળી ત્યાં આંબાડાળે રમતી કોયલો છે, પવનદડે દોડતાં હરણાં છે અને પત્થરદડે રમતાં ઝરણાં છે.

ચં૦ એ તો બધી કવિઓની કલ્પના. કારણ રાન તે તો રાન જ.

રા૦ ચંદુ ! લખમણના આટલા ખુલાસા પછી પણ તમે નમારી જીદ છોડતા નથી તે જોઈ હવે હું પણ કહું છું કે તમે એક જ આંખે વાંચ્યું છે.

બિં૦ ભલે. અમે કાણા તો કાણા.

રા૦ બિંદુ, એમ રીસ ન કર. તને ભગવાને મોતી જેવી આંખ આપી છે. તને કોણ કાણો કહે ?

લ૦ રામભાઇ, ચાલો ! હવે વિદાયની ઉજાણીનો વખત થયો છે.

રા૦ ખરી વાત. ચાલો મિત્રો, તમારે પણ બધાએ ઉજાણીમાં આવવાનું છે.

લ૦ આજે આપણું આખું મિત્રમંડળ સાથે બેસી જમવાનું છે.

રા૦ વળી આ ઉજાણી નિમિત્તે ગાંગા ગોપાળની ટોળી રાસ પણ રમવાની છે.

ચં૦ એમ ! તો તો ચાલો. તમે એ ભરવાડોના રાસનાં રોજ રોજ વખાણ કરો છો તો આજે જોઈશું કે એ રાસમાં એવી તે કઈ મોહિની છે !

લ૦ જો જો તો ખરા એ ગસ જોઈ તમે અવાક્ થઈ જશો

ચ૦ એ તો જોઈશું ત્યારે જ માનીશું

રા૦ હવે ચાલો જલદી ગાગાની રાગીહમણા મ્તી આવી પહોચશે.

[જાય છે પડદો પડે છે ]

# પ્રવેશ ૩ જો

સ્થળ વનમાર્ગ

સમય - સવારનો

[ પડદો ઉપડે છે ત્યારે વિશ્વામિત્ર અને રામલખમણ વાતો કરતા પ્રવેશે છે ]

રા૦ ગુરુજી ! પેલું ( બતાવી ) આઘે આઘે કાળા ધાબા જેવુ શુ હશે ?

લ૦ ગુરુજી ! જુઓ, જુઓ, એ તો વાદળ જોડે વાતો કરતુ જણાય છે

વિ૦ એ તો પર્વત કહેવાય તમે પર્વત જોયો નથી ?

રા૦ નાજી નજરેનજર તો આજે જ જોયો હા વેદઋચાઓમા મેરુ પર્વત વિષે વાચ્યુ હતુ ખરુ

લ૦ અધધ ! કેવો લાબો અને પહોળો થઈ ને પડ્યો છે !

રા૦ પડ્યો તો છે આડો પણ માથુ પહોચ્યુ છે આકાશમા !

લ૦ ગુરુજી ! ડુગરો આવડા મોટા છે તો માનવીઓ જ શા માટે નાના છે, જાણે કે એની ટચલી આંગળી !

[ વાતો કરતા ત્રણે વિ ગમા જાય છે ને પડદા પાછળ ચક્કર લઈ સામેની વિ ગમાથી ફરી પ્રવેશે છે એ પ્રવેશ વનયાત્રાના બીજા દિવસનો સમજવાનો છે ]

વિ૦ વત્સો, રાતે ઊંઘ આવી હતી ને ?

રા૦ હા, ગુરુજી

લ૦ સૂતા તો હતા ઉઘાડામા—ઉપર આકાશ ને નીચે ધરતી છતા જાણે ઘરમા જ સૂતા હોયની એવી મીઠી ઊંઘ આવી છે

રા૦ એક જ રાતમા આ ઘાસપાદડા અને વનવેલીઓ જોડે જીવનભરની સગાઈ થઈ છે એટલે હવે અમેય, પેની ફૂલપાદડી જેમ વગર ભયે બીડાઈ જઈ ઊંઘવા માડે છે તેમ અભયે ઊઘતા હતા

લ૦ અને સવારે પેનુ સૂરજમુખી ખીલ્યુ તમે અમે પણ પ્રફુલ્લ મ્હોડે જાગ્યા

વિ૦ વત્સો, આ કલકલ એવો મજુલ સ્વર શાનો સભળાય છે, જાણો છો ?

રા૦ નાજી

લ૦ પેલી ઊગમણી ઝાડીની ઓથમા કોઈ કોમળ-કંઠી સ્ત્રી ગાતી લાગે છે !

વિ૦ લખમણ તારી કલ્પના સાચી છે હા, એ એકજણી ગાય તો છે જ પણ એ ગીનારી દેવી નથી, માનવી નથી, પણ પથરો વચ્ચે સતા કૂકડી રમતી નાનકડી નદી છે !

રા૦ નદી ! અમારી અજોધ્યાપુરીમાય નદી તો છે પણ તે તો આવુ સરસ નથી ગાતી

વિ૦ ભરવસ્તીમા નદી બચરવાળ મા જેવી ઠાવકી અને ગભીર બની જાય છે નિર્જન વનોમા તે હસમુખી કુવારકા સમી ગાનતાન કરે છે

લ૦ ગુરુજી, અમને એ જલબાલાનો નાચ જોવા લઈ જાઓ

વિ૦ વત્સ, અધીરો ન થા આપણો રસ્તો એ તરફ થઈને જ જાય છે ત્યા પહોચીશ એટલે તુ જોઈશ

કે નાની મોટી શિલાઓની ફરતે જલધારાઓનાં ઝાંઝર ઝંકાર કરે છે.

[ આગળ જેમ પ્રસ્થાન અને પુનર્પ્રવેશ. ]

રા૦ ગુરુજી ! આ જંગલમાં તો કેટલાં બધાં ફૂલો છે ?

લ૦ જ્યાં જ્યાં નજર ઠરે છે ત્યાં તેની જ પથારી ને ખુશબો.

વિ૦ વત્સ, વનવાડીમાં કુદરતના નવલખી ભંડાર ઉઘાડા પડયા છે. નથી અહીં આગળા કે નથી તાળાં.

લ૦ પણ વસ્તીની વાડીઓમાં તો ચોતરફ઼ે વાડ અને વરણી હોય છે. ત્યાં એકના વાડામાં બીજો પેસે તે ચોર ગણાય છે.

રા૦ ત્યાં ભગવાને આપેલાં ફળફૂલો પૈસા આપી વેચાતાં લેવાં પડે છે.

વિ૦ એટલે જ તો કુદરત ત્યાં મોકળે મને ખીલતી નથી. જેવી વસ્તી કંજુસ તેવી જ કૃપણુ ત્યાંની પ્રકૃતિ.

[પ્રસ્થાન ને પુનર્પ્રવેશ.]

લ૦ ગુરુજી, આ કયું ઝાડ ? ( દૂર આંગળી ચીંધે છે.)

વિ૦ તાડ.

રા૦ તાડને તો એક જ માથું હોય છે જ્યારે એને તો છે બેચાર.

વિ૦ બેચાર તો શું પણ દશવીશ માથાવાળા તાડો પણ આ જંગલમાં હોય છે.

રા૦ આ કારણે જ વસ્તીનાં ઝાડોની તુલનામાં જંગલનાં ઝાડો રાક્ષસ જેવાં કહેવાતાં હશે !

વિ૦ બરાબર છે.

લ૦ ગુરુજી, માનવને પણ દશવીશ માથાં હોય તો કેવાં દેખાય ?

વિ૦ માયાવી દાનવ જેવાં.

રા૦ ગુરુજી, પેલા ઝાડ પર બેઠો છે તે વાઘ છે કે વાનર ?

વિ૦ વાનર !

રા૦ એ એવો તે કયો ઝાડપાલો ખાતો હશે કે એની કાયા આવડી મોટી છે !

વિ૦ વનનાં હવા ને પાણી એવાં પોષક હોય છે કે અહીં બધાંનાં જ કલેવર મોટાં ને કદાવર થાય છે.

લ૦ ગુરુજી, આ વાંદરાં જો આપણી પેઠે બે પગે ચાલવા લાગે તો તો માણસ જેવાં જ દેખાય, નહિ ?

વિ૦ જરૂર. તને ખબર નહિ હોય કે દૂરદૂરના દક્ષિણના મુલકમાં માનવીની કેટલીક જાતો વાનર અને રીંછ જેવી છે.

[ પ્રસ્થાન. પુનર્પ્રવેશ.]

લ૦ ગુરુજી, અજોધ્યાપુરીથી ઊપડયાને આજે પાંચમો દિવસ છે. હજુ તપોવન કેટલેક આઘે હશે ?

વિ૦ ચાલી ચાલીને થાકી ગયો ?

લ૦ ગુરુદેવ, ચાલવાનો મહાવરો નથી એટલે થાકું તો છું જરૂર, પણ આ મંદ મીઠો પવન થાક ઉતારી દે છે.

રા૦ રોજ રોજ આટલું ચાલવા મળશે તો અમારા કમળ જેવા કોમળ પગો પણ પત્થર પર પાટુ મારી પાણી કાઢે એવા કઠણ થઈ જશે.

વિ૦ એ સાંભળી મને હર્ષ થાય છે. જુઓ, જુઓ, પેલાં દેખાય છે તે મારાં તપોવનનાં ઝાડવાં છે.

રા૦ તપોવનભૂમિ આવી લાગી એટલે જ પેલાં હરણાં આપણને જોઈ નાસી જતાં નથી !

વિ૦ સાચું કહ્યું વત્સ. આ તપોવનમાં તો જેવા મારા શિષ્યો તેવાં જ સર્વે પશુપંખીઓ. કુદરતને ખોળે સર્વે સગાં સહોદરાં સમાં ખાય છે, પીએ છે, ને કલ્લોલ કરે છે.

લ૦ તો તો અત્રે વાઘ ને બકરી એક આરે પાણી પીતાં હશે.

વિ૦ અલબત. તપસ્વીઓની છાયામાં હિંસારી વાઘ વરૂઓ પણ પોતાનો હિંસભાવ છોડી દે છે.

રા૦ ગુરુજી ! તો તો હું તો સિંહ સાથે જ રમ્યા કરીશ

લ૦ (માથુ હલાવી) પણ તે આપણી સાથે રમવા નહિ આવે

રા૦ કેમ ?

લ૦ આપણે રહ્યા ક્ષત્રિયબાળ આપણી નસમા શિકારી બાપદાદાનુ લોહી છે તેની એને આઘેથી જ ગધ આવશે

રા૦ એ વાત ખરી પણ હવે તો આ તપોવનમાં આપણે ય ઋષિબાળોમા ભળી જઈ તેમનામાના જ એક થઈ જઈશુ નહિ ગુરુજી ?

વિ૦ જરૂર જરૂર

લ૦ અરે રામભાઈ ! જો જો (દૂર બતાવે છે) બધા તાપસબાળો ભેગા થયા છે

રા૦ ગુરુજી, સર્વે કુડાળે ઊભી કઈક ગાતા લાગે છે

વિ૦ તમારુ કહેવુ ખરુ છે બાળતાપસો સધ્યા ગાયત્રી પૂરી કરી સૂર્યવદનાનું ગીત ગાય છે

લ૦ તો તો ચાલો જલદી આપણે ય એ વદનામાં ભાગ લઈએ

[ત્રણે જણા જાય છે પડદા પાછળથી એ વદનાનુ ગીત સભળાય છે ]

સૂરજને વદન સૂરજને

મગળમયને, અરુણોદયને,

 રજની તિમિર કેરા ક્ષયને—વદન૦

ગગનોત્પલને, પિંગલ ફૂલને,

 એના લખલખ લખ દલને—વ૦

સ્વર્ણવરણને, તેજ કિરણને

 એના ખરવ ખરવ કણને—વ૦

પ્રભાત કરને ભાસ્વરવરને

 પ્રસ્ફુટ પ્રખર પ્રભાકરને—વ૦

[પડદો પડે છે]

સમાપ્ત

પ્ર૦



# વિદ્યુતશાસ્ત્રનો ઇતિહાસ

ડૉ. યશવંત ગુ૦ નાયક એમ. એસસી; પિએચ. ડિ.
પ્રાધ્યાપક: ગુજરાત કૉલેજ, અમદાવાદ.

આશરે ઈ. સ. ૧૬૦૦ની સાલ સુધી વિદ્યુત-શાસ્ત્રમાં બહુ જાણવા જેવી પ્રગતિ થઈ નહોતી. ગ્રીસના કેટલાક વૈજ્ઞાનિકોને અંબરને ઊન ઉપર ઘસતાં તેમાં અમુક જાતનો આકર્ષણનો ગુણ આવે છે અને તેથી તે નાના કાગળના ટુકડા વગેરેને દૂરથી પોતાના તરફ આકર્ષી શકે છે એ બાબત ધ્યાનમાં આવી હતી. લોહચુંબકની બાબતમાં પણ ખાસ વિશેષ માહિતી ન હતી, અને માત્ર લોહચુંબકમાં લોખંડને આકર્ષવાનો ગુણ છે તે તથા તે ઉત્તર દક્ષિણ દિશામાં રહે છે એટલું જ જ્ઞાન પ્રાપ્ત થયું હતું. આ જ્ઞાનનો ઉપયોગ સમુદ્રમાં દિશા જાણવા માટે થતો હતો. ઘણા પ્રાચીન કાળમાં ચીનમાં પણ લોહચુંબકની જાણ હતી એમ ઐતિહાસિક પુરાવા મળે છે.

ઈ. સ. ૧૬૦૦ના અરસામાં વિલિયમ ગિલ્બર્ટ નામનો વૈજ્ઞાનિક ઇંગ્લૅન્ડમાં થયો હતો. તેણે વિદ્યુત અને લોહચુંબક ઉપર ઘણા પ્રયોગો કર્યા. એણે બતાવ્યું કે અંબરને ઊન ઉપર ઘસતા જે ગુણ આવતો હતો તેવો જ વિદ્યુતગુણ કાચ, ગંધક, લાખ, હીરા, અને માણેકમાં પણ આવી શકતો હતો. ગિલ્બર્ટે વિદ્યુતના આકર્ષણની અને લોહચુંબકના આકર્ષણની વચ્ચે શો ભેદ છે તે પણ બતાવ્યો હતો. વિદ્યુત ઉપરની શોધ કરતાં લોહચુંબક ઉપરની એની શોધ ઘણી જ વિસ્તૃત અને મૂળભૂત હતી. બનાવટી લોહચુંબકો પેદા કરી એણે બતાવ્યુ કે દરેક લોહચુંબકને બે ધ્રુવો હોય છે અને એ ધ્રુવો પૃથ્વીના ઉત્તર અને દક્ષિણ ધ્રુવો તરફ અનુક્રમે આકર્ષાય છે. લોહચુંબકમાં ચુંબકત્વનો ગુણ તેમના બે છેડા ઉપર આવેલા ધ્રુવો આગળ સૌથી વિશેષ હોય છે. એક લોહચુંબકને ભાંગીએ તો તેથી તેના બે ધ્રુવો છૂટા પડી શકતા નથી, પરંતુ એકમાંથી બે ધ્રુવોવાળા બે લોહચુંબક પેદા થાય છે. બે લોહચુંબકની વચ્ચેના આકર્ષણ અને અપાકર્ષણના નિયમનો અભ્યાસ કરી ગિલ્બર્ટે બતાવ્યું કે પૃથ્વી પણ એક મોટો લોહચુંબક છે અને તેના ધ્રુવો ઉત્તર અને દક્ષિણ દિશામાં આવેલા હોવાથી જ લોહચુંબકોના ધ્રુવો એ બે દિશા તરફ જ આકર્ષાયેલા રહે છે. લોહચુંબકની સોયને મધ્યમાંથી દોરી વતી લટકાવીએ તો તે સપાટીને સમાંતર (સમતળ) રહેતી નથી, પરંતુ તેનો એક ધ્રુવ નીચે નમે છે અને બીજો ઊંચો રહે છે. આ ઘટના પણ ગિલ્બર્ટે શોધી હતી અને તેનું કારણ પણ એણે સમજાવ્યું હતું.

આશરે ૧૬૭૦માં ફૉન ગિરિકે મોટા પાયા ઉપર ઘર્ષણ વિદ્યુત પેદા કરવાનું યંત્ર શોધ્યું. ગિરિકે વાતાકર્ષક પંપ અને શૂન્યાવકાશની ભૌતિક અસરો ઉપર પણ ઘણી શોધખોળ કરી હતી.

એનો ઐતિહાસિક પ્રયોગ મૅગ્ડેબર્ગ પરગણામાં કરેલો તેથી મૅગ્ડેબર્ગના અર્ધગોળાનો પ્રયોગ કહેવાય છે મોટા બંધ અર્ધગોળાને જોડી અંદરથી હવા કાઢી લેવાથી બહારની હવાના દબાણથી તે બન્ને એટલા ચુસ્ત થઈ ગયા કે બધું મળીને આઠ ઘોડાઓના બળથી પણ તે છૂટા પાડી શકાયા નહિ. હવા દાખલ કરતાં એ અર્ધગોળા આપમેળે છૂટા પડી ગયા હતા. ગિરિકે પોતાના વિદ્યુત યંત્ર વડે બતાવ્યું કે વિદ્યુત વડે આકર્ષણ તેમજ અપાકર્ષણ પણ થાય છે. આ પછી બૉઇલ નામના આયરિશ વિદ્વાને બતાવ્યું કે વિદ્યુત અને ચુંબક બળો શૂન્યાવકાશમાં પણ અસર કરે છે. બૉઇલે આ સિવાય પણ રસાયણ અને ભૌતિક શોધો કરી હતી. ખાસ કરીને હવા સ્થિતિસ્થાપક છે અને તેના ઉપર દબાણથી થતા કદના ફેરફાર દબાણથી વ્યુત્ક્રમ પ્રમાણમાં વધઘટ થાય છે. આ નિયમને બૉઇલનો નિયમ કહેવામાં આવે છે. ઈ. સ ૧૭૨૯માં ઇંગ્લૅન્ડમાં સ્ટિફન ગ્રે નામના વૈજ્ઞાનિકે ઘર્ષણ વિદ્યુતની વાહક

અને અવાહક વસ્તુની શોધો કરી એણે ૧૦૦ ફૂટ લાંબા તાર અને દોરા લઇ બતાવ્યુ કે એક છેડે વિદ્યુત પેદા કરવાથી કેટલીક વસ્તુની દોરીને બીજે છેડે વિદ્યુત માલૂમ પડતી હતી, પરંતુ કેટલીકમા એ ગુણ ન હતો જે વસ્તુની દોરીમાથી વિદ્યુત પસાર થાય તેને તેણે વાહક વસ્તુ કહી અને જે વસ્તુમાથી વિદ્યુત પસાર ન થાય તેને અવાહક વસ્તુ કહી આ ઉપરથી માલૂમ પડ્યુ કે ધાતુના તાર, ભીંજવેલા દોરા, જમીન, મનુષ્યનું શરીર વગેરે વાહક વસ્તુઓ છે જ્યારે ઊન, રેશમ, કાચ, ગંધક વગેરે અવાહક વસ્તુઓ છે એણે પણ બતાવ્યુ કે જે વસ્તુને વિદ્યુતભાર આપવામા આવે તેની સપાટી ઉપર જ વિદ્યુતભાર રહે છે, અને અંદરના ભાગમા વિદ્યુત હોતી નથી

ઇ સ ૧૭૩૩માં પેરિસમા ડયુફે નામના વૈજ્ઞાનિકે વિદ્યુતના આકર્ષણ અને અપાકર્ષણના નિયમો ધ્યાનમા લઈ પુરવાર કર્યું કે વિદ્યુત બે જાતની હોય છે એક પ્રકારની વિદ્યુત ( કાચને રેશમ ઉપર ઘસતા કાચમા પેદા થતી વિદ્યુત)ને તેણે ધન (positive) વિદ્યુત કહી અને બીજા પ્રકારની વિદ્યુતને ઋણ ( negative ) વિદ્યુત કહી હોલાંડમાં લેયડન નામના વૈજ્ઞાનિકે સ્થિત ( ઘર્ષણ ) વિદ્યુતને મોટા જથ્થામા સંઘરી રાખવાનું સાધન શોધ્યુ એ સાધનને લેયડન બરણી કહેવામા આવે છે. વિદ્યુત-ઉપપાદન (electric-induction)ના સિદ્ધાંતનો એમા ઉપયોગ કરવામા આવ્યો હતો આ ઘટના ક્યાઇસ્ટ નામના એક જર્મન હાઇકોર્ટના વડા ન્યાયાધીશે પ્રથમ જોઈ હતી બેન્ઝામિન ફ્રાંકલિને વિદ્યુત-ઉપપાદન (electric-induction) ઉપર પ્રયોગ કરી લેયડન બરણીનું કાર્ય કેવા સિદ્ધાંતને આધારે થાય છે તે બતાવ્યુ વળી તેના ઐતિહાસિક પતંગના પ્રયોગથી ફ્રાંકલિને બતાવ્યુ કે આકાશમા જે વીજ થાય છે તે પણ પ્રયોગશાળામા પેદા થતી વિદ્યુતના જેવી જ છે.

### કૂલોમ્બ

આટલી પ્રગતિ થઈ છતા બે જાતની વિદ્યુત કેવી છે અને શાથી ઉત્પન્ન થાય છે તેનુ મૂળ કારણ હજી સુધી સમજાયું ન હતું આ પછી ફ્રેન્ચ વૈજ્ઞાનિક કૂલોમ્બે આ વિજ્ઞાનમા ભારે પરિવર્તન આણ્યુ અને ઘણીએક અજ્ઞાત બાબત ઉપર વેધક પ્રકાશ પાડ્યો. કૂલોમ્બના સમય પછી જ વિદ્યુત અને ચુંબકત્વ વિજ્ઞાન તરીકે અસ્તિત્વમાં આવ્યુ કૂલોમ્બે ન્યુટનના ગુરુત્વાકર્ષણના નિયમની જેટલી જ અગત્ય ધરાવતો એક બહુ જ મૂળભૂત સિદ્ધાંત બહાર પાડ્યો અને તે કૂલોમ્બના નિયમથી પ્રખ્યાત છે એ નિયમથી બે વિદ્યુતભાર વચ્ચેનું આકર્ષણ અથવા અપાકર્ષણ બળ કેટલુ હોય છે તે તથા બે ચુંબક ધ્રુવો વચ્ચેનું આકર્ષણ અને અપાકર્ષણ બળ કેટલું હોય છે તે તથા બન્ને બાબતો જાણી શકાય છે આ નિયમો એણે બહુ જ બારીકાઈથી પ્રયોગો કરીને પછી પુરવાર કર્યા હતા આ સમયમા વિદ્યુતના સૂક્ષ્મ આકર્ષણ અને અપાકર્ષણ બળ માપવુ એ ખરેખર બહુ જ કુશળતાનુ અને અદ્ભુત કાર્ય જ હતું આ નિયમો અત્યંત સાદા હોવા છતા મૂળભૂત હોવાથી એની અત્યંત મહત્તા છે આટલા સૂક્ષ્મ બળોને માપવા માટે કૂલોમ્બે વળકાંટો (torsion-balance) અથવા તારમાં અથવા દોરીમા વળ આપી તે વળને લીધે દોરાને લટકાવેલી વસ્તુ ઉપર જેટલુ બળ લાગે છે તેના ઉપરથી બળનું માપ કાઢવાનું યંત્ર શોધ્યુ હતું કૂલોમ્બે એ ઉપરાંત વસ્તુની સપાટી ઉપર વિદ્યુત કેવી રીતે પ્રસરે છે તે શોધી કાઢ્યુ હતુ અને બતાવ્યુ હતું કે જેમ વસ્તુની વક્રતા વધુ તેમ તેના ઉપર વધુ વિદ્યુત રહી શકે છે એક જ વસ્તુની અણીવાળી સપાટી ઉપર સૌથી વધુ વિદ્યુત રહે છે એ પણ તેણે બતાવ્યુ હતું શોધક તકતી (proof-plane) નામનું સાદું સાધન જે એક વસ્તુની સપાટીની વત્તીઓછી વક્રતાના પ્રમાણસર કેટલો વિદ્યુતભાર રહે છે તેનું માપ કાઢવામા ઉપયોગી છે તે પણ કૂલોમ્બે શોધી કાઢ્યું હતું

કૂલોમ્બનો જન્મ ફ્રાંસના દક્ષિણ પરગણામા એક ઉચ્ચ કુટુંબમા થયો હતો પેરિસમા એણે ગણિતશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો ત્યારબાદ

લશ્કરના યાંત્રિક ખાતામાં એ દાખલ થયો હતો. માર્ટિનિકમાં નવ વર્ષ રહ્યો તે દરમિયાન એણે રક્ષણનાં બાંધકામો ઉપર દેખરેખ રાખી હતી. ૧૭૭૬ પછી લશ્કરમાંથી પાછો આવ્યો ત્યાર પછી જ એનું ધ્યાન વિજ્ઞાનની શોધખોળ તરફ દોડયું, અને ફ્રાંસના મોટા બળવા સુધીના વખતમાં એણે ઉપર દર્શાવેલી ઘણીખરી શોધો કરી હતી. આ શોધખોળોથી એની મહત્તા વધી અને વૈજ્ઞાનિક ક્ષેત્રમાં તેમજ રાજદ્વારી ક્ષેત્રમાં એને ઘણા મોટા માણસો સાથે પરિચયમાં આવવાનું થયું. એના યાંત્રિક જ્ઞાનના અનુભવે અમુક લશ્કરી બાબતો ઉપર એણે એક નિબંધ લખ્યો હતો અને તે મોટા રાજદ્વારી માણસોને નાપસંદ પડવાથી એ લગભગ કેદ થવાની અણી ઉપર હતો. જ્યારે બળવો ફાટી નીકળ્યો ત્યારે કૂલોમ્બે એની બધી નિમણૂકનાં રાજીનામાં આપ્યાં અને બ્લોઇઝ ખાતે પોતાના કુટુંબ અને વિજ્ઞાનની સેવા કરવા જઈ રહ્યો. પાછળથી નેપોલિયને, જેનો વિજ્ઞાનપ્રેમ ઘણો જ જાણીતો હતો, એને પાછો એના મૂળ હોદ્દા ઉપર લાવીને એની પ્રવૃત્તિને જારૂ રાખવાની સગવડ કરી આપી, અને એની જિંદગીના અંત સુધી એ તે સ્થાને રહ્યો.

## ગેલ્વેની અને વોલ્ટા

કૂલોમ્બની શોધખોળોથી જેવું સ્થિત વિદ્યુતશાસ્ત્ર કંઇક ચોક્કસ પાયા ઉપર આવ્યું કે થોડા જ સમયમાં ઇટલીમાં બે વિદ્વાન વૈજ્ઞાનિકોએ વિદ્યુતશાસ્ત્રમા તદ્દન નવીન દિશા ખોલીને ચલિત-વિદ્યુત અથવા વિદ્યુતપ્રવાહશાસ્ત્રની શોધ કરી આ શોધને આધારે જ આજે આપણે વિદ્યુતના અગણિત લાભો ઉઠાવીએ છીએ.

ગેલ્વેનીનો જન્મ બોલોના શહેરમાં થયો હતો. એણે વૈદકશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કર્યો અને ૧૭૬૨ પછી બોલોના યુનિવર્સિટીમાં વૈદકના પ્રોફેસર તરીકે કામ કર્યું હતું. એણે દેડકાના જ્ઞાનતંતુ ઉપર વિદ્યુતના આંચકાની શી અસર થાય છે તેના ઉપર શોધખોળ કરવા માંડી. વિદ્યુતના આંચકાથી દેડકાના સ્નાયુઓ સંકોચાય છે એ હકીકત તો સાધારણ રીતે ગિરિક અને લાઈબ્નિટ્ઝના સમયથી જાણીતી હતી. પરંતુ ગેલ્વેનીની નવી જાતના પ્રયોગો કરવાની વૃત્તિને લીધે એક તદ્દન આકસ્મિક ઘટના તેને માલૂમ પડી. એક ધાતુની તાવી ઉપર દેડકાને મૂકીને ધાતુની તાવીને વિદ્યુતયંત્રના એક છેડાને જોડવામાં આવતો હતો. વિદ્યુતયંત્રનો બીજો છેડો એક ચીપિયા સાથે જોડવામાં આવતો હતો. આ બેની વચ્ચે દેડકાને મૂકીને વિદ્યુતયંત્ર ચલાવીને દેડકાના જ્ઞાનતંતુમાંથી વિદ્યુતભાર મોકલવામાં આવતો હતો. એક વેળા આવી રીતે પ્રયોગ કરતાં ગેલ્વેનીને ઊલટી ક્રિયા જોવાની મળી. દેડકાના જ્ઞાનતંતુને ચીપિયા વડે અડકતાં, વિદ્યુતયંત્ર બંધ હોવા છતાં આપમેળે વિદ્યુત પ્રવાહ પેદા થયો. આ પ્રયોગથી ગેલ્વેનીને લાગ્યું કે તદ્દન નવીન પ્રકારે વિદ્યુત પ્રવાહ પેદા થયો છે! આ આશ્ચર્યકારક ઘટના ઉપર ગેલ્વેનીએ અગિયાર વર્ષ સુધી નવા નવા પ્રયોગો ચાલુ રાખ્યા. એ દરમિયાન હવામાંથી પણ વિદ્યુત પેદા થઈ શકે છે તે ઘટના પણ ગેલ્વેનીએ શોધી કાઢી. જુદી જુદી ધાતુઓ લઈને દેડકાના જ્ઞાનતંતુના બે છેડાને અડતાં જ મોટો વિદ્યુત પ્રવાહ ચાલુ થઈ જતો એ જમાનામાં ઘર્ષણ વિદ્યુત પેદા કરી લેયડન બરણીમાં ભેગી કરીને પછી ક્ષણિક વિદ્યુતપ્રવાહ ચાલુ કરવામાં આવતો હતો. વિદ્યુતયંત્ર અથવા ઘર્ષણ યંત્રની મદદ વિના પ્રયોગશાળામાં બીજી રીતે વિદ્યુતપ્રવાહ પેદા કરવાની આ તદ્દન નવીન રીત હતી. એથી જ એ પ્રયોગે ઘણી અજાયબી પેદા કરી હતી આ પ્રયોગોને સ્પષ્ટ રીતે સમજવાનુ કાર્ય વોલ્ટાનું હતું. પરંતુ વોલ્ટાએ એ દિશામાં જે પ્રગતિ કરી તેનો પાયો ગેલ્વેનીએ નાંખ્યો હતો. આ પ્રયોગો ઉપર ગેલ્વેનીએ ચાર પુસ્તકો લખ્યાં. એ ૫૪ વર્ષનો થયો હતો, પરંતુ એનાં છેલ્લાં વર્ષો સુખદ નહતાં. ૧૭૯૬માં નેપોલિયને ઇટલી ઉપર જીત મેળવી અને તેથી દરેક સરકારી અને બીજા નોકરોએ નેપોલિયનના તરફ વફાદારીના સોગંદ લેવાના હતા. ગેલ્વેની દેશાભિમાની પુરુષ હતો અને તેથી એણે સોગંદ લેવાની ના પાડવાથી એને દરેક અધિકાર ઉપરથી દૂર કરવામાં આવ્યો. ત્રણ વર્ષ પછી કેટલાક મિત્રોની દરમિયાનગીરીથી ફરીથી એને એની જગ્યા ઉપર નિમણૂક કરાવવાની તજવીજ કરી

અને અવાહક વસ્તુની શોધો કરી. એણે ૧૦૦ ફુટ લાંબા તાર અને દોરા લઈ બતાવ્યું કે એક છેડે વિદ્યુત પેદા કરવાથી કેટલીક વસ્તુની દોરીને બીજે છેડે વિદ્યુત માલૂમ પડતી હતી પરંતુ કેટલીકમાં એ ગુણ ન હતો જે વસ્તુની દોરીમાંથી વિદ્યુત પસાર થાય તેને તેણે વાહક વસ્તુ કહી અને જે વસ્તુમાંથી વિદ્યુત પસાર ન થાય તેને અવાહક વસ્તુ કહી આ ઉપરથી માલૂમ પડ્યું કે ધાતુના તાર ઑર્ગેનના દોરા, જમીન, મનુષ્યનું શરીર વગેરે વાહક વસ્તુઓ છે જ્યારે ઊન રેશમ, કાચ, ગંધક વગેરે અવાહક વસ્તુઓ છે એણે પણ બતાવ્યું કે જે વસ્તુને વિદ્યુતભાર આપવામાં આવે તેની સપાટી ઉપર જ વિદ્યુતભાર રહે છે, અને અંદરના ભાગમાં વિદ્યુત હોતી નથી

ઇ સ ૧૭૩૩માં પેરિસમાં ડયુફે નામના વૈજ્ઞાનિકે વિદ્યુતના આકર્ષણ અને અપાકર્ષણના નિયમો ધ્યાનમાં લઈ પુરવાર કર્યું કે વિદ્યુત બે જાતની હોય છે એક પ્રકારની વિદ્યુત (કાચને રેશમ ઉપર ઘસતાં કાચમાં પેદા થતી વિદ્યુત)ને તેણે ઘન (positive) વિદ્યુત કહી અને બીજા પ્રકારની વિદ્યુતને ઋણ (negative) વિદ્યુત કહી હોલાડમાં લેયડન નામના વૈજ્ઞાનિકે સ્થિત (ઘર્ષણ) વિદ્યુતને મોટા જથ્થામાં સંગ્રહી રાખવાનું સાધન શોધ્યું એ સાધનને લેયડન બરણી કહેવામાં આવે છે વિદ્યુત-ઉપપાદન (electric-induction)ના સિદ્ધાંતનો એમાં ઉપયોગ કરવામાં આવ્યો હતો આ ઘટના ક્નાઇસ્ટ નામના એક જર્મન હાઈકોર્ટના વડા ન્યાયાધીશે પ્રથમ જોઈ હતી બેન્જામિન ફ્રાંકલિને વિદ્યુત-ઉપપાદન (electric induction) ઉપર પ્રયોગ કરી લેયડન બરણીનું કાર્ય કેવા સિદ્ધાંતને આધારે થાય છે તે બતાવ્યું વળી તેના ઐતિહાસિક પતંગના પ્રયોગથી ફ્રાંકલિને બતાવ્યું કે આકાશમાં જે વીજ થાય છે તે પણ પ્રયોગશાળામાં પેદા થતી વિદ્યુતના જેવી જ છે.

કૂલોમ્બ

આટલી પ્રગતિ થઈ છતાં બે જાતની વિદ્યુત કેવી છે અને શાથી ઉત્પન્ન થાય છે તેનું મૂળ કારણ હજી સુધી સમજાયું ન હતું આ પછી ફ્રેન્ચ વૈજ્ઞાનિક કૂલોમ્બે આ વિજ્ઞાનમાં ભારે પરિવર્તન આણ્યું અને ઘણીએક અજ્ઞાત બાબત ઉપર વેધક પ્રકાશ પાડ્યો કૂલોમ્બના સમય પછી જ વિદ્યુત અને ચુંબકત્વ વિજ્ઞાન તરીકે અસ્તિત્વમાં આવ્યું કૂલોમ્બે ન્યુટનના ગુરુત્વાકર્ષણના નિયમની જેટલી જ અગત્ય ધરાવતો એક બહુ જ મૂળભૂત સિદ્ધાંત બહાર પાડ્યો અને તે કૂલોમ્બના નિયમથી પ્રખ્યાત છે એ નિયમથી બે વિદ્યુતભાર વચ્ચેનું આકર્ષણ અથવા અપાકર્ષણ બળ કેટલું હોય છે તે તથા બે ચુંબક ધ્રુવો વચ્ચેનું આકર્ષણ અને અપાકર્ષણ બળ કેટલું હોય છે તે તથા બન્ને બાબતો જાણી શકાય છે આ નિયમો એણે બહુ જ બારીકાઈથી પ્રયોગો કરીને પછી પુરવાર કર્યા હતા આ સમયમાં વિદ્યુતના સૂક્ષ્મ આકર્ષણ અને અપાકર્ષણ બળ માપવું એ ખરેખર બહુ જ કુશળતાનું અને અદ્ભુત કાર્ય જ હતું આ નિયમો અત્યંત સાદા હોવા છતાં મૂળભૂત હોવાથી એની અત્યંત મહત્તા છે આટલાં સૂક્ષ્મ બળોને માપવા માટે કૂલોમ્બે વળમાપક (torsion-balance) અથવા તારમાં અથવા દોરીમાં વળ આપી તે વળને લીધે દોરાને લટકાવેલી વસ્તુ ઉપર જેટલું બળ લાગે છે તેના ઉપરથી બળનું માપ કાઢવાનું યંત્ર શોધ્યું હતું કૂલોમ્બે એ ઉપરાંત વસ્તુની સપાટી ઉપર વિદ્યુત કેવી રીતે પ્રસરે છે તે શોધી કાઢ્યું હતું અને બતાવ્યું હતું કે જેમ વસ્તુની વક્રતા વધુ તેમ તેના ઉપર વધુ વિદ્યુત રહી શકે છે એક જ વસ્તુની અણીવાળી સપાટી ઉપર સૌથી વધુ વિદ્યુત રહે છે એ પણ તેણે બતાવ્યું હતું શોધક તકતી (proof-plane) નામનું સાદું સાધન જે એક વસ્તુની સપાટીની વત્તીઓછી વક્રતાના પ્રમાણમાં કેટલો વિદ્યુતભાર સહે છે તેનું માપ કાઢવામાં ઉપયોગી છે તે પણ કૂલોમ્બે શોધી કાઢ્યું હતું

કૂલોમ્બનો જન્મ ફ્રાંસના દક્ષિણ પરગણામાં એક ઉચ્ચ કુટુંબમાં થયો હતો પેરિસમાં એણે ગણિતશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો ત્યારબાદ

લશ્કરના યાંત્રિક ખાતામાં એ દાખલ થયો હતો માર્ટિનિકમાં નવ વર્ષ રહ્યો તે દરમિયાન એણે રક્ષણના બાંધકામો ઉપર દેખરેખ રાખી હતી ૧૭૭૬ પછી લશ્કરમાંથી પાછો આવ્યો ત્યાર પછી જ એનું ધ્યાન વિજ્ઞાનની શોધખોળ તરફ દોડ્યું, અને ફ્રાન્સના મોટા બળવા રૂધીના વખતમાં એણે ઉપર દર્શાવેલી ઘણીખરી શોધો કરી હતી આ શોધખોળોથી એની મહત્તા વધી અને વૈજ્ઞાનિક ક્ષેત્રમાં તેમજ રાજદ્વારી ક્ષેત્રમાં એને ઘણા મોટા માણસો સાથે પરિચયમાં આવવાનું થયું એના યાંત્રિક જ્ઞાનના અનુભવે અમુક લશ્કરી બાબતો ઉપર એણે એક નિબંધ લખ્યો હતો અને તે મોટા રાજદ્વારી માણસોને નાપસંદ પડવાથી એ લગભગ કેદ થવાની અણી ઉપર હતો જ્યારે બળવો ફાટી નીકળ્યો ત્યારે કૂલોમ્બે એની બધી નિમણૂકના રાજીનામાં આપ્યા અને બ્લોઇસ ખાતે પોતાના કુટુંબ અને વિજ્ઞાનની સેવા કરવા જઈ રહ્યો પાછળથી નેપોલિયને, જેનો વિજ્ઞાનપ્રેમ ઘણો જ જાણીતો હતો, એને પાછો એના મૂળ હોદ્દા ઉપર લાવીને એની પ્રવૃત્તિને જારૂ રાખવાની સગવડ કરી આપી, અને એની જિંદગીના અંત સુધી એ તે સ્થાને રહ્યો

**ગેલ્વેની અને વોલ્ટા**

કૂલોમ્બની શોધખોળોથી જેવું સ્થિત વિદ્યુતશાસ્ત્ર કંઈક ચોક્કસ પાયા ઉપર આવ્યું કે થોડા જ સમયમાં ઇટલીમાં બે વિદ્વાન વૈજ્ઞાનિકોએ વિદ્યુતશાસ્ત્રમાં તદ્દન નવીન દિશા ખોલીને ચલિત-વિદ્યુત અથવા વિદ્યુતપ્રવાહશાસ્ત્રની શોધ કરી આ શોધને આધારે જ આજે આપણે વિદ્યુતના અગણિત લાભો ઉઠાવીએ છીએ

ગેલ્વેનીનો જન્મ બોલોના શહેરમાં થયો હતો એણે વૈદકશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કર્યો અને ૧૭૬૨ પછી બોલોના યુનિવર્સિટીમાં વૈદકના પ્રોફેસર તરીકે કામ કર્યું હતું એણે દેડકાના જ્ઞાનતંતુ ઉપર વિદ્યુતના આચમની શી અસર થાય છે તેના ઉપર શોધખોળ કરવા માંડી વિદ્યુતના આંચકાથી દેડકાના સ્નાયુઓ સંકોચાય છે એ હકીકત તો સાધારણ રીતે ગ્રિફિ અને લાઈમનિટ્ઝના સમયથી જાણીતી હતી પરંતુ ગેલ્વેનીની નવી જાતના પ્રયોગો કરવાની વૃત્તિને લીધે એક તદ્દન આકસ્મિક ઘટના તેને માલૂમ પડી એક ધાતુની તાવી ઉપર દેડકાને મૂકીને ધાતુની તાવીને વિદ્યુતયંત્રના એક છેડાને જોડવામાં આવતો હતો વિદ્યુતયંત્રનો બીજો છેડો એક ચીપિયા સાથે જોડવામાં આવતો હતો આ બેની વચ્ચે દેડકાને મૂકીને વિદ્યુતયંત્ર ચલાવીને દેડકાના જ્ઞાનતંતુમાંથી વિદ્યુતભાર મોકલવામાં આવતો હતો એક વેળા આવી રીતે પ્રયોગ કરતાં ગેલ્વેનીને ઊલટી ક્રિયા જોવાની મળી દેડકાના જ્ઞાનતંતુને ચીપિયા અડકતાં વિદ્યુતયંત્ર બંધ હોવા છતાં આપમેળે વિદ્યુત પ્રવાહ પેદા થયો આ પ્રયોગથી ગેલ્વેનીને લાગ્યું કે તદ્દન નવીન પ્રકારે વિદ્યુત પ્રવાહ પેદા થયો છે। આ આશ્ચર્યકારક ઘટના ઉપર ગેલ્વેનીએ અગિયાર વર્ષ સુધી નવા નવા પ્રયોગો ચાલુ રાખ્યા એ દરમિયાન હવામાંથી પણ વિદ્યુત પેદા થઈ શકે છે તે ઘટના પણ ગેલ્વેનીએ શોધી કાઢી જુદી જુદી ધાતુઓ લઈને દેડકાના જ્ઞાનતંતુના બે છેડાને અડતા જ મોટો વિદ્યુત પ્રવાહ ચાલુ થઈ જતો એ જમાનામાં ઘર્ષણ વિદ્યુત પેદા કરી લેડન બરણીમાં ભેગી કરીને પછી ક્ષણિક વિદ્યુતપ્રવાહ ચાલુ કરવામાં આવતો હતો વિદ્યુત યંત્ર અથવા ઘર્ષણ યંત્રની મદદ વિના પ્રયોગશાળામાં બીજી રીતે વિદ્યુતપ્રવાહ પેદા કરવાની આ તદ્દન નવીન રીત હતી એથી જ એ પ્રયોગે ઘણી અજાયબી પેદા કરી હતી આ પ્રયોગોને સ્પષ્ટ રીતે સમજાવવાનું કાર્ય વોલ્ટાનું હતું પરંતુ વોલ્ટાએ એ દિશામાં જે પ્રગતિ કરી તેનો પાયો ગેલ્વેનીએ નાખ્યો હતો આ પ્રયોગો ઉપર ગેલ્વેનીએ ચાર પુસ્તકો લખ્યાં એ ૫૪ વર્ષનો થયો હતો, પરંતુ એના છેલ્લા વર્ષો સુખદ ન હતા ૧૭૯૬માં નેપોલિયને ઇટલી ઉપર જીત મેળવી અને તેથી દરેક સરકારી અને બીજા નોકરોએ નેપોલિયનના તરફ વફાદારીના સોગંદ લેવાના હતા ગેલ્વેની દેશાભિમાની પુરુષ હતો અને તેથી એણે સોગંદ લેવાની ના પાડવાથી એને દરેક અધિકાર ઉપરથી દૂર કરવામાં આવ્યો ત્રણ વર્ષ પછી કેટલાક મિત્રોની દરમિયાનગીરીથી ફરીથી એને એની જગ્યા ઉપર નિમણૂક કરાવવાની તજવીજ કરી

કોણાવર્તન વિદ્યુતપ્રવાહની પ્રમાણસર હોય છે. આથી લોહચુંબક સાધનનો ઉપયોગ વિદ્યુત તારમાંથી પસાર થતા પ્રવાહનું માપ કાઢવામા થઈ શકે એ આપેરે બતાવ્યું, અને તે ગુણનો ઉપયોગ કરી વિદ્યુત પ્રવાહ દર્શક (ગૅલ્વેનોસ્કોપ) વિદ્યુતપ્રવાહ માપક (ગેલ્વેનો મિટર) અને એમિટર (એમિટર અથવા આપેરમિટર) એટલે કે વિદ્યુતપ્રવાહને એમ્પિયરમા માપવાનું સાધન એણે બનાવ્યુ. એમિટર, વિદ્યુત પ્રવાહનું મુખ્ય માપવાનું સાધન, આમ્પેરના નામને ચિરંજીવ રાખવા માટે વપરાય છે અને વિદ્યુત પ્રવાહનો એકમ એમ્પિયર પણ એના નામ ઉપરથી રાખવામાં આવ્યો છે

આપેરે સ્થિત વિદ્યુત (static electricity) અને ચલિત વિદ્યુત (dynamic electricity) વચ્ચેનો સ્પષ્ટ ભેદ બતાવ્યો વિદ્યુતપ્રવાહ લઈ જનારા તારો અરસપરસને આકર્ષે છે અને અપાકર્ષે છે એ ઘટના પણ આપેરે બતાવી હતી. આ ઉપરથી વિદ્યુત વડે ગતિ પેદા થઈ શકે તેની શક્યતાઓ વૈજ્ઞાનિકોના ખ્યાલમાં આવી આપેરે વિદ્યુત ચુંબકો બનાવ્યા અને તેથી અનેકગણા બળવાન લોહચુંબકો પેદા થઈ શક્યા વિદ્યુતચુંબક શોધાવાથી વિદ્યુત-ઘટડી, ટેલિગ્રાફ અને ટેલિફોન શક્ય થયાં છે એ ઉપરાંત ઉદ્યોગોમા એવી અનેક ઘટનાઓ છે કે જેમા વિદ્યુતચુંબકનો ઉપયોગ થાય છે ભારે લોખંડના વજનો ઊંચકવા વિદ્યુત-ચુંબક ભીટડાઓ વપરાય છે

આપેર ઓવરસ્ટેડ કરતા સોળેક વર્ષો વધુ જીવ્યો હતો, પરંતુ તે દરમિયાન એણે પ્રવાહ વિદ્યુતવિજ્ઞાનને ખૂબ જાગ્રત કરી દીધું

### ઓહ્મ

એનો બાપ યંત્રકળા જાણનાર હતો એટલે એને યાંત્રિક કેળવણી ઠીક ઠીક મળી હતી સ્કૂલમા એને ગણિત અને પદાર્થવિજ્ઞાનની સારી તાલીમ મળી હતી યુનિવર્સિટીમાં પૈસાની તાણને લીધે લાંબો વખત ભણી ન શક્યો. આથી સ્વીઝ સ્કૂલમા નોકરી લઈ લીધી. પાછળથી એણે એર્લાંગેન યુનિવર્સિટીની ડિગ્રી લીધી હતી ૧૮૧૩-૧૮૨૭ સુધીમા રિયલસ્કૂલ (બામબર્ગ) અને કોલોનના જિમ્નેશિયમમા નોકરી કરી કોલોનમાં એણે મહત્ત્વની શોધો કરી હતી અહીં એની પાસે સારા સાધનો ન હતાં એટલે બહુ ધીમે ધીમે એને કામ કરી પોતાની શોધખોળોનુ પ્રકાશન કરવુ પડતું હતુ ૧૮૨૭માં એણે પોતાની મહત્ત્વની શોધો બહાર પાડી એને લાગ્યું કે પોતાની મહત્ત્વની શોધોથી એને સારી જગ્યા મળશે, પરંતુ તેમા તેને સફળતા ન મળી એણે એની સ્કૂલની નોકરીનુ રાજીનામુ આપ્યું, પરંતુ પાંચ વર્ષ પછી બાવેરિયાના રાજાને અપીલ કર્યા પછી જ એને સારી જગ્યા મળી માત્ર છેલ્લા પાંચ વર્ષો જ એને મ્યુનિકની યુનિવર્સિટીમા જગ્યા મળી કારણકે એ દરમિયાન ઓહ્મની કીર્તિ ચારે બાજુ ખૂબ ફેલાઈ ગઈ હતી ઓહ્મની શોધ વિદ્યુતના ઉત્ક્રાંતિ કાળમાં થયેલી હોવાથી આજના સમયે એનું પૂરેપૂરુ મૂલ્યાંકન ન થઈ શકે, પરંતુ એ જમાનામાં વિદ્યુતપ્રવાહના મૂલ્યનો આધાર શાના ઉપર રહે છે તે અજ્ઞાત બાબત હતી ઓહ્મે ઘણા પ્રયોગો પછી પુરવાર કર્યું કે વિદ્યુત પ્રવાહનો આધાર વિદ્યુત દબાણ ઉપર અને જે તારમાથી પ્રવાહ પસાર થાય તેના પ્રતિરોધ ઉપર પણ રહે છે આ ઉપરથી એણે નિયમ સિદ્ધ કર્યો કે વિદ્યુત પ્રવાહનુ મૂલ્ય વિદ્યુત દબાણ અને પ્રતિરોધના ગુણોત્તર જેટલું હોય છે આ નિયમ વિદ્યુતશાસ્ત્રમાં અને ઉદ્યોગોમા અકલ્પ્ય ઉપયોગનો નીવડ્યો છે એ નિયમે વિદ્યુતશાસ્ત્રમા એક મોટી ગૂંચનો ઉકેલ આણ્યો અને ખરેખર એ નિયમ વિદ્યુતશાસ્ત્રની સાથે ચિરંજીવ રહેશે ઓહ્મ એ પ્રતિરોધ માપવાનો એકમ છે, એટલે ઓહ્મનુ નામ પણ ચિરંજીવ થયુ છે ઓહ્મે વોલ્ટા, ઓવરસ્ટેડ અને આમ્પેરની જેટલી જ મહત્ત્વની શોધખોળ કરી હોવા છતા, એના જીવનનો મોટો ભાગ એને ગરીબી જ નમ અને અજ્ઞાત સ્થિતિમાં ગાળવો પડ્યો. અને માત્ર છેલ્લા પાંચ વર્ષ દરમિયાન જ એની સિદ્ધિને કંઈક બદલો મળ્યો

ચાલુ ]

# પગપાળા પ્રવાસો

શાંતિલાલ ઠાકર એમ એ, બી ટી.

પગપાળા પ્રવાસો એ વ્યાયામશાળાની કેળવણીનું એક મહત્ત્વનુ અંગ છે અને હોવુ જોઇએ તેમાં હવે બે મત છે જ નહિ વ્યાયામશાળાની કેળવણીમા માનવના સંપૂર્ણ વ્યક્તિત્વના વિકાસને દૃષ્ટિ સમક્ષ રાખવામા આવ્યો છે ખડતલ નીરોગી, સમર્થ, ધારણશક્તિવાળુ શરીર, પટુ કુશાગ્ર, તીક્ષ્ણ બુદ્ધિવાળુ એકાગ્ર મન, ઉપરોક્ત શરીર તથા મન—બંનેના ઉપર આત્મવિજયી સ્વારી કરનાર શાન્ત, પ્રસન્ન દિવ્ય આવેગ તથા જોશથી કામ કરતો આત્મા—આ ત્રિપુટી આપણી વ્યાયામ શાળાની કેળવણીનું અનિવાર્ય ધ્યેય છે

ઉપરના ધ્યેયને પહોંચી વળવા માટે પગપાળા પ્રવાસો એક સફળ સાધન છે તેવા પ્રવાસો કરવાથી શરીર ખડતલ અને શ્રમસહિષ્ણુ બને છે આસપાસના પ્રાકૃતિક સૌન્દર્યનુ પાન કરવાથી તથા બીજી અનેક બાબતોનુ સમજપૂર્વક અવલોકન કરવાથી, મન પ્રસન્ન થાય છે અને બુદ્ધિ વિકાસ પામે છે, અને ઉપરના બંને પરિણામોથી આત્મા બળવાન, પરિપુષ્ટ તથા સૂક્ષ્મ અસરોની આપલે સમજનારો તથા કરનારો થાય છે જે સ્થળોની આપણે પગપાળા મુસાફરી કરીએ છીએ તે સ્થળો ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનાં હોય તો આપણને ઈતિહાસદૃષ્ટિ આવે છે તે સમયના તે ઈતિહાસ પરત્વેની માહિતી મળે છે, જો તે સ્થળો ધર્મક્ષેત્રો, તીર્થો અથવા નદીસંગમો હોય, તો આપણામા ધર્મભાવના જાગૃત થાય છે, તે સ્થળોની પ્રશાન્તતા આપણા ચિત્તમા ડૂબી જઈ આપણા ચિત્તને પ્રશાન્તિ તથા વિશાળતા અર્પે છે, અને તે સ્થળના ધાર્મિક ઈતિહાસની માહિતી પણ મળે છે આપણા દેશમા તીર્થસ્થાનો મોટે ભાગે નૈસર્ગિક સૌન્દર્યના ખોળામા જ રચાયેલા છે ત્યા જઈ, તેમના સૂક્ષ્મ વાતાવરણમાથી આધ્યાત્મિક તથા નૈતિક ભાથુ ભરીને જો આપણે પાછા આવીએ તો તે પ્રવાસ બહુ સફળ થયો એમ આપણે ગણી શકીએ આર્યસંસ્કૃતિના કેન્દ્રો એ જ આપણાં યાત્રાસ્થાનો અને તીર્થધામો હતા જો કે અલબત્ત, અત્યારે તે દશા રહી નથી, છતાય તે તે સ્થળોના વાતાવરણમાં ડૂબકી મારીને આપણે તે તે સ્થળોની વિશિષ્ટતાનો સાક્ષાત્કાર જરૂર કરી શકીએ ભૌગોલિક દૃષ્ટિએ પણ આવા પગપાળા પ્રવાસો અતિ અગત્યના છે

પહેલાના સમયમા સંન્યાસીઓ સાધુઓ, બ્રહ્મચારીઓ હિંદુસ્તાનમા આવા તીર્થસ્થાનોની યાત્રા કરતા એ પ્રકારની પગપાળા મુસાફરી સિવાય તેમની કેળવણી અધૂરી ગણાતી દેશને બહુ જ નિકટતાથી ઓળખવો હોય, તો પગપાળા પ્રવાસ જેવુ બીજુ એકેય સાધન નથી જેમ નદીના પાણી વહેવાથી નિર્મળ રહે છે, સ્થિર રહે તો બંધિયાર થઇ જઈ મલિન બની જાય, તેમ સાધુ સંન્યાસીઓ તો વિચરતા જ સારા, એક સ્થાને મુકામ કરી બેસે તો તેઓને પણ આસક્તિના કૂપમા ફસાઈ જવાનો સંભવ રહે, અને જનતાને તેમના જ્ઞાન અને અનુભવનો લાભ ઓછો મળે સાધુ સંન્યાસીઓને એટલા માટે જ ભારતવર્ષમાં જંગમ વિદ્યાપીઠની ઉપમા મળી હતી જો કે અત્યારે એ માન્યતા આપણને સકારણ લાગે તેવી વ્યક્તિઓ વિરલ જોવામા આવે છે, તો પણ એ માન્યતા બંધાયેલી તેની પાછળનાં ઈતિહાસ અને દીર્ઘદૃષ્ટિ આપણને પગપાળા પ્રવાસનું મહત્ત્વ સમજાવવા માટે પૂરતા છે

રેલવેટ્રેનમા મુસાફરી કરવાથી આપણે અનેક દૃશ્યોને ઠંડે પેટે અવલોકવા જેટલો વખત મેળવી શકતા નથી, અનેક જિલ્લાઓ તથા પ્રાંતના લોકોની ખાસિયતોનો અભ્યાસ કરી શકતા નથી, તે તે સ્થળની પેદાશ, શક્તિ, નિર્બળતાઓ, ભૂગોળની

વિશિષ્ટતાઓ વગેરેનો પરિચય નિકટતાથી સાધી શકતા નથી, તે સ્થળની આસપાસના સ્થળોનો ઇતિહાસ, દંતકથાઓ, સાહિત્યમા આવતા ઉલ્લેખો, શિલ્પ, સ્થાપત્ય, ધધારોજગારો વગેરેની ઓળખાણ કરી શકતા નથી આ બધુ તો પગપાળા પ્રવાસ મા જ શક્ય બને, અને તે પણ જો આપણે પગપાળા પ્રવાસોની પૂરી યોજનાનો વિચાર પહેલેથી કરી લીધો હોય અને તેને માટે પુસ્તકો તથા ભોમિયા દ્વારા જોઇતી તથા બનતી માહિતી મેળવી લીધી હોય તો.

પગપાળા પ્રવાસમાં ભાગ લેનાર ભાઈઓ એક-બીજાની બહુ જ નિકટમા આવે છે પરિણામે ભાઇચારો વધે છે, એકબીજા સાથે વિચારોની આપલે પણ થાય છે, અને સ્વાવલબનનો પાઠ શીખાય છે એ પ્રકારના પ્રવાસમા આપણે નાનામા નાની વસ્તુથી માડીને તે મોટામા મોટી વસ્તુ જાતે જ કરવાનો આગ્રહ રાખવો જોઇએ, અને તો જ સ્વાવલબન આપણે જીવનમા ઉતારી શકીએ તેવા પ્રવાસો સમયે આપણે સૌએ જે જોયુ હોય તેની અથવા આપણે જે જાણ્યુ સાભળ્યુ હોય તેની અથવા આપણને જે વિચારો સ્ફુર્યા હોય તેની નોંધપોથી રાખવાની ટેવ રાખવી જોઇએ આપણી ટોળીમા કોઈ ચિત્રકાર હોય તો તણે પોતાની પીછી તથા રગો તે પ્રવાસના ચિત્રો ઉતારવામાં વાપરવા જોઈએ આવા પ્રવાસોમાં આપણી ટોળીમા જાતજાતની શક્તિઓવાળા યુવાનો હોય. તો કોઈ ઓર લિજ્જત આવે છે કોઈ તત્ત્વજ્ઞાનનો રસિયો હોય, તો તે આપણને તે સ્થળના કોઈ તત્ત્વજ્ઞાનીની માહિતી આપે, અથવા કયા પ્રકારની તાત્વિક વિચારસરણી તે પ્રદેશમાં પ્રધાનપણે પ્રચલિત હતી તેનો ખ્યાલ આપે કોઈ ઇતિહાસના અભ્યાસનો રસિયો હોય, તો તે આપણને ત્યાના સ્થળોનો ઇતિહાસ સમજાવે અને ભૂતકાળને મૂર્તિમત ખડો કરે કોઈ લોકસાહિત્યનો રસિયો હોય તો તે આપણને ત્યાના લોકસાહિત્યની, ગરબાની, રાસની, લોકવાર્તાઓની લ્હાણ કરે કોઈ દતકથાઓનો કે પુરાણોનો રસિયો હોય, તે ત્યાની ઉપલબ્ધ દતકથાઓથી તથા પૌરાણિક ઉલ્લેખોથી આપણને વાકેફ કરે કોઈ શિલ્પસ્થાપત્યનો રસિયો હોય, તો તે આપણને ત્યાંના સ્થળોની મૂર્તિરચના, શિલ્પસ્થાપત્યની કારીગરીના નમૂના પાછળ રહેલા ભાવો સમજાવે સાહિત્યનો રસિયો હોય, તો તે આપણને ત્યાંના સાહિત્યના રસથાળ માંથી કઈક વ નગી પીરસે અથવા તે સ્થળ સબધી અનેક પ્રાતોના સાહિત્યમા જે ઉલ્લેખો થયા હોય તે આપણા આગળ મૂકે આ બધુ કરતા કરતા, તે તે વિષયના રસિયા ભાઈઓ પોતાના વિષયમાં સશોધનના કાર્યને પણ આગળ ધપાવે. આવી રીતે પગપાળા પ્રવાસોને આપણે ખૂબ જ ઉપયોગી રસપ્રદ તથા આનદદાયક બનાવી શકીએ

ઉપર કરેલાં સૂચનો, મને આશા છે કે, પગપાળા પ્રવાસોનું ધ્યેય તથા પદ્ધતિ સમજવામાં મદદગાર થઈ પડશે

# .....શ્રીની સમયસૂચકતા

## [ એક સત્ય ઘટના ]

લેખક : કૃષ્ણલાલ ત્રિકમલાલ દેસાઇ, બી. એ.
પ્રિન્સીપાલ, ભારતી વિદ્યાલય, અમદાવાદ.

**સ**વારના ઊઠીને દાતણ કરતાં કરતાં 'ગુજરાત સમાચાર' હાથમાં લીધું. સમાચારના એક પાનામાં નીચે પ્રમાણે ખબર વાંચી:

"વિનંતિ"

"......શ્રી. ગઈ કાલે વહેલી સવારના ચાલ્યા ગયા છે. હજુ સુધી તેમનો કાંઈ પત્તો નથી. વગેરે."

......શ્રીની આ ખબર વાંચીને હું તો દિગ્મૂઢ બની ગયો. સવારમાં તો ને મારે ઘેર આવ્યા હતા. મારી જોડે વાત કરી હતી. વાતચીતમાં કોઈપણ પ્રકારની વિચિત્રતા નહોતી લાગતી. છતાં આ શું ! મારા મનમાં અનેક તર્કવિતર્કો ઊઠયા. છાપામાં આવેલી બીનાની ખાત્રી કરવા મેં તપાસ કરાવી. અને જાતે એ ભાઈને ઘેર જવા વિચાર કર્યો.

લગભગ સાડા આઠ અને નવને સુમારે હું અને મારો મિત્ર તપાસ કરવા નીકળ્યા.

.ગૂમ થયેલા...ભાઇને ઘેર જતાં પહેલાં તે ભાઇ જે દુકાને નોકરી કરતા હતા તે દુકાને પ્રથમ તપાસ કરીને પછી તે ભાઈને ત્યાં જવાનો નિર્ધાર કર્યો. રસ્તામાં અમે અનેક પ્રકારના તરંગો ઉઠાવતા અમારી સાઇકલો અમે તે ભાઇની દુકાન તરફ ફેરવી.

...ભાઈની દુકાને પહોંચી કેટલીક તપાસ કરી. દુકાને તે ભાઈનો એક મિત્ર ઊભો હતો. તેણે અમને ...ભાઇએ પોતાના ભાઇને લખેલી એક ચિઠ્ઠીની વાત કરી

ચિઠ્ઠી વિષે સાંભળીને અમે એ ચિઠ્ઠી વાંચવાના વિચારથી તે શ્રીના ભાઈના ઘર તરફ ગયા.

અમે ઘેર પહોંચીને પેલી ચિઠ્ઠીની માગણી કરી. અમે ચિઠ્ઠી લીધી અને વાંચી ચિઠ્ઠીમાં નીચે પ્રમાણે લખ્યું હતું :

સુ. ભાઈશ્રી,

હું એક અગત્યના ખાનગી કામે જાઉં છું. હું કયારે આવીશ તે નક્કી નથી. મેં જે વસ્તુ તમને કરવાની કહી છે તે કરી રાખજો હું આવીશ ત્યારે લઈ જઈશ ...ભાઈને કહાવજો કે હું...આવી નહિ શકું.

લિ૦

......ના

પ્રણામ.

ચિઠ્ઠી વાંચી. ચિઠ્ઠીએ એક રીતે આશ્વાસન આપ્યું અને બીજી રીતે ઉદ્‌વેગ પણ ઊભો કર્યો. ચિઠ્ઠીમાં કોઈ નક્કી સ્થળ અને પાછા ફરવાનો નક્કી સમય અને દિવસ નહોતો અને તેથી જ અમને ચિંતા થઈ. પણ બીજી જ પળે 'હું આવીને લઈ જઈશ' એ શબ્દો તેના પાછા ફરવાની ઇચ્છાનું સૂચન કરતા હતા અને તેથી જ તે આશ્વાસન સમાન હતા.

અમે એ ચિઠ્ઠી લઇ ...ભાઇને ઘેર ગયા.

...ભાઈના જતા રહેવા પાછળ કાંઈ કારણો છે કે કેમ તેની અમે તપાસ કરી. તેમની પત્નીને અનેક પ્રશ્નો પૂછયા. તેમણે અમારા પ્રશ્નોના જવાબો આપ્યા. આમાંથી કેટલાંક અનુમાનો કરી અમે ઊઠયા ઊઠતાં પહેલાં ચિઠ્ઠીને આધારે કાંઇક પગલાં ભરતાં એક બે દિવસ રાહ જોવાનું અને શાંત રહેવાનું તેમની પત્નીને કહીને અમે ઘેર આવ્યા.

બીજો દિવસ પસાર થયો. ત્રીજો દિવસ પણ લગભગ પસાર થવા આવ્યો. હજુ પણ તે ભાઇનો કાંઇ પત્તો નહોતો. ચિંતા વધતી જતી હતી અને હવે તો કાંઇક પગલાં લેવાં જ જોઇએ એવો દઢ આગ્રહ તેમના મિત્રો, શુભેચ્છકો અને સગાંઓનો હતો.

સાંજ પડી અને રાતના સાત-આઠ વાગે અચાનક ખબર મળ્યા કે ભાઈ જડયા છે—આવી ગયા છે!

ભાઈના આગમનની વાત સાંભળીને હું સફાળો ઊઠયો અને શું બન્યું હતું તે જાણવા . ભાઈને ઘેર ગયો.

ભાઈને અને ભાઈના ચહેરાને જોઈને એમ લાગતું હતું કે કોઈ વિચિત્ર છતાંયે ગંભીર ઘટના બની લાગે છે.

મે વાત પૂછી ભાઈએ આખીયે ઘટના શરૂથી તે અંત સુધી નીચે પ્રમાણે જણાવી.

"હુ તમારે ઘેરથી મળીને સ્ટેશને ગયો સ્ટેશને મારો એક મિત્ર જે પોતાને ગામ જઈ રહ્યો હતો તેણે મને પોતાની સાથે આવવા કહ્યું મે શરૂઆતમાં ના કહી પણ તેણે અત્યંત આગ્રહ કર્યો અને કહ્યું કે આવવું જ પડશે

"હું એના આગ્રહને વશ થયો. સમય ઘણો ઓછો હતો એટલે હું ઉતાવળો મારા ભાઈને ઘેર ગયો તેમને ત્યાં એક ચિઠ્ઠી લખીને હુ નીકળ્યો. હુ એમ માનતો હતો કે સાંજરે તો પાછો આવી જ જઈશ એટલે મે પેલી ચિઠ્ઠી વધારે સ્પષ્ટ રીતે ન લખી ફરીથી સ્ટેશને પહોંચી ના તરફ જનારી ગાડીમાં અમે બન્નેએ મુસાફરી શરૂ કરી

' નું સ્ટેશન આવ્યું આ સ્ટેશનેથી ગામ પગરસ્તે થઈને જવાનું હતું ગામ કેટલાક માઈલ દૂર હતું મારા મિત્ર પાસે પેટી વગેરે સામાન હતો એટલે તેણે એક ગાડું કર્યું સામાન ગાડામાં મૂકીને અમે ચાલવા માંડયુ

"ગાડામાં ન બેસતાં અમે ગાડાની સાથે સાથે ચાલવા લાગ્યા અમારે જે ગામ જવાનું હતું તેના રસ્તામાં એક નદી આવે છે અમે તે નદી ઓળંગી નદીની બરોબર નજદીક એક ઊંડો વહેળો છે અમારું ગાડું એ વહેળામાં દાખલ થયું જેમ જેમ તે આગળ વધતું ગયું તેમ તેમ અમારી નજર દૂર ને દૂર જતી ગઈ અમે દૂર ઊંચે એક ટેકરી ઉપર કેટલાક માણસોને બંદૂકો અને બુકાનીઓ બાંધીને ઊભેલા જોયા મે મારા મિત્રને પૂછયું 'પેલા કોણ છે?'

' મારા મિત્રને કોઈપણ પ્રકારનો વહેમ નહિ હોવાથી તેણે કહ્યું 'હશે કોઈક, કોઈક જાનૈયા હશે.'

"અમે આમ વિચાર કરી વાતો કરતાં આગળ વધ્યા સહેજ આગળ વધ્યા હોઈશું ત્યાં તો અમે એક બંદૂકનો બાર સાંભળ્યો અમે પ્રથમ ચેતયા બાર હવામાં હતો છતાંએ એ બારના અવાજથી અમને થોડીક ગભરામણ છૂટી અમને કાંઈક શંકા ગઈ અમને કોઈપણ પ્રકારનું નુકસાન ન થાય એ વિચારથી અમે ગાડાની બીજી બાજુ ગાડાને પાખે પાખે ચાલવા લાગ્યા

' થોડાંક પગલાં વળી આગળ ગયા હોઈશું ત્યાં ફરીથી બીજો બાર થયો અમને ખાત્રી થઈ કે આ લોકોની ઈચ્છા કાંઈક જુદી જ છે વળી એ બારની સાથે જ તેઓ એકદમ નીચે ઊતર્યા—અને તેમનામાંથી બે ત્રણ જણા અમારી આગળ આવીને ઊભા

"બારના ઉપરાઉપરી આ બે અવાજોથી મારો મિત્ર તો નાહિંમતવાન થઈ ગયો તેના મોં ઉપરથી લોહી ઊડી ગયું તેના શરીરમાંથી પરસેવાના રેગરેગ છૂટવા માંડયા તેનું મન પણ સ્થિર ન રહ્યું અમારી પાસે કોઈપણ પ્રકારનું હથિયાર પણ નહોતું પરિસ્થિતિ ઘણી વિષમ હતી એટલે મને પણ ગભરામણ તો થઈ છતાં મે હિંમત રાખી

' પેલા માણસોમાંથી કેટલાક દૂર ઊભા રહ્યા અને બે ત્રણે અમારા ગાડા પાસે આવીને કહ્યું 'ગાડું મૂકીને ચાલ્યા જાઓ, નહિ તો અહિંયાં જ ખપી જશો. બે વાર બાર થયા તે સાંભળ્યા ને? વધુ એકવાર જ હવે ચેતવણી મળશે. જો નહિ ચેતો તો ઘર ભેગા નહિ થવાય.'

"પેલા માણસોની આ વાત સાંભળી હુ સહેજ ગભરાયો તો ખરો છતાં હિંમત રાખી બોલ્યો 'છે શું? તમારી ઈચ્છા શી છે? શી વાત છે? કહેશો તો ખરા ને?'

"પેલા માણસોએ કહ્યું 'કેવું શું? સાંભળ્યું નહિ? ગાડું મૂકીને ચાલવા માંડો'

" હું એકબાજુથી પેલા માણસોની વાત સાંભળતો હતો જ્યારે બીજી બાજુથી દૂર ઊભેલા આ માણસોના સાગરીતોને જોતો હતો આ સાગરીતોમાંનો એક મને પરિચિત લાગ્યો તેના પહેરવેશને લીધે મને તેની પરિચિતતાની પિછાન કરતાં જરા વાર લાગી આમ છતાયે મે તાકી તાકીને પેલા પરિચિત માણસ તરફ જોયા કર્યું મને સહેજ શ્રદ્ધા આવી અને મે મોટેથી બૂમ મારી 'ના. થુ જી, નાથુ જી!'

"મારી બૂમથી પેલો માણસ સહેજ ચમક્યો ફરીથી ખાત્રી કરવા મે વધુ મોટેથી બૂમ મારીને કહ્યું . ' કોણ નાથુજી કે?'

" પેલા નાથુજીએ મારી બૂમ સાંભળી તેને પણ મારો અવાજ પરિચિત લાગ્યો એટલે તે બોલ્યો 'કોણ? ભાઈ કે?"

"મે જવાબ આપ્યો, ' હા અહિયા આવ' શું છે આ? શો વિચાર છે?'

" પેલો નાથુજી મારી પાસે આવ્યો અને બોલ્યો ' ..ભાઈ, સારું થયું કે તે બૂમ મારી નહિ તો હવે છેલ્લી ચેતવણીની જ વાટ જોવાતી હતી જો તે સહેજ વહેલી મળી હોત તો અત્યારે તમારા બન્નેના શબ જ અહિયા હોત મારે જ હાથે તારી હત્યા થાત. ...ભાઈ જાઓ અમારી મહેનત ફોગટ ગઈ મુંબઈનું આવવા જવાનું ભાડું છૂટી પડ્યું ' આટલું કહી નાથુજીએ પોતાના માણસોને ઈશારો કરીને ચાલ્યા જવાનું જણાવ્યું

" અમે બચી તો ગયા પણ મારા મિત્રની ગભરામણ તો હજુ ચાલુ જ હતી અમે તેને શાંત પાડ્યો મે ફરીથી નાથુજીને આ બધાનું કારણ પૂછ્યું

" નાથુજીએ જણાવ્યું 'આ તમારા મિત્ર અમારા ગામના એક લગ્ન માટે જોઈતું સોનું લેવા મુંબઈ જવાના છે એવી અમને ખબર પડી એટલે અમે તેનો અમારા ગામથી જ પીછો પકડ્યો. તમારા મિત્રે મુંબઈથી રૂપિયા પાંચ હજારનું સોનું ખરીદ્યું છે અને તે આ પેટીમાં જ છે મુંબઈથી અમદાવાદ આવતા ગાડીમાં રસ્તામાં અમે એ પેટી ખેંચી લેવા એકબે વાર પ્રયત્ન પણ કરેલો પણ તમારા મિત્રને સહેજ માઈક વહેમ આવ્યો અને ત્યારપછી તેમણે તેનું સારી રીતે જતન કર્યું ગાડીમાં હવે અમને તે લેવાનો લાગ ન દેખાયો અમારે પેટી તો કોઈ પણ ભોગે લેવી જ હતી એટલે અમે અમારા ગામ જવાના રસ્તે તેને લૂટવાનો વિચાર કર્યો અને એ જ વિચારથી અમે તમારી આગળ આવીને અહિયા ઊભા અને તમને બીવડાવવા તેમજ ચેતાવવા બેચાર ગોળીબાર પણ કર્યા સારું થયું કે તમે મારા નામની બૂમ મારી, નહિ તો અમે કે તો બાર કરીને તમને હતા નહતા કરવાની તૈયારીમાં જ હતા '

' મે નાથુજીને કહ્યું 'ઠીક હવે તું અમારી સાથે ચાલ એકબે દિવસ રહેજે ને પાછો ફરજે '

' નાથુજીએ કહ્યું 'ના, ના, આવા પોષાકે તો કાંઈ અવાય? ના, ના, મારે નથી આવવું તમે તમારે હવે નિશ્ચિંત થઈને જાઓ વળી કોઈ નડનાર અહીંથી આજે નહિ

" મે નાથુજીની વાતને ન માનતા અમારી સાથે આવવા તેને ખૂબ જ આગ્રહ કર્યો જો પોષાકની જરૂર હોય તો પોષાક આપવાનું પણ જણાવ્યું

" નાથુજીએ છેવટે અમારી વિનંતિ સ્વીકારી અમે તેને એક પહેરણ અને ટોપી આપી નાથુજી તે પોષાક પહેરીને અમારી સાથે અમારે ગામ આવ્યો બે દિવસ અમે આનંદ કર્યો ત્રીજે દિવસે નાથુજી ગયો અને અમે પણ પાછા ફર્યા

" ગામથી અમે સ્ટેશને આવ્યા સ્ટેશન માસ્તરનો પુત્ર મારા મિત્રનો મિત્ર હતો ગાડી આવવાની થોડીવાર હતી એટલે અમે સ્ટેશન માસ્તરને ઘેર ગયા સ્ટેશન માસ્તરનો પુત્ર ' ગુજરાત સમાચાર ' વાચતો હતો મે અહીંના સમાચાર જાણવા તે પત્ર હાથમાં લીધું અને અચાનક મારી નજર પેલી 'વિનંતિ' ઉપર પડી

" મને લાગ્યું કે મારે ઘેર કંઈક ગેરસમજણ થઈ છે મારે તાત્કાલિક ઘેર પહોંચવું જ જોઈએ એટલે મારા મિત્રની આનાકાની હોવા છતાંયે મે ટિકિટ કઢાવી, ગાડી પકડી ગાડીમાં ઘર કયારે આવે એ વિચારે મારું મન ખૂબ જ અસ્થિર થયું સારો ચે વખત મે ગાડીમાં આંટા મારવાં કર્યાં અને ..વાટ જોવા લાગ્યો.

"...નું સ્ટેશન આવ્યું અને હું ઘેર આવ્યો."

# આફ્રિકાના પત્રો

લેખક શ્રી છગનભાઈ મૂળજીભાઈ પટેલ
સંચાલક નૂતન ગ્રામવિદ્યાલય ગભીરા

[ ગતાંકથી ચાલુ ]

૯

પ્રિય ભાઈ-બહેનો,

આ અઠવાડિયામાં અમે આ કંપાલા શહેરના કેટલાક અગત્યના ભાગો જોયા આ યુગાન્ડા પ્રદેશની રાજધાનીનું શહેર 'એન્ટેબે' છે પણ એ તો માત્ર અત્યારે ગવર્નર અને તેનો અધિકારીવર્ગ ત્યાં રહે છે એટલા પૂરતુ જ ગણાય બાકી આ આખા પ્રદેશનું મુખ્ય શહેર કંપાલા છે એની વસ્તી છૂટીછવાઈ ૪-૫ માઈલના વિસ્તારમાં રહેલી છે અને એનો મોટો ભાગ હિંદીઓ અને યુરોપિયનો છે અહીંના દેશી લોકો તો જંગલમાં જુદાં જુદાં ઝૂંપડાં બાંધીને જ રહે છે એમાંના કેટલાક ઝૂંપડાં તો ખૂબ જ સુંદર હોય છે એ ઝૂંપડાં અહીંની જમીનનું જોર બતાવતા લાંબા લાંબા ઘાસથી છાયેલા અને કોઠી જેવી ગોળાકાર ભીંતોના બનાવેલા હોય છે ભીંતો લાલ માટીથી લીંપી લીધેલી હોય છે અને એની અંદર જાડા ઘાસની જાળી ગુંથેલી હોય છે આપણે ત્યાં જેમ વાંસની ચીપની જાળી પાડીને તેને લીંપી લે છે તેમ જ આ ભીંતો તૈયાર કરેલી હોય છે આને 'કુંમો' કહે છે અને તે જંગલમાં દૂર દૂરની જગાએ બેપાંચ વીઘા જમીનના ટુકડાને સાફ કરીને, તેમાં બાંધેલો હોય છે એવા દરેક કુંમાની આસપાસ કેળાં, શકરીયાં અને કપાસ વગેરેનું વાવેતર કરે છે અને તેમાંથી એ પોતાની આજીવિકા મેળવી લે છે આમાંના ઘણાખરા કુંમાની સામે નાનો સરખો બગીચો પણ હોય છે, જેમાં જાતજાતના ફુલછોડ વાવીને સુંદર આકારો પાડે છે જ્યારે જ્યારે આવા 'કુંમા' અમારી નજરે પડે છે ત્યારે તેમનું કલામય ગૃહજીવન આપણને આનંદાશ્ચર્ય ઉપજાવે છે છેક જંગલી ગણાતી આ જાતિ આટલું સ્વચ્છ સુંદર ગૃહ રચી શકે એ આશ્ચર્યકારક નથી? આપણા જેવી યુગોથી સંસ્કાર સમૃદ્ધ બનેલી પ્રાચીન પ્રજા આજે પણ સાધન સામગ્રીથી સંપન્ન હોવા છતાં કેવું કર્કશ ગંદુ અને કળાહીન જીવન ગાળે છે? આપણી પાસે ઇંટ ચૂનાના મોટા મોટા મકાનો હોવા છતાં એ કેટલાં બધાં ગંદાં, અવ્યવસ્થિત અને અરૂપ હોય છે?

આ લોકોના કેટલાક જાતિગુણ આપણને એવા જ આનંદ આપે એવા છે ચોરી, લૂંટને એ લોકો બહુ ઓછું જાણતા અને જાણે છે હવે અહીંના શહેરીઓએ અને સીનેમા જેવાં સાધનોએ તેમને આ વસ્તુઓ સારા પ્રમાણમાં શીખવવા માંડી છે બાકી એમનો મૂળ સ્વભાવ ઉદાર, આતિથ્યપ્રિય અને વફાદાર છે, પણ એમને વધારે સમજવા માટે તો અમારે તેમની ભાષા બરાબર જાણી લેવી જોઈએ, અને તેમની વચ્ચે રહેવું જોઈએ અને એ કાંઈ અમારે માટે શક્ય નથી, એટલે સાંભળીને અને કંઈક અંશે જોઈને જેટલી વાતો તેમના સ્વભાવ વિષે જાણી શકાય તે ઉપરથી હું તમને આટલું લખું છું સંભવ છે કે એમાં કાં તો અતિશયોક્તિ હોય કે કદાચ અલ્પોક્તિ પણ હોય પરંતુ તેમાંના યુવાન વર્ગને મિશનરીઓએ પોતાના પૂરેપૂરા પંજામાં લીધો છે એટલે તેમનામાં સ્વભાવની વર્ણસંકરતા આવી જવાની એમાં લાભ અને હાનિ બન્ને છે આધુનિક સુધારાના સ્વચ્છતા, સુઘડતા, બાહ્યશાંતિ અને સભ્યતા વગેરે ગુણો તેમનામાં એ લોકોના સંસર્ગથી અને શિક્ષણથી દાખલ થશે જ્યારે શોખીનપણું, અતડાપણું ઈર્ષ્યાવૃત્તિ વગેરે દુર્ગુણો પણ દાખલ થઈ જવાના

એમનો ધર્મ તો મોટે ભાગે ખ્રિસ્તી જ બની ગયો છે. અને રહેણીકરણી તો એની પાછળ આવે જ તમે જોશો કે આ બધામા આપણો તો કાંઈ જ ફાળો નથી. અને કંઈક પણ હોય તો તે આપણી કુટેવો આપવાનો કારણકે આપણા લોકોનો મોટો ભાગ અહીં પશ્ચિમની રહેણીકરણી રાખે છે અને પોતાને કઈક પણ આ દેશને આપવાનું છે, પોતાની પાસે કઈક આપવા જેવુ છે, એ વાત તો ભાગ્યે જ કોઈ સમજતું હોય છે

કંપાલા શહેર ઊંચીનીચી જમીન ઉપર વસેલુ છે અને તેની ચારે બાજુ પણ એવા જ ઊંચાનીચા ટેકરા આવેલા છે એ બધા લીલોતરી અને રસાળ વૃક્ષોથી છવાયેલા છે, એ કહેવાની જરૂર હવે ભાગ્યે જ હોય એમાના ત્રણચાર ટેકરા અમે આ અઠવાડિયે જોયા. એમાના એક ઉપર વાયરલેસ ટેલિગ્રાફનું-હવાઈ તારનું-સ્ટેશન છે તેને માટે લગભગ ૩૦૦ ફીટના એક ટેકરા ઉપર એના જેટલા જ ઊંચા લોખંડના બે થાંભલા ઊભા કરેલા છે એની મારફત દૂર દૂરના દેશના હવાઈ તારો ત્યાં ઊતરે છે એની બધી રચના અમે જોઈ શક્યા નથી, એટલે તેનો સંપૂર્ણ ખ્યાલ હુ તમને કેવી રીતે આપી શકુ? પણ તમે એટલી જ હકીકત એમાંથી મેળવી શકશો કે વગર તારે દુનિયાના કોઈ પણ દેશમાંથી હવાઈ સદેશા અહીં આવી શકે છે, તેને માટે જો કે મોટી કિંમત ભરવી પડતી હશે આવા તારો સરકારી કામકાજ માટે જ મુખ્યત્વે હોય છે આની નીચેની એક નાની ટેકરીને સાડાત્રણ લાખ શિલીંગના ખર્ચે સરકારે સરખી-સપાટ બનાવી છે અને ત્યા હવાઈ વિમાનો ઊતરે છે એને એરોડ્રોમ સ્ટેશન કહે છે તમે જે કાગળો ત્યાંથી એર-મેઈલમા મોકલો છો તે આ જગાએ ઊતરે અને પછી અમને મળે મોમ્બાસાથી અહીં પણ દર અઠવાડિયે ત્રણ ચાર વખત હવાઈ વિમાનો ઊતરે છે બીજા બેત્રણ ટેકરા અમે જોયા તેમાંના એક ઉપર 'મેન્ગો હોસ્પિટલ' નામનું અહીંનું પ્રખ્યાત દવાખાનું છે તેના મકાન નીચા અને જૂના ઘાટનાં છે તેમા દરેક દર્દીને રાખવાની અને દવા કરવાની સગવડ છે તેના ડાક્ટર કોઈ યુરોપિયન છે, અને તે હોશિયાર ગણાય છે એમા નર્સ તરીકે કામ કરનાર અહીંની દેશી છોકરીઓ અમે જોઈ તે સ્વચ્છ, સુઘડ અને ડાક્ટરી કામમા પ્રવીણ થતી જાય છે એની બે બાજુના બે ટેકરાઓ ઉપર બે ખ્રિસ્તી દેવળો જોયા અહીંની આજુબાજુના બે ઊંચા ટેકરા ઉપર એટલા જ ઊંચા શિખરવાળા એ બન્ને દેવળો શહેરમા રહીને હમેશા દેખાય કરે છે એમાંના એક દેવળની અંદરની રચના એટલી ભવ્ય શાંત અને સુંદર હતી કે જે જોઈને અમને બહુ આનંદ અને આરામ મળ્યો આવા મંદિરો જ માણસની આંતર-બાહ્ય અશાન્તિને દૂર કરે, અને દૈવી આનંદની ઝાંખી કરાવે અમે જોવા ગયા ત્યારે બન્ને દેવળોમા દેશી ખ્રિસ્તીઓ એટલી જ મૂક શાન્તિથી વ્યવસ્થિત બેસીને એકાગ્રતાથી પ્રાર્થના પ્રવચન સાંભળતા હતા આવી જંગલી જાતિના લોકો આટલા થોડા સમયના ધર્મસંસ્કારોથી આવા શાંત, સભ્ય, અને એકાગ્ર થઈ શકે છે એ દૃશ્ય આપણે માટે કેટલુ અનુકરણીય છે? ક્યાં આપણા મંદિરોની ઘોંઘાટભરી ધમાલ, ગંદકી, અવ્યવસ્થા, બેડોળ શણગાર અને રંગના કલાહીન ભપકા, અને ક્યાં આ દેવળોનો સાદાઈભર્યો સ્વચ્છ સુઘડ શાન્ત, ભવ્ય દેખાવ! એના સ્થળની પસંદગી પણ કેટલી સમુચિત હતી? શહેરથી સહેજ દૂર, બાથી ઊંચાણવાળા ભાગ ઉપર, ચોતરફની મૂક શાંતિમા એ ઊભેલુ હતું અમે ગયા એ વખત સૂર્યાસ્તનો હતો અને દૂર ક્ષિતિજ ઉપર આવી રહેલા આથમતા સૂર્યના સોનેરી કિરણો દેવળની પાછળના ઉદ્દેશપૂર્વક મૂકેલાં, રંગીન બાકોરામાંથી અંદર આવીને નૈસર્ગિક સાંધ્ય-જ્યોતિ પ્રકટાવતા હતા

દેવળની ચોતરફની ભીંતો સાદા, એક સરખા રંગથી રંગેલી હતી અને ઈશુનું આખું જીવન પ્રકટ કરતી જુદા જુદા પ્રસંગોની તસ્વીરો તેમા કોરેલી હતી એ વિના નહિ મોટા મોટા અરીસા, નહિ બેડોળ ચિત્રો નહિ સાધનોના અસ્તવ્યસ્ત ઢગલા કે ગીચ મૂર્તિઓનો સમુહ્મો. કાચની બારીના એક અખંડ વિશાળ ખંડની અંદર, સામી બાજુએ

લાકડાની કારીગરીવાળા સુંદર સિંહાસન ઉપર ક્રૉસની આકૃતિ માત્ર મૂકેલી હતી અને તેની ચોતરફ ભવ્ય શાંતિ પથરાયેલી હતી આ વર્ણન એટલું અધૂરું છે કે, તે તમને મેં જોયું છે તેનું અપૂર્ણ દર્શન જ કરાવી શકશે ત્યાંથી પાછા વળતાં આ પ્રદેશના મૂળ રાજાનો મહેલ જોવાના ઉદ્દેશથી ત્યાં ગયા એ પણ એક નાના ટેકરા ઉપર જ આવેલો છે. તેની ચારે તરફ, જેમ વડોદરાના રાજમહેલની ચારે બાજુ લોખંડની વિલાયતી જાળી ગોઠવેલી છે, તેમ જુવારના રાડા જેવા જાડા ઘાસની સળીઓના તરાપા બાંધેલા હતા એનું નામ શુદ્ધ સ્વદેશી એ વિશાળ બગીચાની અંદર નાનો બેઠા ઘાટનો એક બંગલો હતો એ રાજા-કમાકા-સહકુટુંબ ત્યાં રહે છે સાંજ પડી હતી એટલે અંદર જવાની રજા નહોતી તેથી બહાર રહીને અમે અંદર નજર નાખી લીધી એટલે તેનું પૂરું વર્ણન તમને કેવી રીતે આપું ? પણ આ રાજાનો ઇતિહાસ જાણવા જેવો છે હું તે તમને યથાર્થ લખી શકું એટલી માહિતી મારી પાસે નથી કહે છે કે એ રાજા જ પહેલા-અંગ્રેજોના અહીં આવતા પહેલા-કુલ માલિક હતો પણ અંગ્રેજોએ અહીં આવીને પોતાની જગવિખ્યાત કૂટ નીતિ વડે તેને સત્તાહીન પૂતળા જેવો બનાવી મૂક્યો છે એના દેશમાં અને એના લોકો ઉપર આજે એનું રાજ્ય નથી પણ અંગ્રેજોનું જ છે એ તો જાણે એક નાના જાગીરદાર જેવો જ થઈ પડ્યો છે એ વિશે વધારે માહિતી મને મળશે ત્યારે હું તમને લખી જણાવીશ

*

૧૦

શીલોંગ

તા ૨૬-૧૨-૩૭

બે દિવસથી અમે અહીં આવ્યા છીએ કમ્પાલાથી તો મમાસે જવા માટે અમે નીકળેલા પણ અહીં અકસ્માત અટકી જવું પડ્યું . કમ્પાલાથી મમાસે ડિસ્ટ્રીક્ટ લગભગ દોઢસો માઈલનો છે તેમાં ફરવાનું રહેશે પણ અહીંના રસ્તા એટલા સુંદર છે કે મોટરથી ફરવામાં કશી અગવડ ના નડે

અહીંની ઋતુ પણ જોવા જેવી જ છે દર અઠવાડિયે એક-બે વરસાદ તો હમેશ હોય છે જ વરસાદ આવે છે ત્યારે શરદીની બીકે તે ગમતો નથી, પણ ત્યાર પછી જે વાતાવરણ પેદા થાય છે તે ખૂબ રમણીય લાગે છે અહીં આં દિવસમાં બેત્રણ ઋતુ બદલાય છે સવારમાં શિયાળાની ગુલાબી ઠંડી લાગે, બપોરે ઉનાળા જેવો આકરો તાપ પડે અને સાંજે ચોમાસાની સાંજ જેવું મનોહર વાતાવરણ જામી રહે કેટલીક વખત તો વીજળીના ચમકારા મેઘની ગર્જના અને કાળા-ધોળા વાદળના મોટા મોટા પહાડો આષાઢી મેઘનું જ સ્મરણ કરાવે છે આવા વાતાવરણમાં રહેવાનું હોવાથી તબિયત ખૂબ સંભાળવી પડે છે તેની સાથે નિત્યનવીન કુદરતનો આનંદ પણ મળે અહીંનો પ્રદેશ આટલી રમણીય લીલોતરીથી અને શીતળ હવાથી ભરેલો રહે છે તેનું કારણ પણ એ જ છે આપણે ત્યાં તો હમણાં કડકડતી ઠંડી પડતી હશે તેનું તો અહીં નામનિશાન પણ ના મળે એવી ઠંડી અહીં સતત વરસાદ હોય ત્યારે જ અનુભવાય પણ તે નરી રોગથી ભરેલી ગણાય છે, જ્યારે આપણે ત્યાંની શિયાળાની ઠંડી નિરોગી હોય છે

ગઈ કાલે ટું ન્યાન્ઝા અને નાઈલનો ધોધ જોવા સાંજના નીકળ્યો દિવસ વાદળથી છવાયેલો હતો આગલે દિવસે પણ વરસાદ પડી ગયો હતો અને સાંજના ગર્જના સહિત મેઘરાજા આવતા અટકી ગયા હતા એટલે કુદરત કેટલી રળિયામણી બની હશે તેની કલ્પના તમે જ કરી લેજો સરોવર અને ધોધ શહેરથી પા-અર્ધા માઈલના અંતરે જ છે ત્યાં જવાને માટે પાકી સુંદર સડકો છે તેની બન્ને બાજુ જાતજાતના રસાળ વૃક્ષો અને અંગ્રેજોના સુરમ્ય બગીચાથી શોભતા બેઠા ઘાટના બંગલા છે તેની રચના એટલી સુંદર અને ફૂલોના રંગ તથા ગંધ એટલા વિવિધ છે કે જેથી તેમની કલાદૃષ્ટિ અને જીવન-વ્યવસ્થા જોઈને આપણને આનંદ થયા વિના ના રહે આપણને એમના જેવું પુરુષાર્થ પ્રવૃત્તિથી

ભરેલુ છતા શાંત અને વ્યવસ્થિત જીવન ગાળતા ક્યારે આવડશે? આપણામાના કેટલાકની પાસે સાધન-સપત્તિ હોવા છતા તેમની જીવનવ્યવસ્થા આટલી શાત-સુંદર નથી હોતી અને સૌન્દર્ય, શાંતિ તથા સુવ્યવસ્થાને હંમેશ કઈ સપત્તિની જરૂર પડે જ છે એમ પણ નથી આ પત્રમા જ મે તમને કેટલાક દેશીઓના ઝૂપડાનુ વર્ણન આપેલું છે એમા જે જીવનકલાની આવશ્યકતા છે એ જ મુખ્ય વસ્તુ છે

પહેલાના એક પત્રમા સરોવરનો અને નાઈલ નદીના ધોધનો ઉલ્લેખ કરેલો છે એ દેખાવ મે ખાલી મોટરમા કે ટ્રેનમા જતાં-આવતાં જ જોએલો એટલે તેનુ યથાર્થ વર્ણન નહોતો આપી શક્યો પણ ગઈ કાલે એ નિરાતે જોયો સરોવરમાથી જ્યા આગળ ધોધ પડે છે ત્યા આગળ પત્થરની મોટી મોટી શિલાઓ પડેલી છે તેની બાજુમા અર્ધો કલાક બેસીને એ વેગબધ વહેતા રાક્ષસી પ્રવાહને પેટ ભરીને નિહાળ્યો ગીતામા શ્રીકૃષ્ણે પોતાના વિરાટ વિશ્વરૂપનુ જે વર્ણન અર્જુનને આપેલુ છે તેમા પોતાના કાળરૂપનુ વર્ણન કરતા સમસ્ત પ્રાણીઓને તેમના મૃત્યુમુખમા જે વેગથી ધસી રહેના વર્ણવ્યા છે તે જ વર્ણનને આ જળપ્રવાહની સાથે સરખાવવાનુ મન આપણને સહજે થઈ જાય છે

લગભગ ૧૦૦ ફૂટ પહોળાઈમા એ પ્રવાહ વહે છે માત્ર વચમાં ઝાડના એક બે ઝૂડ ખડકોની અદર ઊગી નીકળ્યા છે તે તેના ત્રણ વિભાગો કરી નાખે છે અને તેથી એ આખા પ્રવાહની પહોળાઈ અખડ રહી શકતી નથી તેના પહેલા વિભાગની પહોળાઈ ૧૫ થી ૨૦ ફૂટ જેટલી હશે એ પ્રવાહ એટલા જોશથી અને જાડાઈથી વહે છે કે જેથી એ ત્રીસેક ફૂટ જેટલી ઊંચાઈએથી પડતો હોવા છતા ૧૦-૧૨ ફૂટ જેટલુ અતર જ બતાવે છે આ ઉપરથી જ તમે તેના કદની કલ્પના કરી લેશો જાણે મોટા મોટા જાડા હાથી ના ગબડતા હોય એમ જ આપણને લાગે ધોધની નીચે પત્થરની મોટી શિલાઓ પડેલી હશે તેથી જ પડતું પાણી પત્થર સાથે અફળાઈને પૂરીના પોલ જેવા ધોળા રગના અસખ્ય ગોટા ઉત્પન્ન કરે છે સરોવરમા રહેલુ તેનના રગ જેવુ પાણી પત્થર ઉપરથી નીચે પડતા જ જાણે દૂધના રૂપમા ના ફેરવાઈ જતું હોય એમ જ દેખાય! પ્રવાહના એ પછડાટથી પાણીની જે ઝીણુ ઊડયા કરે છે તે અવિરત ઊડતા ફુવારાની ગરજ સારે છે એ ઝીણુમાં સૂર્યોદય કે સૂર્યાસ્તના અને ચદ્રના કિરણો વિવિધ રગચિત્રો ખડા કરતા હશે તે જોવાનુ સૌભાગ્ય મને નથી મળ્યુ આટલો વેગથી વહેતો રાક્ષસી પ્રવાહ જે સરોવરમાથી અવિરત વહ્યા કરે છે તે સરોવરનું માપ ૨૬ કે ૨૮ હજાર ચોરસ માઈલ છે એ યાદ રહ્યુ છે ને? જેનો પિતા આવો વિરાટ-વિશાળ છે તેની પુત્રી નાઈલ નદી એટલી સુદીર્ઘ અને સભર રહે એમા શી નવાઈ! આ સરોવરમા અને નાઈલ નદીમાં મોટાં મોટાં વહાણો અને નાની નાની સ્ટીમરો સહેલાઈથી ફરે છે અને તેથી તે જ પહેલાં દેશની અદર એક જગાએથી બીજી જગાએ જવાને માટે જળમાર્ગ તરીકે વપરાતા હવે રેલવે આવી એટલે તેનો ઉપયોગ ઓછો થયો છે

હમણાં અહીં કેરીની ઋતુ બેઠી છે એટલે ઠેરઠેર ઊગેલા આબાના રસાળ ઝાડો ઉપર અસંખ્ય કેરીઓ જ્યાં ને ત્યા દેખાયા કરે છે એનો ઉપભોગ પણ અમે બેત્રણ વખત કરી નાખ્યો એજ

ચાલુ ]



# મધરાતે

લેખક કાન્તિલાલ મૂ ઝવેરી

શિયાળાની એક રાત હતી

મધરાતે હું જાગી ઊઠયો ખુ નામા જ સુઈ રહેલો એટલે જાગ્યો એવી જ ઊંચે નજર ગઈ

અધ્ધર લટકતા સફેદ દીવાઓની જેમ અસખ્ય તારા ઝળહળતા થઈ રહી આભને શોભાવી રહ્યા હતા જાણે હમણા જ નીચે ઊતરી આવ્યા કે આવશે એવુ એમના ક્ષણક્ષણના ઝગમગાટ ઉપરથી લાગતુ હતું

બરાબર માથા ઉપર તો તારા તારા તારા ! હજારો નાના મોટા તારા ઉત્તરથી દક્ષિણ સુધી પહોળા પટામા દૂધ જેવો ઊજળો પ્રકાશ રેલાવતા ટમટમી રહ્યા હતા એ જ આકાશગગામા થોડેક જ છેટે પશ્ચિમમાં હરણાના મોરા તારા રમત રમી રહ્યા હતા અને ઉત્તરમા ધ્રુવમત્સ્ય તો હોય જ ને ! ધ્રુવની બરાબર દક્ષિણે પ્રદક્ષિણા કરતુ સપ્તર્ષિમડળ ગોઠવાયુ હતું

આજે અધારી દશમ હોવાને લીધે ચદ્ર હજી હવે ઊગવાનો હતો

સૂતા સૂતા જ હું જોતો હતો સામેના સખ્યાબધ નાનામોટા ઝાડ રાત્રીનો અધકારપછેડો ઓઢી પૃથ્વી ઉપર જાતજાતના આકારો બનાવતા વાદળાનો ભાસ કરાવતા ઊભા હતા વચ્ચે વચ્ચે દેખાતું ઘેરુ નીલા રગનું તારા–મઢયુ આકાશ નટચ મડપના કોઈ પણ ચિત્રિત પડદા કરતા વધારે ભવ્ય લાગતું હતું

અને નજીકમા ઉગેલ નાના મોટા ફૂલ અને ફળ છોડ એક બીજાથી છેટે છેટે ઊભા હતા છતા જાણે તદ્દન નજીક આવી જઈ છાની વાત કરી લેતા હોય એવા પાસે પાસે જણાતા હતા

આટલામાં જ ક્યાક બે ચીબરીઓ ચબરાક ચબરાક અને ચર્ન ચર્ન, ચબ ચબ એવા અવાજે કરી સામસામે સવાલ જવાબ કરતી વાતાવરણમા ગાંભીર્ય પ્રગટાવતી હતી સગીત વખતે સતારની થતી ચાલુ ઝણઝણાટી જેવો નાના મોટા તમરાનો તીણો અવાજ તો ચાલુ જ હતો

સામેની નદી ઉપરથી થોડી થોડી વારે રહી રહીને ઘૂવડનો ઘૂ ઘૂ ઘૂ ઘરરર, 'ઘૂ ઘૂ ઘૂ ઘર્ રર' અવાજ સભળાતો હતો

નદીમા ક્યાક વધારે ઉંચાણથી નીચે વહેતા પાણીનો પવન સાથે મળી જઈને આવતો કર્ણ મધુર અવાજ સ્વર્ગીય ગાન સમો લાગતો હતો

ત્યા તો કશોક ધમકારો થયો તરત જ ઉમ બન્યો અને તીણી સીસોટી સભળાઈ નજીકના રેલવે સ્ટેશને કોઈ ગાડી પૂલ ઉપર થઈને પસાર થઈ ગઈ એનો કર્કશ અવાજ ક્યાય સુધી શાન્ત વાતાવરણને ડહોળી ગયો

થોડી વારે પૂર્વ દિશામા અજવાળુ થયું આખા લાડવામાથી બરાબર ત્રણ ભાગનો લાડવો કાપી લઈએ અને બાકીનો ભાગ રહે તેવા આકારનો, ફીક્કા લાલાશ પડતા રગનો ચદ્ર ઊગ્યો દૂર ઝાડીમા અને પાસેના ખેતરમા શિયાળિયાંએ લાળી કરી ટાઢ વાતી હશે એટલે કે ચદ્રને જોઈને 'સતાઈ જવાની, નહિ તો અજવાળામાં ક્યાક પકડાઈ જશુ" એવી ચેતવણી એક બીજાને આપવા સારુ એ બોલ્યા હશે ! શિયાળિયાએ હજી પોતાની લાળી પૂરી કરી યે નહિ ત્યા તો ગામમાથી કૂતરાં એક સાથે વિવિધ સૂરમા ભસી ઊઠયા

થોડી વારમા બન્ને શાન્ત થયા અને ફરીને એ જ તારાઓનું નદીનું પવનનું ઝાડોનુ, ક્યાક બોલતા જીવજતુ અને પક્ષીઓનુ અને હમણાં ઊગેલા ચદ્રનુ દિવ્ય ગાન સભળાવા લાગ્યુ

તદ્દન નજીકમા ઉગેલી રાતરાણીનાં ફૂલોની મીઠી સુગધ આ સૌંદર્યમાં સુવાસ ફેલાવી રહી બાજુમાં બેઠેલી ગાયમાતા સ્વસ્થ ચિત્ત વાગોળતી આ સૌંદર્યમાં સાર્થકતા પૂરી રહી

આ બધુ જોતા જોતા અને સાભળતા સાભળતા

રચ્યા પ્રભુ ! તુને ચદ બ્રહ્માડ સારા,<br>
પ્રાણ થી પ્યારા ! તુહી સમરે ત્યારા

પદ સહેજે ગવાઈ ગયુ

રાત્રીના દેખાવ ઉપર ચદ્રની થતી અસર જોતા જોતા મારી આખ મળી ગઈ તે વહેલી પરોઢે સવાર !

# વિરક્તિ-રથે

[ કાફિયા ]

નમો શીર્ષ મારું સદા તેહને, કરી પ્રાપ્ત જેથી શક્યો દેહને;
કરું હાથ ઊંચા પ્રશંસાભર્યા, લીટીઓથી પ્રારબ્ધની ચીતર્યા.

કરું યાદ હરદમ હું તેને ન કાં ? મહારે વિષે જેહનું છે મકાં !
કરું યાદ તે એકલા એકને થઈ સૃષ્ટિ પેદા કરે જેહને.

ઉચારું સ્તવન તેહના અવનવા નથી આદિ જેને નથી અંત વા;
બધાથી નિરાલો, બધામાં છતાં, સ્મરે ભક્ત જેને સુતાં, જાગતાં.

શક્યા ખ્યાલ જેનો ન સાચો કરી જટાધારીઓ દેહથી જર્જરી;
ગયા હામ હારી મુનીંદ્રો મહા કરી જેહને પ્હોંચવાની સ્પૃહા.

નમો શીર્ષ તેને મહારું સદા નહીં પાર જેનો પમાતો કદા,
નહીં કોવિદો મર્મ જેનો લહે, અને નેતિ નેતિ નિગમમાં કહે.

ગયાં જ્ઞાન ધોવાઈ જ્ઞાની તણાં ખપ્યાં ખાલમાં ખેંચી વર્ષો ઘણાં;
કૃતી જેહની માર્ગ લેશે કયંહીં ન તે ઈન્દ્રને, રુદ્રને આગહી.

રહી માત્ર નેપથ્યમાં જેહણે, કર્યાં ખેલતાં છે ભુવનને ત્રણે;
બધાંને ચઢાવી પ્રવૃત્તિ-પથે રહ્યા છે હસી જે વિરક્તિ-રથે !

'ઈકીલેસરી'

હરદમ=હંમેશાં. મકાં=મકાન. આગહી=આગાહી.

☆

# મેવાડ

## [ રજપૂતાનાની પ્રધાન રિયાસત ]

લેખક શાન્તિલાલ જી ગાંધી

રજપૂતાનાનાં દેશી ગજ્યોમા મેવાડ મુખ્ય છે ચિતોડગઢ અને ઉદેપુર એ બે મેવાડના મુખ્ય મથકોનુ રેલવેથી જોડાણ થયેલુ છે હમણા હમણા નવી રેલવે લાઈન નાખવામા આવી છે અને તેથી માવલી અને ફુલાદ જકશનોનુ જોડાણ કરવામા આવ્યુ છે આ નવા જોડાણથી એક બાજુ સિધ પશ્ચિમ રજપૂતાના અને ગૂજરાત તથા બીજી બાજુ દક્ષિણ રજપૂતાના અને મધ્ય હિન્દુસ્તાનની વચ્ચેનુ અતર ઘણુજ ઓછુ થઈ ગયું છે બિહાર, નિઝામ હૈદ્રાબાદ અને મદ્રાસ ઈલાકા જેવાં દૂરના સ્થાનોના પ્રવાસીઓને પણ આ રસ્તો સૌથી સસ્તો અને નજીકનો છે વળી આ માર્ગે પ્રવાસ કરવામા મોટો લાભ તો એ છે કે જૈનોના વૈષ્ણવોના અને શૈવોના તીર્થો આ રસ્તે આવેલા હોવાથી યાત્રીઓ થોડા ખર્ચે અને ઓછા સમયમા યાત્રા કરી શકે છે

આ પ્રદેશમા જવાના ત્રણ રસ્તા છે આપણે અમદાવાદથી અજમેર જઈ ત્યાથી ચિતોડગઢ થઈ આ પ્રદેશમા પ્રવેશ કરી શકીએ, બીજો રસ્તો વડોદરાથી ગોધરા થઈ રતલામ પહોચી રતલામથી ચિતોડ જવાનો છે, અને ત્રીજો રસ્તો મારવાડ જકશનથી ફુલાદ જકશને જઈ માવલી ફુલાદના નવા રેલવે જોડાણદ્વારા મેવાડમાં પ્રવેશ કરી શકાય છે ઉપર જણાવ્યુ તેમ આ ત્રીજો અને છેલ્લો રસ્તો ઓછામા ઓછો ખર્ચાળ અને સમય બચાવનારો છે એટલુ જ નહિ પણ આ રસ્તેથી પસાર થતી રેલવે પહાડોની વચ્ચે થઈને જાય છે એટલે કુદરતી સૌદર્ય પણ જોવા મળે છે

યાત્રીઓ અને પ્રવાસીઓ બન્નેને આ પ્રદેશ આનદ આપનારો છે પ્રવાસીઓ આ પ્રદેશમા રમણીય અરવલ્લીના પર્વતો અને પહાડો વચ્ચેના દેખાવો દ્વારા કુદરતી સૌદર્ય ધરાઈ ધરાઈને જોઈ શકે યાત્રીઓ માટે શ્રી નાથદ્વાર, કાંકરોલી અને ચારભુજા જેવા વૈષ્ણવ તીર્થો, એકલિંગજીનુ શૈવ તીર્થ અને કેશરિયાજી અથવા પાર્શ્વનાથજીનું જૈન તીર્થ છે આ ઉપરાંત આ પ્રદેશના કેટલાંક સરોવરો જોઈને પણ આપણી આખ ધરાય છે ઉદેપુરના 'ફતેહ સાગર' તળાવ અને કાંકરોલીના 'રાજસાગર' સરોવર પર કલાકોના કલાક બેસી રહીએ તો પણ ઊઠવાનુ મન ન થાય સમુદ્રની નાની આવૃત્તિ જેવો 'જળસમુદ્ર' પણ ખાસ જોવા જેવો અને હોડીની સહેલગાહની મઝા આપનારો છે યુરોપ અમેરિકાથી પણ અનેક પ્રવાસીઓ આ પ્રદેશનુ કુદરતી સૌદર્ય જોવા આવે છે ઉદેપુરના રાજ મહેલો અને ચિતોડગઢના અવશેષો જોઈએ છીએ ત્યારે ત્યાંના રાજવૈભવનું અને મહારાણા પ્રતાપનું આપણને સ્મરણ થાય છે અને ગૂજરાતનો રજપૂત ઇતિહાસ આપણી સમક્ષ ખડો થાય છે

આ પ્રદેશની કેટલીક ખાસિયતો પણ જાણવા જેવી છે આખો પ્રદેશ પર્વતમય હોવાથી સીધા રસ્તાની અને રેલવે નાખવાની બહુ જ ઓછી સગવડ છે પ્રદેશની ચારે બાજુ પર્વતો હોવાથી અદર પ્રવેશ કરવાના માર્ગો બહુ ઓછા છે બધા રસ્તા પર્વતો માથી જ પસાર થાય છે પર્વતોના રસ્તાઓ પરથી પસાર થતા થોડે થોડે અતરે મોટા દરવાજા આવે છે ચારે બાજુ પર્વતોની વચ્ચેથી કેડીની માફક રસ્તો પસાર થતો હોય એટલે રજપૂતો પર્વતોમાં ભરાઈને કેવી રીતે યુદ્ધો કરતા હશે તેનો ખ્યાલ આવે છે ઉદેપુર નગરમાં પેસવા માટે એક મુખ્ય સ્થળ 'દેબારી' નુ છે ઉદેપુર પહોચવાનાં ગણ્યાગાંઠ્યાં સ્થાનોમાંનું તે એક 'દ્વાર'—બારી ઉપરથી તેનું નામ 'દેબારી' પડ્યુ હશે લશ્કરી દૃષ્ટિએ આ ખૂબ મહત્ત્વનું છે તેની નજીક 'ઉદયસાગર' તળાવ છે તે રસ્તે 'ખેરોડ્રામ સ્ટેશન' છે ઉદેપુર સ્ટેશનની આગળનું રેલવે સ્ટેશન આ 'દેબારી'નુ છે

આ પ્રદેશના મુખ્ય સ્થળો તરીકે ઉદેપુર, ચિતોડ ગઢ, માવલી જકશન, શ્રીનાથદ્વાર કાકરોલી વગેરેને ગણાવી શકાય રાજધાનીનું અને તે પ્રદેશના વેપાર ઉદ્યોગનું મુખ્ય સ્થળ ઉદેપુર છે જૂની રાજધાની ચિતોડ પ્રખ્યાત કિલ્લા માટે જાણીતુ છે રેલવે જકશન તરીકે માવલી અગત્યનુ છે શ્રી નાથદ્વાર અને કાકરોલી તીર્થ તરીકે વિખ્યાત છે

આપણી બાજુ રહેતી મારવાડી સ્ત્રીઓ જેવો ત્યાની સ્ત્રીઓ પોષાક પહેરે છે પૈસાદાર અને અમલદાર વર્ગના પુરુષો ચોરણી અથવા ધોતિયુ, એક લાબુ અગરખુ અને તેના ઉપર હાફકોટ, તથા માથે મેવાડી પાઘડી પહેરે છે તેમને તેમની મદમદ ગતિએ ચાલતા જોઈએ છીએ ત્યારે બસો વર્ષ પહેલાના જમાનાના માણસો જેવા તેઓ આપણને લાગે છે

આ પ્રદેશમા તરવાર, જમૈયા ગખવાની છૂટ છે તરવાર, જમૈયા અને બદૂકો બનાવવાનો ઉદ્યોગ પણ નાના પાયા ઉપર સ્થપાયો છે 'લહેરિયા'નો (સ્ત્રીઓને પહેરવાની એક સાડીનુ નામ છે) ઉદ્યોગ ત્યા છે કાપડના એક રગ પર સર્પાકાર બીજો રગ પાડે છે અને તે રીતે તૈયાર થયેલ સાડીને 'લહેરિયા'ના નામે ઓળખે છે સાડીઓ ઉપર સોનેગેરૂપેરી છુદ્રા પાડવાનું કામ પણ અહીં થાય છે આવા નાના નાના ઉદ્યોગો આ પ્રદેશમા ચાલે છે

આ પ્રદેશનુ નાણુ બે પ્રકારનુ છે એક તો કલદાર અથવા આપણે દરરોજના ઉપયોગ માટે વાપરીએ છીએ તે સરકારી નાણુ, અને બીજુ ઉદેપુરી, અથવા તો હાલના મેવાડના રાણા ભૂપાલ સિહના નામ ઉપરથી 'ભુપાલશાઈ' નાણુ રાજ્યના નાણામા રૂપિયો, આઠ આની, ચાર આની, બે આની, એક આની અને પઈઆ હોય છે રૂપિયાની સોળ આની અને એક આનાના બાર પઈઆ મળે છે રૂપિયાથી એક આની સુધીના સિક્કા રૂપાના હોય છે

'ભૂપાલશાઈ' નાણાની એક બાજુ 'ચિત્રકૂટ ઉદેપુર' અને બીજી બાજુ 'દોસ્તી લધન' એમ લખેલુ હોય છે 'લધન' એટલે 'લડન' એવો અર્થ થાય છે 'લડન —બ્રિટિશોને તાબેનુ આ ગજ્ય 'દોસ્તી લધન' શબ્દ વાપરે અને બ્રિટિશો વાપરવા દે છે એ એક નવાઈની વાત છે તાબેદાર ગજ્યને 'દોસ્તી' શબ્દનો ઉપયોગ કરવા દે એ તો અગ્રેજ સરકારની ભારે ઉદારતા ગણાય વળી એમ પણ કહેવાય છે કે આ શબ્દનો ઉપયોગ કરવા દેવાની રજા મેળવવા માટે ઘણુ નાણુ વપરાયેલુ અને ઘણી લાગવગનો ઉપયોગ કરવો પડેલો

જ્યારે હુ આ પ્રદેશના પ્રવાસે ગયો ત્યારે આપણા કલદાર રૂપિયાના ભૂપાલશાઈ એક રૂપિયો અને પાચ આના મળતા હુડિયામણનો ભાવ સ્થિર નથી અને તેમા વધઘટ થયા કરે છે એટલે કલદાર અને ભૂપાનશાઈ વચ્ચેનું પ્રમાણુ એકસરખુ ન રહેતા તેમા વધઘટ થયા કરે છે આપણી પાસે કલદાર નાણું હોય તેને વટાવીને ભૂપાનશાઈ નાણુ લઈને ખર્ચીએ તો આપણને ફાયદો થાય એ સમજી શકાશે કલદારની કિમત ભૂપાલશાઈ કરતા વધારે છે એટલે કોઈ પણ માણસ અતિશયોક્તિની અથવા વધારે પડતી વાત કરતો હોય તો આપણે તેને મજાકમા કહી શકીએ કે "ભાઈ, કલદારમા વાત કરો છો કે ભૂપાનશાઈમા ?"

વળી એક નવી વાત ત્યા એ સાભળવા મળી કે ટપાલખાતુ પણ બે પ્રકારનુ છે એક અગ્રેજ સરકારનુ અને બીજુ ત્યાનું બ્રાહ્મણી ચાળિમેક વર્ષ બજાઉ દરમારી ટપાલની વ્યવસ્થા એક જણને સોપાયેલી તે ભાઈ એ ઈતર માણસોની ટપાલ લાવવા લઈ જવાનુ પણ ચાલુ કર્યું એટલે એક રીતે ખાનગી માલિકીની ટપાલવ્યવસ્થા શરૂ થઈ સરકારી ટપાલ ખાતા સાથે આજે પણ તે સમાતર ચાલે છે એમ સાભળ્યુ છે આ કેમ ચાલતું હશે તે સમજાતું નથી અને તે બાબતમા હું વધારે ઊડો ઉતરેલો નહિ એટલે તેને લગતી વધારે વિગતો આપી શકતો નથી

ત્યાના બધા જ માણસો હિદી સમજે છે ત્યાના લોકો જે ભાષા બોલે છે તેને 'ડિગળ' ભાષા કહે છે ત્યાના લોકો વધારે પ્રમાણમા આળસુ જણાયા પૈસા આપતાં પણ ઝટ કામ ન કરે

બધું જ કામ 'હોતી હૈ, ચલતી હૈ,' પદ્ધતિથી અને ધીમી ધીમી ગતિથી ચાલે. આપણી સાથે વાત કરવામાં તેઓ ખૂબ જ નમ્ર હોય છે. આપણે જાણે કોઈ રજવાડાના દીવાન અથવા કોઈ ઈલાકાના ગવર્નર હોઈએ તેવી રીતે આપણી સાથે તેઓ વાત કરે છે. 'પધારીએ' 'બિરાજીએ' વગેરે શબ્દોનો ઉપયોગ ત્યાં છૂટથી થતો જોવા મળે છે. તેમની નમ્રતા બાબત વાંચેલા એવા બે દાખલા નમૂના તરીકે અહીં ટાંકું છું:

(૧) રેલવે ટ્રેનમાં બે માણસોને કંઈ કારણસર તકરાર થઈ. એકે બીજાને કહ્યું: "आप कौन चीज हैं ? मैं तो कहेता हु कि आप बडे बदमाश हैं !"

(૨) એક અમલદાર એક માણસ ઉપર ગુસ્સે થયા. તેણે પેલા માણસને 'कृपा करके आप कम्पाउन्डसे बहार नीकल जाइए' એમ કહી બે તમાચા લગાવી દીધા.

ત્યાંના માણસોની આર્થિક સ્થિતિ સારી નથી. ગરીબ અને તવંગર એવા બે વર્ગ છે. મધ્યમવર્ગનો સાવ અભાવ દેખાયો. પૈસાદાર વર્ગ પણ નામનો જ છે. ગરીબી મોટા પ્રમાણમાં છે. આપણા કરતાં જીવનનિર્વાહનું ખર્ચ પ્રમાણમાં ઘણું ઓછું આવે છે.

આ પ્રદેશ વિશેની સામાન્ય માહિતી આપણે ટૂંકમાં જોઈ. તેનાં જોવાલાયક સ્થળોનો આમાં તો માત્ર નામનિર્દેશ જ કર્યો છે. પરંતુ તે સ્થળોની વિગતો પણ સગવડે આપવા વિચાર્યું છે. હાલ તો આટલું જ.*

---

* ગુજરાત વિનયમંદિરના હસ્તલિખિત માસિક 'સોપાન' માંથી.

કેટલીક માહિતી 'ઉદેપુર-મેવાડ' એ પુસ્તકને આધારે આપી છે.

☆

# શ્યામ

[ પ્રો સાને ગુરુજી ]

૨૦

## નિશાળનું વાતાવરણ

**દાપોલીની** અંગ્રેજી નિશાળની મારા પર ખૂબ જ અસર થઈ. મારુ બાલહૃદય ત્યા ખીલ્યુ મારી બુદ્ધિનો ત્યા વિકાસ થવા લાગ્યો ભાવના, કલ્પના, વિચાર એની ઠીક જ વૃદ્ધિ થઈ એ નિશાળના કેટલાક શિક્ષકોની છાપ સદૈવ મારા મન પર રહેવાની શિક્ષકનું રાષ્ટ્રીય જીવનમા અતિમહત્ત્વનુ સ્થાન છે શિક્ષક પર રાષ્ટ્રનું ભાવિ અવલબે છે બાળકોના મન પર જે સસ્કારો પાડી શકાય તે જ આગળ જતા રાષ્ટ્રની સપત્તિ ગણાશે જે ઇતિહાસ આગળ જતા લખાશે, તે ઇતિહાસ શિક્ષક સર્જે છે શિક્ષકનું નામઠામ પણ ઇતિહાસમા આવતુ નથી રણાગણમા પડેલા લાખો સિપાઈઓના નામ જગત જાણતું નથી સૈનાપતિના નામ ને સેનાપતિના બાવલાં દુનિયામા નજરે પડે છે. કવિ, ચિત્રકાર, શિલ્પકાર, યત્રજ્ઞ, શાસ્ત્રજ્ઞ, વીર, મુત્સદ્દી વગેરેના જીવનચરિત્રો જગત વાચે છે, પરતુ બાલવયમાં જે શિક્ષકો એમની મનોભૂમિ તૈયાર કરે છે, તે શિક્ષકનુ નામ જાણવા કોઈ પ્રયત્ન કરે છે?

આપણે ત્યાં 'માસ્તર' શબ્દ તિરસ્કરણીય ગણાય છે પરતુ ગુરુનુ પદ ઉચ્ચ છે બાળકોમા રહેલા સુપ્ત ચૈતન્યને તે જગાડે છે તે બાળકોના હૃદયોમા પ્રવેશી, એમને એમનો દિવ્ય વારસો બતાવે છે, ઉજ્જવળ ધ્યેય એમની આગળ ધરે છે, બાળકો સારાં થાય એ હેતુથી પોતે પોતાનુ વર્તન ઠીક રાખે છે. બાળકોને ભરપૂર જ્ઞાન આપી શકાય એટલા માટે તે વિદ્યાર્થી બને છે બાળકો રસ લેતા થાય, એટલા ખાતર એમની જોડે રમે છે, સૃષ્ટિસૌદર્યમાં રસ લેતા થાય એ ખાતર જગલમાં તે પર્યટને લઈ જાય છે બાળકો માટે ખરો શિક્ષક શુ નથી કરતો? કાને શુ સાભળવુ, કેવી રીતે સાભળવુ, આખે શુ જોવુ કેવી રીતે જોવુ, મોએ શુ બોલવુ, કેવી રીતે બોલવુ, હાથે શુ કરવુ કેવી રીતે કરવુ, એ બધુ શિક્ષક શીખવે છે શિક્ષક બુદ્ધિનો દીપક પેટાવે છે, હૃદયમા ભાવનાનો મકરદ નિર્માણ કરે છે શરીરની પવિત્રતા ને સામર્થ્ય વધારતા શીખવે છે આ જગતમા સૌથી અધિક કૃતજ્ઞતા કોઈને માટે દર્શાવવી હોય તો તે મહાન શિક્ષક માટે હોવી જોઈએ.

દાપોલીની નિશાળના હેડમાસ્તર એક રત્નપુરુષ હતા તે એમ એ થયા હતા તે અપરિણીત હતા ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાનું એમનુ ધ્યેય હતું ઓરમાન ભાઈનુ શિક્ષણ પૂરુ થાય ત્યા સુધી જ નોકરી કરવાની એમની ઇચ્છા હતી ત્યારબાદ તે આ સસારનો ત્યાગ કરી દેવાના હતા હાલ તે એ જ ધ્યેય પ્રતિ પ્રયાણ કરી રહ્યા છે તે એ જ નિશાળના વિદ્યાર્થી હતા નાનપણમા એ સારા અભ્યાસી તરીકે જાણીતા હતા

એ હેડમાસ્તર ગિમ્હોડમા રહેતા, પરતુ કથા-કીર્તન માટે ગને હાથમા ફાનસ પકડી ડોસી અને ઓરમાન માને લઈ દાપોલી આવતા રામનવમી અગાઉના નવ દિવસો ઉત્સવના ગણાતા. મને પણ કથાકીર્તનોનો ખૂબ શોખ હતો હેડમાસ્તર અને હું સામસામે બેસતા એક વખત કીર્તન સાભળવા આવેલા મારી નજીકમા બેઠેલા લોકો છીંકણી તાણતા હતા, ત્યારે હેડમાસ્તરે મને પૂછ્યુ "તે પણ છીંકણી તાણી ને?' મે પ્રત્યુત્તર આપ્યો 'ના" ને એમના મનનું સમાધાન થયુ

હેડમાસ્તર શિસ્તના ઉપાસક હતા એમને એક દિવસ પણ મોડુ થયુ નો'તુ ચોમાસામા ગમે તેટલો

વરસાદ ભલેને પડે, હેડમાસ્તર નિયત કરેને સમયે હાજર હોય જ આ મહાન હેડમાસ્તર પાસે શીખવાનો સુઅવસર મને સાપડ્યો નો'તો કારણકે તે સાતમા ધોરણને ભણાવતા હતા, ને મે પાચમા ધોરણ પછી દાપોલી છોડયુ કોઈ શિક્ષક ગેરહાજર હોય અથવા વધારે દિવસ રજા પર હોય તો તે અમને શીખવવા આવતા વધારાનું કામ બીજા શિક્ષકો પર લાદવાને બદલે પોતેજ ઉપાડી લેતા

શિક્ષકની ગેરહાજરી વખતે તે આવે, ત્યારે અમને અગ્રેજીમાથી સુદર સુદર ફકરા વાચી બતાવતા અમે પ્રથમ તે ઉતારી લેતા, પછી તે અમને એના અર્થ સમજાવતા વિલિયમ પીટ્ટ જેવા મોટમોટા નામાંકિત વક્તાઓના ભાષણો અમારી પાસે મોઢે કરાવી લેતા. તે સુદર વ્યાખ્યાનો શીખવતી વેળા તલ્લીન બનાવી દેતા કઠણ શબ્દોના અર્થ ઘેરથી શોધી કાઢવાનું અમને કહેતા મારી પાસે શબ્દકોશ નો'તો તેથી હું અડસટ્ટે અર્થ કાઢી લઈ જતો અમુક અર્થ આ જગાએ થશે એમ હું નક્કી કરતો ને ત્યારપછી તે શબ્દ સામે અર્થ લખી લેતો એક દિવસ એમણે મને વર્ગમા એક શબ્દનો અર્થ પૂછ્યો મે અનુમાન પરથી અર્થ કહ્યો તે હસી પડ્યા, ને કહેવા લાગ્યા 'અનુમાન સાગરનું મથન કરીને અર્થ શોધી કાઢયો ?' 'હા, મારી પાસે શબ્દકોશ નથી, એટલે મે અનુમાનથી અર્થ કહ્યો તેમણે કહ્યુ "સ્વાવલબનના પ્રયત્નનું અને પોતાની બુદ્ધિ ને તર્કને આધારે અર્થ બેસાડવાના પ્રયત્નનું હું સ્વાગત કરુ છુ પરતુ તું જો કોઈ મિત્રને ઘેર ગયો હોત તો તને કોશ જોવા મળ્યો હોત. બુદ્ધિના અહકારને લીધે અગર તો પોતાની આળસના અધકારમા સડતા પડ્યા રહેવાને બદલે, તે મિત્રને ત્યાં જવાની કાળજી કરી હોત તો અર્થનો સ્વચ્છ પ્રકાશ તને મળ્યો હોત '

અમારી નિશાળમાં 'રાધારમણ' નામથી પ્રસિદ્ધ થયેલા સસ્કૃતના મુખ્ય અધ્યાપક હતા 'ફડણીસ" નામનું નાના ફડણીસ પર તેમણે એક સુદર ખડકાવ્ય લખ્યુ છે કોઈ કોઈ વેળા વધારાનો 'પીરિયડ' લેવા તે આવતા ત્યારે ફડણીસ કાવ્યમાથી કેટલાક ચરણો અમને વાચી બતાવતા "કાવ્ય દોહન' નામના કાવ્યસગ્રહમા 'રાધારમણ' કવિની ઘણી કવિતાઓ છે એમણે કરેલા હિમાલય વર્ણનમા પ્રચડ ચમત્કાર બતાવ્યા છે બધા ચરણો યમકમય એમણે રચ્યાં છે એમનાં કાવ્યો માટે અમે અભિમાન લેતા રાધારમણ કવિ પહેલા પૂનાની ન્યૂ ઇગ્લિશ સ્કૂલમા હતા પરતુ લોકમાન્ય ટીળકને સખત કેદની સજા થઈ, ત્યારે રાધારમણ કવિએ "આર્યભૂમાતા વિલાપ" નામનું એક કાવ્ય રચ્યુ ને પ્રગટ કર્યું પરિણામે, એમને નોકરીમાથી છૂટા થવુ પડયુ કેટલાક વર્ષ બાદ, એમને દાપોલીમા નોકરી મળી રાધારમણ કવિના ગૌરવભર્યા ઇતિહાસને લીધે અમે એમના તરફ માનથી જોતા હેડમાસ્તર દેવભક્ત હતા, તો રાધારમણ દેશભક્ત હતા રાધારમણ સસ્કૃત સુદર રીતે ભણાવતા સસ્કૃત તો એમની પાસે જ શીખવુ હસતા રમતા તે શીખવતા એકાદ વાક્ય અથવા શ્લોક કાવ્ય-નાટકમનો આવે કે તરત જ તે કાવ્ય-નાટકની માહિતી, તેનો વાર્તાપ્રસગ બધુ સમજાવતા એને લીધે અમને સસ્કૃત સાહિત્યનો શોખ લાગ્યો દેખાવમાં પણ તે દીનદાર ને ભવ્ય હતા

કેશવપ્રસાદ પ્રધાન નામના એક ખૂબ જૂના શિક્ષક નિશાળમા હતા તે કાવ્યો રચતા નો'તા પણ કવિહૃદય ધરાવતા હતા તે અગ્રેજી ને મરાઠી શીખવતા કાવ્યો સરસ રીતે તે શીખવતા એમનો અવાજ મધુર હતો તે ગાયન ગુજતા એકાદો શ્લોક ગુજતા ગુજતા વર્ગમા પ્રવેશે—જાણે કે સગીત શીખવવા આવતા હોય નહિ ? સ્વભાવે તે વિનોદી હતા ઉપહાસ કરવામા તે કુશળ હતા અમારા વર્ગમાં એક વિદ્યાર્થીનું નામ રાજારામ હતું તેને ઉદ્દેશીને "રઘુપતિ રાઘવ રાજારામ, ઊઠ,' એમ કહેતા ને આખો વર્ગ હસી પડતો બીજો એક વિદ્યાર્થી એ શિક્ષકના ઘર પાસે રામમદિરમા સવારની આરતીટાણે રોજ આવતો તેને ઉદ્દેશી તે કહેતા

" સવારિયા, કંઈક મેં ફાડીશ કે નહિ ? અહીં અક્કલની આરતીનો પ્રકાશ જરાક તો પડવા દે." અમારા વિદ્યાર્થીઓના જવાબો કેશવપ્રસાદને બિલકુલ પસંદ પડતા નહિ ભાષાંતર કરતી વેળા એકાદ ભારે શબ્દ વપરાઈ જાય, તો તે તરત બોલી ઊઠે, " હજી તો તું બાળક છે, આવો ભારે શબ્દ તું પચાવી શકીશ નહિ. સાદો શબ્દ વાપર." હંમેશનો સાદો શબ્દ વાપરે તો કહે : " અરે, એ શબ્દ તો વાસી થઈ ગયો છે; કોઈક નવો શબ્દ શોધી કાઢ."

'કિર્લોસ્કર' માસિકમાં સુંદર વિચાર–પ્રવર્તક લેખ લખનાર શ્રી આઠલ્યે, દાપોલીની નિશાળમાં હું હતો ત્યારે, કેટલોક વખત શિક્ષક હતા. આઠલ્યે મરાઠી સાહિત્યના જાણીતા લેખક છે. મહારાષ્ટ્રમાં સારી ગ્રંથરચના કરી હોય તો આઠલ્યેએ જ. લોકમાન્ય ટીળક, મહાત્મા ગાંધી, ને સ્વામી વિવેકાનંદ એ ત્રણેનાં જીવનચરિત્રો એમણે અંગ્રેજીમાં લખ્યાં છે. એમની વિદ્વત્તાનો લાભ દાપોલીની નિશાળમાં અમને થોડોઘણો મળ્યો હતો.

દિક્ષીત માસ્તર ચિત્રકળા ને શાસ્ત્ર વિષયમાં અત્યંત તજ્ઞ હતા. તેમનો ચહેરો તેજસ્વી હતો. અંગે તે કૃશ હતા. એમના ચહેરા પર બુદ્ધિ, કલા ને કલ્પકતાનો ઉઠાવ સ્પષ્ટ જણાતો હતો. એમને જાપાન જવાની ઈચ્છા હતી, પરંતુ તે મહત્ત્વાકાંક્ષા સફળ ન થઈ. તેથી તે આશાભંગ ને નાસ્તિક બન્યા હતા. મહાયુદ્ધ ચાલુ હતું ત્યારે તે અમને સબમરીન, ટૉર્પેડો વગેરેના પ્રયોગો કરી બતાવતા.

આમ વિવિધ સ્વભાવના શિક્ષકો ત્યાં હતા. નિશાળમાં વાદવિવાદોત્તેજક સંસ્થા હતી. એ સંસ્થા તરફથી વિદ્યાર્થીઓનાં ભાષણો થતાં જ, પરંતુ વારંવાર શિક્ષકોનાં પણ વ્યાખ્યાનો ગોઠવાતાં. કોઈ કોઈવાર વાદગ્રસ્ત વિષય લઈ શિક્ષકો વાદવિવાદ કરી બતાવતા. એક વખત માધવરાવ પ્રધાન ને આઠલ્યે એ બંને શિક્ષકોએ નેપોલિયનના જીવન પર વાદવિવાદ કરી બતાવ્યો એક જણે નેપોલિયનને રક્તપિપાસુ, નિર્દય, રાક્ષસ એવો ચીતર્યો, ત્યારે બીજાએ એને ધીરોદાત્ત, વીર, તત્ત્વનિષ્ઠ, માણુસાઈથી ભરેલો, બુદ્ધિવાન, અલૌકિક વિભૂતિ વર્ણવ્યો. વાદવિવાદમાં બંને જણાએ રંગ આણ્યો. અમે યે એમાં ભાગ લીધો. હેડમાસ્તરે એક વખતે જ્ઞાનેશ્વરી પર વ્યાખ્યાન આપ્યું, તે હજી મારા કાનમાં ઘૂમે છે. આઠલ્યેએ મહાભારતની મહત્તા પર વ્યાખ્યાન આપ્યું હતું. માધવરાવ પ્રધાને તુલસી રામાયણ પર વ્યાખ્યાન આપેલું. રાધારમણ કવિએ રામાયણ મહાભારત વચ્ચે સામ્ય અને વિરોધનો વિષય લઈ અતિનાવિન્યપૂર્ણ ભાષણ કર્યું હતું. કેશવરાવે 'ગીતા–રહસ્ય' પર બોધપ્રદ વિવેચન કર્યું હતું. એ બધાં વ્યાખ્યાનો હજી ય મને યાદ છે. તે વ્યાખ્યાનોની મારા પર ખૂબ અસર થઈ. મારે ખૂબ વાંચવું જોઈએ. એમના જેવાં વ્યાખ્યાનો આપતાં મને પણ આવડવું જોઈએ, આવા ફકરા ને વાકયો મોઢે થઈ જવાં જોઈએ, શ્રોતાઓને તલ્લીન થઈ જતાં આવડવું જોઈએ, ઇત્યાદિ વિચારો મનમાં આવી ચડતા. તે વ્યાખ્યાનોને પ્રતાપે મારામાં સહૃદયતાની લાગણી વધી, મારી વિચારશક્તિ વધી. કાવ્યશાસ્ત્ર-વિનોદ એટલે શું તે સમજતો થયો. એક જ વસ્તુ તરફ જુદા જુદા દષ્ટિકોણથી કેવી રીતે જોઈ શકાય તે સમજાયું. નિશાળમાં – વર્ગમાં જે શીખ્યો હોઈશ, તેના કરતાં કેટલુંય વધારે પાંચ–છ વ્યાખ્યાનોમાંથી મને શીખવા મળ્યું

હું પણ વાદવિવાદોત્તેજક સભામાં બોલવાનો વિચાર મનમાં કરી રહ્યો હતો. હું પાંચમા ધોરણમાં ગયો હતો, ત્યારે મેં કાલિદાસનું શાકુંતલ નાટક વાંચી કાઢયું. તે નાટકની અંગ્રેજી પ્રસ્તાવના વાંચી. શાકુંતલ વિષે મારે કંઈક બોલવું એમ મને થવા માંડયું. મેં તૈયારી કરી દીધી. હેડમાસ્તરને મળી મેં કહ્યું કે હું વાદવિવાદોત્તેજક સભામાં મુખ્ય વકતા તરીકે એક વિષય લઇ બોલવા ઈચ્છું છું. તેમણે મને પૂછયું : "તમે કયો વિષય લેવાના છો ?"

હું : હું શાકુંતલ વિષે બોલવાનો છું.

હેડમાસ્તર : સંસ્કૃત શાકુંતલ ?

હું : હાજી, તે મેં વાંચ્યું છે, ને તૈયારી પણ કરી છે.

હેડમાસ્તર શાકુંતલ પર તમે શું બોલવાના હતા? ફરી તો નથી ગયું ને? શાકુંતલ તમારા જેવાઓનો વિષય નથી. બીજા કશાક પર બોલો.

મને લાગી આવ્યું. આમ તેજોવધ એમણે શા માટે કરવો જોઈએ? હું જેવું બોલું છું તે તો તેમણે જોવું જોઈતું હતું ને? તેમના જ વ્યાખ્યાનથી મારી મહત્ત્વાકાંક્ષા જાગ્રત થઈ હતી. રામાયણ, મહાભારત, ગીતા, જ્ઞાનેશ્વરી, વગેરે પર થયેલાં વ્યાખ્યાનોને લીધે જ મને પ્રોત્સાહન મળ્યું હતું. હું આગળ ઉપર આંધ ગયો હતો, ત્યારે ત્યાં શાકુંતલ ઉપર ભાષણ કર્યું હતું. પરંતુ મારા મનોરથ પૂર્ણ કરવાને મારે એક વર્ષ સુધી રાહ જોવી પડી હતી.

મે બીજો વિષય લીધો ' ઇતિહાસ વાંચવાથી થતા ફાયદા ' વિષય પર હું બોલ્યો. તે મારું પહેલું ભાષણ હતું. હું ગભરાયો નહિ. સારી રીતે બોલ્યો. હું દાપોલીમાં એક જ વખત બોલ્યો. એક વાર એક અંગ્રેજી ભાષણ ગોખેલું બોલી ગયેલો. વાદવિવાદોત્તેજક સભા તરફથી નાટ્યપ્રવેશો થતા. મારા વર્ગના વિદ્યાર્થીઓએ સત્ત્વ પરીક્ષા, ગુઝારેરાવ વગેરે નાટકોમાંથી કેટલાક પ્રવેશો તૈયાર કરી તેના પ્રયોગો નિશાળમાં કરી બતાવ્યા હતા. આમ વિદ્યાર્થીઓનો વિકાસ થતો હતો.

નિશાળમાં મહત્ત્વને પ્રસંગે સભાઓ પણ ભરાતી. દાપોલીની નિશાળમાં ભરાયેલી આવી એક જ સભા મને યાદ છે. ૧૯૧૫ના ફેબ્રુઆરી મહીનામાં ભારતસેવક ગોપાળકૃષ્ણ ગોખલે સ્વર્ગવાસી થયા. અમારી નિશાળમાં શોકપ્રદર્શક સભા ભરી હતી. લોકમાન્ય ટીળકનું નામ અમે મરાઠી નિશાળમાંથી જાણતા આવ્યા હતા. કારણ ૧૯૦૮ની સાલમાં નાના ગામડાંમાં પણ મૂઠીફંડ, પૈસાફંડ, સ્વદેશી મંડળ વગેરે પ્રવૃત્તિઓ શરૂ થઈ હતી. લોકમાન્ય ટીળક અને ' કેસરી 'એ બજાવેલું તે મહાન કાર્ય હતું. ગોપાળ કૃષ્ણનું નામ મોટમોટા શહેરોમાં પણ પ્રખ્યાત હતું.

ફુઆને ત્યાં ' કેસરી ' આવતું હતું. ટીળક અને ગોખલેના વાદવિવાદો મે વાંચ્યા છે. ' આપણા બેઉના છાપાં ઓંકારેશ્વર પહોંચી ગયા છે,' એવી મતલબનું વાક્ય ગોખલે પર ટીકા કરતાં ટીળકે લખ્યું હતું. તે વાક્ય મને તે દિવસે યાદ આવ્યું. ગોખલે સ્વર્ગવાસી થયા, ત્યારે અમે વિદ્યાર્થીઓએ એ વાક્ય પર ચર્ચા ચલાવી હતી. કવિ રાધારમણ તે શોકસભાના મુખ્ય વક્તા હતા. અમે ચિત્રકલાગૃહમાં ગંભીરતાપૂર્વક એકત્ર થયા હતા. તે દિવસે રાધારમણ કવિએ શું શું કહ્યું તે બધું અત્યારે મને યાદ નથી, પરંતુ એમણે જણાવ્યું હતું કે ' ગોપાળકૃષ્ણ ક્યારે જ ગોપાળકૃષ્ણ હતા. તે સદૈવ તમારા હાથમાં છે જ. એમનું અકલ્પિત સત તમારા હાથમાં હોય કે, બધા વિદ્યાર્થીઓના હાથમાં હોય છે. ગોપાળકૃષ્ણ તમારી થેલીમાં છે, તમારાં પુસ્તકોના કબાટમાં છે, તમારા હાથમાં છે. પરંતુ હવે તમારા હૃદયમાં વસો, રાષ્ટ્રના હૃદયમાં વસો. રાષ્ટ્રના હૃદયમાં સ્થાન ધરાવવાની યોગ્યતા એમનામાં હતી, ને તે સ્થાન તેઓ પ્રાપ્ત કરશે એમાં મને જરા પણ શંકા નથી. ગોપાળકૃષ્ણ મર્યા નથી, તે હૃદયે હૃદયે આજે નવે સ્વરૂપે જીવતા થયા છે. કાલ સુધી તમે તેમને તે સ્વરૂપે ઓળખ્યા નો'તા. જીવતા હતા ત્યાંસુધી તમે તેમને બરાબર જાણતા નો'તા. પાસે હોવા છતાં ઓળખી શક્યા નો'તા. પરંતુ આજે તે મરતાં જ તમારા હૃદયમાં જીવતા થયા છે. ભારતવર્ષમાં હજારો સ્થળે સભાઓ ભરાશે, ને કરોડોના હૃદયમાં સ્વર્ગસ્થ ગોપાળ કૃષ્ણ સજીવન થશે. એમનો સ્થૂલ દેહ અમૂર્ત થયો. પરંતુ એમની કરોડો ચિન્મય મૂર્તિઓ હૃદયમંદિરમાં સ્થાપન થઈ છે. ધન્ય છે એ ગોપાલ કૃષ્ણને. ધન્ય છે મહારાષ્ટ્રને. ધન્ય છે ભારત દેશને. ધન્ય છે આ કોંકણને. ધન્ય છે આ રત્નાગિરિ જિલ્લાને. ધન્ય છે આ ચિપળુણ તાલુકાને કે જ્યાં એ મહાન પુરુષનો જન્મ થયો હતો. આજની દીનહીન દશામાં પણ પરતંત્રતામાં પણ આવાં નરરત્નો ભારતમાતાને ત્યાં જન્મે છે એમાં જ એની મહત્તા છે, એના ભાગ્યોદયની સ્પષ્ટ આશા છે." રાધારમણના આ સુંદર શબ્દો શ્યામ કેવી રીતે ભૂલે? કોઈ પણ સહૃદયી મનુષ્ય કેવી રીતે તે ભૂલી શકે?

ચાલુ ]

અનુ૦ મૂળશંકર પાધ્યા

# ભલું કોણ ?

ગાર્ડની થાય છે સીટી, ઉપડે આગગાડી ને,—
કોણ એ દોડતું આવે, બેસવા આગગાડીએ ?
પ્લેટફોર્મે હજી ગાડી; ગાર્ડય હજી બ્હાર છે;
દોડતો, હાંફતો કોઈ રબારી આવતો હતો.

દોડીને મૂઠીઓ વાળી, ગાર્ડની આગળે જઈ
જોરથી બારણું ખેંચ્યું, ચાવી'તી, ઉઘડ્યું નહિ.
દોડીને પાછલે ડબ્બે ચડતાં સા'બ ઘૂરક્યા,—
" જંગલી ! ચાલતી ગાડી હોય તો ચડવું નહિ. "

સાંભળ્યું હોય ના જાણે કરી એવું ફરી ચડ્યો;
ગાર્ડ સા'બે નીચે તેને હાથ ઝાલી ઉતારીયો;
મ્હેલ તૂટ્યા બધા તેના આશાના મનમાં ચણ્યા,
આગગાડી ગતિમાં છે; સ્તબ્ધ તે તો ઉભો રહ્યો.

રબારી ભોળીઓ જાતે, ઉપકારી બહુય, ને—
ભલો થાય ભૂંડા પ્રત્યે, ભલા પ્રત્યે શું પૂછવું ?

ચાલતી ગાડીએ જ્યારે ગાર્ડનું 'વાન' આવીયું,
ગાર્ડને ચડતો દેખી, તેણે મન વિચારીયું:
'પડી જાશે બિચારો આ બૈરી છોરાંનું શું થશે ?'
" સા'બ ! સા'બ ! " કહી તેણે, હાથ ખેંચી ઉતારીયો !

રમણલાલ ભટ્ટ






સરદાર પૃથ્વીસિંહની હાકલ

"દુનિયામાં કોઈ પણ ચીજ સુંદરમાં સુંદર રૂપવાળી હોય તો તે મૃત્યુ છે મૃત્યુ એ અણમોલ ચીજ છે હમેશાં સ્વતંત્રતા મેળવવા માટે મૃત્યુની ભેટ સ્વાતંત્ર્ય વેદી પર ધરવી જોઈએ આજે માણસ એક એક વસ્તુ કરવા તૈયાર હોય છે, એકેએક ચીજ પ્રાપ્ત કરવા તલપાપડ થાય છે, પણ એક ચીજ માટે તે તૈયાર નથી હોતો અને તે ચીજ છે મૃત્યુ માણસ મોત પસંદ કરવા કરતા હલકામા હલકું કામ કરવા તૈયાર થઈ જશે એ વૃત્તિ ન હોવી જોઈએ ધ્યેયને ખાતર જાન ફના કરવી એ શૂરવીરોનું કામ છે × ×

"આજે આપણામા એક મર્દમાં હોવી જોઈતી શક્તિ નથી જેનામાં સાહસ નથી, જેનામા તાકાત અને કામ કરવાની દઢતા નથી, તે પોતાની જાતને મનુષ્ય કહેવડાવવા લાયક નથી અમદાવાદમાં થોડા સમય પર હુલ્લડ થયું તેમા અમદાવાદીઓએ કઈ બહાદુરી બતાવી છે? કયુ શૌર્ય દાખવ્યુ છે? એ શક્તિ પર બોલવુ છે કે અંગ્રેજો આપણા પર જુલમો કરે છે, અન્યાયી છે માટે આપણે સ્વરાજ્ય જોઈએ છે! ઈંગ્લન્ડમા આજે બોમ્બ પડી રહ્યા છતાય ત્યાંના લોકો જરાપણ ડર્યા વિના ધૈર્યથી અને બહાદુરીથી એ સહી રહ્યા છે એ શક્તિ આપણામા નથી મોતને ભેટવાની તાકાત નથી જ્યા સુધી એ શક્તિ પ્રાપ્ત નહિ થાય ત્યા સુધી સ્વરાજ્ય લેવાની વાતો કરવી નકામી છે બજારમા સોનાચાંદીની ચીજ ખરીદવા જાઓ છો અને તમારે જોઈતી ચીજ કિંમત આપી તમે ખરીદી લો છો સ્વરાજ્ય લેવુ હોય તો તેની પૂરેપૂરી કિંમત આપવી જ જોઈએ

"મનુષ્યમા શરીરબળ અને માનસિક બળ એ બે ચીજો હોવી બિલકુલ જરૂરી છે એકાન્તમાં બેસી તમારા હૃદયને તમે પૂછી જોજો કે એ બે ચીજો તમારામા છે? ન હોય તો તે મેળવવા પ્રયત્ન કરો પણ આજે આપણને, એ ચીજો હોવી જોઈએ છતા ન હોવા બાબત શરમ આવતી નથી

"અમદાવાદની ૭ લાખની વસતીમા વ્યાયામ કરતા ત્રણ હજાર નવજુવાનો છે તે ખૂબ થોડા છે ૭ લાખની વસતીમાથી એક લાખ યુવાનો નીકળી પડવા જોઈએ કે જે અમદાવાદની આબરૂ લૂંટાતી બચાવી શકે ગુજરાતમા ભારે સાહસ છે અને મોટી શક્તિઓ છે, પણ તે બીજે માર્ગે ચડી ગઈ છે–'લીધા-દીધા'મા સાહસ અને શક્તિ વપરાતી રહી છે આજે તો નવજવાને નવજવાન બને જ છૂટકો છે ગુજરાતીઓને આજે કોઈ ચીજ ખોવાય જાય એવી લાગતી હોય તો તે પૈસા છે—આબરૂ નથી આ સ્થિતિમા સપડી રહેલો સમાજ કેવી રીતે ઉન્નત થઈ શકે?

"મારા પર ગુજરાત-કાઠિયાવાડના ભારે ઉપકાર છે જ્યારે સરકારે મને મૃત્યુદંડને પાત્ર ગણ્યો, મને માણસ તરીકે જીવવા માટે નાલાયક ગણ્યો, ત્યારે એ જ ગુજરાતની ભોમે મને આશ્રય આપ્યો મારુ એ ઋણ ઉતારવા હું આજે મથી રહ્યો છુ મારે ફકત સો નવજવાનોની જરૂર છે કે જેઓ 'સેવા અને પ્રેમ'ની મુદ્રા ધારણ કરે છેલ્લા અડતાલીસ કલાકથી અમદાવાદની ગલીકૂંચી ઢૂંઢી વળ્યો છુ પણ મને એક એવો નવજવાન મળતો નથી હું ખાલી ઝોળીએ પાછો જાઉ છુ મારી યોજનાનો ઉદ્દેશ માણસમા જે ખરો 'મનુષ્ય' રહેલો છે અને જે અત્યારે સૂતેલો છે તેને જગાડવાનો છે

'કેવળ વ્યાયામશાળાઓ અને અખાડાઓ ખોલ્યે નહિ વળે "માદરે વતન" માટે મરી ફીટવાની અને

ભારત મૈયાની ગુલામીની બેડીઓ તોડવાની તમન્ના તમારે સેવવી જોઈએ."

'શુ૦ સમાચાર'માંથી ]

*

## યુદ્ધમાં કબૂતરો

ગયા મહાયુદ્ધમાં કબૂતરોએ કરેલી મદદની અનેક વાતો આપણે સાંભળી છે. અંધારી રાતમાં ઊડવા માટે અસાધારણ ઝડપ ધરાવતું 'લીલી' કબૂતર, છાતીમાં શત્રુની ગોળી ઝીલી, એક પગનો ભોગ આપી સંદેશો લાવ્યું હતું. એવું જ બીજું કબૂતર 'શેર એમી' હતું. તેણે સાહસથી ૨૫૦ સૈનિકોના પ્રાણ બચાવ્યા હતા.

ચાલુ યુદ્ધમાં રૉયલ એર ફોર્સમાં કબૂતરો ઉપયોગમાં લેવામાં આવ્યાં છે. એરોપ્લેન - સળગતાં સૈનિક પેરેશ્યુટ દ્વારા દરિયામાં પડતું મૂકે, સાથમાં કબૂતરોની ટોપલી પણ લે. સૈનિકને લાઈફ બોટ મળી જાય તો, તે તેમાં આશરો લે લાઈફ બોટમાં બેસી સૈનિક કબૂતરોને દરિયાની હવામાં ઉરાડે છે.

કબૂતર પ્રથમ તો બોટ ઉપર ગોળ ગોળ ચકરાવા લે, પછી ઘરની દિશા ભણી ઊડી જાય છે. કબૂતરને પગે વાળ હોય છે, હલકી કેપસ્યુલ પણ હોય છે. કેપસ્યુલમાં પ્લેન નંબર, કમ્પાસનું રીડીંગ, અને વળી વખત હોય તો સંજ્ઞાત્મક ભાષામાં સંદેશો પણ લખેલો હોય છે.

કબૂતરો કલાકના ૪૦ માઈલની ઝડપે ઊડે છે. તેઓ રોજના ૬૦૦ માઈલની મુસાફરી ખેડી શકે છે. કબૂતરો બે ત્રણ દિવસ સુધી લાગલાગટ ઊડ્યાના દાખલાઓ મળ્યા છે. રાતના ઊંઘતાં પણ નથી હોતાં.

રસ્તામાં અમુક નિશાનીએ અને રંગની એંધાણીએ કબૂતરો ઘર ભણી ઊડી જાય છે. યુદ્ધમાં ઉપયોગમાં લેવાતાં કબૂતરોને નાનાં બચ્ચાં હોય ત્યારથી કેળવણી આપવામાં આવે છે. બચ્ચાંની ઘેર આવવાની પ્રબળ વૃત્તિ ઉશ્કેરવા તેમને ચોવીસ કલાક પર્યંત ખાવા આપવામાં નથી આવતું પછી તેમને ઉરાડવામાં આવે છે. તેઓ ઘેર આવે કે તરત જ તેમને સરસ ખાવાનું આપવામાં આવે છે. નર અને માદાને અલગ અલગ ઉરાડી તેમની એક બીજા પ્રત્યેન આકર્ષણવૃત્તિ ખૂબ ખૂબ ઉશ્કેરવામાં આવે છે.

## હાઈડ્રોફોનિકસ

હાઈડ્રોફોનિકસ એટલે "જમીન વગર પાક વાવેતર." આ વિરોધાભાસી કથન કુતૂહલ ઉપજાવે તેવું છે. પણ ચાલુ યુદ્ધ સમયમાં પાકના ઉત્પન્ન અંગે, સીન્થેટિક દ્રવ્યોથી છોડવાઓને જલદીથી ઉગાડવાની મહાન શોધ થઈ છે. આ શોધ કૃષિવિદ્યાસ-વિજ્ઞાનમાં અવનવા પલટા આણે તેવી છે.

અમેરિકામાં લોકો પાણીની ટાંકીમાં, કાચના રક્ષણ હેઠળ તાજો ખોરાક વાવે છે અને ખાય છે. કેલિફોર્નીઆમાં એક માણસે તેર ગુંઠા જેટલી જમીનમાં આઠ હજાર ટોમેટાંના છોડ વાવ્યા છે. આ પ્રમાણે બટાટા, કંદમૂળ અને ફૂલછોડવાઓ પણ વાવવામાં આવે છે.

પાણીના વાવેતરની રીત આ પ્રમાણે છે. પીપમાં રાસાયણિક દ્રવ્યોવાળું પાણી ભરવામાં આવે છે. તેના ઉપર લોખંડની બારીક કાણાં-વાળી જાળી ગોઠવવામાં આવે છે. જાળી ઉપર શેવાળ પાથરવામાં આવે છે. શેવાળમાં બીયાં વાવવામાં આવે છે. બીનું છોડમાં રૂપાંતર થતાં તે પાણીમાંથી પોષણ મેળવે છે. મોટા પાયા પર પાક ઉગાડવા માટે રેતી, રાખ કે પુમીસસ્ટોન અને રાસાયણિક દ્રવ્યોનો વપરાશ કરવામાં આવે છે. અખતરા ઉપરથી સિદ્ધ થયું છે કે પાણીથી નીપજતો પાક જમીન કરતાં ત્રણસો ગણો વધારે ઊતરે છે.

મિસ કલેરા હીરેસે પેકબંધ બટલાઓની અંદર પાક ઉગાડવાના પ્રયોગો સિદ્ધ કર્યા છે. ખાતર તરીકે રસાયણ મિશ્રિત અગર-અગરની જેલી હોય છે. આ જેલી લાંબા સમયના વપરાશ છતાં યે જેવી અને તેવી રહે છે. તે પોચી અને ભીનાશવાળી હોવાથી તેમાંથી છોડનાં મૂળિયાં સહેલાઈથી ઉખાડી શકાય છે. જેલીનાં દ્રવ્યોમાં વધઘટ કરવાથી છોડવાની ઉંચાઈ ઉપર કાબુ મેળવી શકાય છે, એ અતિ મહત્ત્વની બીના છે.

પ્રશ્ન થાય કે પાણી અને પ્રકાશ વિના છોડ શી રીતે ઊગી શકે? બાટલાની અંદર છોડવાની બીનાશમાંથી કૃત્રિમ ઝાકળ પેદા કરવામાં આવે છે તે પાણીની ગરજ સારે છે છોડવાઓને પ્રકાશ માટે બહુ ધ્યાન આપવું પડે છે. અમુક હદથી જ્યારે પ્રકાશ છોડનો નાશ કરે તેમ છે. તેથી પ્રયોગશાળામાં લાઈટો-મીટરનો ઉપયોગ કરવામાં આવે છે લાઈટો-મીટરથી પ્રકાશ સંબંધી આપોઆપ ચેતવણી મળી રહે છે બાટલાની અંદર પારદર્શક જેલીમાં બીના કણગા ફૂટવા અને તેમાંથી છોડનું રૂપાંતર થવું વગેરે ફેરફારો નિહાળી શકાય છે આવી રીતે બાટલામાં ઉગેલા છોડવાઓ બાગમાં વાવવામાં આવે છે આ છોડ, બાગમાં ઉગેલા છોડવાઓની નાજુકાઈની સરખામણીમાં 'સખ્ત' હોય છે

અહીંઆં ખેતીવાડી માટે દવાઓની શોધખોળનો ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય ફળ' અને અનાજના છોડવાઓના સંવર્ધન માટે ગોળીઓની શોધ કરવામાં આવી છે સાત જાતના ખોરાકનો છોડવાઓના દ્રવ્યોમાથી દવા બનાવવામાં આવી છે. છોડનાં મૂળિયાં સાથે દવા મૂકવામાં આવે કે પછી તેનું પાણી કરી છોડવાઓ પર છાંટવામાં આવે તો પાક પુષ્કળ પ્રમાણમાં ઊતરે છે બે વર્ષ પર્યંત રેતાળ જમીનની સારવાર કરી, ત્યાં દવાઓનો વપરાશ કરી તે જમીન ફળદ્રુપ બનાવી શકાઈ છે હવે ત્યાં શાકભાજી ઉગાડી શકાય છે.

### મીઠાનું પીણું

મુસાફરી બાદ ગોળનું પાણી પીવાનો રિવાજ આપણે ત્યા પ્રચલિત હતો. હમણાં લડાઈમા શ્રમિત માણસોને મીઠાની ટીકડીઓ આપવામાં આવી છે. અતિશ્રમથી પરસેવો થાય છે પરસેવા દ્વારા શરીરના ક્ષારો બહાર પડે છે ક્ષારોના વ્યયથી શરીરની માસપેશીઓમાં દુખાવો અને કળતર થઈ આવે છે. માટે પરસેવા દ્વારા વ્યય થયેલા ક્ષારો મીઠાનું પાણી પીવાથી ભરપાઈ થાય છે અને શ્રમ દૂર થાય છે. આ રીતે મીઠાનું પીણું શ્રમહર નીવડ્યું છે

### સુવાસિત ફિલ્મ

નેત્રેન્દ્રિય અને કર્ણેન્દ્રિય સાથોસાથ ઘ્રાણેન્દ્રિય પણ ચિત્રપટની મઝા માણી શકે એવી ફિલ્મ, સૌથી પ્રથમવાર બર્નમાં બતાવવામાં આવી છે. વિકસિત ગુલાબ પુષ્પ ઉપર મધમાખ પરાગ ચૂસતી હોય એવા દૃશ્ય વખતે ગુલાબની મંદ સુગંધ, મોટર-રેસ પાછળનો દુર્ગંધયુકત ધુમાડો અને ખાદ્યપદાર્થોની સુવાસ પ્રસરાવતી ઓ. ટી પી. (ઓટરેટેડ ટૉકિંગ-પિક્ચર) ફિલ્મ ઉતારવામાં આવી છે. ઓ. ટી. પી. ની શોધ પ્યારવર્થ અને ઈ. સોબે નામના સ્વીસ શોધકોના પ્રયાસોને આભારી છે. મીઓમા નામના જાપાનીસ વૈજ્ઞાનિકે પણ આવી શોધ કરી છે ખરી.

આવી ફિલ્મ ઉતારતી વખતે 'સુવાસ' ભરેલા ખંડમાંથી ગંધ યંત્ર દ્વારા, ફુવારાના છંટકાવના રૂપમાં કચકડાની પટ્ટી પર છટાય છે.' દૃશ્ય વખતે યથોચિત ગંધનો છંટકાવ અને તેને લગતી સર્વ ક્રિયાઓ યંત્ર દ્વારા યંત્રવત જ થયા કરે છે.

સીનેમા રસિકોને આ નવી શોધથી અનેરો આનંદ આવશે, એ તો ચોક્કસ જ છે' પણ આવી ફિલ્મ દરદીઓ ઉપર ઉપચાર તરીકે અજમાવતાં સફળતાભરી નીવડી છે એ જાણવા જેવી વાત છે

સાનફ્રાન્સિસ્કોના એક ચિકિત્સાલયમા કેટલાક દરદીઓને ખાદ્યપદાર્થો તથા ફૂલફળાદિની ફિલ્મ બતાવવામાં આવી હતી. ખાદ્યપદાર્થોને અનુરૂપ ગંધ સુગંધ પણ સાથોસાથ ઉપજાવવામાં આવી હતી. આવી ફિલ્મ જોઈ દરદીઓની ભૂખ ઉઘડી હતી. આથી સુવાસિત ફિલ્મ મંદાગ્નિમાં અને અજીર્ણમાં સફળ ઉપચારરૂપ નીવડશે એવું માનવામાં આવે છે.

ઓ. ટી પીની શોધથી ચિત્રપટ શિક્ષણવિધાયક ઉપરાંત સ્વાસ્થ્યદાતા પણ નીવડે તો તેની કિંમત બહુમૂલી અંકાશે, એ ચોક્કસ છે.

શિવપ્રસાદ ત્રિવેદી

# કિશોર

વર્ષ ૬
અંક ૭-૮

તંત્રી : રણછોડજી કે. મિસ્ત્રી

જુલાઈ : ઓગસ્ટ
૧૯૬૧



શ્રમ એ શાપ છે અને મજૂરી મંદભાગ્ય છે, એવું તમને સદા શીખવવામાં આવે છે.

પણ હું કહું છું કે જ્યારે તમે શ્રમ કરો છો ત્યારે તમે પૃથ્વીમાતાની ઊંડી ઊંડી આશાને સફળ કરો છો, જે આશા ગૌરે તમારી પાસેથી આદિથી જ રાખેલી હતી.

અને મજૂરીને વળગી રહેવામાં તમે જીવનને સાચેસાચ ચાહો છો.

અને મજૂરી દ્વારા જીવનને ચાહવું એટલે જીવનના ગૂઢતમ રહસ્યની ગાઢ ઓળખાણ પામવી.

—ખલિલ જિબ્રાન

કિશોર કાર્યાલય : અમદાવાદ

વર્ષ ૬ અંક ૭-૮

કિશોર

સપ્ટે૦-ઑક્ટોબર

## સુહૃદને—

જીવનને મારગે હું જાતો'તો એકલો,
મળી ગયો ત્યાં સાથ તારો મને,
—સાથ સારો મને:

કાંટા ને કાંકરા, ઝાડી ને ઝાંખરાં,
તારા સંગાથે, સખા ! ફૂલાં બને,
—રહે મ્હેકી વને !
—જીવનને૦

હાથમાં ભીડાવી હાથ, હૈયામાં હામ ભરી,
દોહ્યલા આ મારગે દોડયા જશું,
—દોસ્ત ! દોડયા જશું:

શ્રદ્ધા ને સ્નેહ ભર્યા પાંખાળા પ્રાણને
લાગે ન હાવાં અશક્ય કશું
—ન મુશ્કેલ કશું !
—જીવનને૦

'નૌતમ'

# બ્રા હ્મ ણ

લેખક: સ્વ. રવીન્દ્રનાથ ટાગોર. અનુ૦: નાથાલાલ દવે

**સં**ધ્યાસૂર્ય અસ્ત થતા સરસ્વતીતીરે વનઘટામા અધકાર છવાયો છે વનાન્તેથી ઋષિકુમારો મસ્તકે સમિધનો ભાર વહીને નિસ્તબ્ધ આશ્રમમા પાછા ફર્યા છે તપોવનની ગોશાળામા સ્નિગ્ધશાત આંખોવાળી શ્રાન્ત હોમધેનુઓ ચરીને પાછી આવી છે સધ્યાસ્નાન સમાપ્ત કરીને કુટિરના આગણામા હોમાગ્નિના પ્રકાશમા ગુરુ ગૌતમની આસપાસ સર્વેએ આસન લીધા છે શૂન્ય અનન્ત આકાશમા ધ્યાનમગ્ન મહાશાન્તિ છે નિઃશબ્દ શિષ્યોની પેઠે નક્ષત્રમડળી કુતૂહલથી સ્તબ્ધ બની બેઠી છે આખો આશ્રમ એકચિત્તે સાભળી રહ્યો મહર્ષિ ગૌતમ બોલ્યા, “ હે વત્સો ! હવે હુ બ્રહ્મવિદ્યા સમજાવુ છુ સહુ ધ્યાનથી સાભળો

એ સમયે નાના કરપૂટમા અર્ઘ્ય લઈને એક તરુણ બાળક આસન પાસે આવ્યો ઋષિના ચરણપદ્મે ફળફૂલ સમર્પીને, ભક્તિપૂર્વક પ્રણામ કરીને, કોકિલકઠે સુધાસ્નિગ્ધસ્વરે તે બોલ્યો, “ ભગવાન ! બ્રહ્મવિદ્યા શીખવાનો અભિલાષી છુ મારા નિવાસસ્થાન કુરુક્ષેત્રથી તે માટે આવ્યો છુ સત્યકામ મારુ નામ છે ”

એ સાભળી સ્મિત હાસ્ય હસી, સ્નેહશાન્ત વાણીથી મહર્ષિએ કહ્યુ, “ હે સૌમ્ય ! કુશળ હો તારુ ગોત્ર કયુ ? હે વત્સ ! માત્ર બ્રાહ્મણને જ બ્રહ્મવિદ્યા શીખવાનો અધિકાર છે

બાળક ધીરેથી બોલ્યો, “ ભગવન્ ! ગોત્રની મને ખબર નથી આપ અનુમતિ આપો તો માતાને પૂછી કાલે પાછો આવીશ ” એમ કહી ઋષિના ચરણે પ્રણામ કરી સત્યકામ ચાલી નીકળ્યો ઘન અધકાર ભરી વનઘટામા થઈને, ક્ષીણ સ્વચ્છ શાન્ત સરસ્વતી ઓળગીને, રેતીવાળા કાઠે સુપ્તિમૌન ગ્રામપ્રાન્તે માતાની કુટિરમા તેણે પ્રવેશ કર્યો

ઘરમા સધ્યાદીપનો પ્રકાશ હતો માતા જબાલા પુત્રના આવવાના માર્ગ સામે જોતી દ્વારમા ઊભી હતી માતાએ તેને છાતી સરસો દબાવી, સ્નેહથી મસ્તક સૂઘી, કલ્યાણકુશળ પૂછવા લાગી સત્યકામે કહ્યુ, “ કહો તો હે જનની ! મારા પિતાનુ શુ નામ ? મારો કયા વશમા જન્મ ? દીક્ષા માટે હુ ગૌતમ ઋષિ પાસે ગયો ગુરુએ મને કહ્યુ, ‘ વત્સ ! માત્ર બ્રાહ્મણને જ બ્રહ્મવિદ્યાનો અધિકાર છે ’ કહો તો માતા ! કયુ મારુ ગોત્ર ? ”

વાત સાભળીને અવનતમુખે મૃદુકઠે માતાએ કહ્યુ, “ યૌવનમા દારિદ્ર્યદુઃખમા અનેકની પરિચર્યા કરીને હુ તને પામી છુ ભર્તૃહીના જબાલાને ખોળે તુ જન્મ્યો છે હે તાત ! તારુ ગોત્ર હુ જાણતી નથી ”

બીજે દિવસે તપોવનના તરુશિરે પ્રસન્ન નવીન પ્રભાત જાગી ઊઠ્યુ શિશિર સુગધભર્યા, ભક્તિઅશ્રુથી ધોવાયેલ નવીન પુણ્યછટા જેવા તરુણ પ્રકાશમા, વૃદ્ધ વડની નીચે ગુરુ ગૌતમની આસપાસ પ્રાતઃસ્નાન કરેલા સ્નિગ્ધ સુદર, આર્દ્ર સિક્ત જટાવાળા, શુચિદર્શન, સૌમ્યમૂર્તિ, સમુજ્જ્વલકાય તાપસબાળકો બેઠા ગયા છે વિહગોના ગીત, મધુકરનુ ગુજનગાન, પાણીનો કલધ્વનિ એ સર્વ સાથે વિચિત્ર તરગ કઠોના સમ્મિલિત સૂરમા શાન્ત સામગાન ગભીરમધુર સ્વરથી જાગી ઊઠે છે

એ વખતે સત્યકામે પાસે આવી ઋષિચરણે પ્રણામ કર્યા ઉદાર દૃષ્ટિથી સામુ જોઈ તે ઊભો રહ્યો આચાર્યે તેને આશીષ આપીને પૂછ્યુ, “ હે

આવતાં હોય છે, એટલે તેઓ નૌકાગૃહનું મોઘું ભાડુ ખરચતા અચકાતા નથી

તમે સાયકાળે શિકારામા બેસી ઝેલમમા ફરવા નીકળો તો માઈલોના માઈલો સુધી નૌકાગૃહોના ઝુંડ જોશો ઈલેક્ટ્રિક લાઈટથી ઝળાહળા થઈ રહેલા અને ઝેલમના જળમાં મનોહર પ્રતિબિંબ પાડતા એ નૌકાગૃહોને નીરખી મુગ્ધ બની જાઓ તે વખતે નૌકાગૃહોના ઝુંડો કોઈ જાદુઈ નગરી જેવા લાગે અને મનમા એમ થઈ આવે કે આ નૌકાગૃહ નિવાસની મોઘી મોજ એક વખત તો લેવી જ જોઈએ

પણ કંઈક આવી જ મોહકતાથી આકર્ષાઈ નૌકાગૃહનિવાસની મોજ માણી હતી કાશ્મીરનો તરેહતરેહની સ્વર્ગીય મોજ માણવા માટે જ છે, એટલે નૌકાગૃહનિવાસની મોજ કેમ જતી કરાય ?

શારદા : નૌકાગૃહનો નિવાસ તો ભારે મજાનો કેટલી બધી સગવડતાવાળો ? ફરવા જવુ હોય, કોઈને મળવા જવુ હોય કે કંઈ ખરીદ કરવા જવુ હોય તો કપડાં પહેરી બહાર નીકળવાની પચાત જ નહિ એ બધુ ઘરમા બેઠા બેઠા થઈ શકે આખુ ઘર જ ભલે ફરે ! આવી મોજ લેવાનુ કોને મન ન થાય ?

આચાર્ય તમારી કલ્પના બરાબર નથી નૌકાગૃહમા બેસી ગમે ત્યાં જઈ શકાતુ નથી તેને એક જગાએથી બીજી જગાએ લઈ જવુ એ જરા તકલીફવાળુ છે તેને હંકારવા માટે હલેસાની કે બીજી સગવડ હોતી નથી એ તો એક નિયત સ્થળે જ સ્થિર રહે છે

શારદા : કિનારેથી તેમાં જવા–આવવાનું કેવી રીતે થાય ?

આચાર્ય : ઝેલમમાં જે નૌકાગૃહો છે, તે બધાં કિનારાથી વીશેક ફૂટને અંતરે સ્થિર રહેતાં હોય છે તેમને પ્રવાહના મધ્ય ભાગમા રાખી શકાતાં નથી. તેના પર જવા–આવવાને કિનારાથી તેના આગણા સુધી લાકડાનો કામચલાઉ પૂલ રાખવામા આવે છે ડાલસરમા જે નૌકાગૃહો રહે છે, તે કિનારાથી વધારે દૂર હોય છે, તેથી તેના પર જવા–આવવાને શિકારા નામની હોડીઓનો ઉપયોગ કરવામા આવે છે

કમળા : કાશ્મીરમા તમે શું શું જોયું ?

આચાર્ય : ઘણું ઘણું જોયું હિંદના જળનગર તરીકે ઓળખાતુ શ્રીનગર જોયુ કાશ્મીરી લોકોને જળમાર્ગ અને નિવાસસ્થાન આપતી ઝેલમ જોઈ જળદેવીઓના ક્રીડાંગણ સરખાં, બાણભટ્ટના કલ્પનાપ્રદેશમાં જન્મેલ અચ્છોદના અવતારસમાં અને સૌંદર્યમાં હિંદભરમા જેનો જોટો નથી એવાં ડાલ, વૂલર, માનસ અને હરવાન સરોવરો જોયાં અપ્સરાઓને પણ જળક્રીડા માટે આકર્ષે એવા ચશ્મેશાહી, વેરીનાગ અને અચ્છાબલના અદ્ભુત ઝરાઓ જોયા મુગલ સમ્રાટોના વિલાસજીવનની મૂક સાક્ષી આપતા, પૃથ્વી પર સ્વર્ગીય સૌંદર્યની ઝાંખી કરાવતા અને કાશ્મીરના સહેલાણીઓને રવિવારે મોજ લૂટવાને પોતાને આંગણે નિમંત્રતાં શાલેમાર અને નિશાત નામના શાહી ઉદ્યાનો જોયાં હિમથરોથી ઢંકાયેલા પોતાના અંગણામાં હરવા–ફરવાની મોજ માણવા માટે પ્રવાસીઓને નોતરતા અને સ્વાસ્થ્યના સદન સરખાં પહેલગામ અને ગુલમર્ગ જોયાં શ્રીનગરની દીવાદાંડી સમી શકર ટેકરી જોઈ યાત્રીઓને પવિત્ર જ્યોતિર્લિંગથી વિસ્મયમાં ડુબાડતા શ્રી-અમરનાથની જેમ પહાડી ખીણોમાં ધૂઘવાટા કરતી અને મસ્તીના તાનમા નાચતી કૂદતી સિંધ અને નીલધારા જેવી કેટલીક ગિરિનદીઓ જોઈ ચરણથી ઝોલા સુધી વૃક્ષરાજિની લીલી કફની અને મસ્તકે હિમમુગટ ધારણ કરનારી ગિરિમાળા જોઈ સૌંદર્યમાં હિંદના પ્રાંતપ્રાંતની સુંદરીઓને શરમાવે એવી કાશ્મીરી રમણીઓને જોઈ મેના, દારિદ્રયમાં ડૂબેલા પણ કળાને વરેલા એવા કાશ્મીરી કારીગરોને જોયા વિવિધ અને ચમકદાર રગોથી જતુઓને જ નહિ પણ પ્રાણિમાત્રને આકર્ષતા અને સુગંધનું દેવાળું કાઢીને બેઠેલા જાણે વનદેવીના ફૂલાવરણોટ હોય નહિ

એવા ગુલાબ જોયા. કદી નજરે નહિ પડેલાં ચેરી અને સ્ટ્રૉબેરી નામનાં ફળો જોયાં અને જૂના વખતની કીર્તિને મરણમૂડી તરીકે સાચવીને ઝૂંપડાં જેવાં ઘરોમાં નિવાસ કરીને રહેલી કાશ્મીરી કારીગરીને જોઈ.

**કમળા :** ઓહોહો ! એક માસમાં તો ઘણું જોયું. જોવા જેવું કંઈ બાકી રહી ગયું ખરું ?

**આચાર્ય :** હા, કેટલુંક બાકી રહી ગયું. ચંદ્રની ક્ષયવૃદ્ધિના ક્રમે પોતાના હિમમય લિંગને નાનું મોટું બનાવતા ભગવાન અમરનાથની અદ્ભુત ગુફા જેવી બાકી રહી કાશ્મીરની પુષ્પસમૃદ્ધિનાં દર્શન થઈ ન શક્યાં. તેમજ હિમની શુભ્ર સાડી ધારણ કરીને કોઈ યોગિનીની પેઠે ધ્યાનસ્થ બેઠેલી કાશ્મીરી ધરાનાં દર્શન ન થઈ શક્યાં.

**કમળા :** એટલું બાકી કેમ રાખ્યું ?

**આચાર્ય :** અમરનાથની ગુફા લગભગ ચૌદ હજાર ફૂટની ઊંચાઈના એક પહાડ પર છે. એ સ્થળ શ્રીનગરથી સોએક માઈલ દૂર છે. રસ્તો તદ્દન નિર્જન અને હિમમય હોવાથી ત્યાં જવું એ જીવસટોસટનું સાહસ છે. તેથી ત્યાં જવાની બહુ જ થોડા લોકો હિંમત કરે છે. અમારે તો એ સાહસ કરવા સંબંધે વિચાર કરવાનો જ ન હતો, કારણ કે એ અદ્ભુત અને અગમ્ય સ્થળની જાત્રા શ્રાવણ અને ભાદરવો એ બે માસમાં જ થઈ શકે છે. અને ત્યાં પાંચસો કે હજાર માણસોના કાફલામાં જ જઈ શકાય છે. એકલાં જઈ શકાતું નથી. અમે ગયા ત્યારે વૈશાખ માસ ચાલતો હતો, તેથી એ વિકટ સ્થળને લગતી અદ્ભુત વાતો સાંભળીને જ સંતોષ માનવો પડ્યો.

કાશ્મીરની પુષ્પસમૃદ્ધિનાં દર્શન સપ્ટેમ્બર–ઑક્ટોબરમાં થઈ શકે છે તે વખતે એકેએક સરોવર કમળપુષ્પોની રંગબેરંગી ઓઢણી ઓઢે છે. જ્યાં જોઈએ ત્યાં કમળ જ કમળ. એ મનોહર દૃશ્ય જોવાને તો એક વખત ફરીને કાશ્મીર જવું જોઈશે.

હેમંત અને શિશિરમાં કાશ્મીરમાં હિમ વધી જાય છે. એટલે પહાડો, ખીણો, મેદાનો, ઉદ્યાનો, ખેતરો, રસ્તા, મકાનો અને વૃક્ષો : એ બધાં હિમના શુભ્ર થરોમાં ઢંકાય છે. જાણે કાશ્મીરાદેવી હિમનાં શ્વેત વસ્ત્રો પરિધાન કરીને ધ્યાનસ્થ બની ન હોય ! એ વખતે વ્યવહાર અને પ્રવૃત્તિ લગભગ થંભી જાય છે. લોકો મોટે ભાગે ઘરની અંદર રહી જે કંઈ કામધંધો થાય તે કરે છે. એ સમયનું કાશ્મીરનું દૃશ્ય પણ જોવા જેવું તો ખરું જ. પણ તે વખતે કંઈ કાશ્મીરમાં જઈ શકાય નહિ એટલે તે દૃશ્યની કલ્પના કરીને જ સંતોષ માનવો રહ્યો !

**પ્રભા :** શ્રીનગર એટલે સુંદર શહેર. એ [illegible]નની સાર્થતા કેટલેક અંશે છે ? વળી તેને જ[illegible] કહેવામાં આવે છે, તે કેટલે અંશે સાર્થ[illegible] કલકત્તા અને મદ્રાસ જેવાં નદીના બંને તીર[illegible] વસેલાં નગરો કરતાં તેની શી વિશિષ્ટતા છે ?

**આચાર્ય :** શ્રીનગર ખરેખર એક સુંદર શહેર છે. તેની સુંદરતા ભવ્ય મકાનોને લીધે નથી, સપ્રમાણ બાંધણીને લીધે નથી, પહોળા, સીધા અને વૃક્ષમંડિત માર્ગોને લીધે નથી, લીલાં હરિયાળાં મેદાનોને લીધે નથી તેની સુંદરતા કે આકર્ષકતા મોટે ભાગે ઝેલમને લીધે છે. એ નગર ઝેલમના ખોળામા વસેલુ છે, એમ કહીએ તો ખોટું નથી. તે નદી લગભગ ૫ માઈલ જેટલા વિસ્તારમાં તેની વચ્ચે થઈને વહે છે. તે ઉપરાંત નહેરો અને નાળાઓનો પાર નથી. ઝેલમમાં અને નહેરોમાં સેંકડો તરતાં ઘરો છે. એ બધું ધ્યાનમાં લેતાં એમ કહી શકાય કે એ નદીએ જ તેને જળનગર બનાવ્યું છે.

વચ્ચેથી નદી પસાર થતી હોય અને તેના બંને કાંઠા પર શહેર વસેલું હોય એવાં શહેરો તો હિંદમાં બીજાં પણ છે. કલકત્તા અને હાવરા હુગલીને બંને કાંઠે વસેલાં છે. મદ્રાસ બકિંગહામ નહેરના બંને તીર પર વસેલું છે, પણ તેમાંનાં કોઈને જળનગર કહેવામાં આવતું નથી. શ્રીનગરની ભૌગોલિક પરિસ્થિતિ અન્ય જળનગરો કરતાં અનોખી જ છે.

અન્ય જળનગરો ઘણે ભાગે સાગરતટે, સરોવરતટે કે સાગરસરિતાના સંગમસ્થળે વસેલાં છે, તેથી તેના જળમાર્ગો હમેશાં પાણીથી ભરપૂર રહે છે. શ્રીનગરને એવી સગવડ નથી, છતાં ઝેલમની જળ-સમૃદ્ધિ અખૂટ હોવાને લીધે, તેનો પ્રવાહ સર્પગતિએ જતો હોવાને લીધે, તેનાં પાણી સરોવર સરખાં શાંત હોવાને લીધે અને તેમાંથી પાર વગરની નહેરો કાઢેલી હોવાને લીધે, શ્રીનગરને જળમાર્ગોની સુંદર સગવડ મળેલી છે. પણ તમે એમ ન માની લેતાં કે શ્રીનગરમાં સર્વત્ર જળમાર્ગો જ છે અને સ્થળમાર્ગ છે જ નહિ. શ્રીનગરમાં જેમ જળમાર્ગો છે, તેમ સ્થળમાર્ગો પણ છે. ઝેલમના જમણા કિનારા પર જે નવો ભાગ વસેલો છે, તેમાં ઘણા સ્થળમાર્ગો છે.

**પ્રભા:** ઝેલમમાં પાણીની વધઘટ તો થતી જ હશે. જ્યારે પાણી ઘટી જાય ત્યારે જળમાર્ગો નકામા ન થઈ પડે? તેમ જ પૂરનાં પુષ્કળ પાણી ચડે ત્યારે કિનારા પરનાં મકાનો ભયમાં ન આવી પડે?

**આચાર્ય:** એ બંને મુશ્કેલીઓને દૂર કરવા માટે ગોઠવણ કરેલી છે. ઝેલમમાં ઉનાળામાં હિમ-જળનો અને ચોમાસામાં વર્ષાજળનો વધારો થતો રહેવાથી પાણીનો પૂરતો જથ્થો રહે છે, પણ શિયાળામાં પાણી ઘટી જાય છે. તે વખતે પણ ઝેલમના જળમાર્ગોમાં પૂરતું પાણી રાખવા માટે શ્રીનગરને બીજે છેડે છત્તાબલ પાસે નદીના પાત્રમાં દરવાજાવાળો એક બંધ બાંધેલો છે. એ બંધને લીધે તેમજ શ્રીનગર પાસે ઝેલમનો ઉતાર (gradient) ઘણો જ થોડો હોવાથી શ્રીનગરની આસપાસના દશેક માઈલમાં નદીનો પ્રવાહ તળાવ જેવો સ્થિર જણાય છે અને તેની ઊંડાઈ ૬ ફૂટ કરતાં ક્યાંય ઓછી થતી નથી.

પૂરનાં પાણીથી તટસ્થ મકાનોને નુકસાન ન પહોંચે તેટલા માટે જુદી જુદી બે યોજના કરેલી છે.

૧ ઝેલમના બંને કિનારા પર ઘણા ભાગમાં માટીના બંધ બાંધીને તે પર પગપાળા ફરવા જવાની સડક બનાવી છે. તેને લીધે ત્યાં ઝેલમનું સ્વરૂપ નદી જેવું રહ્યું નથી પણ નહેરના જેવું બની ગયું છે. અને પૂરનાં પાણી તટપ્રદેશ પર ફેલાતાં અટક્યાં છે.

૨ શ્રીનગરથી પાંચેક માઈલ ઉપવાસે બે મોટી નહેરો ખોદી રાખવામાં આવેલી છે. તેમાં પૂરને વખતે પાણી વહેવા લાગે છે. એ રીતે વધારે પડતું પાણી એ નહેરોમાં વહી જવાથી શ્રીનગરનાં મકાનોને નુકસાન થતું નથી.

**પ્રભા:** શ્રીનગરની અંદર ઝેલમ પર અને તેની નહેરો પર સ્થળે સ્થળે પૂલો હશે.

**આચાર્ય:** હા. ઘણા પૂલો છે. ઝેલમ પર જૂના વખતમાં સાત પૂલો હતા. સાતેય લાકડાના હતા. અત્યારે તેમાંના ચાર હયાત છે. બાકીના નામશેષ બન્યા છે. નહેરો પર પણ સ્થળે સ્થળે લાકડાના પૂલો છે.

**પ્રભા:** લાકડાના પૂલ? પથ્થરના અને લોઢાના પૂલો જોયા છે, લાકડાના પણ પૂલ હોય છે એ આજે નવું જાણ્યું.

**આચાર્ય:** શ્રીનગરમાં પૂલો લાકડાનાં છે, તેમ ત્યાંનાં ઘણાંખરાં મકાનો પણ લાકડાનાં છે. જ્યાં જે વસ્તુ સહેલાઈથી અને સસ્તી મળતી હોય, ત્યાં તેનો ઉપયોગ વધારે પ્રમાણમાં થાય એ દેખીતું છે. કાશ્મીરના ડુંગરે ડુંગરમાં જંગલો છે. તેમાંથી જોઈએ તેટલાં લાકડાં સહેલાઈથી મળી શકે છે, તેથી મકાનોમાં અને પૂલોમાં પથ્થરને બદલે લાકડાનો ઉપયોગ થયેલો છે. વળી ત્યાં અવારનવાર ભૂકંપના આંચકા લાગે છે, તેથી પથ્થરનાં મકાનો અને પૂલો બાંધવામાં આવે તો તે જોખમભરેલાં ગણાય.

શ્રીનગર વિષે હવે એક જ બાબત કહેવાની રહે છે. એ જળનગર હોવાને લીધે તથા બીજી કેટલીક કુદરતી બક્ષિસોને લીધે તેનું સૌંદર્ય અજોડ છે ખરું, પણ સ્વચ્છતામાં તેનો નંબર નીચો આવે એવું છે. ઝેલમના ડાબા કિનારા પર શહેરનો જે જૂનો ભાગ છે, તેની સાંકડી શેરીઓ અને તેમાંનાં મકાનો ગંદકીનાં ધામ સરખાં છે. એ વિભાગમાં એક લટાર મારી હોય તો શ્રીનગરના સંબંધમાં જે ઓહોભાવના બંધાઈ હોય તે એકદમ નિર્મૂળ થઈ જાય, અને મનમાં મૂક ગણગણાટ શરૂ થાય કે અહીંનાં અશિક્ષિત લોકો કુદરતી અમૂલ્ય બક્ષિસનો યોગ્ય ઉપભોગ કરી શક્યા નથી.

રમા : હવે કાશ્મીરની ગંગા સરખી ઝેલમ વિષે થોડુંક કહો.

આચાર્ય : થોડુંક કેમ ? તેને વિષે તો ઘણું કહેવાનું છે. ઝેલમનું મૂળ જોયું, તેના પાત્રમા પચાસેક માઈલનો પ્રવાસ કર્યો, તેને વૂલરમાં સમાતી જોઈ અને તેમાંથી પાછી બહાર નીકળતી જોઈ. તેના ખોળામાં એક માસ ગાળ્યો તેથી તેનો પરિચય ઠીક ઠીક થયો છે એટલે તેના વિષે ઘણું કહેવાનું છે

શ્રીનગરથી પૂર્વમાં પચાસેક માઈલના અંતર પર પીરપંજાલની એક ટેકરીના ચરણ પાસે એક અદ્‌ભુત ઝરો છે. તેની આસપાસ અષ્ટકોણાકાર વિશાળ કુંડ છે. જાણે પાતાળને ફોડી પાતાળગંગા પૃથ્વી પર આવતી હોય તેમ, એ કુંડના મધ્યભાગમાં લગભગ બે ફૂટ વ્યાસનો જળસ્તંભ ભૂતળમાંથી ફુવારાની પેઠે ઊછળે છે. એ ઊછળતા નીલવર્ણા નીરથી આખો કુંડ ઊભરાઈ જઈને તેની એક બાજુએથી નદી જેટલો પ્રવાહ વહેવા લાગે છે એ જ ઝેલમનું મૂળ તેને વેરીનાગ કહેવામાં આવે છે.

વેરીનાગ અને તેની આસપાસનો પ્રદેશ જોઈને હું મુગ્ધ બની ગયો. ઘડીભર મને ભ્રમ થઈ ગયો કે આ તે પાર્થિવ પ્રદેશ છે કે સ્વર્ગીય ? આ ઝરામાં પાણી છે કે નીલમણિનો રસ ભરેલો છે ? સામે દેખાય છે, તે કોઈ પહાડ છે કે રંગભૂમિનો પડદો છે ? શું અહીંની વનશ્રી યૌવનના ઉન્માદે તો નહિ ચડી હોય ને ! કહે છે કે મોગલ મુગલસમ્રાટ જહાંગીરને આ સ્થાનને જોતાં એમ થયેલુ કે " જો જગત પર કોઈ ઠેકાણે સ્વર્ગ હોય તો તે અહીં જ છે. " જહાંગીરની પેઠે સર્વ કોઈ ને એવો મનોભાવ થાય તેમ છે. જહાંગીરે પોતાનો મનોભાવ આ કુંડની એક દિવાલ પર કોતરાવીને વ્યક્ત કર્યો છે. ભાગ્ય જેવા પ્રેક્ષકો તે પ્રમાણે મનોભાવને પથ્થર પર ભલે ન કોતરાવે પણ તેમના અંતઃકરણના પટ પર તો જહાંગીરે કોતરાવેલું વાક્ય અમૂલ્ય અક્ષરે કોતરાઈ રહેવાનું જ.

વેરીનાગની રમણીયતાએ તથા શાન્તિએ જહાંગીરને ખૂબ આકર્ષ્યો હતો. તેણે પોતાનાં આપ્તજનોને કહી રાખ્યું હતું કે મારા અવસાન બાદ મારા દેહને વેરીનાગની બાજુમાં દફનાવજો. મારે ત્યાં કયામતના દિન સુધી આરામ અને શાંતિ લેવાં છે.

પણ તેના વારસોએ તેની એ ઇચ્છા સફળ ન કરી. કાશ્મીરથી પાછા ફરતાં લાહોરમાં રાવીતટે એ બાદશાહનો રોજો જોયો ત્યારે મને બહુ ખેદ થયો. અને મનમાં ગણગણ્યો: ' બિચારાએ પોતાના રૂહના આરામ માટે કેવું સ્થાન પસંદ કર્યું હતું અને તેને કેવું મળ્યું ! '

હવે ઝેલમમૈયાની ઉપયોગિતા સંબંધે થોડું કહું. કાશ્મીરનું મોટું મેદાન એ જ ઝેલમની ખીણ. ઝેલમ તેની બરાબર મધ્યમાં થઈને પૂર્વ છેડાથી પશ્ચિમ છેડા સુધી લગભગ ૧૦૦ માઈલમાં વહે છે. પૂર્વ છેડે વેરીનાગ છે અને પશ્ચિમ છેડે બારામૂલા છે. ઝેલમનો તેટલો પ્રવાહ સદાય સમથળ, સરોવર જેવો શાંત અને જળથી ભરપૂર હોય છે. તેમાં નથી ક્યાંય ખળભળાટ કે નથી ક્યાંય ભાડું. જાણે સિંધુ કે ગંગાની કોઈ મોટી નહેર હોય નહિ !

કાશ્મીરમાં વરસાદ તો આપણા પ્રાંત જેટલો જ પડે છે, પણ ઝેલમને વરસાદની પરવા છે જ ક્યાં ? તેનું પિયર ન્યારું છે. ચોતરફના પહાડોમાં પડેલો અખૂટ હિમ એ તેનું પિયર છે. એટલે તેમાં પાણીનો તોટો પડે જ શાનો ? જ્યારે જોઈએ ત્યારે એ બે કાંઠે ભરપૂર જ દેખાય છે.

કાશ્મીરના મેદાનમાં નાનાં મોટાં કેટલાંય સરોવરો છે. તે દરેકનો સંબંધ ઝેલમ સાથે તો ખરો જ. પ્રત્યેક સરોવર પોતાની જળભેટ ઝેલમને ચરણે ધરે. વૂલર તો તેને પોતાને ઘેર નોતરી બે દહાડા ભાવભીનું આતિથ્ય કરી ભેટમોગાદો આપી પછી વિદાય કરે એટલે કાશ્મીરના પહાડો, ઝરણો, નદીનાળાં અને સરોવરો : સૌને ઝેલમદેવી તરફ સરખો ભાવ. પછી તેની જળસમૃદ્ધિમાં શી ન્યૂનતા રહે ?

ઝેલમ એ આખી કાશ્મીરી ખીણનો મોરી જળમાર્ગ છે કાશ્મીરની રેલવે ગણો તોય એ છે ખનાબલથી બારામૂલા સુધી જ્યાં જોઈએ ત્યાં ઝેલમમાં માણસોની અને માલની હોડીઓની એકસરખી આવજા નજરે પડે છે. શ્રીનગરમાં તો ઝેલમ જળમાર્ગ તરીકે, નિવાસસ્થાન તરીકે, ફરવા ફરવાના મેદાન તરીકે અને માલ વેચવાની બજાર તરીકે : એમ અનેક પ્રકારે ઉપયોગમાં આવતી દેખાય છે. ઝેલમને લીધે જ શ્રીનગર છે. ઝેલમ ન હોય તો શ્રીનગરમાંથી શી જાની રહે. પાછળ ખાલી નગર જ રહે !

ચાલુ ]

# ઢ

લેખક : ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

શૈશવની પેલી સાંભરણ : કક્કાવાને મને નિશાળે અમે બેસતા; માસ્તર પૂછતા. "ઓગણસાઠ કેમ લખાય ?" આવડે નહીં એટલે સવારના રોશનીભર્યા સુંવાળા ગાલો ઉપર માસ્તર ચૂંટી દેતા; લાલ થયેલ કપોલોની લાલી અમે આંસુથી ધોવા પ્રયત્ન કરતા; બીજી જ ક્ષણે માસ્તર ગાજતા: " ઢ છે ઢ " : અને એ શબ્દધબ્બા જેવો બીજો હાથધબ્બો અમારી વાંકી થવા જતી પીઠ ઉપર પડતો ! એ ઢ અને એ ધબ્બા આજે આટલે વર્ષે યે અમને સીધા કરી શક્યા નહિ. આજે પણ જણાયું નથી—અમને ઢ કેમ કહેવામાં આવેલા ! શું અમે ઢ ની જેમ વાંકા હતા ? અમારા મગજની ઢ ની વાંકાઈમાંથી સ્મૃતિ ગુંચવાઈ બહાર નીકળી શકતી ન હશે ? અથવા અમારા આવડવા ઉપર ઢ જેવો જ કોઈ ભારી પાષાણ મુકાયો હશે ? ? જે હોય તે જેવા હતા તેવા આજે યે છીએ ને એ બાલસ્મરણો અરુણ નયને તે દિવસો લાવે છે— ઢ તે દિવસનો અમને પુજ્ય છે.

છતાં ઢ ઘણાને અપૂજ્ય છે, અપ્રિય છે " ઢ "નો વર્ગ તો " ટ " એનો એ આખો વર્ગ જ લોક–અપમાનિત લોકો એને ઉચ્ચારતા યે અચકાય છે. અથવા જાણી જોઈ ભૂલ કરે છે ! માધવની બંસીનું ગાન ભર્યાભર્યાં હોય એવા અનુનાસિકોના વર્ગમાં આવવા કરતાં ણ પણ અમધુર, અગેય ! હાય, જે વર્ગ સમાજથી તિરસ્કૃત હોય તેની કોમળમાં કોમળ વ્યક્તિ પણ વજ્રાદપિ કઠોર બની જાય એમાં શી નવાઈ ? ધનહીન મજૂરો અથવા હરિજનો ભદ્રલોકની ક્રૂરતાથી નિષ્ઠુર બને અને વેર વાળવા મંડે એમાં કંઈ નવાઈ નથી સહાનુભૂતિ લાગણીપ્રેરક છે એનો અભાવ પર હૈયાને શોધતો જાય છે, અને આખરે લાઘવમધુર અક્ષરો પણ પાષાણસખત બની જાય છે

આ ઢ કે એનો વર્ગ ગમે તેની તરફ નિષ્ઠુર બને પણ ભેરૂઓની સંગે તેઓ કોમળ અથવા રાહ- દર્શી જ રહેવાના ! ! નિશાળમાં હંસ કે સાપ અમે ચિતરવાના હોઈએ તો ઢનો જ આસરો લેતા. ઢને બેવડાવ્યો કે સાપ અને પહોળો કીધો કે હંસ ! જ્યારે ભગવાન નારાયણનું આસન બનેલ સાપ અને નીરક્ષીરન્યાયનો પિતા થયેલ હંસ એક જ ઢના ફેરફાર છે, ત્યારે એ મહાન પિતા પ્રત્યે ઉદાસીન વૃત્તિ કેવી ? હંસની ગતમાં સૌંદર્યદર્શન શા માટે અને નાગરાજની ફેણામાં ભયદર્શન શા માટે ? જેમ બ્રહ્મના અનેક વિવર્તો તરફ અને સુવર્ણના નાનાવિધ ગહના પ્રતિ માણસને માયામોહ હોય છે, પણ અંતમાં તો બધું એક કે બીજાનો ફેરફાર જ છે તેમ ઢના વિવર્તો પ્રતિ આપણે નિર્મમો થવું જોઈએ.

ઢ કંઈ છેક જ કાવ્યરહિત નથી. સંસ્કૃતને જીતવાના પેલા હાઈસ્કૂલપ્રયાસોમાં ઠોકું ઘુણાવીઘુણાવી સરસ્વતીને જીભે વસાવવા કરીએ; રૂપ ઉપર રૂપ આવતા જાય—આત્મનેપદી, ઉભયપદી, બેવડા, બહુ વાદરૂપ વચ્ચે જ, આ લાગો હાગમાં લેઢિ જેવું કોઈ રૂપ ચમકી પડે ! અનન્ત નીલમાં ઘણા તારા જોઈ રહ્યા પછી વાદળઢાંક્યો શુક્ર જોતાં નવાઈ લાગે એમ એ રૂપ જોઈ નવાઈ લાગે અને શાતા યે વળે ! લેઢિ શબ્દનું કાવ્ય મને ઢિ ને લીધે લાગે છે. અત્યારે એ કેટલું સૌમ્ય રૂપ ધારણ કરીને કાવ્યતન્ત્રીએ બજી રહી છે ? અને 'ઢેપું'–...! એમાં પેઠો ઢ ન હોત તો મને એની આઠ માસની સૂર્યનિવિષ્ટ દૃષ્ટિ, એ મેઘપ્રિયતમની જોવાતી રાહ, જેઠની કોઈ અંધારઘેરી રાતે સલિલપ્રિયા સાથે એનું પ્રથમમિલન; પછી બંનેનું એક થઈ ઓગળી જવું અને છેવાડે કોઈ અદૃશ્ય પ્રત્યે વહન—આ બધાં ઓછાં કવિત્વમય લાગ્યાં હોત આ સઘળી કવિતા ઢને લીધે છ. વસ્તુની મહત્તા ખરી; છતાં નામમાં વધારે છે. 'રાધા' કે 'જયદેવ' એવા નામ સાંભળીને, કહો તો ખરા, તમને કંઈ નથી થયું ?

કોઈ "ઢ"ની અંદર ભાર છે, ગણ–આહ્લાદન

માટે વાગતાં નગારાંના "ઢમ ઢમ" અવાજનો ઢ આપણને, શ્રેય એવા સ્વધર્મ પ્રત્યે નોતરી રહ્યો છે; "ઢબ્બુ"નો ઢ તો ધનની અને વૈભવની અસ્મિતા સૂચવતો હોય તેમ કંઈ પણ સંગીત વગર બોલાય છે; અને Damnના ડ ને બદલે બોલાતો ઢ માનસશાસ્ત્રીનું કામ સારી આપે છે; એમ તો ઢ ના ઘણા ઘણા ભાવો છે . .

નાનાભાવાન્વિત ઢ ની કાવ્યસરસ્વતી નદી અંગ્રેજ ભાષાના રણમાં સુકાઈ ગઈ ત્યાં એ ન વહી તે ન જ ઈરાન અરબસ્તાનના સહરામાં તો પત્થરે ચીમળાય ત્યારે આ ક્ષીણસ્રોતા કેમ નહીં ? અંગ્રેજો તો જાણે દરેક કઠોર વસ્તુને ધિક્કારતા હોય એમ "ઢ"ને ઉચ્ચારતા પણ નથી. અમારે દમ કરવો નથી. બહારથી દષ્ટિની કુમાશ બતાવી અંદર લોહની છાંટ નથી ગમતી અમે તો કઠોર ઉચ્ચારોએ રે ભાગ; અને હવે નાજુકે ભાગ! પેલા લોકોની વાત તો અનુભવ જ જાણે કે અંગ્રેજ પદગામી પારસીઓ ઢને ધિક્કારતા થયા, અને એની જગાએ ધને પ્રયોગવા લાગ્યા. એ પહેલા તો હાસ્ય ઉપજાવતું; હવે તો કંટાળ્યા.

અને છેવટે છેલ્લે : ઢ પહેલો નથી છતાં યે મહાન છે; જાણીતો નથી તો યે અક્ષર છે, અજર છે. એનામાં ગુરુ થવાની લાયકાત છે, ક્રોડ નથી એટલી એની નમ્રતા છે, સ્વરોની પેઠે એ ગમે ત્યાં અટવાતો નથી, અને બહુ વપરાતા વ્યંજનોની એ મહોબ્બત કરતો નથી. એને સંગદોષ લાગવાનો ભય નથી આપણે યે આવા થવાનું ઇચ્છીએ એટલું બસ નથી ?

卐

# નાત બહાર

લેખક : કાંતિલાલ મૃ. ઝવેરી

**ગામની** પાસે એક નદી. નદીની ભેખડમાં એક બખોલ. બખોલ ખૂબ ઊંડી. એમાં સાહુડીઓ રહે.

દિવસે તો સાહુડીઓ બખોલમાં ઊંડે છુપાઈ રહે અને ફક્ત રાત્રે જ બહાર નીકળે.

એક દિવસ અચાનક તેઓમાંનો એક જુવાન સાહુડી બહાર નીકળી અને નદી સુધી ફરી પણ આવી બહાર નીકળીને તેણે કંઈક જોયું દરરોજ કરતાં કંઈક નવું જોયું. બધે ચારે કોર અજવાળું અજવાળું અને ઊંચે—ઘણે ઊંચે ગોળ કંઈક જોયું. જોતાં જ આંખ મીંચાઈ ગઈ એટલું તેજ એ મોટા ચળકતા ચકરડામાં એણે જોયું! જોઈને એ તો નવાઈ પામી એના આશ્ચર્યનો પાર ન રહ્યો

દરમાં આવીને એણે વાત કરી બધાં ચિમકે અને આશ્ચર્યથી એકને કરી ને બીજાને કરી કે "બહાર તો ખૂબ અજવાળું જ અજવાળું છે બધું ચોકખું ચોકખું દેખાય છે અને ઊંચે ઊંચે એક મોટા ગોળા જેવો, તેજતેજના અંબાર જેવો દીવો લાગે છે"

સાહુડીઓએ આનું કહેવું માન્યું નહિ. બધી કહે "મૂર્ખી થઈ છે. એવું તે હોય ?" કોઈ કહે: "શું અમે આટલાં વરસ પાણીમાં નાખ્યાં ? આપણા બાપદાદાઓને કે આપણને ન ખબર પડે કંઈ પણ ખાય ના ?" કોઈ બોલી: "એ જૂઠું કહે છે બધે અંધકાર જ છે અજવાળાની વાત કેવી ?" "અરે ! એ તો ગાંડી થઈ ગઈ છે ગાંડી. એની વાત તે શું સાંભળવી ?" એમ પણ કેટલીક કહેવા માંડી

પેલી સાહુડી કહે "મેં મારી સગી આંખે

'તેજ ' જોયુ છે ચાલો મારી સાથે, તમને પણ બતાવુ એ તો જે બહાર આવે તે બધાયને દેખાય તેવુ છે "

પણ કોઈએ તેનું કહેવુ જરાય માન્યુ નહિ એવાય કોઈ સાથે ન ગઈ

ઘણી રકઝક પછી એમ નક્કી કર્યું કે તે રાત્રે તેમણે બહાર જવુ અને બહારની દુનિયાની બીજી વસ્તીને એ વિશે પૂછી જોવુ

રાત પડી અધારૂ થયુ એટલે બધી સાહુડીઓ પેલી જુવાન સાહુડીને સાથે રાખીને બહાર નીકળી પહેલવહેલા બધા ઘૂવડ પાસે ગયા અને પૂછ્યુ " હે ઘૂવડભાઈ, આ અમારામાંની એક સાહુડી અજવાળાની વાત કરે છે અને ઊચે એક મોટો ઝળકતો દીવો દેખ્યાનું પણ કહે છે. શુ એ વાત ખરી છે? તમે વૃદ્ધ અને અનુભવી છો, કઈ જાણતા હો તો કહો "

ઘૂવડ કહે 'ના રે ના સાવ ખોટી વાત અજવાળુ વળી કેવુ ? અને ઝળકતો દીવો શાનો ?'

ફરીને બધા વાગોળોના ટોળામા ગયા અને બોલ્યા " અરે બહેનો ! એક વાત કહો તો તમે કોઈ દિવસ અજવાળુ જોયુ છે? તમે ઝળકતો દીવો જોયો ?? "

વાગોળો કહે " જાઓ, જાઓ ગાડા થઈ ગયા કે શુ ? દીવો કેવો અને અજવાળુ કેવુ ? આ છે તેવુ અધારૂ જ બધે હોય એટલી યે ખબર નથી ?"

વળી બધાએ ચામાચીડિયા પાસે જઈને એ જ વાત પૂછી જોઈ

ચામાચીડિયા કહે 'કોણ કહે છે? કહેનાર મૂ ર્ખ છે અને સાભળનાર પણ મૂરખા છે આવી વાત ફરીને કોઈ કરશોય નહિ અને કોઈ સાંભળશોય નહિ!"

બધાનું કહેવું પોતાના વિરુદ્ધમા હોવા છતાં પેલી જુવાન સાહુડીએ ફરી ફરીને પોતાની વાત મૂકી પણ કોઈ ન તો માને કે ન જોવા પ્રયત્ન કે ઈચ્છા યે કરે

ઘૂવડને, વાગોળોને અને ચામાચીડિયાને પૂછ્યા છતા, તેમાના કોઈ કહેતા કોઈએ પણ અજવાળુ હોવાની વાતની સાક્ષી ન પૂરી ત્યારે કેટલીક સાહુડીઓ આ જુવાન સાહુડીનો તિરસ્કાર કરવા લાગી. કેટલીક એને સમજાવવા ગઈ કે "આવી વાતો હવેથી ન કરતી ગાડી થઈ જઈશ ગાડી "સમજાવટ કે તિરસ્કારને વશ ન થતા બીજે દિવસે એ તો છાનીમાની ફરીને બહાર નીકળી અને સૂર્ય અને અજવાળાનો આનદ લઈ આવી ફરીને એણે એનો આનદ એની એ વાત કહીને પ્રગટ કર્યો એની મક્કમતા જોઈ બેચાર જુવાન સાહુડીઓએ તેની સાથે ફરવા જવાની તૈયારી બતાવી ઘરડી સાહુડીઓને આ શાનુ રુચે ? એમણે તન્ત જ ભેગાં થઈ પેલી જુવાનને પોતાની વાત છોડી દેવા અને બીજાને ન બગાડવા (!) સમજાવી, ધમકાવી છતા તે ન માની ત્યારે તેમણે તેને ત્યાથી કાઢી મૂકવા નાત બહાર કરવા—ની ધમકી આપી, અને તરત જ નાત બહાર જાહેર કરી આથી પણ એ જુવાન ન ડગી એને તો અનુભવ થયો હતો ને ? એ બીજુ કઈ ન બોલી એને પ્રકાશનો આનદ ફરી ફરીને લેવો હતો અને વિશાળ દુનિયા ફરી ફરીને જોવી હતી અને બીજાને એવો અનુભવ કરાવવો હતો પણ એનું કોઈએ માન્યુ નહિ કે માનવા માટે જોવા જવાય તૈયાર ન થઈ અને ઊલટી નાતબહાર કરી એટલે તે એ સ્થાન છોડી દઈ બીજે ચાલી ગઈ

☆

# કાવ્યપરિશીલન

## ઋતુપર્ણની સવારી

પ્રેમાનંદનું કરુણરસનું એક ગીત આપણે જોઈ ગયા પણ પ્રેમાનંદ જેટલો કરુણરસમા કુશળ છે તેટલો જ હાસ્યમા પણ કુશળ છે આખા મધ્યકાળના સાહિત્યમા હાસ્યનો બીજો કોઈ કવિ જ નથી એમ કહીએ તો ચાલે અખામા મળે છે તે કટાક્ષ છે, તેને શુદ્ધ હાસ્ય ન કહી શકાય પ્રેમાનંદ ખડખડાટ હસાવી શકે છે અહીંયા ઉતારેલો ભાગ પ્રેમાનંદની આખ્યાનકાર તરીકેની શક્તિ પણ બતાવે છે પ્રેમ કે કરુણની લાગણીથી એક નાનું સુંદર ગીત લખવુ સહેલુ છે, લાંબા વર્ણનોને રસિક કરવા અઘરાં છે પ્રેમાનંદની એ શક્તિ બતાવવા પ્રેમાનંદનું એક લાંબામા લાંબુ કડવુ અહીં ઉતારેલુ છે .

### કડવું ૫૩ મું–રાગ સામેરી

સુદેવ સભામા આવિયો જ્યા, બેઠો છે ઋતુપર્ણ,
કરમાહે આપી કંકોતરી, ઉપર લખ્યુ નિમંત્રણ
પ્રીત વિશેષે પત્ર લીધુ, કીધુ અવિલોકન,
સ્વસ્તિ શ્રી અયોધ્યાપુરી, ઋતુપર્ણ રાય પાવન  ૧

વિદર્ભ દેશથી લખીતંગ ભીમક, નળે દમયંતી પરહરી,
એને દેવનુ વરદાન છે માટે, સ્વયંવર કીજે ફરી
પૃથ્વીના ભૂપતિ આવશે, તમો આવજો ખપ કરી,
સૂરજ ઊગતાંને વરસે નિશ્ચે, કુંવરીએ ઇચ્છા ધરી  ૨

ભૂપતિ આનંદે ભર્યો, સભામાહે એમ ભાખે
ભાઈ વેદવાણી દમયંતી, કોને નહીં વરે મુજ પાખે.
અધર ડસે કર ઘસે, વિપ્ર ઉપર આંખ કાઢે,
નોહોતરીયો નિર્માલ્ય દીસે, આવ્યો હમને દહાડે  ૩

સુદેવ કહે હું ક્યમ કરું, વેગળું તમારું ગામ,
રાત દિવસ ધાતા આવતુ, કંકોતરીનુ કામ.
ધાઈ ગયા સર્વ ભૂપ જે, પ્રથમ રૂપના પતંગ,
ઋતુપર્ણ આસનથી ઊઠે બેસે, થાય પસ્તાવાના સણકા  ૪

આડા ગઈ દમયંતી હાથથી, કંકોતરી આવી મોડી,
એક નિસાસો આંતરે હોત તો, લાગ જેમ તેમ દોડી
ત્રાહે ત્રાહે બોલે મસ્તક ડોલે, નિસાસા મૂકે ઊંડા,
વૈદર્ભી વરતાં વેગ વાળ્યુ અરે બ્રાહ્મણ ભૂંડા.  ૫

સાંઢ તો સાંપડી નહીં, નહીં પવનવેગી ઘોડા,
કસાર દમયંતીના કરનો, નહીં જમે આ મોઢા
સભામા બેઠો નિરાશ થઈ, પ્રધાન બોલ્યો વચન;
પેલો બાહુકિયો શે અર્થ આવશે, બેઠો વણસાડે અન્ન  ૬

ઋતુપર્ણ આનંદ પામ્યો, મોકલ્યો સેવક,
લાવ તેડી બાહુકિયાને, જે જાણે ગયાની તક
શ્વાસ ભરાયો દાસ આવ્યો અશ્વપાળકની પાસ,
ઊઠો ભાઈ ભૂપ તેડે છે, અહો પરોણો રાસ  ૭

બાહુક ચાલ્યો ચમક લાગ્યો, મુખે તે બડબડતો,
આવ્યો નીચી નાડ નરખતો, નાકે તે સરડકા ભરતો
સભા મધ્યે સર્વ હસ્યા, આ રત્ન રથખેડણ,
ઋતુપર્ણ બોલ્યો માન દેઈ, આવો દુઃખફેડણ  ૮

ઘણે દિવસે કાજ પડયુ છે, રાખો અમારી લાજ,
તમો પરણાવો વૈદર્ભીને, વિદર્ભમા જાવુ આજ
સમુદ્ર સેવ્યો રત્ન આપે, મે સેવ્યા એમ જાણી,
આજ વિદર્ભ લેઈ જાઓ, પરણુ દમયંતીનો પાણી  ૯

બાહુક વળતો બોલિયો, ફુલાવીને નાસા,
આ ભિયા પરણશે દમયંતીને, અરે પાપિણી આશા
હંસ કન્યા કેમ કરે, વાયસસુ સંકેત,
નિર્લજ્જની સાથે અમે જાવુ, તો પડે થાઉં ફજેત  ૧૦

છોરાં ન થઈએ રાયજી, પરપત્નીનું તરખા
કેમ વરે વર જીવતે તો, મિથ્યા મારવા વલખા
પુણ્યશ્લોકની પ્રેમદા ને ભીમક રાજકુમારી,
તમો વિષયીને લજ્જા શાની, થાય ફજેતી મારી  ૧૧

રાય કહે હયપતિ, માનીતની હયને દાણ,
મારે તો સર્વસ્વ ગયુ રે, તમો જેવ રે ના કહો
બાહુક વળતો બોલિયો, ત્યા હોયે સ્વયંવર
અંતર નહીં સેવક સ્વામીમા, આપણ બન્યો વર  ૧૨

હાસ્ય કરીને કહે રાય, વર તમો પરથમ,
ભાગ્ય ભડશે કન્યા જડશે, ત્યા જઈએ જ્યમ ત્યમ
દૂબળા ઘોડા ચાર જોડયા, રથ કર્યો સાવધાન,
શીઘ્ર ત્યા શણગાર સજ્યા, સાંચર્યો રાજન  ૧૩

ય વળતો બોલિયો. એમ મન વિચારી;
મયંતીના નામ ઉપર, નાખી પામરી ઓવારી.
ા લાવ બાહુક તુંને આપી, પામરી બેહુ ક્રોડ;
ાહુક કહે દમયંતી ઉપર, હું સંખ્યા ઓવારું ક્રોડ. ૩૨

ય મોટા દાનેશ્વરી બોલ્યા, બાહુક જાચક તું થા;
રણવા જાઉં દમયંતી, લેઉં તારી પામરીના ચૂથા.
વેતું કહી રથ ખેડિયો ને, રાય મન વિમાસે;
ક હોય તો સઘ લાવે, મોટા કેમ વરાસે. ૩૩

ષપતિ તમમાં વિદ્યા મોટી, ગુણે વળિયો છેક;
ારે પ્રતાપે મુજ કને છે, અક્ષ વિદ્યા એક.
ણિત શાસ્ત્રને હું જાણું છઉં, કહો તો દેખાડું કરી;
ક બેહેડાનું વૃક્ષ આવ્યું. બાહુક પડ્યો ઊતરી ૩૪

ાય પ્રત્યે કહે રે બાહુક, ગર્વ વચન શા આવડા;
ેહેડાની જમણી ડાળે, કેટલાં છે પાંદડાં.
યે વિચારીને કહ્યું, સહસ્ર નમ્યુ ને શત ત્રણ;
ાહુકે જઈ વૃક્ષ છેદી, ડાળ પાડી ધરણ ૩૫

ણી જોયાં બાહુકે, ઊતરયા તંતોતંત;
ત્કૃષ્ટ વિદ્યા દેખીને, હરખ્યું નળનું ચંત.
ી આવ્યો રથ પાગે, કહ્યું રાય તમો ધન્ય;
ૂપ કહે જો મન મળે તો, વિદ્યા લીજે અન્યોન્ય ૩૬

ાહોમાંહે મંત્ર આપ્યા, બંને મન ગયાં મળી;
રીક્ષા કરવા વિદ્યાની, નળે ડાળ છેદી વળી.
ેખ્યા તેટલા પત્ર ઊતર્યા, ગણિત સંખ્યા મળી;
ેઉ વિદ્યાને પ્રતાપે, દેહમાથી નીસર્યો કળી. ૩૭

ડાનું ચર્મ પહેરિયું, ઉંટ ચર્મના ઉપરણા;
ંકડા ચરણ ને શ્યામ વરણ, કેશ છે પચવર્ણા.
રમાં કરતી આંખ રાતી, મુખે રુધિરના ઓગરાળા;
ર્યો રીસે સળગી શરીરે, ઊઠે અગ્નિની જ્વાળા. ૩૮

ેસરી નાઠો લયે ત્રાઠો, ઊઠ્યો નળ નરેશ;
પટા માની સળગી પાડી, અંધા કળીના કેશ.
ીજળી સરખું ખડગ કાઢ્યું, ન જાય જીવતો પાપી;
ાજભ્રષ્ટ કીધો દુઃખ દીધું, રહ્યો દેહમાં વ્યાપી. ૩૯

ગડોળ્યો રેણું માંહે રોળ્યો, કેમ પડ્યો છૂટો પૂંઠે;
ાંખ તરડે દાંત કરડે, મારે ખડ્ગની મૂઠે.
ૈડે અંઢવડે ચાવની પડે, ચાકળવ્યો અરેખે;
ાહુકના હસ્ત કળીના અંગ, ઋતુપર્ણ ન દેખે. ૪૦

દન કરતો આંખ ભરતો, કળી પગે લાગે;
ણ્યશ્લોક ઉગારીએ, નર માનીએ ઘણું વાગે.
ારે અધર્મના મૂળિયા, તુંને જીવતો કેમ મૂકું;
ામો પણ તેં રવડાવ્યાં, નથી નેત્રનું જળ સુકયું. ૪૧

અરે પાપી ધર્મછેદન, વિશ્વ વેદનાકારી;
વિજોગદાતા છેદન શાતા, તેં તજાવી નારી.
અવગુણ કેવા કરાવી, સેવા પારકે મંદિર;
વદે દીન વાણી મરણ જાણી, નેત્રે ભરિયાં નીર. ૪૨

મહારાજ વળતી માગજો, ગુણ અવગુણ બે જોઈ:
નળ કહે અવગુણ ભાજન, તેં સૃષ્ટિ સર્વ વગોઈ.
સ્વામી બે ગુણ મોટા મુજમાં, અવગુણના છેદન;
નળ કહે ગુણ અવગુણ તું બેઉનું કર વર્ણન. ૪૩

સ્વામી પ્રથમ અવગુણ વરણવું, મારું જે આચરણ;
જ્યાં હું ગયો ત્યાં ધર્મ નહીં, ને ભ્રષ્ટ ચારે વર્ણ.
દંભી લોભી ને લબૂતા, બ્રાહ્મણને કરું ભ્રષ્ટ;
અલ્પ આયુષ ને અલ્પ વિદ્યા, અલ્પ મેઘની વૃષ્ટ. ૪૪

અનાચાર ને અપરાધ બહુ, અનંત આમકછેટ;
સિદ્ધ હોય સન્યાસી જોગિયો, ભ્રષ્ટ કરું હું નેટ.
મર્યાદા લાજને મુકાવું, ઉન્માર્ગ મંડાવું;
જપ તપ તીરથ ને જાત્રા, દાન દયા છંડાવું. ૪૫

ધ્વંસ કરું હું ધ્યાનમાં, તાપસને ડોલાવું;
અભક્ષાભક્ષ અસ્પર્શાસ્પર્શ, અસત્ય વાક્ય બોલાવું.
સ્વજન વૈર ને પરસું મૈત્રી, હોય નીચ સંગત્ય;
વૈષ્ણવતા કેડી વિષય સ્થાપું, એવી મારી મત્ય. ૪૬

માત પિતાને પુત્ર ઉવેખે, દેખે શ્યામામાં સાર;
ક્રોધ કામે આડે જાગે, સ્ત્રીમાં તદાકાર.
વિખવાદ કરતાં જન્મ જાય, ગાય ગોરીના ગુણગ્રામ;
લંપટ નિર્લજ થઈ અતિ, જપે નારીનું નામ. ૪૭

હેલામાં બ્રહ્મચર્ય મુકાવું, જતિ પડે મોહમાં જ;
પાખંડી લાડ સુખે જીવે, એવું મારું રાજ.
હું વ્યાપું ત્યાં હરિહર નહીં, નહીં દેવ દેવસ્થળ;
જ્ઞાન ગોષ્ઠિ કથા નહીં, એવું મારું બળ. ૪૮

સ્વામીદ્રોહી ને મિત્રદ્રોહી, ગુરુદ્રોહી નર ઘણા;
વચનદ્રોહી ને બ્રહ્મદ્રોહી, એ સહુ ગુણ આપણા.
પ્રજા ખોટી રાજા લોભી, નિરંકુશ લંપટ નાર;
વ્યભિચારિણી દ્રોહકારિણી, ભમતી હીંડે બહાર. ૪૯

ભરથાર પહેલી કરે ભોજન, સૂએ સ્વામી પહેલી;
ચાહે નહીં તે વાત કરતા, વઢકણી મન મેલી.
ક્રોધમુખી ને ચોરટી, લોભણી ને લહની;
સાચી વાત મળે નહીં ને. આઠે પહોર ખટપટની. ૫૦

દોષ ભરી આંસુમુખી તે, ગુનો સ્વામીને વેધે;
પૂછયો ઉત્તર આપે નહીં ને, બોલે પેચે પેચે.
અભડાવે રસોઈ અન્ન ચાખે, જણાય પરમ પવિત્ર;
કળિ કહે છે મારે પ્રતાપે, એવાં સ્ત્રીનાં ચરિત્ર. ૫૧

પંડિત દુખિયા ને મૂર્ખ સુખિયા, ભોગી રોગે ભરિયા
અસાધુ સુખે અન્ન પામે, સાધુ ઘડીયે નહીં ઠરિયા
દાતાર જ્યા ત્યા ધન નહીં, દાતાર નહીં ત્યા ધન
ખાનાર જ્યા ત્યા અન્ન નહી ખાનાર નહીં ત્યા અન્ન ૫૨

રૂપ હોય ત્યા ગુણ નહીં, ને ગુણ ત્યા નહી રૂપ,
શા શા અવગુણ વરણવુ, છે પ્રતાપ મારો અનુપ
શિષ્યની સેવા ગુરુ કરે, સાધુ અસાધુનુ આચરણ,
સ્ત્રીની સેવા કરે સ્વામી શૂદ્રને સેવે બ્રાહ્મણ ૫૩

છળ છળભેદ અધિક અધિકારી, અરહિત કરે અન્યાય,
અન્નવિક્રય હયવિક્રય; કરે વિક્રય ગાય
પરપતિસંગ ને પરનિંદા ઇર્ષ્યા અપલક્ષણ
ઉપવીત અન્ન સીમંત અન્ન, ક્રિયા અન્ન ભક્ષણ ૫૪

કન્યા વિક્રય ભૂમિવિક્રય ક અકરાનુ કામ
શ્રાદ્ધ લે ને ગોદાન લે ને ભોળે બાપનુ નામ
વાટ પડાવે વિશ્વાસઘાતી, માહોમાહે વેર સાર,
પંચ દેવનુ પૂજન તજીને, અસુરને આરાધે ૫૫

વૈરાગી વિષયી ને જોગી તે ભોગી ખોટા વણજ વેપારી
વિષય સેવન કરે ને ગર્ભ ધરે, નવ વરસની નારી
સુરભિ દૂધ થોડુ કરે ને, દુકાળ ને દુર્ભિક્ષ
શોક રોગ વિજોગ ઘેર ઘેર, સદા ભરે જળ ચક્ષ ૫૬

કોનુ રુડુ નવ દેખી શકુ, મારે કો સાથ નહીં સ્નેહ
કળિ કહે નળ રાયજી છે અવગુણ મારા એહ
વિશેષ કેશ આમળી ઝાલ્યા ચડી રાયને રીસ
હવે ન મૂકુ અધર્મી, હુ છેદુ તારુ શીશ ૫૭

અધમો અવનિ વિષે, આવડો તારો ઉન્માદ,
તારો વધ જાણી મને સહુ દેશે આશીર્વાદ
ભયને ધરતો રુદન કરતો, રાયને કહે કળિ
પછે રાજને મારજો, બે ગુણ મારા સાભળી ૫૮

કૃત ત્રેતા દ્વાપરે, શત વર્ષ તાપસ તાપે
તોયે તેને હરિહર બ્રહ્મા, દર્શન કોય ન આપે
કળિ કહે મારા રાજ્યમાહે ધ્યાન ધરે વિશ્વાસે,
તો તેને ઇષ્ટદેવતા તે, આવી મળે ખટ માસે ૫૯

એ ગુણ છે એક માહરો, હવે બીજે કાઉ વિસ્તારી,
શત વાર દાન કરે ત્રણ યુગે એકવાર પામે ફરી
ભાવે કભાવે મારા વારામા જે હોતે નર નાર,
પુણ્ય કરે જો એક વારે, તો પામે શત વાર ૬૦

નળ કહે જા નહિ હણુ, ઊપજી મુજને માયા
અનંત અવગુણ તાહરા, તે બે ગુણે ઢકાયા

મારા રાજ્યમા તુ નહિ, જો હોય જીવ્યાનુ કામ
કળિ કહે હુ કયા વસુ, વસવાનો આપો ઠામ ૬૧

જ્યા જાઉ ત્યા નામ તમારુ, તો ક્યા રહુ હુ દાસ
નળ કહે બેડાના દ્રુમમાહે સદા તારો વાસ
જ્યા કથા હોય માહરી, અથવા હરિકીર્તન,
એ સ્થાનક તુ નહીં તેનુ લીધુ વચન ૬૨

રથ બેઠો રથ ઉપર ઋતુપર્ણ સમજ્યો નહીં,
હર્ષ પૂર્ણસુ હય હાક્યા, જાણે પ્રેમસરિતા વહી

વલણ

વહી ચાલ્યો પ્રેમરસ રથ ગાજતો ગડગડાટ રે,
કહે ભટ પ્રેમ નંદ નાથની, વૈદર્ભી જુએ વાટ રે

આખા નળાખ્યાનમા કુલ ચોસઠ કડવા છે તેમાનું આ ત્રેપનમુ છે એટલે કે આખા આખ્યાનમા આ કડવાનો સબધ સમજવા માટે આપણે આગલી હકીકત ટૂકમા જોઈ જવી જોઈએ

નળ અને દમયતીને એક બીજાને માટે સ્નેહ થયો દમયતી દેવોનું માગુ પણ અવગણીને નળને સ્વયવરમા પરણી કળિયુગ પણ એને પરણવા ઇચ્છતો હતો, પણ સ્વયવરમા મોડો પડયો એટલે તેને નળ તરફ વેર બધાયુ, અને તેથી તેણે નળદમયતીને દુખી કરવાની મનમા ગાઠ વાળી પણ નળ એવો ધર્મ પ્રમાણે ચાલનારો હતો કે ઘણા વરસ સુધી તેને તક મળી નહિ, અને નળદમયતીએ સુખથી રાજ્ય ભોગવ્યુ તેમને એક પુત્ર અને પુત્રી પણ થયા

એક વાર નળની હમેશના નિત્યાચારમા ભૂલ થવાથી કળિયુગને તેનામાં પ્રવેશ કરવાને છિદ્ર મળ્યુ કળિયુગની ઉશ્કેરણીથી નળનો ભાઈ પુષ્કર જે વનમા રહેતો હતો તે નળ સાથે દ્યૂત જુગટુ રમવા આવ્યો નળ પણ કળિયુગના પ્રવેશને લીધે તેની સાથે જુગટુ રમ્યો અને તેમા તે હાર્યો એટલે જુગટાની શરત પ્રમાણે રાજપાટ પુષ્કરને સોંપી ત્રણ વરસ વનમા જવા નીકળ્યો દમયતી પણ પોતાના બને બાળકોને મોસાળ મોકલી દઈ પતિની સાથે વનમાં નીકળી ગઈ પણ કઈક દમયતી વનની રખડપટ્ટીમા વધારે દુખી થશે એમ વિચારીને અને કઈક કળિના ઊંધા

રમાવ્યાથી નળે દમયંતીનો ત્યાગ કર્યો. એકલી પડી
ગયેલી દમયંતી અનેક દુ:ખો સહેતી સહેતી પોતાને
પિયર ગઈ. બીજી તરફ નળને કર્કોટક નામનો અજગર
ડંખ્યો તેથી તેનું સ્વરૂપ અત્યંત બેડોળ થઈ ગયું પણ
તેથી એક રીતે તેને ફાયદો થયો. તે અજ્ઞાત વેશે ઋતુ-
પર્ણને ત્યાં અશ્વપતિ તરીકે રહ્યો. નળને અશ્વવિદ્યા
આવડતી હતી અને તેનો ચમત્કાર એ હતો કે એક
દિવસમાં ચારસો જોજન જઈ શકતો.

દમયંતીએ હવે નળની શોધ કરવા માંડી. તેણે
સુદેવ નામના બ્રાહ્મણને ગૂઢ ભાષામાં એક ટેલ નાખતો
ફરવા મોકલ્યો. તે ટેલનો જવાબ ઋતુપર્ણના અશ્વ
પતિ બાહુકે આપ્યો. સુદેવે પાછા આવી એ જવાબ
દમયંતીને સંભળાવ્યો અને એવો વિરૂપ બાહુક જ
નળ હશે એવી મજબૂત શંકા દમયંતીને આવી.
બાહુકને બોલાવી તેની પરીક્ષા લેવાની તેને ઇચ્છા
થઈ. તેણે બધી વાત પોતાની માતાને ખાનગીમાં
કહી અને બંનેએ બધાથી ખાનગી રીતે બાહુકને
બોલાવવાનું કાવતરું રચ્યું. તેમણે ઋતુપર્ણને એક
બનાવટી કંકોતરી લખી કે દેવના વરદાનથી દમયંતી
ને સંતોષ થયેલો હોવાને લીધે ફરી વાર સ્વયંવર
કરે છે તેમાં તમને આમંત્રણ છે. સુદેવની સાથે આ
કંકોતરી મોકલી.

સુદેવ તેડી લાવને જોઈએ બાહુકિયાના
                    આચરણ ગુરુજી
એનું હેતુ છે અતિ ઘણું ગુરુજી
એના જોઈએ વપુ ને વર્ણ ગુરુજી
(વલણ)
આચરણ અન્નપાક તણાં
                    દીઠા આવે ઓળખાય રે
પત્ર લઈ પરપંચનો
                    સુદેવ આવ્યો અયોધ્યા માંયરે

આ પછી ત્રેપનમું કડવું શરૂ થાય છે.

કડવું વાંચતા જઈએ તેમ તેમ સમજાતું જાય
તેવું છે. જૂની કવિતા લોકોને ગાઈ સંભળાવવાની
હતી, એટલે એ એવી જ હોઈ શકે. સુદેવ સભામાં
ઋતુપર્ણ પાસે ગયો. ઉપર નિમંત્રણ એમ લખેલી
કંકોતરી રાજાને આપી. રાજાએ પ્રીતિથી પત્ર હાથમાં
લઈને તેને ચારે બાજુથી જોયો. સ્વસ્તિ શ્રી વગેરે
લખીને સાધારણ કંકોતરીની પેઠે જ એ કંકોતરી
લખી હતી. કોઈ પણ સ્ત્રી બે વાર પોતાને માટે
સ્વયંવર કરે એ ન મનાય એવી વાત છે. તેનો
ખુલાસો કરવા લખ્યું હતું કે નળે દમયંતીનો ત્યાગ કર્યો
છે અને દેવોના વરદાનથી એટલે સલાહથી તે ફરી
વાર સ્વયંવર કરે છે. પૃથ્વી આખીના મોટા મોટા
ભૂપતિઓ આવશે અને તેમાં તમને ખાસ કરીને
તેડાવ્યા છે. અત્યારે પણ આપણાં આમંત્રણોમાં ખાસ
કરીને તેડાવ્યા છે એમ લખવાનો રિવાજ છે. અને
આ સાધારણ વચનો ઉપરાંત લાલચ મૂકી કે તમે
સૂરજવંશી મોટા કુળના છો, અને કુંવરી તમને જ
પરણવાની ઇચ્છા રાખે છે. રાજા તો આ વાંચીને રાજી
રાજી થઈ ગયો. તેને સાચે જ લાગી ગયું કે દમયંતી
મારા સિવાય બીજા કોઈને પરણશે નહિ. પણ જુએ
છે તો લગ્ન આડો એક જ દિવસ. નોતરિયા ઉપર તે
ધૂંઆપૂંઆ થઈ ગયો. સુદેવે બરાબર બંધબેસતું બહાનું
કાઢ્યું, 'તમારું ગામ કેટલું વેગળું! મારે તો કંકો-
તરીનું કામ, સો જગાએ થતાં આવવાનું, હું શું કરું?'
જાણે દમયંતી હાથમાં આવેલી જતી રહી હોય એમ
ઋતુપર્ણ ધમપછાડા કરવા માંડે છે. અગિયારમી
કડી સુધી એ ધમપછાડા ચાલે છે અને અહીંથી જ
તેનું હાસ્ય શરૂ થાય છે.

આ હાસ્ય નિષ્પન્ન કરવામાં પ્રેમાનંદે ઘણી ખૂબી
કરી છે. એક માણસ કોઈને ખોટું સમજાવવાનો પેંતરો
રચે અને પેલો માણસ તે પ્રમાણે બરાબર માનવા
લાગે ત્યારે આખી વાત સમજી જનાર પાસે ઊભે-
લાને જેવું હસવું આવે તેવું આ હસવું છે. દમયંતીએ
ઋતુપર્ણને ખોટી કંકોતરી લખી તે આપણે જાણીએ
છીએ. ઋતુપર્ણને તેની ગંધ પણ આવવાની નથી
અને જરાપણ વહેમ વગર તેને એ ફાંસલામાં ફસાતો
જોતાં આપણને (વાચનારને) હસવું આવે છે. આમાં
એક બીજી બાબત હાસ્યને મદદ કરે છે. તરત કળાઈ
જાય એવું ખોટું અભિમાન કે આપવડાઈ હંમેશાં
હાસ્યનો વિષય બને છે. એ ખરે જ માની લે છે કે

પોતે એવડો મોટો છે, એવડા મોટા કુળનો છે કે દમયંતી એને જ પરણશે! આખી વાત જ બનાવટી છે, ત્યાં એ દમયંતીના હાથનો કંસાર ખાવાની વાત કરે છે દમયંતીને પરણવાની તેની ઇચ્છાથી આપણા મનમાં નળ અને ઋતુપર્ણ વચ્ચેનો મહાન ભેદ દેખાઈ આવે છે અને તેથી પણ હસવું આવે છે દેવોથી પણ વધારે સ્વરૂપવાન પરાક્રમી ચમત્કારી, વિદ્યાવાળો નળ ક્યાં અને આ ખોટી કંકોતરીથી ફુલાઈ જતો બેવકૂફ ઋતુપર્ણ ક્યાં? કોઈ માણસ બહાદુર ન હોય ને બહાદુરીની વડાઈ કરે કોઈને ગાતાં ન આવડતું હોય ને ગાવાની બડાઈ કરે કોઈ નામાં બુદ્ધિ ન હોય ને બુદ્ધિની વડાઈ કરે એવી બધી આપવડાઈઓમાં અમુક સુંદર સ્ત્રી મારા પર મોહીને મને જ પરણશે એવી આપવડાઈ સૌથી વધારે ઉપહસનીય છે કામવિહ્વલને લોકો ગમાન્ધ કહે છે આંખે પાટા બાંધીને માટલી ફોડવાની રમતમાં માટલીથી જુદી જ દિશામાં જઈ લાકડી પછાડનારને જોતાં આપણને હસવું આવે છે તેવું જ હસવું પોતાની મર્યાદાઓ નહિ સમજી પોતે જેને માટે જરા પણ લાયક ન હોય એવી સ્ત્રી પોતાને પરણશે એમ વાસનાથી ધકેલાઈ માની બેસનાર તરફ આપણને ઘણું જ હસવું આવે આમ પ્રેમાનંદે આ એક જ પ્રસંગમાં હાસ્યના અનેક વહેણો વાળ્યા છે

જેમ નદી આગળ ચાલે અને તેમાં બીજી નદીઓ ભળતી જાય, પાણી વધતું જાય અને તે સાથે તેનો વેગ પણ વધતો જાય તેમ પ્રસંગ આગળ વધતો જાય છે તેમ તેમ હાસ્યનો વેગ થી વધારે એવી જ હકીકત ભેગી થતી જાય છે ઋતુપર્ણને આમ અકળાતા જોઈ પ્રધાન કાંઈક કટાક્ષમાં પેલા બાહુકિયાની યાદ આપે છે હાથમાં રાસપરોણો લઈને બાહુક હાજર થાય છે પંદરમી કડીમાં તેનું જુગુપ્સાકારક વર્ણન આપેલું છે એને જોઈને આખી સભા હસે છે અને ગરજુ ઋતુપર્ણ તેને દુઃખફેડણ કહીને આવકાર આપે છે આખી ભરાયલી સભામાં પરણવાને માટે તનપાપડ થયેલો ઋતુપર્ણ અને તેની સામે તેની પરણવાની બધી આશાના આધારભૂત બેડોળ બાહુક—એ દૃશ્ય પણ હાસ્યજનક છે પણ એ દૃશ્યની નીચે વળી એક સૂક્ષ્મ હાસ્યનો પ્રબળ પ્રવાહ રહેલો છે ઋતુપર્ણ આ વિલક્ષણ માણસને ગમે તેમ સમજાવી એક વાર માન કાઢી લેવા માગે છે પણ વાચનાર જાણે છે કે ઋતુપર્ણ બાહુકને સાધન બનાવવા માગે છે પણ ખરી રીતે તે પોતે બાહુકના ઇષ્ટનું સાધન બનતો હોય છે ઋતુપર્ણ પોતાને વર માને છે જ્યારે ખરો વર આ બાહુક જ નીકળવાનો છે એ સૂક્ષ્મ હકીકત તેની વિપરીતતાથી હાસ્યને પુષ્કળ વેગ આપે છે

૧૬, ૧૭, ૧૮ કડીમાં ઋતુપર્ણ બાહુકની ખુશામત કરે છે અને હલકા માણસનું કામ પડતાં તે વધારે વધારે મોંઘો થતો જાય છે તેમ બાહુક ચઢી ચઢીને બોલતો જાય છે પોતે નોકર હોવા છતાં જાણે મોટો ધર્મોપદેશક હોય એમ ૨૦–૨૧–૨૨ કડીમાં રાજાને પરપત્ની માટે વલખાં ન મારવાની શિખામણ આપે છે નોકર હોવા છતાં જાણે પોતાની આબરૂ રાજા કરતાંય વધારે હોય તેમ રાજા કરતાંય પોતે વધારે મોટી સ્થિતિનો હોય તેમ રાજા સાથે આવતાં પોતાની આબરૂ જવાની વાત કરે છે રાજા ફરી ખુશામત કરે છે કે સ્વયંવરમાં આપણી વચ્ચે ફેર નહિ આપણે બંને વર! (૨૪) આવો બેડોળ માણસ વર થવાની આશા રાખે છે, એ જોઈને ઋતુપર્ણ હસે છે અને શરત કબૂલ કરે છે

૨૬ મી કડીથી હાસ્યનો એક નવો વિભાગ દાખલ થાય છે બાહુકને આગ કહી રાજા શણગાર સજવા જાય છે ત્યાં રાણીને મહેણાં મારે છે અને દમયંતી મળવાની ખાતરી બતાવે ઋતુપર્ણ રીસ કરીને ધણિયાણીને માર મારે છે શણગાર સજીને રથમાં બેસવા આવે છે ચારે બાજુ દુંદુભિ ગાજી રહ્યાં છે ત્યાં રથને તો કેવા ઘોડા જોડ્યા છે

કરણ સૂકા અને થપુ રાટા બગાઈ બહુ ગડગડે
અસ્થિ નીસર્યાં ત્વચા ગાત્ર ભયાનક છબ ડોળે

લગનનો રથ છે, રાજા વર છે એક દિવસમાં સો સો જોજન જવાનું છે અને ઘોડા ત્યારે આવા! અહીં પણ પરિસ્થિતિની વિપરીતતાથી હાસ્ય નિષ્પન્ન થાય છે ઋતુપર્ણ આવા ઘોડાને બદલે સારી જોડ લેવા

હે છે. ફરી બાહુક રિસાય છે. ઘોડા તો એ જ હોય ા હા, નહિ તો ના. એ પણ રાજા કબૂલ કરે છે પતે રથ ઉપર બેસે છે. ત્યાં બાહુકને ઓચિંતાનું વાંકું ડે છે. 'મારા પહેલાં તું કેમ રથે બેસે? તું શું મારાથી ઊંચો છે?' રાજા હેઠે ઊતરે છે. ઋતુપર્ણ મનાવવા જાય છે. બાહુક પીઠ ફેરવીને આઘો આઘો ાય છે. રાજા મનાવતો પાછળ જાય છે અને એમ ંને રથની આસપાસ ગોળ ફરે છે. છેવટે રાજા ણિપાત કરે છે ત્યારે બાહુક માને છે અને કોઈ હેલો ચડ્યો ન ગણાય માટે બંને એક સાથે પૈડાં પરથી રથમાં ચડે છે. આખું દૃશ્ય આપણી નજર ામે જાણે ફારસ ભજવાતું હોય તેમ આપણે જોઈ કીએ છીએ (૩૭-૪૨). બાહુક ઘોડાને એડી ારે છે અને બંને ઘોડા ઢળી પડે છે. રાજાનો મુગટ ખસી પડે છે. અપશુકન થાય છે. બાહુક ઘોડાને ભીમૂચા કહી ગાળ દઈને ઉડાડે છે. અને બિચારો ઋતુપર્ણ વીનવે છે કે આ લોકોના ટોળામાં મારી ાબરૂ ન જાય માટે કોઈ બીજી ગાળ દો. જોવા ળેલા લોકોની નજરે આ દૃશ્ય કેવું દેખાય!

> દૂર્બળ ઘોડા, દરિદ્ર બ્રાહ્મણ, જોગ સારથિનો જોડો;
> વૈદર્ભીને વરવા ચાલ્યા, ભડ્યો ભજ્યો* વરઘોડો.

આખી પરિસ્થિતિની વિલક્ષણતા એક જ કડીમાં પ્રેમાનંદ સુંદર રીતે બતાવે છે.

૪૭-૪૮ માં વળી હંકાતાં ટટ્ટુંનું વર્ણન આવે . તેમાં કેટલુંક ગંદું વર્ણન પણ છે. પણ ગંદવાડ ે પણ હાસ્યનો વિભાવ થઈ શકે છે. અને એ જમાનામાં આવું વર્ણન કરવું એ અશિષ્ટ ન ગણાતું. અને તે સાથે એ પણ જોવાનું છે કે ખરાબ ઘોડાનું ્ર આબેહૂબ વર્ણન છે.

ગામ મૂકીને થોડે આગળ જઈને નળે નીચા ઊતરી ઘોડાના કાનમાં ઇન્દ્રનું ધ્યાન ધરીને અશ્વનો મંત્ર ંક્યો. અને એકદમ ઘોડા ઊડ્યા. અહીં બહુ જ સ્વાભાવિક રીતે અદ્‌ભુત રસ શરૂ થાય છે. અને તેમાં આપણે પ્રેમાનન્દની એક રસમાંથી બીજા રસમાં સર-વાની શક્તિ જોઈ શકીએ છીએ. પ્રેમાનંદ વેગવાળી ગતિઓનું પણ સુંદર વર્ણન કરી શકે છે. ૫૧-૫૩, રાજા રથનો વેગ જોઈ બાહુકનાં બેફાટ વખાણ કરે છે. ૫૩-૫૯ : ૬૦-૬૧ માં ફરી દોડતા રથનું વર્ણન આવે છે. વાર્તાનો તંતુ આગળ ચલાવવાને હકીકતનું આવું પુનરાવર્તન આખ્યાનમાં આવશ્યક બને છે. રથ ચાલતાં 'રાયની પામરીનો જોટો'* ઝાંખરામાં ભરાઈ રહે છે. હં હં કરી રાજા રથ ઊભો રખાવે છે, પણ એટલામાં તો રથ એક જોજન નીકળી ગયો હોય છે. રાજા બાહુકને કહે છે નીચે ઊતરીને પામરી લઈ આવ. દમયંતીના નામ ઉપર ઓવારીને તને આપી. તું લઈ આવ. અને વળી બાહુક સંભળાવી દે છે: દમયંતીના નામ ઉપર એવી તો હું કરોડ ઓવારી નાખું. ફરી રથ ચાલવા માંડે છે. બાહુકની વિદ્યા અને મનની મોટાઈ જોઈ રાજા પ્રસંગોપાત્ત કહે છે કે તારા જેવી મારે પણ એક વિદ્યા છે અને તે ગણિતશાસ્ત્ર. બાહુક તેનું પારખું દેખાડવા કહેતાં રાજા એક બેડાના વૃક્ષની એક ડાળનાં પાંદડાંની સંખ્યા કહી આપે છે.× બાહુક રથ ઊભો રાખી ડાળ છેદી પાંદડાં ગણે છે તો કહ્યા પ્રમાણે બરાબર ઊતરે છે બંને એક બીજાની વિદ્યા આપ-લે કરે છે. અને બાહુક પોતાની વિદ્યાનું એ જ રીતે પારખું કરે છે તો સંખ્યા મળી રહે છે. આ નવી વિદ્યાના પ્રભાવથી એક નવો ચમત્કાર બને છે. અત્યારસુધી નળના દેહમાં રહેલો કળિ હવે દેહમાં રહી શકતો નથી અને નીકળી જાય છે. કડી ૭૫-૭૬ માં તેનું ભયંકર અને બીભત્સ વર્ણન છે. તેને નાસતો નળ દેખે છે અને ખડ્ગ કાઢી તેને મારવા કરે છે. કળિ પોતાને ઉગા-રવાને માટે કરગરે છે. નળ તેના અનેક અવગુણો ગણાવે છે, ત્યારે કળિ કહે કે, આટલા બધા અવગુણો છતાં એ બધા અવગુણોને ઢાંકી નાખે એવા મોટામાં મોટા બે ગુણ પોતામાં છે. અને નળના કહેવાથી તે પોતાના બધા અવગુણો અને ગુણોનું વર્ણન કરે છે. કડી ૮૭ થી ૧૧૩ સુધી અવગુણોનું વર્ણન આવે

* રોળ્યો : જૂની ગુજરાતીમાં એવો અર્થ થાય છે.

* પાનગો દુશાલો હશે માટે જોટો કહ્યો હોય એમ લાગે છે.

× આ એક ચમત્કાર સમજવો. બાકી ગણિતનું આ કામ નથી.

છે આથી રાજાને વધારે રીસ ચડે છે અને તેનો વધ કરવા તે ફરી ધસે છે ત્યારે કળિ પોતાના ગુણો કહે છે કૃત ત્રેતા અને દ્વાપર યુગોમાં હજારો વર્ષનું તપ કર્યે પણ પ્રભુનું દર્શન નથી થતું એ કળિયુગમાં માત્ર ૭ માસના તપથી થાય છે, તેમ જ બીજા યુગોમાં સો વાર દાન કર્યે એક વાર ફળ મળે તો આ કળિયુગમાં એકનું સો વાર ફળ મળે છે નળ આ ગુણોથી રીઝે છે તેને જીવતો જવા દે છે પણ પોતાના રાજ્યમા ન રહેવાને ફરમાન કરે છે કળિ કહે છે જ્યા હોય ત્યાં તમારુ નામ તો પ્રસિદ્ધ છે તો પછી હુ રહુ ક્યાં? નળ કહે બેહેડાના વૃક્ષમાં તુ રહેજે અને જ્યા મારી કથા ચાલતી હોય કે હરિકીર્તન થતુ હોય ત્યાં તારે જવુ નહિ નળનો કળિ સાથેનો આ બધો સવાદ અને પ્રસગ ઋતુપર્ણથી અદૃશ્ય હતો અને આ બધુ થઈ રહ્યા પછી પ્રેમ સરિતાની પેઠે પાછો રથ વહેવા લાગ્યો અને એ ખરેખર પ્રેમ સરિતા જ છે કારણકે આ પછી થોડી જ વારે તેમનાં બધા દુ ખોનો અંત આવીને નળદમયતી ભેગાં થવાના છે અને ફરીથી રાજપાટ મેળવી લાબા સમયનું સુખી જીવન ગાળવાનાં છે

અમુક પ્રસગ પૂરો થાર એટલે પ્રેમાનદ એક કડવુ પૂરુ કરતો આખુ એક કડવુ એક જ રાગમા ચાલતું અને કડવુ પૂરુ થાય તેનું વલણ આવતું વલણમા આગલી લીટીના થોડા શબ્દોનું પુનરાવર્તન હોય છે કડવાની કહેવા જેવી હકીકત પણ એમા ફરી વાર કહેલી હોય છે અને પછી આવતી હકીકતનું કઈક સૂચન અથવા પ્રસ્તાવના હોય છે તેમા હકીકત ફરી વાર વળીને આવે છે માટે જ કદાચ વલણ કહ્યુ હશે બે કડવા વચ્ચેની સધિનું એ કામ કરે છે બાવનમા કડવાનુ વલણ પણ આપણે આ નોધની શરૂઆતમા ઉતાર્યું તે પણ એવુ જ છે

આ કડવુ જેમ પ્રેમાનદની શક્તિનો સરસ નમૂનો છે, તેમ જ તે શક્તિની મર્યાદાનો બીજી રીતે કહીએ તો તેના દોષોનો પણ નમૂનો છે પ્રેમાનદે આ કડવામાં બહુ સુદર રીતે હાસ્યનિષ્પત્તિ કરી છે પણ આપણે જરા વિચારી જોઈએ હલકા માણસની ગરજ પડે ત્યારે એ મોંઘો થાય, માથે ચડે, એ સાચુ અને એ વૃત્તિના નિરૂપણથી હાસ્ય કરાવી શકાય એ પણ સાચું પણ બાહુક હલકી નોકરીમા છતાં નળ છે તે મહાન, ધીર અને ઉદાત્ત છે, એવો માણસ આવા પ્રસગે ઋતુપર્ણની ગરજ જોઈ આવી લઘુતા બતાવે? બીજુ એવુ બોલવાનુ અને કરવાનું આ વખતે નળને સૂઝે પણ ખરુ? નળ જાણે છે કે પોતે જ દમયતીનો વગર વાંકે ત્યાગ કર્યો છે, અને અત્યારે પોતાના દોષથી દમયતી જેવી પત્ની તેને ખોવાનો પ્રસગ આવે ત્યારે તો તેના મનમા કેટલું દુ ખ, કેટલો પશ્ચાત્તાપ કેટલી ચિંતા, અને કેટલુ મથન થતું હોય અને તે વખતે તે આવુ કરી શકે? પણ પ્રેમાનદ એ પ્રસગને હાસ્યરસિક કરતા નળનો સ્વભાવ વીસરી જાય છે ઋતુપર્ણ ગમે તેવો તોપણ મોટો અયોધ્યાનો રાજા છે એની ધોકારમા આવા હલકાં ટટવાં ક્યાથી હોય? પણ હાસ્યના વેગમા તે આ અનૌચિત્ય જોઈ શકતો નથી

આ કડવામા કળિયુગના ગુણ અવગુણોનુ લાબુ વર્ણન આવ્યુ અત્યારની દૃષ્ટિએ આપણને એ પ્રમાણથી વધારે લાબુ અને વાર્તાના પ્રવાહને વિક્ષેપ કરતું જણાયા વિના રહેશે નહિ પણ એનું આટલું લખાણ પ્રેમાનદ જેવા કુશળ કવિએ શા માટે કર્યું એ સમજવા આપણે તે સમયના લોકજીવનમાં આખ્યાનનું શુ પ્રયોજન હતુ તે સમજવુ જોઈએ આખ્યાનો મુખ્યત્વે હરિગુણ કીર્તનો માટે અને લોકોના ઉપદેશને માટે હતા કળિયુગના અવગુણોનું વર્ણન તે બીજુ કંઈ જ નહિ પણ પ્રેમાનદની પોતાના સમયની સામાજિક સ્થિતિ ઉપર ધાર્મિક દૃષ્ટિએ કરેલી ટીકા છે અને આવા વિષમ દેશકાળમા કળિના ગુણવર્ણનને નિમિત્તે પ્રેમાનદ લોકોને તપ અને દાનનો ઉપદેશ કરે છે અને તપ અને દાનની આવશ્યકતા અને મહત્ત્વ આપણા જમાનામા પણ ક્યાં ઓછા છે?

રામનારાયણ વિ૦ પાઠક

# માની છબી

લેખક: ' પ્ર૦ '

"બા! બા! હું તારે માટે એક ભેટ લાવ્યો છું."

ટપ્પામાંથી ઊતરતાં વેંત માતાને પ્રણામ કરતાં કરતાં ખુશાલભાઈ બોલતા હતા.

ખુશાલભાઈ કૉલેજના વિદ્યાર્થી હતા. અત્યારે તે ઉનાળાની રજામાં પોતાને વતન આવ્યા હતા.

એ ઘર હતું કોઢિયું ડ્રોપની એવું : જૂનું ને જર્જરિત એકઢાળિયું, અને એમાં વસતી હતી એ એકઢાળિયા જેવી જ ઘરડી ખુશાલભાઈની વિધવા માતા. એ માતાના પગની ધૂળ લેતાં લેતાં પુત્ર બોલતો હતો:

"બા! બા! બહુ સુંદર ભેટ લાવ્યો છું."

પુત્રને જોઈ ઘેલી બનેલી માતાએ જાણે કે એ વાક્ય સાંભળ્યું જ નહિ. તે વહેલી વહેલી પાણિયારે દોડી. ત્યાંથી ઠંડા પાણીનો લોટો ભરી આણી તેણે ખુશાલભાઈને આપ્યો.

"લે બેટા, હાથપગ ધોઈ લે. ચઈતરના તડકામાં, તારું મોઢું તો જો, કેવું ભૂંડુંભખ થયુ છે!"

પુત્ર પગ ધોવા બેઠો એટલે માતાની હેતાળ હથેળી તેના બરડે ફરવા લાગી. ખુશાલભાઈને લાગ્યું કે માડીનો મીઠો પંપાળ કેવળ કપડા પરની ધૂળ નહિ પણ આખા શરીરના શ્રમને પણ લૂછી રહ્યો છે! માતાના હાથનો એ પ્રેમભર્યો સ્પર્શ તે આજે કેટલા મહિને પામ્યો હતો? એ પસ્તાળે તેનાં રૂંરૂવાં પુલકિત થયાં. પવિત્ર આનંદે તે રોમાંચિત થયાં.

આ દૃશ્ય જોઈ ફળિયામાં ભસાભસ કરતો ડાઘિયો ચૂપ બન્યો. તથા અડાળીમાં કૂદાકૂદ કરતું વાછરડું થંભી ઊભું. માના હાથનો મીઠો પંપાળ પામતા પુત્રની તેમને અદેખાઈ ઊપજી! એ દર્શાવવા એક પૂછડી પટપટાવી તો અન્યે કાન.

વજૂથી પરવારેલા ખુશાલભાઈએ માના હાથમાં ગોળચા પાણીનો વાટકો દીઠો. માએ તે તેના મોઢે ધર્યો.

"લે ભાઈ! પહેલાં આ શરબત પી કે મુસાફરીનો થાક ઊતરી જાય."

એ વાટકામાં કેવળ ગોળનું પાણી ન હતું, માત્ર શરબત ન હતું, પરંતુ હતો જનેતાનો ઓદરજાયા ઉપરનો પ્રેમ--પ્રવાહિત તથા પ્રસ્વાદિષ્ટ.

માતાનો એકનો એક પુત્ર, હેવાતણહીણી વિધવાનુ જાણે કે દ્વિતીય--જો કે મૂલ્યાંકનમાં તો અદ્વિતીય જ—સૌભાગ્ય આજે છ મહિને મા પાસે આવ્યું હતું. તેથી એની આંખમાંના રતન ફરી ચળકી ઊઠયાં. એના હૃદયના કોઠામાં દીવડો પેટાયો. પુત્રની અડધા વરસની ગેરહાજરીમાં તેના ભણી ન ઢળેલા માતૃપ્રેમે આજે માઝા મૂકી, જાણે કે ઉનાળાની અધવચ્ચે હિમાળાનું હિમ ઓગળ્યું ને સિંધુ નદીમાં મોટી રેલ આવી. એ પ્રેમ-પ્રવાહમાં ઝબોળાતાં ઝબોળાતાં ખુશાલભાઈને ઘણુંય ખાવું પડ્યું ને પીવું પડ્યુ. પુત્રને ભૂખ અથવા તરસ છે કે નહિ એ પૂછવાની માએ જરૂર ન દીઠી. તે કદાચ સમજતી હશે કે માતાના હેત આગળ તો ન ભૂખની ભૂખ ઊઘડે, ન તરસની તરસ લાગે.

એ ખાનપાનનો, છેક સાંજે, છેડો આવ્યો. પછી મા દીકરો સુખદુ:ખની વાતે વળગ્યાં.

જાડા હાથાપાયાવાળી જૂની ખુરશી પર ખુશાલભાઈ બેઠા હતા. અને મા બેઠી હતી પરસાળે પાથરેલી ખજૂરીનાં છડિયાંની સાદડી ઉપર નીચે. એ મુજબ માથી ઊંચી બેઠકે બેસતાં પુત્રને સંકોચ થતો હતો.

ખુશાલભાઈમાં તેની વિદ્યા અને કૉલેજનું મિથ્યા અભિમાન ન હતું. શહેરમાં વસવા છતાં તેને પોતાની

મેલીઘેલી ઘરડી માતા ઉપર અત્યંત હેત હતું કારણ તે જાણતા હતા કે મા મેલીઘેલી છે અથવા અકાળે ઘરડી થઈ છે તે પોતાને કારણે જ છે

તેથી તે ખુરશી ઉપર ન બેસતા પ્રથમ નીચે જ બેઠા હતા "ના, ભાઈ ના તને શાદડી નહિ ફાવે તું તો ખુરશીનો બેસનાર '

માતાના એ આગ્રહનો ખુશાલભાઈએ જવાબ વાળ્યો ' મા ! કેમ નહિ ફાવે ? મને તો તારા પગની ધૂળ ઉપર પણ ફાવવું જોઈએ "

એ વાકયમા વ્યકત થએલી માતૃભક્તિએ મા રાજી બનીને સ્નેહગદ્ગદ સ્વરે બોલી

' બેટા ! તે નીચે બેસવા મરજી બતાવી એ ત્યા બેસવા બરાબર જ છે માટે હવે હું કહું છુ કે તું ઉપર બેસ '

' જેવી તારી આજ્ઞા, મા

એ રીતે બેસી ખુશાલભાઈએ વાતમાં ને વાતમા ફરી પેલી ભેટની વાત યાદ કરી

' બા હુ તારે માટે એક ભેટ લા યો છુ

આ વાત માએ અત્યાર સુધી ટાળી હતી પરંતુ એ જ વાત પુત્ર વારવાર આગળ કરે છે જોઈ તે બોલી

' લાવ બતાવ, શુ લા યો છે ? બાકી તું ઘરે આવ્યો છે એ જ મારે મન મોટામાં મોટી ભેટ છે "

' હું તો છુ જ તો પરંતુ આ તો બીજી એક ભેટ છે '

એમ બોલતા બોલતા પુલકિત બનેલા ખુશાલ ભાઈ પોતાની પેટી તરફ જવા લાગ્યા

પુત્રને ખુશ થતો જોઈ મા પણ પ્રસન્ન બની તેની એ પ્રસન્નતાએ મશ્કરીનું રૂપ ધારણ કર્યું મા હસતા હસતા બોલી

"બેટા ! મારે માટે બીજી ભેટ તો છે તારી વહુ તેને પેટીમાં સતાડી લાવ્યો છે કે શુ ? '

"તારે એ ભેટ જોઈએ છે તો તેય લાવીશ, વાજતે ગાજતે વરઘોડે ચડીને લાવીશ પરંતુ આ તો એક જુદી જ તરેહની ભેટ છે તે એની કલ્પના પણ કરી નહિ હોય "

પછી મલકાતા મુખે ખુશાલભાઈએ માતના હાથમા ફ્રેમમા મઢેલી એક મોટી છબી મૂકી એ છબી માતાની જ હતી

શહેરમા જઈ ત્યાના કહેવાતા શિષ્ટ સમાજના ઘરોમા ખુશાલભાઈએ ઘણા પ્રતિચિત્રો જોયા હતા સ્વજન વડીલોની છબીઓ સસ્કારી ઘરોની એક શોભા છે એ તસવીરો, પાછળ રહેનારાઓમા સદ્ગત પ્રિયજનોની યાદ કાયમ કરે છે કોઈ એ છબીઓ ઘરના ઠાકોરની પેઠે પૂજે છે, કોઈ એને પ્રણામ કરે છે અને કોઈક તો એને આસુડે વધાવે છે

એ નિહાળ્યા પછી ખુશાલભાઈને પણ માતાની એવી એક છબી કઢાવવા વિચાર આવ્યો હતો

માએ તેના માટે શુ ન હતું કર્યું ? પોતાનુ આખુ જીવન તેણે પુત્રના હિત માટે જ વિતાવ્યુ હતું દીકરાના ભલા માટે તેણે તન, મન ને ધન કુરબાન કર્યા હતાં પડે ભૂખી રહી તેણે પુત્રને ઉછેર્યો હતો જાતે જીર્ણ બની તેણે દીકરાને જુવાન કર્યો હતો, અને હજુ તો તે પેટે પાટા બાધીને મજૂરી કરતી કારણ તેનો ખુશાલ કોલેજમા ભણતો હતો

એવી માતાની સ્મૃતિ અમર કરવા તો તેના નામની ધર્મશાળા ને પરબડી બંધાવવી ઘટે અથવા તો રોજા કે મકબરા ચણાવવા જોઈએ એ માટે ખુશાલભાઈની ત્રેવડ ન હતી તો તેણે પોતાની જીવતી ચામડીના માના પગનાં પગરખા સીવડાવવાં જોઈતા હતાં તેય તેનાથી બન્યુ ન હતું

પરંતુ એક છબી, માતાની હૂબહૂ તસવીર તો પોતે ચીતરાવવી જ જોઈએ એમ ખુશાલભાઈને લાગ્યુ સુણી માતાના પેટે પોતે શુ એવો નગુણો પાકયો હતો કે આટલુંય નહિ કરે ?

અને ખુશાલભાઈએ માની છબી બનાવી હતી અને અત્યારે તે જ તેણે માના હાથમાં મૂકી

પુત્ર જે ભેટ ભેટ કરતો હતો તે તો પોતાની છબીની છે એ જોઈ માતા ચમકી. તે ગંભીર બની. ઘડી પહેલાંનો મશ્કરી–ભાવ તેના ચહેરા પરથી ઊડી ગયો. પોતાનું જ પ્રતિચિત્ર જોવા છતાં એના મુખ પર ન તો આનંદની રેખા ઊપસી કે ન તો ઉત્સાહની.

'માની નજરની મોળાઈ જોઈ ખુશાલભાઈનો ઉત્સાહ પણ મોળો પડ્યો. તેને દહેશત લાગી કે બાને છબી ગમી નથી.

"બા! કેવી હૂબહૂ તસવીર છે! જાણે કે કાચની અંદર તું જ જીવતી જાગતી બેઠી છે! તું નહિ હોય ત્યારેય હું આ છબી જોઈ જોઈ તને યાદ કરીશ . . ."

પુત્ર હજુ વધારે બોલવા જતો હતો ત્યાં તો તેણે માતાની આંખ ભીની દીઠી. શું બા રોતી હતી? તેની વાચા થંભી ગઈ. તેની નાડીય જાણે સ્તબ્ધ બની. જડ જેવી દિગ્મૂઢ તેની આંખો મા તરફ તાકી રહી. અનેક શંકા–કુશંકાઓ તેના ચિત્તને ઘેરી વળી.

"શું બાને એમ લાગ્યું હશે કે મે આવો નકામો ખર્ચ શા માટે કર્યો? આ બર્ગની જોગવાઈ કરવા મે એકટાણા કર્યા છે એની બાને ગંધ આવી હશે? અથવા ઘરમા પિતાજીની છબી નથી તો પછી માની શા માટે એવા વિચારે તો બા રોતી નહિ હોય? ભવિષ્યમાં આ છબી જોઈ જોઈ હું શોક કર્યા કરીશ એવી દહેશતે તો મા ક્ષોભ પામ્યાં નથી ને?"

સ્તબ્ધ ઊભેલા ખુશાલભાઈએ એક પળમાં તો ઘણા ઘણા વિચાર કર્યા. તેની કલ્પનાનો તંતુ હજુ લાંબો કંતાત પરંતુ ત્યાં તો ધીરા ગંભીર ને કરુણ એવા ગળગળા અવાજે મા બોલ્યાં:

"ભાઈ! આ છબી જોઈને જ તું મને યાદ કરીશ? બસ? આ ખોળિયું જીવતું નહિ હોય ત્યારે હું તને આવા લીટીઓના લપેડામાં જ જડીશ? મારી સૂરતા સજીવન રાખવા તારે રંગના ચપેડાની જરૂર પડશે? તું શું મને આ કાગળના કટકામાં કોરાવી રાખીશ, કાચની કેદમાં બંધ કરીશ, લાકડાના ચોકઠામા ગોઠવી શાલિગ્રામ પેઠે પૂજ્યા કરીશ?"

આવા આવા પ્રશ્નોની ઝડીમાં ખુશાલભાઈએ ઓચિંતા માવઠાનો કરાનો વરસાદ જોયો. તે ડઘાઈ ગયો, તેની મતિ મૂંઝાઈ ગઈ. કૉલેજની વિવાદપટુ જીભ તાળવે ચોંટી. તેના મુખે શરમના શેરડા પડ્યા. આ છબી ચીતરાવી–એ કુબુદ્ધિ યા સુબુદ્ધિનું કામ હતું તે તે નક્કી કરી ન શક્યો. મા જ્યારે બોલતાં હતાં ત્યારે એ છબી તેના હાથમાંથી નીચે સરી પડી હતી તેનો કાચ ફૂટી ગયો હતો. તે તરફ ખુશાલભાઈ તાકી રહ્યા.

પુત્રને ચૂપ ઊભેલો દેખી માએ ફરી મુખ ખોલ્યું,—ના, ના, પોતાનું અંતર ખોલ્યું. માની લાગણી દુભાઈ હતી તેના હૃદયને આઘાત થયો હતો. વીંધાએલા મર્મની વેદના માના શબ્દે શબ્દે તરી આવતી હતી:

"ભાઈ! મને યાદ કરવા આવી બજારુ છબી શા માટે? જો પેલી ઘંટી. મારામાં ને એનામાં ફરક છે? અમે બંને તારા માટે એક સાથે ઘસાયાં છીએ. એટલે હું જઈશ ત્યારે એ મારી જીવતી મૂર્તિ બનશે એના અણુએ અણુમાં વાચા ફૂટશે. વળી જો પેલું દાતરડું જેવું દાંત વગરનું બોખું મારું મોઢું છે તેવું જ દાંતા વગરનું બૂઠું એ દાતરડું છે. એ બૂઠું થયું છે તારા માટે. મારી હથેળીના દરેક આટણનું તે સાક્ષી છે એ મારી છબી નથી! આ ઘરમાં એવી એક વસ્તુ તો બતાવ કે જેમાં હું નથી?

"વળી વાડામાં લીંબી અને લીંબડી છે, આંબો અને આંબલી છે. વર્ષે વર્ષે તે ફળે છે તે હું જ ફળું છું, મારો પ્રેમ ફળે છે, મારો શ્રમ ફળે છે. આ શરીરના પીંજરામાંથી પોપટ ઊડી જશે તે જઈ બેસશે એમની ડાળે ડાળે ને પાંદડે પાંદડે. મારો જીવ ત્યાં બેસીને તને શીળો છાંયડો આપશે, મીઠાં ફળફૂલ આપશે.

"માટે તારે પૂજા જ કરવી હોય તો આ બધાંની કરજે. એની બરદાસ્ત કરીશ તો તે મને પુગશે.

તારે પ્રણામ કરવા હોય તો પેલી ઘંટી અને ગાય, રવઈ અને રેંટિયો : એમને કરજે. એઓ મારાં ભવોભવનાં ને સુખદુઃખનાં સાથીઓ છે એમની પૂજા તે મારી જ પૂજા હશે. એમને પગે લાગતાં હું મારા જ પગે પડ્યો છે એમ સમજજે.

"ભાઈ! તને ઊછેર્યો છે એ બધાંએ તને પોષ્યો છે એ સઘાંએ હું તો હતી નિમિત્તમાત્ર એટલે, તારી સાચી માતા તો એઓ છે. મારી સ્મૃતિ કાયમ કરતા તારું માતૃ-ઋણ નહિ ફીટે. એ અદા કરવા તો તારે એમનું જતન કરવું જોઈશે."

ક્ષોભના આવેશથી માતા આવું આવુ ઘણુ બોલ્યાં માના એક એક વાક્યે ખુશાલભાઈની આંખ ઊઘડી, એના અંતરમાંની ક્ષુદ્રતાની અમાસે જાણે દિવાળી પ્રગટી પોતાનો પ્રેમ કેટલો ઉપરછલ્લો હતો તેની એને પ્રતીતિ થઈ. એ હવે વધુવાર ચૂપ ન રહી શક્યા.

"માફ કર, બા! માફ કર. તારી મહત્તા હું, ક્ષુદ્ર જીવ સમજી શક્યો નથી મા! હું ભણ્યો છું છતાં લાગે છે કે પૂરી વિદ્યા હજુ નથી ભણ્યો. એ માટે મારે તારી પાસે એકડા ને બારાખડી ઘૂંટવી પડશે મા! તારા વિરાટ પ્રેમને કાગળના કટકાથી માપવાની ધૃષ્ટતા કરવા બદલ માફ કર."

"માફ! દીકરા, તારા સો સો ગુના સદા માફ જ છે."

પુત્રને ક્ષુબ્ધ થયો જોઈ મા નિમેષમાત્રમાં સ્વસ્થ અને શાંત થયાં. પરંતુ લાગણીમય થવાનો વારો હવે ખુશાલભાઈનો હતો. તે માને ભેટી પડ્યો. માએ પણ તેને છાતી સરસો ચાંપ્યો. પુત્ર જાણે કે માતામાં ભળી એકરૂપ થઈ ગયો. તેના બરડે હાથ પસવારતાં પસવારતાં મા બોલીઃ "બેટા, મારી આબેહૂબ તસવીર તો તું જ છે! એ ભૂલી ન જા"

આ વાત માતા અતિશયોક્તિ કરીને ન હતી કહેતી. કારણ માતાની ને પુત્રની મુખછાયા, દેહ-કાઠી, વાન, ચાલ, હસવાની છટા વગેરે એક સરખાં હતાં; જનેતા ઓદરજાયાના હૈયામાં હતી, લોહીમાં હતી, હાડ, ચામ ને માંસમાં હતી, અરે વાળ અને રોમરોમમાં હતી

માતાની આવી સજીવ છબી આગળ નકલી ને નિર્જીવ છબીની શી કિંમત?

જરાય નહિ. અને એ સત્ય ડાહ્યિયો કૂતરો પણ ઓળખી ગયો હોયની તેમ તે પેલી છબીને ઊકરડે ખેંચી જઈ ચીંથતો હતો.

કોઈએ પણ ડાહ્યિયાને વાર્યો નહિ!

●

## વિરાટનાં અશ્રુ!

હિંસા ભૂંડી, કુડકપટ, હાલાહલો વેર કેરાં
ભાળી ઈશે સહૃય હૃદયે અશ્રુ ઉનાં વહાવ્યાં
જેના બિન્દે પુનિત પ્રગટ્યા: બુદ્ધ, ક્રાઈસ્ટ, ગાંધી!

'ગૌતમ'

# આફ્રિકાના પત્રો

લેખક : શ્રી. છગનભાઈ મૂલજીભાઈ પટેલ
સંચાલક : નૂતન ગ્રામ વિદ્યાલય, ગળીરા

## ૧૧

ટરોરો
તા. ૭-૧-૩૮

પ્રિય ભાઈઓ,

તમને મેં ગોવા સિવાયના ત્રણ લાંબા અને વર્ણનાત્મક પત્રો ગયા મહિનામાં મોકલ્યા છે. તે બધા હવે મળી ગયા હશે એમ માનું છું.

એ પત્રોમાંથી તમને કેટલુંક જાણવાનું મળે છે, એમ તમારા ગયા પત્રથી (તા ૨૭મીના) જાણ્યું, તેથી આનંદ થયો. હવે એવાં કાવ્યમય વર્ણનો લખવાનો સમય અને સ્થળો કેટલાં મળશે એ આજે નથી કહી શકતો, અને તેથી હવે કદાચ એવા પત્રોની આશા તમારે રાખવી નહિ. જો કે અમારે એવડા મોટા વિસ્તારમાં ફરવાનું છે અને જુદા જુદા પ્રસંગો અને સ્થળોના અનુભવો મળ્યા છે કે જેનું વર્ણન તમને ઉપયોગી અને આનંદદાયક થઈ પડે. એટલે અવકાશ મળશે અને ઉત્સાહ આવશે ત્યારે જરૂર લખતો રહીશ.

તા. ૬ઠ્ઠીના કંપાલાથી લખેલા એરમેઈલ પત્રમાં મેં તમને ફાળાની થયેલી શરૂઆત જણાવી છે ત્યાર પછી ત્યાંથી તે જ દિવસે સવારના સાડાનવે ભાઈ લલ્લુભાઈની સલૂન મોટરકારમાં અમે મબાલે જિલ્લામાં જવા માટે ઊપડ્યા હતા. કંપાલાથી લગભગ દોઢસો માઈલના અંતરે વચમાં આવતા ટરોરો નામના સ્થળેથી આ પત્ર તમને લખુ છું લગભગ ૪ કલાકના સમયમાં મોટરે દોઢસો માઈલ કાપ્યા. અને તે દરમિયાન આ બાજુનો રમ્ય પ્રદેશ અમે નિહાળ્યો. કેટલીક જગાએ લાંબાં લાંબાં હરિયાળાં મેદાનો આવતાં હતાં, તો કેટલીક જગાએ માઈલો સુધી પથરાએલી વૃક્ષાચ્છાદિત પહાડી નજરે પડતી હતી. વચમાં કેળાંનાં અને કપાસનાં ખેતરો તો હતાં જ. સમય બપોરનો હતો અને તે દિવસે તાપ સખત હતો. એટલે એ લાંબી મુસાફરીમાંથી જેટલો આનંદ લેવો જોઈએ એટલો નથી લઈ શક્યા. નાંખી નજર ન પહોંચે એટલે દૂર સુધી વિસ્તરેલા અહીંના વિશાળ જંગલમાં અનેક પ્રકારનાં વિવિધ દૃશ્યો જોવાને મળે છે. અહીંના રસ્તા ખૂબ વખણાય છે અને તે માઈલો સુધી સર્પાકારે પથરાએલા હોય છે. કેટલીક વખત ઘાસથી છવાએલી અહીંની વિશાળ ભૂમિમાં ઊંચાનીચા જતા સીધા રસ્તાની સડકો દૂરથી બહુ રળિયામણી લાગે છે. જાણે લીલા રંગની અંદર લાલ રંગનો એક સરખા આકારનો માઈલોની લંબાઈનો પટ્ટો ના પડ્યો હોય એવો તેનો દેખાવ થઈ રહે છે. અહીંની ભૂમિનો રંગ કંકુ જેવો લાલ છે. અને તાજી ખોદેલી માટીના ઢગલા કેટલીક વખત કંકુના ઢગલા જેવા જ બરાબર લાગે છે. એ જમીન એટલી ફળદ્રુપ છે કે તેમાં આપણા દેશમાં અગર દુનિયામાં થતી દરેક ચીજ પાકે છે. અહીં અમે ફુદીનો અને તુલસી પણ જોયાં. બધી જાતની શાકભાજી પણ જોઈ. ફળ તો ઘણાં ખરાં થાય છે જ. અનાજમાં પણ ઘણી જાત થાય છે. ફૂલોનો તો અહીં પાર જ નથી. તેમ છતાં, એ દરેક ફળ ફૂલ અનાજ અને શાકભાજીમાં આપણે ત્યાંના જેવો સ્વાદ કે સુગંધ નથી. આજકાલ અમને ઘણી વખત કેરીનો રસ ખાવાને મળે છે, તેમાં પણ એ મીઠાશ નથી હોતી. ગુલાબનાં ફૂલો એટલાં મોટાં થાય છે કે જે જોઈને તમને ખૂબ આનંદ થાય, પણ તેમાં સુગંધ ના મળે. આનું કારણ એમ લાગે છે કે કદાચ આખું વર્ષ વત્તોઓછો વરસાદ પડ્યા કરે છે તેથી સૂર્યનાં કિરણો તેને પૂરતાં નહિ મળતાં હોય.

જો કે આ પ્રદેશ વિષુવવૃત્તની સીધી લીટી નીચે આવેલો હોવાથી જ્યારે જ્યારે તાપ પડે છે ત્યારે એ એટલો આકરો લાગે છે કે આપણે તેનાથી અકળાઈ જઈએ અને તે અસહ્ય થઈ પડે હવે એવા તાપની જ ઋતુ શરૂ થઈ છે અને તે લગભગ દોઢેક મહિનો પહોંચશે ત્યાર પછી વરસાદનું પ્રમાણ વધશે એમ કહે છે હમણા તો આપણે ત્યાંના ઉનાળા જેવો જ આકરો તાપ અને પવન શરૂ થઈ ગયો છે વચમાં કોઈક વખત વરસાદ થઈ જાય તો થઈ જાય

*

આજથી વીસ વર્ષ ઉપર આફ્રિકામાં આવનાર આપણા દેશભાઈઓ અહીં કેવી રીતે રહેતા, કેટલી અડચણો વેઠતા અને કેવું કઠણ જીવન ગાળતા તેનું થોડું વર્ણન મને સાંભળવા મળ્યું કહે છે કે શરૂઆતમાં અહીં આવનાર મોટા ભાગના માણસોને અહીંના ગાઢ જંગલોમાં વેપાર અને નોકરીને માટે રહેવું પડતું તમે જાણો છો કે અહીંના મૂળ લોકો ગામ બાંધીને તો રહેતા જ નથી છૂટાછવાયા ઝૂંપડાં બાંધીને એ લોકો રહે છે એટલે એવા માઈલ્સ માઈલ અર્ધા અર્ધા માઈલના આંતરે વેરાયેલા ઝૂંપડાના કોઈ એક વિભાગમાં રસ્તા ઉપર ઘાસમાટીનું કે પતરાનું છાપરું બાંધીને આપણા લોકો રહે અને આજુબાજુના ઝૂંપડાંવાળા અર્ધનગ્ન જંગલી આફ્રિકનોને પોતાનો માલ વેચે અને તેના બદલામાં કપાસ વગેરે માલ લે તેમની પાસે પૈસો તો હતો જ નહિ તે વખતે અહીંના લોકો આપણાથી બહુ બીતા તેમને કપડાં કેમ પહેરવાં કેવાં પહેરવાં કેટલી કીંમત આપવી તેની કશી ગતાગમ નહોતી એટલે પોતાની પાસેની કપાસ જેવી ચીજો એ દૂરથી પેલા વેપારી તરફ ફેંકે અને તેના બદલામાં આપણો વેપારી પોતાની મરજીમાં આવે એવું કાપડ વગેરે પરચૂરણ માલ ફેંકે ના તેની કોઈ કીમત પૂછે કે ના એ માલની જાત પૂછે આ સ્થિતિને લીધે શરૂઆતમાં આપણા ઘણા માણસો સારું કમાઈ ગયા માણસજાતની પ્રાથમિક દશામાં જેમ માલની જ લેવડ દેવડ થતી, પૈસાનો વ્યવહાર નહોતો, તેમ અહીં પણ આજથી પચીસ-ત્રીસ વર્ષ પહેલાં માલની જ લેવડદેવડ થતી પછી તે વખત વીતતો ગયો અને અંગ્રેજ સરકારે તેમની જરૂરિયાતો વધારી અને એવા પ્રકારની કેળવણી તથા સામાજિક સ્થિતિ ઉત્પન્ન કરી કે જેથી તેમને પૈસા કમાવાની જરૂર પડી હવે આજે તો એ માલના બદલામાં પૈસા મેળવતા શીખ્યા છે, એટલું જ નહિ પણ કેવી રીતે એ પૈસા વધારે મેળવી શકાય તેની અર્ધસુધરેલી રીતો પણ શીખવા માંડ્યાં છે અને તેથી આપણા આજના વેપારીઓને પહેલાં જેટલો લાભ નથી મળતો એમની ઘોર અજ્ઞાનતાનો અને જંગલીપણાનો જ પહેલાં પૂરો લાભ લેવાતો હતો તેથી જ અહીં આવેલા આપણા લોકો પૈસાની છોળો ઉડાડતા હવે તેમની જરૂરિયાતો અને કેળવણી વધી ગઈ છે, એટલે આપણા લોકો હતાશ થવા લાગ્યા છે

અંગ્રેજ પાદરીઓ આ દેશના ગાઢ જંગલોમાં ઠેર ઠેર પથરાઈ ગયા છે, અને ત્યાં મોટી–નાની સુંદર શાળાઓ અને દેવળો ઊભાં કર્યાં છે એની મારફતે તેમણે અહીંના લોકોમાં ઘણો સુધારો કર્યો છે અને સાથે સાથે આપણી વિરુદ્ધ ઝેર પણ રેડ્યું છે એટલે આપણી સ્થિતિ આજે અહીં સ્વમાનપૂર્વક અને સમાનતાથી રહી શકાય એવી નથી રહી આપણા લોકો આની સામે ખાનગીમાં બળાપા કરે છે, પણ એ દિશામાં કશું જ રચનાત્મક કાર્ય કરવાની તેમનામાં શક્તિ વૃત્તિ કે સમય નથી સહુ પોતપોતાના ટૂંકા સ્વાર્થમાં મશગુલ છે, એટલે ભવિષ્યમાં પણ સુપરિણામ આવવાની આશા જ નથી રહી આજે તો જાણે આપણે બે જણાની બીચ વચ્ચે આવી પડ્યા હોઈએ અગર આવી પડવાના હોઈએ એવો જ ભાવ અહીંની સ્થિતિનું આંતરિક નિરીક્ષણ કરતાં આપણને લાગે છે એક બાજુ છે અહીંની રાજકર્તા અંગ્રેજ પ્રજા, અને બીજી બાજુ છે પાશ્ચાત્ય સંસ્કાર-શિક્ષણ પામેલા અર્ધસુધરેલા આફ્રિકનો એ બેની વચ્ચે નજીકના ભવિષ્યમાં આપણા અસંગઠિત અને અસહાય લોકો ભીંસાઈને બહાર નીકળી જવાના છે—સિવાય કે, આપણી પોતાની સરકાર આંતરરાષ્ટ્રીય મહત્ત્વ પ્રાપ્ત કરીને અહીંની સરકાર પર દબાણ લાવી શકે અગર

અહીં રહેતા આપણા લોકો પોતાનું સ્વમાન અને સરકાર સાચવીને રહેવા જેટલી શક્તિ અને ભક્તિ દાખવે!

પણ હું તમને શરૂઆતમા અહીં રહેતા આપણા લોકો કેવી અડચણો વેઠતા તેનું વર્ણન આપતા આપના બીજી બાજુ જ હળી પડચો તે વખતે નહોતી આજના જેટલી મોટરો, રેલવે, અનાજ પાણીની સગવડો કે સારાં સારાં મકાનો દૂર દૂરના જંગલમાં છાપરા બાંધીને તેઓ રહેતા આપણા લોકોને નહોતું પીવાને પૂરું પાણી મળતું કે નહોતું ખાવાને ભાતભાતનુ અનાજ ને શાકભાજી મળતાં પોતે રહેતા હોય એ છાપરાથી બબ્બે ચારચાર માઈલના અંતરેથી તેમને ઝરણનાં ડહોળાં પાણી પીવાને મંગાવવા પડતા, નહાવા ધોવાનુ દિવસો સુધી હોય જ નહિ ખાવાને સડેલો આટો અને જાડા પાતળા ચોખા દેશમાથી ગયા હોય તે મળતા સૂવાને ગાદલાં કે મજબૂત ઘર નહોતા એક જગાએથી બીજી જગાએ જવાને આટલાં સુલભ સાધનો નહોતા, આવા સુંદર અને સરખા રસ્તાઓ નહોતા અને અત્યારનાં જેવાં વિકસિત શહેરો નહોતાં આવી અગવડોમાં તેમને મહિનાઓ અને વર્ષો જંગલમાં એકાકી રહીને જ ગાળવા પડતા હતા ચોતરફ ઘાસ અને ઝાડથી છવાયેલું જંગલ તેની અંદર વસતાં હિંસક પ્રાણીઓ અને અજ્ઞાન અબુધ, જંગલી લોકો હજી આજે પણ શહેરોથી દૂર અંદરના ભાગમા એવા ઘણા સ્થળો છે, જ્યાં દશ-વીસ માઈલના વિસ્તારમા બેપાંચ પતરાંનાં છાપરામા આપણા લોકો નાની નાની દુકાનો નાખીને પડચા હોય તેમની આજુબાજુ જંગલ અને જંગલી લોકો વિના બીજા કોઈની સોબત કે સહવાસ ના મળે આવી એકાકી હાલતમા તેમનુ જીવન કેમ જતું હશે એની ખબર જ નથી પડતી જો કે આજે અહીંના મુખ્ય શહેરોમા આપણા દેશનાં શહેરો જેટલી જ સગવડો છે અને ખૂબ સુધારા થયા છે, મોટરો વગેરેના અસંખ્ય સાધનો આવ્યાં છે, અને સારા રસ્તાઓ ઠેરઠેર બનાવી દીધા છે એટલે જરૂરિયાતના સાધનો સહેજે મેળવી શકાય છે

કમ્પાલા, મોમ્બાસા અને નૈરોબી જેવાં શહેરોમા આજે તો વીજળી અને વૉટરવર્કસ દાખલ થયાં છે, ડામરની સુંદર સડકો બંધાઈ છે, રહેવાને સગવડ ભર્યાં સુધરેલી ઢબના મકાનો થયાં છે, અહીંની જમીનમાં જાતજાતના ફૂનફળાદિ અને શાકભાજી થવા લાગ્યાં છે અને મોટરો તથા સાઈકલોનો સમૂહ વધી પડચો છે આ બધા સાધનોથી જેમ સગવડો મળે છે તેમ અહીંનું જીવન પણ મુશ્કેલ કરતાં મોઘુ, ખર્ચાળ અને કૃત્રિમ બની ગયુ છે તેથી જીવનમા જે શાંતિ, સંતોષ, સાદાઈ સંભળતા અને સુખ જોઈએ તે નથી દેખાતા તમને જાણીને નવાઈ લાગશે કે એકલા નાઈરોબી શહેરમાં જ સોળ હજાર જેટલી મોટરો ફરે છે! એ શહેરની વસતી જ મોટરો કરતા બમણી હશે કંપાલામાં પણ સાતઆઠ હજાર મોટરો છે સાઈકલોનો તો અહીં પાર જ નથી દરેક સુધરેલો કે અધસુધરેલો આફ્રિકન સાઈકલ રાખે છે તેમની સ્ત્રીઓ પણ સાઈકલ ફેરવી જાણે છે! આમ અસંખ્ય સાઈકલો આજે આફ્રિકાના જંગલોમાં ફરતી થઈ ગઈ છે

•

## ૧૨

ગશેટી

પ્રિય ભાઈબહેનો,

અમલેથી ગઈ તા ૧૦મી જાનેવારીએ લખેલા ચોથા વર્ણનાત્મક પત્રમાં મે તમને અહીંના જીવન ની થોડી હકીકત લખી હતી ત્યારપછી મે તમને એક અરજન્ટ પત્ર (તા ૨૧) કંપાલાથી લખેલો તે હવે તો મળી ગયો હશે

આ પત્રમા હું તમને અહીંનાં આપણાં, અંગ્રેજોના અને આફ્રિકનોનાં જીવન વિશે કંઈક લખવા ઇચ્છુ છુ અત્યારસુધીમા અહીંના જુદા જુદા સ્થળોના માણસોના જીવન જોયા પછી જે વિચારો ઉદ્ભવ્યા છે તેને મૂર્ત સ્વરૂપ આપવાની વૃત્તિથી આ લખવા બેઠો છુ આ પહેલાના પત્રમાં જો કે તેનો છૂટોછવાયો નિર્દેશ તો થયેલો જ છે, તો પણ આને વિશે ફરીફરીને વિચારો આવ્યા જ કરે છે અને તે

તમને સહુને પણ જાણવા ઉપયોગી થઈ પડશે એમ માનીને વિસ્તારથી અને ચોકસાઈથી લખવા ઇચ્છું છું.

આ દેશ કુદરતનો લાડીલો. આ દેશ ફળ-ફૂલ, ઝાડ-પાન, નાની મોટી પર્વતમાળા અને પાણીથી ભરેલો હતો. નદી સરોવર અને ઝરણાંની આજે પણ અહીં ખોટ નથી. લીલી વનરાજિ આખા પ્રદેશમાં પથરાયેલી છે, મઝાની ફળદ્રુપ જમીન છે અને બારે માસ મેઘરાજાની મહેર છે. એટલે જીવન ધારણની બાબતમાં આ દેશ આજે પણ સમૃદ્ધ છે એમ કહેવું જોઈએ. અહીંના મૂળ લોકોને ખાવા-પીવાની કદી ખોટ હતી જ નહીં અને છે પણ નહીં. તેમના શરીર સશક્ત અને બાંધો મજબૂત હતો. તેમનો ખોરાક કાચા પાકા કેળા અને કંદમૂળનો છે. જંગલમાં રહેનારી અજ્ઞાન પ્રજા માંસ-માછી ખાય એ પણ સ્વાભાવિક જ છે. આ બધું તેમની આજુબાજુ પુષ્કળ પ્રમાણમાં પડેલું છે. એને માટે તેમને કશો પ્રયત્ન કરવાની જરૂર નથી. રહેવાને માટે મજાના ઘાસ-ઝાંટીના ઘાટીલા ઝૂંપડાં તે બનાવી શકતા અને હજી પણ બનાવે છે. પહેરવાને માટે એ કેળની અને ઝાડની છાલ વાપરતા. તેમનો પહેરવેશ પણ ઓછામાં ઓછી જરૂરિયાતવાળો હતો. કમરે વીંટવાનો અને ઉપરણાનો એક નાનો ટુકડો તેમને માટે પૂરતો હતો. કોટ પાટલૂન અને પહેરણ તો આપણા અને અંગ્રેજોના આવ્યા પછી જ એ જોઈને શીખ્યા. સ્ત્રીઓનો પોષાક પણ આ જ હતો. આજે પણ જંગલની કેટલીક સ્ત્રીઓ કમર સિવાયના ઉપરના અંગને ઢાંકવાની તકલીફ નથી લેતી. આવા અર્ધનગ્ન વેશવાળી અને આજના સુધારાથી શોષિત થયેલાં લોહી-માંસ વિનાના સૂકાં અંગવાળી કોઈ સ્ત્રી તેમની આજની સ્થિતિનું ઘૃણાપાત્ર નગ્ન દૃશ્ય રજુ કરે છે. એવું જ દૃશ્ય તાપ-તડકામાં કાળી મજૂરી કરતા, સૂકા અંગવાળા અને ચીંથરેહાલ ફરતા અહીંના મજૂરો પણ ખડું કરે છે. જે દેશમાં ખાવાને પૂરતો ખોરાક અનાયાસે પાકે છે તે દેશના લોકોની સ્થિતિ આવી કંગાલ અને કષ્ટદાયક કેમ એવો પ્રશ્ન આપણા મનમાં તરત જ ખડો થાય છે.

મેં તમને પહેલાં પણ લખેલું છે કે આ દેશનું સૃષ્ટિસૌન્દર્ય અદ્‌ભુત છે. પશુધનનો પણ પાર નથી. લીલોતરીમાંથી પુષ્ટ બનેલી ગાયોનાં ધણ જ્યાં જોઈએ ત્યાં જોવામાં આવે છે. છતાં અહીંના લોકોને દુઃખ શું? દરિદ્રતા શાની? કોઈ સુખી ઘરની સશક્ત અને સુંદર પ્રૌઢાના જેવી સમૃદ્ધ કુદરતના ખોળામાં કેવળ પ્રાથમિક દશાની અંદર પ્રસન્નતાથી ખેલતા આ લોકોને શાની ઉણપ હતી? ઉણપ હતી માત્ર જ્ઞાનની. જીવનકળાના અને જીવનવિશુદ્ધિના જ્ઞાનની. જીવનસમૃદ્ધિ તો તેમની પાસે અપાર હતી. તેમની એ જીવનસમૃદ્ધિએ જ આપણ સહુ પરદેશીઓને આકર્ષ્યાં. જેમ કસ્તૂરીમૃગમાં રહેલી કસ્તૂરીની સુગંધ જ તેને પ્રાણનાશક નીવડે છે તેમ આ દેશની જીવનસમૃદ્ધિ જ તેમનું નુકસાન કરનારી નીવડી. આજે પણ આખા પ્રદેશની અંદર—લીલા હરિયાળા પ્રદેશની અંદર—ઊંચી નીચી ટેકરીઓ ઉપર અને તેની માઈલો સુધી વિસ્તરેલી તળેટીઓમાં લીલા ઘાસથી અને રસાળ વૃક્ષોથી આચ્છાદિત ભૂમિ ઉપર કેળાના મોટા મોટા ઝૂંડની વચ્ચે બાંધેલાં નાનાં નાનાં છૂટાછવાયાં ઝૂંપડાં તેમના સુખી જીવનનું આકર્ષક અને રમણીય દૃશ્ય ખડું કરે છે. તેમની એ અજ્ઞાનતાભરેલી છતાં સુખી અને સ્વાભાવિક જિંદગીમાંથી આ સુધરેલી છતાં કૃત્રિમ અને કષ્ટદાયક જિંદગીમાં કોણે લાવી મૂક્યા? શા માટે લાવી મૂક્યા? એમ કરવામાં પ્રેરક હેતુ કયો? કોનો? તેથી લાભ કોને થયો અને થશે? આવા અનેક પ્રશ્નો ઊંડું અને નિષ્પક્ષ નિરીક્ષણ કરનારને થયા વિના રહે જ નહીં.

આજકાલ અમે અહીં મબાલેમાં શ્રી આશાભાઈને ત્યાં રહીએ છીએ. તેમના મકાનમાંથી દૂર માઈલો સુધી વિસ્તરેલી માઉન્ટ એલ્ગનની ગગનચુંબિત પહાડી અને તેની સપાટ, સરસ તળેટીમાં આવાં અસંખ્ય ઝૂંપડાં અમે હંમેશ જોઈએ છીએ. આવાં દૃશ્યો જ્યાં જ્યાં જોઈએ છીએ ત્યાં ત્યાં ઉપરના વિચારો મનમાં ઉદ્‌ભવ્યા વિના રહેતા જ નથી. એક બાજુ આવું સાદું, સુંદર, સુખી અને સ્વાભા-

વિક જીવન છે, જ્યારે બીજી બાજૂ આપણા જેવા પરદેશીઓનુ આધુનિક સુધારાની અને એની સુખ-સાહ્યબીવાળી ઉશ્કેરાટની ભભકથી ભરેલું, આંજી નાખનારૂ જીવન છે. આમ જીવનમા ઉપરોક્ત પ્રકારના અહીંના કગાલ સ્ત્રીપુરુષોના પરસેવાથી અનેરી અને જાળની જેમ હજારો માઈલના વિસ્તારમા પથરાયેલી સપાટ-સુદર સડકો પડેલી છે, તેની ઉપર દારૂથી ભરેલી હવાઈની જેમ સરકી જતી, જુદા જુદા રગરોગાનવાળી ઉછળતી દમની મોટરો છે, પરદેશીઓના સુખ–સામગ્રીઓથી ભરેલા નાના–મોટા બાગ–બગીચાવાળા સુદર મકાનો છે, વીજળી અને વૉટરવર્ક્સના સાધનો છે, પરદેશથી આવેલા ચિત્રવિચિત્ર જાતભાતવાળા મનમોહક વસ્ત્રો છે, રેલવે છે, તાર અને ટેલિફોન છે, શહેરો છે અને તેમાથી આ આકર્ષક લાગતું અનેકરગી કૃત્રિમ જીવન, આખા પ્રદેશની અદર—ગરીબ અને તવગર, સુધરેલા, અર્ધસુધરેલા અને જગલી સૌની અદર—પ્રવેશ કરી રહ્યુ છે એ પ્રાણપોષક છે કે પ્રાણનાશક છે, એ જ મુખ્ય પ્રશ્ન છે અને ઊડો વિચાર કરનારને એ પ્રશ્ન મૂઝવી નાખે છે. અહીંના સાદુ, સરળ અને સુખી જીવન ગાળનાર જગલવાસીઓને આની જરૂર હતી ?

જ્યારે આપણે – અગ્રેજો સુદ્ધા—અહીં રહેનાર પરદેશી લોકો, દૂર જગલમા ૫-૧૦ ઘરવાળા નાનાં ગામડામાં રહેતા હોય કે મોટા શહેરોમા રહેતા હોય તોપણ તેમના જીવનની જરૂરિયાતો આ પ્રકારની થઈ પડી છે એ જરૂરિયાતો વધારવા અને વિકસાવવાનુ જ તેમનુ ધ્યેય હોય છે અને તેથી તેને માટે દ્રવ્ય મેળવવાના તેમના એકલક્ષી પ્રયત્નો હોય એ સ્વાભાવિક છે આ દ્રવ્ય મેળવવાનું એક માત્ર સાધન અહીંના જગલવાસી અજ્ઞાન–અબુધ લોકો છે એમની પાસેથી પૈસા તો જ મળી શકે જો તેમનું સાદુ અને સ્વાભાવિક જીવન નષ્ટ થાય અને તેને બદલે આપણ સૌ પરદેશીઓના જેવુ આધુનિક સુધારાથી રગાયેલું કૃત્રિમ જીવન એ ગાળતા થાય કારણકે આવુ જીવન ગાળે તો જ તેમની જરૂરિયાતો વધે અને એમની જરૂરિયાતો વધે તો જ પરદેશીઓનો વેપાર ચાલે એ વેપાર વડે જ આ કૃત્રિમ જીવનને પરદેશીઓ સમૃદ્ધ બનાવી શકે !

આવી જ્ઞાન–અજ્ઞાન વિચારસરણીમાથી જ અહીંનો આપણો (એટલે સૌ પરદેશીઓના) વેપાર અને વ્યવહાર ગોઠવાયો છે એ જ કારણે અહીંના નાના–મોટા સર્વ વેપારમા અને વ્યવહારમા નર્યું પરદેશી તત્ત્વ પેસી ગયુ છે તેથી જ આપણા પરદેશીઓના વેપાર અને વહેવારમા અહીંના દેશીઓનું હિતાહિત વિચારવાની ભાવના પણ રહી નથી કયો વેપાર કરવાથી અને કેવા વ્યવહાર–વર્તન રાખવાથી અહીંના લોકોને લાભ–હાનિ છે તેનો લેશમાત્ર વિચાર કોઈએ કર્યો હોય એમ લાગતુ નથી અહીંની અગ્રેજ સરકાર જે આ જગલી દેશને સુધારવા અને સમૃદ્ધ કરવા માટે સ્થપાયાનો દાવો કરે છે તેમના વર્તન અને ઉદ્દેશ પણ વિશાળ સ્વરૂપમા એક નાના વેપારીનાં જેવા જ છે એટલા માટે તો એમણે સુધારાને બહાને આ લોકોને કદમૂળના ખોરાકમાથી અનાજના ખોરાક ઉપર આણ્યા, વલ્કલનાં વસ્ત્રોમાથી રગબેરગી જાત–ભાતવાળા તકલાદી પરદેશી વસ્ત્રો પહેરતા કર્યા, સાદા પોશાકમાથી કોટ, પાટલૂન અને હેટ ઉપર આણ્યા, પગે ચાલતા હતા તેમને સાઈકલો અને મોટરો આપી ફરજિયાત કપાસનું વાવેતર કરાવ્યુ—તેમને પોતાને પહેરવાના વસ્ત્રો બનાવવા માટે નહીં પણ પોતાનું રાજતત્ર અને પરદેશી વેપાર વધારવા માટે, તેમના માટીના અને લાકડાના વાસણો છોડાવીને લોખડના અને એલ્યુમિનિયમના વાસણો વાપરતા કર્યા ટૂકામા, એક ટાંકણીથી માંડીને મોટામા મોટી જીવનની જરૂરિયાત એવી ના રહી કે જેને માટે તેમને પરદેશ પર આધાર ન રાખવો પડે !

અને આ બધું મેળવવા માટે તેમને પૈસાની જરૂર તો પડે જ જે પૈસો થોડા વર્ષ ઉપર તેમને માટે અનાવશ્યક અને અડચણરૂપ હતો તે જ પૈસો આજે તેમને માટે અનિવાર્ય આવશ્યકતા રૂપ થઈ

પડ્યો. આ પૈસા મેળવવા માટે જ હવે તેમણે વિશેષ મહેનત કરવી રહી. જીવનધારણ માટે જે સ્વલ્પ મહેનત તેમને કરવી પડતી તેને બદલે જીવનની માની લીધેલી જરૂરિયાત માટે જ હવે તેમને તનતોડ મહેનત કરવી રહી. એટલે તેમને માટે હવે બન્યું એમ કે જરૂરિયાત માટે મહેનત કરીને પૈસા મેળવ્યા. અને પૈસા મળ્યા એટલે જરૂરિયાતો વધી. એટલે જ પરદેશીઓનો વેપાર વધ્યો. અને જેમ જેમ પરદેશીઓનો વેપાર વધતો ગયો તેમ તેમ ઉત્સાહમાં ઉત્સાહી ઢબની જરૂરિયાતોનો આદર્શ તેમની સામે મુકાતો ગયો. આ જરૂરિયાતો પણ એવી કે જેનાથી તેમની જીવનશક્તિ તો ઘટે જ. કારણ કે કંદ-મૂળ અને ફળનો પૌષ્ટિક ખોરાક ઘટીને અનાજનો—સંચાના છોલેલા–ખાંડેલા વાસી નિઃસત્વ આટાનો આહાર વધ્યો, ચા-બિસ્કીટ આવ્યાં, પરદેશી વસ્ત્રોનો વિલાસી પોશાક દાખલ થયો અને સુધરેલાં સ્ત્રી-પુરુષોનો સ્વચ્છંદી વ્યવહાર પણ પ્રવેશ્યો. ટૂંકામાં, પરદેશીઓના આહાર-વિહારનું અને રહેણી-કરણીનું અંધ અનુકરણ દરેક અજ્ઞાન પ્રજા અવિચારીપણે કરતી આવી છે તેમ આપણે પણ ઝપાટાબંધ કરવા માંડ્યું છે. પરિણામે, તેમની મહેનત વધી છે અને જીવનશક્તિ ઘટવા લાગી છે એ જ કારણે તેમનું જીવન આજે કંગાલ અને કષ્ટદાયક લાગે છે.

સ્થાપિત સરકારે અને પાદરીઓએ તેમને શિક્ષણ આપવાના જે પ્રયત્નો કર્યા છે તેને લીધે તેમનામાંના કેટલાક (બહુ થોડા) ભણી ગણીને નોકરી મેળવતા થયા છે—ખાસ કરીને રેલવેની, પોલિસની અને કારકૂની, નાહી ધોઈને સ્વચ્છ રહેતા અને ઊજળાં કપડાં રાખતા થયા છે. પરદેશીઓ શરૂઆતમાં જે પ્રમાણમાં તેમને છેતરતા અને દબાવતા તે પ્રમાણ ઘણું ઘટી ગયું છે, પરંતુ આ શિક્ષણનું અને પરદેશીઓના અંધ અનુકરણનું એક મોટું અને લાંબું દુષ્પરિણામ એ આવવાનું છે કે તેમની જીવનદિશા જ આખી બદલાઈ જવાની છે. એની શરૂઆત તો થઈ જ ચૂકી છે અને એ દિશાફેરને કારણે તેમનું આખું જીવન પરાવલંબી, કૃત્રિમ અને ખર્ચાળ બની જવાનું છે. પરિણામે, સમસ્ત દેશની અને પ્રજાની જીવનશક્તિ અને સમૃદ્ધિ નાશ પામવાનાં છે.

પ્રાથમિક દશામાં રહેતી આ પ્રજાને ખરી રીતે તો જીવનદૃષ્ટિ આપવાની જ જરૂર હતી. જીવનનું ધારણ-પોષણ તો પશુની જેમ એ પણ કરતાં જ હતા. પરંતુ જીવનવિકાસને માટે જે જ્ઞાન જોઈએ તે તેમને આપવાનું હતું અને એ વિકાસને અનુકૂળ જે જીવનસામગ્રી તેમની આજુબાજુ વિપુલ પ્રમાણમાં પડેલી હતી તે કેમ વાપરી શકાય એ બતાવવાનું હતું. એમ થયું હોત તો પાશ્ચાત્ય કે પૌર્વાત્ય વિકારોથી અસ્પૃષ્ટ રહેલી આ સશક્ત પ્રજા અને આ સુંદર દેશ સ્વર્ગ જેવો સુખી અને સમૃદ્ધ બનત. પરંતુ આ વિશ્વવ્યાપી સુધારાના ગોઝારા મોજાએ આ લાડીલા દેશનું ઉજ્જવલ ભાવિ અંધકારમય બનાવી દીધું હોય એમ આજે તો દેખાય છે.

દુનિયામાં પ્રખ્યાત એવો આ દેશનો રેશમ જેવો મુલાયમ કપાસ આ લોકો પરસેવો પાડીને પકવે છે અને તે પાણીને મૂલે વેચે છે. એ વેચાણના પૈસા વડે અનેક પરદેશી ચીજો એ ખરીદે છે અને એમ અહીંનો વેપાર માત્ર કપાસના વાવેતર ઉપર ચાલે છે. આ વેપારમાંથી અહીંની સરકારને મબલક આવક મળી રહે છે; કારણ કે આ દેશના દરેક વતનીને યુગાન્ડામાં અઢાર અને કેનિયામાં ત્રીસ શિલિંગ જેટલો પોલ ટેક્સ—કર—દર વર્ષે ફરજિયાત ભરવાનો હોય છે. અઢાર વર્ષની ઉપરની ઉંમરનો કોઈ પણ પુરુષ આમાંથી માફાત રહી જતો નથી. આ ઉપરાંત યુગાન્ડામાં તો દરેક જણને બાર શિલિંગ આપવાના હોય છે તે જુદા. આપણા લોકોને પણ દર વર્ષે વીસ શિલિંગ અહીં અને ચાલીસ શિલિંગ કેનિયામાં ફરજિયાત ભરવા પડે છે. અમે બાર મહીના માટે આવ્યા છીએ છતાં અમારે પણ ત્રીસ શિલિંગ ભરવા પડ્યા. એ ઉપરાંત પરવાના કઢાવવા પડે તેની ફી જુદી.

આ બધો કરભાર, અનેક વસ્તુઓનો વેપાર, પરદેશી ખર્ચાળ રાજતંત્ર, અને આપણા 'પરદેશી'

એોના જેવા શોખ, રેલવે, સડકો, મોટરો બધું જ કપાસના પાક ઉપર અવલંબી રહેલું છે. આ બધું ટકાવવા અને ચલાવવા માટે જ આ સરકારે અહીંનાં લોકો પાસે બળજબરીથી કપાસનું વાવેતર કરાવ્યું છે. એનાથી આ દેશને લાભ છે કે હાથ એ તો પ્રશ્ન છે. છતાં જે રીતે આ બધું ચાલે છે તે જોતાં અને એમનું જીવન જોતાં એમાં ચોખ્ખું નુકસાન જ દેખાય છે. નુકસાન પણ એવું કે જેનો ઉપાય પૈસાથી થઈ જ ન શકે. એને માટે તો જીવન-વ્યવહારનો પાયો જ જુદી રીતે થવો જોઈએ.

આમાં વધારે ખૂબી તો એ છે કે જે વસ્તુ અહીંનાં લોકોને માટે જીવનહાનિ જેવી થઈ પડી છે તે જ વસ્તુ તેમના વિકાસને માટે કરવી પડે છે એમ આ રાજ્યકર્તાઓ માને છે અને મનાવે છે! આ માયા-જાળમાં આપણા દેશ જેવી પ્રાચીન સંસ્કૃતિવાળી બુદ્ધિશાળી પ્રજા સૈકા સુધી ફસાઈ પડી તો પછી આ દેશની અજ્ઞાન અને જંગલી પ્રજાનું તો પૂછવું જ શું!

આજે તો કદાચ અહીંની અજ્ઞાન પ્રજા અને આપણામાંના ઘણા લોકો આને—અંગ્રેજ સરકારને અને આધુનિક સુધારાને—આશીર્વાદરૂપ માનતા હશે પણ એ કેટલું શાપરૂપ નીવડશે એ તો ભાવિ જ બતાવી આપશે!

ચાલુ ]



# સુએઝ : ઐતિહાસિક દૃષ્ટિએ

લેખક: શ્રી. કૃષ્ણલાલ ત્રિકમલાલ દેસાઈ બી. એ., બી. ટી.
પ્રિન્સિપાલ, ભારતી વિદ્યાલય, અમદાવાદ

[ ગતાંકથી ચાલુ ]

દ લેસપ્સ જેવો પત્ર મળ્યો કે તરત જ મહમદને મળવા જવા સારુ નીકળ્યો. જ્યારે દ લેસપ્સ એલેક્ઝાન્ડ્રિયાના કિનારે ઊતર્યો ત્યારે મહમદે તેનું સુંદર સ્વાગત કર્યું અને પોતાની સાથે કેરો આવવા વિનંતિ કરી. દ લેસપ્સે એ વિનંતિ સ્વીકારી અને આખા યે મંડળે કેરો તરફ મુસાફરી શરૂ કરી.

હજુ સુધી દ લેસપ્સે મહમદને સુએઝ વિષે એક પણ શબ્દ કહ્યો ન હતો. તે તકની વાટ જ જોતો હતો. તેને તક પણ સાંપડી. ૧૮૫૪ની ૧૫મી નવેંબરે તે વહેલો ઊઠ્યો. સવારનાં આછાં આછાં કિરણો પૂર્વ દિશાને રંગી રહ્યાં હતાં. એ જ વખતે પશ્ચિમમાં ક્ષિતિજમાં તેણે પૂર્વ અને પશ્ચિમને સાંધતું સુંદર ચકચકિત અને આકર્ષક મેઘધનુષ્ય જોયું. આ મેઘધનુષ્યથી તેનું હૃદય હર્ષાનંદથી છલકાઈ ગયું. તેણે તેમાં પરમેશ્વરની પૂર્વ અને પશ્ચિમને એક કરવાની વૃત્તિ નિહાળી. તેણે માન્યું કે તે દિવસથી જ તેની યોજનાનો ફતેહનો ભાનુ ઊગ્યો છે. પરમેશ્વરનો તેમાં કાંઈક હાથ છે એ શ્રદ્ધાએ તેણે તે દિવસે આખી યે યોજના મહમદ સૈયદ આગળ રજૂ કરી. મહમદે ખૂબ જ શાંતિથી તે સાંભળી અને તેમાં અત્યંત રસ લીધો. જે કેટલાક પ્રશ્નો તેને ઊઠ્યા તેનું તેણે દ લેસપ્સ પાસેથી નિરાકરણ મેળવ્યું અને દ લેસપ્સને એ કાર્ય હાથ ધરવા જણાવ્યું.

શરૂઆતમાં દ લેસપ્સ સાથે મહમદે જે કરાર

કરી તે બહુ વિગતવાર નહોતી ફક્ત તેમાં તેણે નીચે પ્રમાણેની ત્રણ શરતો કરી હતી અને તે આ પ્રમાણે હતી

(૧) દ લેસપ્સે પોતાના નેતૃત્વ નીચે Compagnie Universelle du Canal Maritime de Suez—કમ્પની યુનિવર્સલ આફ કેનલ મેરીટાઈમ દ સુએઝ—નામની એક આંતરરાષ્ટ્રીય કમ્પની સ્થાપવી,

(૨) આ કમ્પનીનો વહીવટ તે નહેર ઉપર જ્યારથી તે શરૂ થાય ત્યારથી નવ્વાણુ વર્ષ રહે, અને

(૩) કાર્ય શરૂ થાય તે પહેલા આ શરતોને પોર્ટ સૈયદમાંથી બહાલી મળવી જોઈએ

જ્યારે મહમદ સૈયદે આ વાતચીત અને તે અંગે થયેલા કરારોની જાહેરાત કરી ત્યારે સારી યે આલમમા એક મોટો ધડાકો થયો નિર્ણય એટલો બધો ઉતાવળથી કરવામાં આવ્યો હતો કે કોઈપણ હિત ધરાવતી સરકારોનો તેમાં અભિપ્રાય જ લેવામા નહોતો આવ્યો ફ્રાન્સ અને ઓસ્ટ્રિયાની સરકારને તો આ જાહેરાતથી ખૂબ જ હર્ષ થયો પણ ઈંગ્લંડ ખૂબ જ નારાજ થયું ઈંગ્લંડની સરકારે તરત જ પોતાના ઈજિપ્તના એલચીને જણાવ્યું કે તેણે મહમદ સૈયદને જણાવવું કે ' ઈંગ્લંડની સરકાર એ યોજનાની તદ્દન વિરુદ્ધ છે અને તેને દરેક રીતે અવ્યવહારુ માને છે ”

દ લેસપ્સ જાણતો હતો કે તેને ઇંગ્લંડના વિરોધનો સામનો કરવો પડશે એટલે કોઈપણ પ્રકારે ઇંગ્લંડ કાંઈ હિલચાલ કરે તે પહેલા તે તુર્કસ્તાનના રાજાની સંમતિ લેવા કોનસ્ટેન્ટીનોપલ પહોંચી ગયો વળી તેણે સાથેસાથે ઇંગ્લંડ અને ફ્રાન્સની મિત્રાચારીમા માનનાર રીચર્ડ કોબડનને પણ પત્ર લખીને પોતાની યોજનાને ટેકો આપવા જણાવ્યું

દ લેસપ્સ માટે તે સમય પણ અનુકૂળ હતો કારણકે ફ્રાન્સ અને ઇંગ્લંડ બન્ને રૂશિયા સામુ ક્રીમિયાની લડાઈ લડી રહ્યા હતા અને તેથી બન્ને રાષ્ટ્રો એવું એકપણ પગલું ભરી શકે તેમ નહોતા કે જેથી બન્નેની વચ્ચે ખટરાગ જામે પણ લડાઈએ [illegible]

લડાઈના અંત સુધી રાહ જોવાનું દ લેસપ્સને કહ્યું

કોનસ્ટેન્ટીનોપલમાં ખરી સત્તા તો બ્રિટનના એલચીની હતી આ એલચીએ તુર્કસ્તાનના રાજાને બહાલી આપવાની ના પાડી ઇંગ્લંડના એલચીની અસર એટલી વિશાળ હતી કે દ લેસપ્સ કોઈપણ પ્રકારની પ્રગતિ કરી શક્યો નહિ

દ લેસપ્સે આ એલચીને પોતાની યોજના પાછળનો આશય સમજાવતો એક પત્ર લખ્યો આ પત્રના જવાબમા એ એલચીએ જણાવ્યુ કે " તમારી યોજના અંગેના વિચારો વિષે કાંઈ કહેવા જેવું નથી પણ તે પ્રશ્નને રાજકારણ સાથે ગાઢ સબંધ હોવાથી મારાથી કોઈ પણ પ્રકારનું સ્વતંત્ર પગલું ભરી શકાય તેમ નથી ”

દ લેસપ્સને ઈંગ્લંડના રાજદ્વારીઓની મુનસફીનો ખ્યાલ આવી ગયો તરત જ તે કોનસ્ટેન્ટીનોપલથી પાછો ફર્યો અને આખી યે બીના ઈજિપ્તના વાઈસરૉય મહમદ સૈયદને જણાવી

ઈંગ્લંડ અને ફ્રાન્સની સરકાર વચ્ચે ચાલેલા પત્રવ્યવહારને પરિણામે બન્ને સરકારોએ એ યોજનામા માથું નહિ મારવાનો અને તેને દ લેસપ્સની ખાનગી યોજના તરીકે માનવાનો નિર્ધાર જાહેર કર્યો આવી જાહેરાત કર્યા છતાં યે ઇંગ્લંડે એ યોજનાને ફતેહ ન મળે તે દૃષ્ટિએ અનેક અંતરાયો નાખવા માંડ્યાં અને એ અંતરાયો એટલી હદ સુધી નાખ્યા કે દ લેસપ્સને પોતાની યોજના પડતી મૂકવાની સ્થિતિમાં લાવી મૂક્યો

પણ દ લેસપ્સ હિંમત ન હાર્યો પોતાની યોજનાને ઈંગ્લંડના મુત્સદ્દીઓની બહાલી મેળવવા દ લેસપ્સ ૧૮૫૫ના જુનમા કેટલાક ભલામણ પત્રો સાથે લંડન ગયો

લંડન પહોંચ્યા પછી તે પ્રથમ તે વખતના મુખ્ય પ્રધાન લૉર્ડ પામર્સ્ટનને મળ્યો અને પોતાની આખી યે યોજના સમજાવી પામર્સ્ટને દ લેસપ્સને શાંતિથી સાંભળ્યા પછી કહ્યું કે " મારા એ યોજના અંગેના ભયો કહેવામાં હું લગારે ખચકાઈશ નહિ પ્રથમ તો [illegible] યોજનાથી અસ્તિત્વમા આવનારા નવા રસ્તાથી

ઈંગ્લંડના વ્યાપારી અને દરિયાઈ બધા યે સબંધોમાં મોટા પરિવર્તનો થશે અને જો તે રસ્તો બધી પ્રજાઓ માટે ખુલ્લો મૂકવામા આવશે તો ઈંગ્લંડ જે લાભો અત્યારે મેળવી રહ્યુ છે તે બધા યે તેને ગુમાવવા પડશે વળી બીજો એક મહાન ભય જે અમને છે તે ફ્રાન્સની ભાવી નીતિ અંગેનો છે જ્યા સુધી ફ્રાન્સના રાજા હયાત છે ત્યાં સુધી અમને તેમની સચ્ચાઈ અને સહૃદયતામા સંપૂર્ણ વિશ્વાસ છે પણ તેના ગયા પછી પરિસ્થિતિ બદલાય પણ ખરી"

ઈંગ્લંડના મુખ્ય-પ્રધાન લોર્ડ પામર્સ્ટનના આ વિચારોથી એક વાત સ્પષ્ટ રીતે બહાર આવી અને તે ફ્રાન્સ અંગેનો ઈંગ્લંડનો ભય આ ભયને સ્પષ્ટ શબ્દોમા વ્યક્ત કરવાની અશક્તિ જ તેમને તુર્કસ્તાનના હિતો વગેરેની વાતો કરવાને પ્રેરતા હતા

એક બાજુથી ઇંગ્લંડની સરકાર જ્યારે આ યોજનાનો મક્કમ રીતે વિરોધ કરતી હતી ત્યારે બીજી બાજુથી ઈંગ્લંડના લોકો અને તેમા યે તેનો વેપારીવર્ગ તે યોજનાની તરફેણ કરતો હતો દ લેસપ્સે વેપારીઓના આ વલણનો લાભ ઉઠાવી લેવા એક મોટી હિલચાલ ઇંગ્લંડમા ઊભી કરી અને તે દ્વારા જો યોજના અમલમા આવશે તો વેપાર-ઉદ્યોગના વિકાસ દ્વારા વેપારીઓની સમૃદ્ધિ અને સંપત્તિ કેટલી વધશે તેનો ખ્યાલ આપવા માડ્યો મહારાણી વિક્ટોરિયાના વખતમા આ વેપારીઓ જ ખરા રાજકર્તાઓ હતા તેમની ઈચ્છાને રાજ્યકર્તાઓને વશ થવાની ફરજ પડતી એટલે એ યોજના કેટલે દરજ્જે વ્યાવહારિક છે તે જ પુરવાર કરવાની જરૂર હતી અને તે તેણે પુરવાર કરી આપ્યુ

આખરે આ પ્રયત્નમા પણ દ લેસપ્સ એમનો સાથ લઈને ફત્તેહમંદ થયે

મહમદ સૈયદના ફ્રેન્ચ ઇજનેરોએ જે અહેવાલ તૈયાર કર્યો હતા તે કેટલો ખરો છે તે નક્કી કરવા ઇંગ્લંડના શ્રેષ્ઠ ઇજનેરો સાથેનું એક આંતરરાષ્ટ્રીય કમિશન નીમવામા આવ્યુ આ કમિશન ૧૮૫૫ના ઓગસ્ટમા નીમ્યુ અને પોતાનો અહેવાલ ૧૮૫૬ના જાન્યુઆરીમાં રજુ કર્યો તેમણે આ અહેવાલમાં જણાવ્યુ કે-"અમારી તપસે અમને રસ્તામાં આવતી અડચણોનો નિર્દેશ કર્યો છે, નહિ કે અશક્યતાઓનો અમારો અભિપ્રાય છે કે સુએઝથી પેલ્યુસિયમના અખાત સુધીનો સીધો રસ્તો જ રાતા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રને જોડવાના પ્રશ્નનું ખરું નિરાકરણ છે કામને પાર પાડવુ ઘણું સહેલુ છે તેમજ ફતેહની પણ પૂરેપૂરી આશા છે"

આ અહેવાલ ઉપર ઈજિપ્તના વાઈસરૉયે પોતે શરૂઆતમા કરેલા ફરમાનને ફરીથી પ્રસિદ્ધ કર્યો. અને સુએઝ કેનેલ કમ્પનીને પોતાના ધારાધોરણો નક્કી કરવાની તક આપી નહેર (કેનલ) અંગેની મધ્યસ્થ કચેરી એલેક્ઝાન્ડ્રિયામાં રાખવાનું તેમજ વહીવટી કચેરી પેરિસમાં રાખવાનું નક્કી કરવામાં આવ્યુ શરૂઆતમા ૦૦ લાખ ફ્રાન્કની મૂડીના ૫૦૦ ફ્રેન્કના એક શેર તરીકે ૪૦૦૦૦૦ શેરો કાઢવાનું નક્કી કરવામાં આવ્યુ અને આ શેરો લેવા સારુ બધી યે પ્રજાને વિનતિ કરવામા આવી

દ લેસપ્સે કમિશનના અહેવાલની નકલો છૂટથી ઇંગ્લંડમા વહેંચી તેણે અનેક શંકાશીલોની શંકાનું નિવારણ કર્યું ઇંગ્લંડના અનેક ઔદ્યોગિક અને બંદરી શહેરોની મુલાકાત લઈને લોકોને તે યોજનાના લાભોની જાણ કરી અને સાથે સાથે તે યોજનાને બહાલી આપતી તેમની સહીઓ પણ તેણે લીધી આટલું કરીને તેણે આ બધુ યે એક પુસ્તકના રૂપમા પ્રગટ કરીને પાર્લામેન્ટના દરેક સભ્ય ઉપર તે મોકલી આપ્યુ આટઆટલો તેણે પ્રયત્ન કર્યો તે છતા યે ઇંગ્લંડનો વડોપ્રધાન પામર્સ્ટન તો તે યોજનાની સામે જ રહ્યો

જ્યારે પાર્લામેન્ટમા તે અંગે પ્રશ્ન પૂછાયો ત્યારે તેના જવાબમાં તેણે જણાવ્યુ કે "ઇંગ્લંડની સરકારે ઈજિપ્ત અને તુર્કસ્તાનની સરકાર ઉપર બને તેટલી અસર ઉપજાવીને તે યોજના અમલમાં ન આવે તેવો પ્રયત્ન કર્યો છે ઈંગ્લંડની સરકાર માને છે કે આ યોજના એક અવ્યવહારુ યોજના છે અને એ યોજનાને

અમલમાં લાવવા સારુ જેઓ પોતાની મૂડી રોકશે તેઓને લાંબે ગાળે સોસવું પડશે

પણ ફક્ત આ જ ઉદ્દેશથી ઈંગ્લંડની સરકારે તેનો વિરોધ નથી કર્યો પણ આખી યે યોજના ઈંગ્લંડના હિતની તેમજ ઈંગ્લંડ અને તુર્કસ્તાન વચ્ચે ચાલુ આવતી નીતિ કે જેને લડાઈ અને પૅરિસની સંધિથી બહાલી મળી છે તેની વિરુદ્ધ છે આખી યે યોજનાની પાછળ ઇજિપ્ત અને તુર્કસ્તાનને છૂટા પાડવાનો સ્પષ્ટ હેતુ છે વળી ઈંગ્લંડની સરકારને લાગે છે કે જો ઈંગ્લંડના મૂડીવાદીઓ પોતાની મૂડી આ યોજનામાં રોકશે તો તેઓ પોતાના હિતની વિરુદ્ધ જ પગલું માંડશે વળી ઈંગ્લંડની સરકારનું એવું સ્પષ્ટ માનવું છે કે જો દ લેસેપ્સ અને તેની તરફ સહાનુભૂતિ દર્શાવનાર એ યોજનાને અમલમાં નહિ મૂકે તે છતાં યે તે બીજી કોઈ રીતે પાર પડશે '

પામર્સ્ટનનું છેલ્લું વાક્ય ઈંગ્લંડના મુત્સદ્દીઓની માન્યતાનું સ્પષ્ટ દર્શન કરાવતું હતું તેઓ માનતા હતા કે ફ્રેન્ચ સરકાર અને ઇજિપ્તનો વાઇસરાય બન્ને એક થઈ જઈને સીરિયા દ્વારા ઇજિપ્ત પર મોકલી આપવાના તુર્કસ્તાનના લશ્કરની વચ્ચે એક ઊંડી અને પહોળી ખાઈ ખોદીને લશ્કરી અંતરાય ઊભું કરવા માગે છે

પામર્સ્ટનના આ શબ્દોથી દ લેસેપ્સને ખૂબ જ માઠું લાગ્યું આ જ તબક્કે એટલે ૧૮૫૭માં હિંદુસ્તાનમાં બળવો ફાટી નીકળ્યો આ બળવાને દાબી દેવા સારુ ઈંગ્લંડને તાત્કાલિક ઈંગ્લંડથી લશ્કર મોકલવાની ફરજ પડી આ લશ્કર તેણે સુએઝના રસ્તે મોકલ્યું સરકારના આ પગલાથી સુએઝની નહેરની યોજનાને વધારે ટેકો મળ્યો અનેક છાપાંઓએ સરકારના એ પગલાનો ઉલ્લેખ કરતાં જણાવ્યું કે ' ઈંગ્લંડ અને હિંદ વચ્ચેનો વધારે સરળ અને સહેલો રસ્તો સુએઝનો છે એમ તે નિર્વિવાદ રીતે પુરવાર કરે છે અને સાથે સાથે સરકારના વિરોધનો તે આડકતરી રીતે નાશ કરે છે

પામર્સ્ટનના વિરોધી ગ્લૅડસ્ટને તેની નીતિનો સખત વિરોધ કર્યો અને ઇંગ્લંડની સરકારની નીતિને સંપૂર્ણ સ્વાર્થી નીતિ તરીકે તેણે જાહેર કરી

ઈંગ્લંડમાં ગમે તેટલી તરફેણ થઈ તે છતાં યે પામર્સ્ટને તુર્કસ્તાનના રાજાને આ યોજનાને બહાલી નહિ આપવા જણાવ્યું અને પરિણામે યોજનાને બહાલી ન જ મળી

ઈંગ્લંડની સરકારની આવી મક્કમતા દેખીને લેસેપ્સે નવો રસ્તો અખત્યાર કર્યો તેણે યોજના સારુ ફાળો ઉઘરાવવો શરૂ કર્યો અર્ધા ઉપરાંતના શેરો એકલા ફ્રાન્સમાંથી ભરાયા બીજા ઘણાખરા શેરો યુરોપમાંથી ભરાયા અને એ રીતે તેમણે ઈંગ્લંડની સરકારના વલણ સામે પોતાનો રોષ વ્યક્ત કર્યો

જરૂરી મૂડી મેળવ્યા પછી દ લેસેપ્સે શરૂઆતનું કાર્ય શરૂ કર્યું આ કરવામાં તેણે તુર્કસ્તાનના સુલતાનની મંજૂરીની પણ દરકાર ન રાખી

દ લેસેપ્સની આ દિલચાલથી ઈંગ્લંડની સરકારમાં ગભરાટ ઉત્પન્ન થયો અને અનેક પ્રકારની ધમકીઓ મોકલવા માંડી દ લેસેપ્સે તેની દરકાર ન કરી અને કામ આગળ ધપાવ્યે રાખ્યું જેમ જેમ તે કામ કરતો ગયો તેમ તેમ તેને તેની ગંભીરતા માલૂમ પડતી ગઈ અને તેને લાગ્યું કે એકલા હાથે તે કાર્યને આગળ ધપાવવું એ ખૂબ જ મુશ્કેલ છે પૈસા પણ તેને ખૂટતા લાગ્યા અને આખી યે યોજના કડડૂભૂસ થતી દેખાઈ

આ તબક્કે જો ફ્રાન્સની સરકાર તે યોજનાને સહૃદય ટેકો આપે તો જ ઈંગ્લંડની સરકારના અંતરાયોનો અને યુક્તિઓનો સામનો કરી શકાય અને ઇજિપ્તના વાઇસરૉયમાં વળી પાછી શ્રદ્ધા ઉત્પન્ન કરી શકાય પ્રશ્ન પણ પ્રત્યેક દિવસે વધારે ને વધારે નાજુક બનતો ગયો કારણ કે તુર્કસ્તાનના સુલતાને ઇજિપ્તના વાઇસરૉયને કામ એકદમ બંધ કરી દેવા સારુ હુકમ મોકલ્યો હતો દ લેસેપ્સને આ પરિસ્થિતિમાં પોતાનું આખું યે સ્વપ્ન ધૂળમાં રોળાઈ જતું લાગ્યું

પણ તે છતાં યે તે નિરાશ ન થયો તેણે છેલ્લો પાસો ફેંકી જોવાનો પ્રયત્ન કર્યો તેણે ફ્રાન્સના રાજાને અરજી કરી યોજનાનો હવે બધો યે આધાર

ફ્રાન્સના રાજાના નિર્ણય ઉપર અવલંબી રહ્યો હતો. તેણે દ લેસપ્સને બોલાવ્યો અને પૂછ્યુ :

"મિ લેસપ્સ! આટલા બધા લોકો તમારી યોજનાની વિરુદ્ધ કેમ છે?"

દ લેસપ્સે જવાબ આપ્યો : "સાહેબ, તેઓ માને છે કે આપ નામદાર અમારી પડખે નથી"

ફ્રાન્સના રાજાએ આ જવાબ ઉપર વિચાર કર્યો અને કહ્યુ "દ લેસપ્સ, નાહિંમતવાન ન થશો. જાઓ, મારો તમને સપૂર્ણ ટેકો અને મદદ છે"

પરિસ્થિતિમા એકદમ પલટો આવ્યો. કોલકરારમાં નક્કી કર્યા મુજબ મજૂરો ઇજિપ્તના વાઇસરૉયે પૂરા પાડ્યા. કાર્ય ફરીથી શરૂ થયુ અને ૧૮૬૨ના ઑક્ટોબરની ૧૮મીએ ભૂમધ્ય સમુદ્રના પાણી ટીમસા સરોવરમાં દાખલ થયાં

યોજનાને ફત્તેહમદ રીતે પાર પડતી દેખીને ઇંગ્લંડની સરકારનો વિરોધ કરવાનો નિર્ધાર વધારે ને વધારે મક્કમ બનતો ગયો નહેરની કમ્પની વચ્ચે અનેક પ્રકારના અંતરાયો નાખવા તુર્કસ્તાનના સુલતાન ઉપર દબાણો થવા માડ્યા. તુર્કસ્તાનના સુલતાને અંતરાય નાખવાના આશયથી બે પ્રશ્નો ઉપસ્થિત કર્યા અને જ્યા સુધી તેનું નિરાકરણ ન થાય ત્યાં સુધી કાર્યને આગળ નહિ ધપાવવાના હુકમ કર્યા. આ બે પ્રશ્નો—વેઠે લેવામા આવેલી ૬૦,૦૦૦ માણસની મજૂરી અને નહેરના વિસ્તારમાં ઈજિપ્તની સરહદ નક્કી કરવી એ હતા.

આ જ તબક્કે એટલે ૧૮૬૩ની જાન્યુઆરીની ૧૮મી તારીખે, દ લેસપ્સનો મિત્ર અને આશ્રયદાતા મહમદ સૈયદ મરણ પામ્યો. એની પછી ઇસ્માઈલ સૈયદ ઇજિપ્તના વાઇસરૉય તરીકે આવ્યો આ ઇસ્માઇલે દ લેસપ્સના સારા નસીબે નહેરની યોજનાની તરફેણ કરતી જાહેરાત કરીને જણાવ્યુ કે "હુ ઈજિપ્તના વાઇસરૉય તરીકે નાલાયક નહિ ઠરુ."

તેની આ જાહેરાતથી તુર્કસ્તાનના સુલતાને મોકલેલા આખરીનામામા કોઈ પણ પ્રકારનો ફેરફાર ન થયો પણ ઊલટું એ સુલતાને એક બીજો ખરીતો મોકલ્યો અને તેમા આગળ જણાવેલા પ્રશ્નોનું ૭ મહિનામાં નિરાકરણ લાવવાની ધમકી આપી અને જો નિરાકરણ ન આવે તો આખી યે યોજનાને પડતી મૂકવાનું જણાવ્યુ

પરિસ્થિતિ વિકટ બની ઈજિપ્તના વાઇસરૉય અને કમ્પનીને કામ આગળ ચલાવવુ હોય તો કેઈ પણ દરમ્યાનગીરી વચલો રસ્તો શોધી કાઢવાની ખાસ જરૂર હતી એટલે બન્ને પક્ષો ખૂબ જ આતુરતાપૂર્વક તૈયાર થયા

આખો યે પત્રવ્યવહાર પૅરિસ મોકલી આપવામા આવ્યો કમ્પનીએ ૧૮૬૪ની ૬ઠ્ઠી જાન્યુઆરીએ ફ્રાન્સના રાજાને આખા યે પ્રશ્નનો તોડ આણવા વચ્ચે પડવા વિનતિ કરી

ફ્રાન્સના રાજા નેપોલિયન ત્રીજાએ એ વિનતિ સ્વીકારી અને તે જ વર્ષના માર્ચ મહિનામાં બન્ને પ્રશ્નોનો અભ્યાસ કરવા અને તે અંગે તેમનો અભિપ્રાય આપવા એક કમિશન નીમવામાં આવ્યું એપ્રિલની ૧૫મી સુધીમાં આ કમિશને બન્ને વિખવાદવાળા પ્રશ્નોનો નિવેડો ફ્રાન્સના રાજા આગળ મૂક્યો આ નિરાકરણવાળા ખરડા ઉપર કમ્પની તરફથી દ લેસપ્સે અને ઈજિપ્ત તરફથી તેના વાઇસરૉય ઇસ્માઈલે સહીઓ કરી અને બહાલી આપી.

બન્ને પ્રશ્નો અગેનુ નિરાકરણ આ પ્રમાણે કરવામા આવ્યુ :

જમીનના બદલામાં કમ્પનીએ સુએઝની સામુદ્રધુનિમા ઇજિપ્તને ૧૮૦,૦૦૦ એકર જમીન આપવી જ્યારે નહેરની બન્ને બાજુએ ૩૦,૦૦૦ એકર જેટલી જમીનની સાંકડી પટ્ટી કમ્પનીએ પોતાને હસ્તક રાખવી મજૂરી અગે કમ્પનીએ ૩૮ લાખ ફ્રૅન્ક આપવા આમ કમ્પનીને કુ'ને ૩૦,૦૦,૦૦૦ પાઉન્ડનો બદલે પદર વર્ષમાં આપવાનું નક્કી કરવામા આવ્યું.

બન્ને પક્ષોને સતોષકારક સમાધાન થયેલું હોવ છતાં યે તુર્કસ્તાનના સુલતાને તેને ૧૮૬૬ના માર્ચની ૧૬મી તારીખે મળવા આવવાનુ જણાવ્યુ

જ્યારે લેસેપ્સ એલેક્ઝાન્ડ્રિયા ઊતર્યો ત્યારે મહમદે તેનું બાદશાહી સ્વાગત કર્યું તેમ જ મહમદે તેને પોતાની સાથે ફેરો આવવાનું નિમંત્રણ પણ આપ્યું દ લેસેપ્સે હજુ સુધી સુએઝ અંગે એક પણ હરફ નહોતો ઉચ્ચાર્યો પણ ફેરો જતાં તેને તક મળી અને વાત શરૂ કરી

આ વાતનો ઉલ્લેખ કરતાં તે પોતે લખે છે કે "૧૮૫૪ની ૧૫મી ડીસેમ્બરનો તે દિવસ હતો સવારમા કેટલાંક કિરણો ક્ષિતિજમા પ્રકાશવા લાગ્યા પણ એકદમ પશ્ચિમમાં કે જ્યાં આકાશ વાદળાંથી ઘેરાયેલું હતું ત્યા પૂર્વથી પશ્ચિમમા વિસ્તરતું એક મેઘધનુષ્ય દેખાયુ આ દેખીને મારુ હૃદય આનંદમાં ઊછળવા લાગ્યુ એ મેઘધનુષ્ય મને પૂર્વ અને પશ્ચિમને સાંધનારુ લાગ્યુ અને મને મારી યોજના ફતેહમંદ થશે એવી આગાહી થઈ મેં મારી આખી યે યોજના મહમદ સૈયદને જણાવી તેણે તે એકાગ્રતાથી સાંભળી તેણે કેટલાક વાંધા ઉઠાવ્યા જેના મે સંતોષકારક જવાબ પણ આપ્યા મારા જવાબથી સંતોષ માનીને મહમદ સૈયદે મારી યોજના પ્રમાણે કામ શરૂ કરી દેવાનું પણ મને જણાવ્યું '

દ લેસેપ્સને આ કામ કેટલીક શરતોએ કરવાનું હતું આ શરતોમાંની એક અને મુખ્ય આંતરરાષ્ટ્રીય કમ્પની સ્થાપવાની હતી વળી જે દિવસથી નહેર ખુલે તે દિવસથી નવ્વાણું વર્ષ સુધી તે નહેર તે કમ્પનીના હસ્તક રહે તે પણ તેમા હતુ

કામ શરૂ કરતા પહેલા દ લેસેપ્સને એ યોજનાની બહાલી તુર્કસ્તાનના સુલતાન પાસેથી મેળવી લેવાની હતી

મહમદ સૈયદે જ્યારે એ યોજનાને બહાલી આપતી જાહેરાત કરી ત્યારે તેણે દુનિયામા એક મોટો ધડાકો કર્યો યોજનાનો વિચાર અને બહાલી આપવાનું કાર્ય એટલા ટૂંકા સમયમા થયુ હતું કે જુદાંજુદાં રાજ્યોને તે અંગે અભિપ્રાય વ્યક્ત કરવાનો સમય જ નહોતો મળ્યો ફ્રાન્સ અને ઑસ્ટ્રિયાને તો આ જાહેરાતથી આનંદ થયો કારણ કે તેઓ તો તેની શરૂઆતથી જ તરફેણમાં હતા પણ ઇંગ્લંડ જે તેની વિરુદ્ધ હતું તે તો વિમાસણમાં જ પડી ગયું અને ઇંગ્લંડની સરકારે પોતાના કૉન્સલ (એલચી) દ્વારા મહમદ સૈયદને જણાવ્યું કે યોજના તદ્દન અવ્યવહારુ અને ખર્ચાળ છે તેમજ ઇંગ્લંડની સરકાર તેને માન્ય કરતી નથી

દ લેસેપ્સ આ બધા વિરોધી બળોની આગાહી કરી શક્યો હતો પણ એ બળો પોતાની ગતિ શરૂ કરે તે પહેલાં જ દ લેસેપ્સ પોતાની યોજનાને બહાલી મેળવવા સારુ કૉન્સ્ટન્ટીનોપલ પહોંચી ગયો હતો તેને સારુ સમય પણ સારો હતો કારણ કે ફ્રાન્સ અને ઇંગ્લંડ રૂશિયા સામે લડાઈમાં ઊતરેલાં હોવાથી તે બન્ને રાજ્યોનો સબંધ વધારે બગડે તેમ નહોતો આ લડાઈ ને લઈને તેમ જ બીજા બહારનાં દબાણોને લઈને તુર્કસ્તાનના રાજાએ એ યોજનાને બહાલી ન આપી

કૉન્સ્ટન્ટીનોપલની અંદર ખરી સત્તા ઇંગ્લંડની હતી તુર્કસ્તાનનો રાજા તો ઇંગ્લંડના મુત્સદ્દીઓના હાથમાં રમકડા જેવો હતો એટલે તુર્કસ્તાનના ઇંગ્લંડના એલચીએ જ્યાંસુધી તેને ઇંગ્લંડમાંથી તે અંગે પૂરતી અને યોગ્ય સૂચના તેમજ સલાહ ન મળે ત્યાં સુધી તુર્કસ્તાનના રાજાને તેને બહાલી ન આપવા જણાવ્યુ તુર્કસ્તાનના રાજાએ લડાઈના બહાના હેઠળ બહાલી ન આપી

દ લેસેપ્સ આથી નારાજ ન થયો તેણે ઇંગ્લંડના એલચીને એક ખાનગી કાગળ લખીને પોતાની મુરાદ જણાવી પણ ઇંગ્લંડના એ મુત્સદ્દી એલચીએ તે કાગળનો સારી અને શિષ્ટ ભાષામાં જવાબ આપતાં લખ્યુ કે ' કેટલાંક કારણો એટલાં બધાં રાજકીય છે જેનો ઉલ્લેખ અહીંયાં કરી શકાય તેમ નથી '

દ લેસેપ્સ આ ઢેંગી કાગળથી ન છેતરાયો તે સમજી ગયો કે જાણી જોઈને જ ઇંગ્લંડે વચ્ચે આડ ખડી કરી છે એટલે હવે કૉન્સ્ટન્ટીનોપલમા વધારે સમય બગાડવો તેને યોગ્ય ન લાગ્યો એટલે તે તરત જ ઇજિપ્ત પાછો ફર્યો તેની ઇચ્છા કોઈ પણ પ્રકારે ઇંગ્લંડને ઉત્તેજિત કરવાની નહોતી તેમ

જ ફ્રાન્સને તે સારુ લડાઈમાં ઉતારવાની પણ નહોતી. એટલે તેણે સખત શબ્દોમાં એક નિવેદન બહાર પાડીને આખી યે યોજનાને મુલતવી રાખવાની જાહેરાત કરી

પણ આ બધાની ઊલટી અસર ઈજિપ્તના મુખ્ય અધિકારી ઉપર થઈ. તેણે તે યોજનાનો અમલ કોઈ પણ પ્રકારે કરવાનો નિર્ધાર કર્યો. આ તબક્કે ઈંગ્લંડ અને ફ્રાન્સની સરકાર વચ્ચે પત્રવ્યવહાર શરૂ થયો અને એ બન્ને સરકારોએ ઈજિપ્ત અને તુર્કસ્તાનના રાજ્યના કાર્યમાં માથું નહિ મારવાનો અને નહેરની એ યોજના સંપૂર્ણ રીતે દ લેસપ્સની એક ખાનગી યોજના છે એવું માનવાનો નિશ્ચય કર્યો.

ઈંગ્લંડે તો આ નિર્ણય ફક્ત બહારનો જ કર્યો હતો. તેની ખટપટો તો અંદરથી ચાલુ જ હતી. આ ખટપટો પાછળની ઈંગ્લંડની મુરાદ દ લેસપ્સ પોતાની એ યોજના છોડી દે તે જ હતી.

આમ છતાં યે દ લેસપ્સ નાસીપાસ ન થયો. તે ૧૮૫૫ના જુનમાં લંડન આવ્યો અને તે વખતના ઈંગ્લંડના વડાપ્રધાન લોર્ડ પામરર્સ્ટનને મળ્યો. પામ-ર્સ્ટને ખૂબ જ વિવેકપૂર્વક તેની સાથે વાત કરી અને જણાવ્યું કે: "મારા ભયો રજૂ કરવામાં હું લગારે ઢીલ નહિ કરું. નવા નહેરના રસ્તાથી ઈંગ્લંડના વ્યાપારી અને દરિયાઈ રસ્તા ઉપરના સંબંધોમાં એક મોટો પલટો થાય. વળી જો તે નહેર બધી યે પ્રજાઓ સારું ખુલ્લી મૂકવામાં આવે તો અત્યારે અમે જે લાભો મેળવીએ છીએ તે બધાનો અંત આવે. વળી મને ફ્રાન્સની અનિશ્ચિતતાનો પણ ભય છે."

ઈંગ્લંડના વડાપ્રધાનની આ જાહેરાતે ઈંગ્લંડની ફ્રાન્સ તરફની શંકા પ્રદર્શિત કરી. ઈંગ્લંડ એમ માનતું હતું કે એ નહેરની યોજનાને બહાલી આપવા પાછળ ફ્રાન્સની ઉમેદ ઈજિપ્તનો કબજો મેળવવાની છે. ઈજિપ્તના હિતનો તેમ જ તુર્કસ્તાનના ભાવીની વાતો કરીને અત્યારસુધી જે ગોળગોળ બચાવ કરવામાં આવતો હતો તેના કરતાં આ સ્પષ્ટ વાત અનેક રીતે સારી હતી.

આમ ઈંગ્લંડની સરકાર આવાં રાજકીય કારણો[illegible] જ્યારે નહેરનો વિરોધ કરતી હતી ત્યારે ઈંગ્લંડ[illegible] વેપારી વર્ગ તેની તરફેણ કરતો હતો. વેપારી વર્ગ તરફેણવાળો દેખીને તેમનો ઉપયોગ કરી લેવા[illegible] મનોરથ દ લેસપ્સે સેવ્યો. તેણે આ નવા રસ્તા[illegible] ઈંગ્લંડના વેપારીઓને કેટલો મોટો લાભ થશે બતાવવા અને સમજાવવા માટે હિલચાલ શરૂ કર[illegible] તે જાણતો હતો કે ઈંગ્લંડમાં આ વેપારીઓ જ ખ[illegible] રાજ્યકર્તાઓ છે, અને એકવાર જો આ વેપારીઓ[illegible] એ નહેરની કિંમત સમજાશે તો નક્કી તેઓ પોતા[illegible] સરકારને તેને બહાલી આપવા જરૂર દબાણ કરશે[illegible] તેમાં તે કેટલેક અંશે સફળ પણ થયો.

દ લેસપ્સને વળી આ વખતે એક બીજુ[illegible] મહત્ત્વનું કાર્ય એ કરવાનું હતું કે સુએઝની નહેર[illegible] યોજના એ વ્યાવહારિક વાત છે, કાલ્પનિક નથી, એ[illegible] પુરવાર કરવાનું. બે ફ્રેન્ચ એન્જીનિયરોએ એક પ્રાથમિ[illegible] અહેવાલ તૈયાર કર્યો હતો. તેને ટેકો અપાવવાની [illegible] જરૂર હતી. આ વિચારથી ૧૮૫૫માં એન્જીનિયરોન[illegible] એક આંતરરાષ્ટ્રીય સમિતિની નિમણૂક થઈ. આ[illegible] સમિતિએ ૧૮૫૬માં પોતાનો અહેવાલ રજૂ કર્યો[illegible] આ અહેવાલમાં યોજનાને વ્યવહારુ ઠરાવવામાં આવ[illegible] અને કાર્યને પણ સરળ અને સહેલું લેખવામાં આવ્યું.

આવા અહેવાલથી ઈજિપ્તના ખેદીવને પ્રોત્સાહન[illegible] મળ્યું અને તેણે દ લેસપ્સને આપેલી છૂટને ફરીથ[illegible] જાહેર કરી.

દ લેસપ્સે 'સુએઝ નહેર કમ્પની'ની સ્થાપના કરી અને તેની મુખ્ય કચેરી એલેક્ઝાન્ડ્રિયામાં રાખી, જ્યારે વહીવટી વગેરે કામ કરવાનું મથક પૅરિસ રાખ્યું. કમ્પનીએ નહેર અંગે ૫૦૦ ફ્રેન્કના શૅર લેખે ૪૦૦,૦૦૦ શૅરો કાઢી વીસ કરોડની મૂડી ઊભી કરવાનો પ્રયત્ન કર્યો. આ સાહસને ટેકો આપવા માટે દરેક પ્રજાને શૅરો ખરીદવાની વિનંતિ કરવામાં આવી.

દ લેસપ્સે કમિશનના અહેવાલને ઈંગ્લંડમાંથી સારો ટેકો મળે એ આશયથી મોટા ઉદ્યોગોવાળાં અને બંદરોવાળાં મથકોમાં ૧૮૫૭ના એપ્રિલ, મે અને

જુનમાં મુસાફરી કરી અને મોટા મોટા વેપારીઓ તેમ જ બીજાઓની તેને અનુમોદન આપતા નિવેદન ઉપર સહીઓ લીધી આ સહીઓવાળા નિવેદનના કાગળને છપાવીને પાર્લામેન્ટના દરેક સભ્યને વહેંચવામા આવ્યો પાર્લામેન્ટમા સવાલ-જવાબ થયા અને તેમાના એક સવાલનો જવાબ આપતાં તે વખતના વડાપ્રધાન પામર્સ્ટને જણાવ્યુ કે નામદાર મહારાણીની સરકાર કોઈપણ રીતે તુર્કસ્તાનના સુલતાનને એ નહેરની યોજનાને બહાલી આપવાને વિનવી શકે તેમ નથી ઈંગ્લંડની સરકારે તો તે અમલમા ન આવે તે માટે અનેક પ્રયત્નો કર્યા છે ઈંગ્લંડની સરકારે જે અનેક કારણોએ તેનો વિરોધ કર્યો છે તેમાનું એક એ છે કે તે ઈંગ્લંડના હિતોની વિરુદ્ધ છે ઈંગ્લંડે અત્યાર સુધી ઈજિપ્ત અને તુર્કસ્તાન વચ્ચે જોડાણ થવાના વિચારનો જે વિરોધ કરતી નીતિ અખત્યાર કરી છે અને જેને લડાઈથી અને પરિસની સંધિથી ટેકો મળ્યો છે તેનો તે વિરોધ કરનારી છે વળી દ લેસપ્સ અંગ્રેજોના પૈસાથી એક એવી યોજના અમલમા મૂકવા માગે છે કે જે દરેક રીતે ઈંગ્લંડના હિતોની વિરુદ્ધ છે "

પામર્સ્ટનના આ રીતે જવાબ આપવાના આશયમા એક એવી માન્યતા હતી કે ફ્રાન્સ અને ઈજિપ્તનો ખેદીવ આ રીતે એક નહેર ખોદીને સીરિયા દ્વારા ઈજિપ્ત પર આક્રમણ કરનાર તુર્કસ્તાનના લશ્કરની વચ્ચે અંતરાય ઊભો કરવા માગતા હતા

પામર્સ્ટનના આ ઉદ્‌ગારોએ કોઈ અંગ્રેજ પ્રજાનું વલણ એ યોજના તરફથી દૂર ન કર્યું આ જ અરસામા હિંદમા ૧૮૫૭ની પ્રથમ સ્વરાજ્યની લડાઈ જેને અંગ્રેજ ઈતિહાસકારો ' ૧૮૫૭ના બળવા ' તરીકે વર્ણવે છે તે ફાટી નીકળી આ બળવાને દાબી દેવા માટે એટલે કે પોતાના સામ્રાજ્યને હિંદમા ટકાવી રાખવા માટે ઈંગ્લંડના રાજ્યકર્તાઓને તાબડતોબ લશ્કર મોકલવાની જરૂર પડી કેઈપ ઑફ ગૂડ હોપનો રસ્તો લાંબો હોવાથી સુએઝ દ્વારા જમીનના રસ્તે લશ્કર મોકલવામા આવ્યુ આ ઘટનાએ નહેરની એ યોજનાને વધારે ટેકો આપવા અંગ્રેજોને પ્રેર્યા અને ડેઈલી ન્યૂઝ ના આકરોબર બીજીના ૧૮૫૭ના લેખમા લખાણ આવ્યુ કે ' સુએઝનો રસ્તો એ હિંદ સાથેના વહેવાર સારુ ખૂબ જ સરળ અને સહેલો રસ્તો છે '

ગ્લાડસ્ટન તેમજ બીજા અંગ્રેજોએ પામર્સ્ટનની એ નીતિને ' સ્વાર્થી નીતિ ' કહીને વગોવી છતાયે પામર્સ્ટનની સરકારે તુર્કસ્તાનના રાજાને તે યોજનાને બહાલી નહિ આપવાનું ખૂબ જ દબાણ કર્યું

દ લેસપ્સે બીજા રસ્તાઓ અખત્યાર કર્યા તેણે શેરો ભરનારાઓની યાદી બહાર પાડવા માડી શેરોના અડધ થી વધ રે શેરો ફ્રેન્ચોએ લીવા અંગ્રેજોએ પણ પામર્સ્ટનની નીતિના વિરોધમા શેરો ખરીદ્યા

શરૂઆતમાં જોઈતા નાણા મળી જવાથી દ લેસપ્સે પોતાનુ કામ આગળ ચલાવ્યુ કામમાં અનેક પ્રકારના અંતરાયો અને ડખલો નાખવાનું ઈંગ્લંડની સરકારે શરૂ કર્યું આમ છતાં યે કામ તો આગળ વધ્યુ પણ પૈસાની મુશ્કેલી વધવા લાગી દ લેસપ્સને એકને હાથ આગળ વધવુ મુશ્કેલ લાગ્યુ તેમ જ બીજી બાજુથી પૈસાની તાણથી સારી યે યોજના કડડડ ભૂસ કરતી નીચે પડતી દેખાઈ

દ લેસપ્સને લાગ્યુ કે જો હવે ફ્રાન્સની સરકાર વચ્ચે પડે તો જ અગર પોતાનો ટેકો આપે તો જ, આગળ વધી અને ટકી શકાય તેમ છે એટલે તેણે ફ્રાન્સના મહારાજા નેપોલિયનને વિનતિ કરી દ લેસપ્સનુ આખુ યે ભાવી નેપોલિયનના હાથમા અગત્યના લાગ્યુ નેપોલિયને દ લેસપ્સને બોલાવ્યો અને પૂછ્યુ ' કેમ અનેક લોકો તમારી યોજનાની વિરુદ્ધ છે ? '

દ લેસપ્સે કહ્યુ ' નામદાર, તેઓ માને છે કે આપનો તેને ટેકો નથી ' નેપોલિયને વિચાર કર્યો અને કહ્યુ "જાઓ ! ગભરાશો નહિ મારો તમને ટેકો અને રક્ષણ છે "

ઘડી પસાર થઈ ગઈ કામ પાછુ શરૂ થયું અને

૧૮૬૨ના ઑક્ટોબરની ૧૮મી તારીખે, ભૂમધ્ય સમુદ્રનાં પાણી ટીમ્શા સરોવરમાં દાખલ થયાં.

આમ દ લેસપ્સની ધીરજ, ખંત અને અડગ શ્રદ્ધાએ દરેક અંતરાય અને આપત્તિનો સામનો કર્યો. અનેક અંતરાયોથી વિમુક્ત બનેલું આ કાર્ય ખૂબ જ ઝડપથી આગળ વધવા લાગ્યું. બન્ને છેડાથી કામ શરૂ કરવામાં આવ્યું અને ૧૮૬૯ના ઉનાળામાં ભૂમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્રનાં પાણી ખારા સરોવરમાં મેળવવામાં આવ્યાં.

૧૭મી નવેમ્બરે નહેરની ઉદ્‌ઘાટનની ક્રિયા થઈ. આ ક્રિયામાં સારા યે યુરોપના નામાંકિત અને શાહી કુટુમ્બનાં માણસોએ ભાગ લીધો. ૬૭ વહાણોનું સરઘસ શાહી વહાણ ગરૂડ ( Aigle )ની સરદારી નીચે દ લેસપ્સને લઈને વચ્ચે લંગરો નાંખતું ૨૦ નવેમ્બરની સવારે અગિયાર વાગે સુએઝ પહોંચ્યું.

આમ, દ લેસપ્સનું સ્વપ્નુ સિદ્ધ થયું.



# મોઢેરાનું સૂર્યમંદિર

લેખકઃ જોરમલ મહેતા, વિનયમંદિર, ગૂજરાત વિદ્યાપીઠ.

મકરસંક્રાતિની રજાઓ પડી. વિદ્યાર્થીઓમાં પ્રવાસે જવાનો ઉત્સાહ પ્રસરી રહ્યો હતો. જુદે જુદે સ્થળે પ્રવાસે જવાની ટુકડીઓ ગોઠવાઈ. અમારે કડી મોઢેરા જવાનું થયું

અમે પ્રવાસે ઊપડ્યા. કડી થઈ બહુચરાજી ઊતર્યા. બહુચરાજીથી કાલરી સુધી સડક નથી પણ કાલરીથી મોઢેરા સુધી કાચી સડક છે. બહુચરાજીથી મોઢેરા જતાં રસ્તામાં બે ગામ આવે છે. પહેલાં કાલરી આવે છે અને પછી દેવગામ. ચાલતા ત્રણેક કલાકમાં મોઢેરા પહોંચાય છે.

મોઢેરાની આજુબાજુની જમીન સપાટ છે, પણ લીલાંછમ ખેતરો જોવા મળતાં નથી, કારણકે જમીનમાં ખારાશ બહુ છે. ઉનાળાના દિવસોમાં સખત ગરમી પડે છે.

લગભગ ત્રણેક માઈલ દૂરથી મોઢેરા દેખાય છે. રસ્તામાં આપણને ઈંટો અને કોતરકામના અવશેષો નજરે પડે છે. ગામમાં દાખલ થતાં જ ઈંટોના ઘર, માટીથી પૂરેલા પાયા, કોતરણીવાળા પત્થરો, તૂટેલી ગઢીઓ વગેરે નજરે પડે છે. તેથી આપણને તરત જ ખબર પડે છે કે ગામ પ્રાચીન મોઢેરા નગરના ટેકરા પર વસેલું છે. ટેકરો પ્રાચીન મોઢેરા નગરનાં ખંડેરોનો બનેલો છે.

મોઢેરા અતિપ્રાચીન ગામ છે તેની ઐતિહાસિક ઉપયોગિતા વધારે છે. આ ગામની સ્થાપના સતયુગમાં રામચંદ્ર ભગવાનના હાથે થઈ હતી એમ લોકો માને છે. ચોકસ માહિતી નથી કે મોઢેરા પહેલવહેલું ક્યારે વસ્યું, પણ અનુમાનો પરથી જણાય છે કે પહેલી બીજી સદીમાં વસ્યું હશે.

એ સમયે કાઠિયાવાડનો જુદો બેટ હતો. તેની ચારે બાજુ અરબી સમુદ્ર વીંટળાયેલો હતો. આ સમયે કાઠિયાવાડ અને ગુજરાતના કિનારા પર મોટાં મોટાં અને પ્રખ્યાત બંદરો હતાં. મોઢેરા પણ પ્રખ્યાત બંદર હતું. અહીંઆં વેપાર બહુ ચાલતો. જાહોજલાલી પણ ઘણી હતી.

દોઢેક હજાર વર્ષ પહેલાં હિંદમાં ધરતીકંપ થયો હતો આ ધરતીકંપથી ગૂજરાત કાઠિયાવાડ વચ્ચે જમીન આવી ગઈ મોઢેરા પર ધરતીકંપની બહુ જ ખરાબ અસર થઈ આજુબાજુની જમીન પર ખાર આવ્યો એથી સૂકો વેરાન પ્રદેશ થઈ ગયો

મોઢેરાની સ્થાપના પાટણ પહેલા થઈ હતી ધરતીકંપથી મોઢેરા બંદરને બદલે શહેર થયું અને પાટણની સ્થાપના થઈ એથી મોઢેરાની જાહોજલાલી ઓછી થઈ પણ ગૂજરાત કાઠિયાવાડના રસ્તા પર હોવાથી ત્યાંનો વેપાર ચાલુ રહ્યો રજપૂત સમયમા મોઢેરા જાહોજલાલીના શિખર પર હતું પણ મુસલમાનોના હુમલા થયા પછી મોઢેરાનો નાશ થયો

મુસલમાનોના હુમલા થયા એટલે મોઢ વાણિયા અને બ્રાહ્મણો મોઢેરા છોડીને ગૂજરાતમા ફેલાઈ ગયા ગૂજરાતમાં લગભગ ૨૦,૦૦૦ મોઢ લોકો છે તેઓ મોઢેરામાની મોઢેશ્વરી અથવા માતંગી માતાને માને છે

મોઢ લોકો માને છે કે તેઓની માતા મ્લેચ્છોના હુમના વખતે વાવમાં જતા રહેલાં બધા મોઢ લોકો ભેગા મળી એક ટંકે સવાસો મણ મીઠું ખાય તો તે મૂર્તિ બહાર આવે પણ હાલ જે માતંગી માતાની મૂર્તિ છે તે અસલની મૂર્તિ નથી

ગામમાં પ્રવાસીઓને ઊતરવા માટે કોઈ જાહેર ધર્મશાળા કે સંસ્થા નથી, પણ ઉપરનું માતંગી માતાનું મંદિર છે, અને તેને લગતા મકાનો છે ત્યાં ઊતરવાની વ્યવસ્થા થઈ શકે છે

ગામની ઉત્તરે સૂર્યમંદિરને અડીને પુષ્પાવતી નદી વહે છે આ નદી મોટી નથી રૂપેણ નદીનો ફાંટો છે ચોમાસામા પાણી હોય છે પ્રાચીન મોઢેરા નગરનો અને સૂર્યમંદિરના અમૂલ્ય પથ્થરોનો નાશ આ નદીથી જ થયો હશે કારણકે જે મોટા શહેરો નદીતીરે વસેલા હોય છે તે શહેરને વહેલ મોડાં નુકસાન થવાનો સંભવ હોય છે

અત્યારનુ મોઢેરા ગામડુ જ છે તેમા ૪૧૪ ઘર છે. ૯૭૮ પુરુષ તથા ૯૫૭ સ્ત્રીઓ મળી કુલ ૧૯૩૫ માણસની વસ્તી છે ગામમાં ૧૧૨ જૈન છે અને મુસલમાન ૪૧ છે બાકીના બધા હિંદુ છે મોટો ભાગ ખેડૂતોનો છે ખાસ ધંધા જેવુ કંઈ નથી. (છેલ્લી વસ્તીગણતરી વખતે ફેરફાર થયો હશે.) જૂના સમયમાં મોઢેરા નગરની જાહોજલાલી બહુ હતી કરણઘેલાના સમયમા અલાઉદ્દીન ખીલજીએ ગૂજરાત પર સ્વારી કરી આ હુમલાની અસર ગૂજરાત પર દરેક બાબતમા માઠી થઈ ગૂજરાતના કેટલાં યે શહેરોનો નાશ થયો આ શહેરોમા મોઢેરા પણ આવી ગયુ મુસલમાનોએ મોઢેરા પરના હુમલામા અમૂલ્ય શિલ્પકૃતિ સૂર્યમંદિરની કોતરણી બગાડી નાખી મૂર્તિઓ તોડી નાખી સભામંડપ વચ્ચે સુરંગ મૂકી મંદિરનો ઘૂમટ તોડી નાખ્યો અને શક્ય હતું તેટલું નુકસાન કર્યું

સૂર્યદેવની મુખ્ય મૂર્તિ ૧૫ ફીટ ઊંચી અને ભવ્ય હતી તેના કટકે કટકા કરી નાખ્યા અત્યારે મૂર્તિની સાત ઘોડાની બેઠક નજરે પડે છે

લગભગ હજાર વર્ષ પહેલાં આખા યે હિંદમાં સૂર્યપૂજા પ્રસરી હતી આ સમયે ગૂજરાતમાં સૂર્યપૂજાનું જોર વધારે હતુ ગૂજરાતમા અત્યારે કોઈ કોઈ જગાએ સૂર્યદેવની મૂર્તિઓ મળી આવે છે, વળી એકબે સૂર્યમંદિરો જોવા મળે છે

અત્યારે હિંદમા બહુ જ થોડાં સૂર્યમંદિરો નજરે પડે છે કાશ્મીરનુ માર્તંડમંદિર અને કોણાર્કનુ સૂર્યમંદિર પહેલી હરોળમા આવે છે મોઢેરાનુ સૂર્યમંદિર આ બે કરતાં કોતરણી અને શિલ્પકળામા ચઢિયાતું છે ખંડિત પણ બેના મુકાબલે ઓછુ થયુ છે અત્યારે સારામા સારુ સૂર્યમંદિર જોવુ હોય તો મોઢેરા જવુ જોઈએ

દેલવાડાના દહેરા અને મોઢેરાના સૂર્યમંદિરની રચના તથા શિલ્પમા ઘણું જ સામ્ય છે એ ઉપરથી જણાય છે કે તેઓ એક જ જમાનામા બંધાયાં હશે દેલવાડાના દહેરા ૧૦૩૨મા બંધાયા હતાં સૂર્યમંદિર ૧૦૨૬ ૨૭મા બંધાયાં હતા એમ અનુમાનથી જણાય છે. મોઢેરાનુ સૂર્યમંદિર હિંદુ શિલ્પશાસ્ત્ર

અનુસાર બંધાયેલું છે. તેની કારીગરી ઉત્તમ પ્રકારની છે. પ્રવેશદ્વારની કોતરણી સારી છે. ચારે બાજુએ ફરતાં મૂર્તિઓ ખંડિત થયેલી જોઈ શકીએ છીએ. સૂર્યમંદિરના બે ભાગ છે: એક સભામંડપ તરીકે ઓળખાય છે, અને બીજો ભાગ મંદિરનો છે.

મંદિરની સામે કુંડ છે. આ સૂર્યકુંડ કે રામકુંડને નામે ઓળખાય છે. આ કુંડની લંબાઈ ૧૭૬ ફીટ અને પહોળાઈ ૧૨૦ ફીટ છે. કુંડમાં ઊતરવાનાં પગથિયાંની ગોઠવણ એવી છે કે સભામંડપથી સીધા ઊતરીને પાણી નજીક પહોંચાય. કુંડની ચારે બાજુએ દેરીઓ ગોઠવી છે. કુંડનું પાણી ખારું છે અને તેનો રંગ બદલાય છે.

આ મંદિર કે કુંડ બનાવવામાં સિમેન્ટ કે ચૂનો વપરાયો નથી. પથ્થરોના લાકડાની જેમ સાંધા છે. સિમેન્ટ, ચૂનાનાં મકાનો બહુ ટકતાં નથી ત્યારે વગર ચૂનાએ બંધાયેલ આ સ્થાપત્ય અદ્ભુત છે.

સૂર્યમંદિર અને કુંડની રચના એવી છે કે સૂર્ય ઊગતાં જ તેનાં કિરણો મંદિર અને કુંડ પર પડે. સૂર્ય બરાબર ઊગ્યા પછી તેનાં કિરણો કુંડનાં પાણી પર પડે છે અને આખા મંદિરને ઝળાંઝળાં કરી મૂકે છે.

આ સ્થળે દર સોમવતી અમાસે મોટો મેળો ભરાય છે. અને તે દિવસે જો ગ્રહણ હોય તો અસંખ્ય લોકો કુંડમાં નહાવા આવે છે.

વધારામાં તો, સૂર્યમંદિર હિંદભરમાં એક અજોડ શિલ્પ છે. તેની દીવાલો પરની મૂર્તિઓ ખંડિત છે પણ આજુબાજુની કોતરણી અલૌકિક છે.

ગૂજરાતની પ્રાચીન શિલ્પકળા જોવી હોય તો આપણાં દેલવાડાનાં દહેરાં અને મોઢેરાનું સૂર્યમંદિર જોવાં જોઈએ.



# સ્વ. લોકમાન્યનું જીવનચરિત્ર

લેખક : છોટુભાઈ શાહ, વિનયમંદિર, ગૂજરાત વિદ્યાપીઠ.

લોકમાન્યનો જન્મ તા. ૨૩-૭-૧૮૫૬ના દિવસે થયો હતો. એમનું બાળપણનું નામ 'કેશવ' હતું. પણ સૌ તેઓને લાડમાં 'બાળ' કહીને બોલાવતા. અને પછી તો તે 'બાળ' નામ જ કાયમ થઈ ગયું. 'બાળ'ના પિતાનું નામ 'ગંગાધર પંત' હતું તેઓને અનેક મુસીબતોનો સામનો કરવો પડેલો. કહેવાય છે કે લોકમાન્યના પિતા સંસ્કૃતમાં અને ગણિતમાં ખૂબ હોશિયાર હતા. તેઓ રત્નાગિરિ હાઈસ્કૂલમાં શિક્ષક હતા. અહીં પ્રખ્યાત પંડિત 'સ્વ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર' હેડમાસ્તર હતા. તેઓની સોબતથી તેઓ શાસ્ત્રી બનેલા અને તેઓએ કેટલાં યે શાળોપયોગી પુસ્તકો લખેલાં.

લોકમાન્ય પાંચ વરસના હતા ત્યારે તેઓએ અભ્યાસ શરૂ કર્યો હતો. પિતા શિક્ષક હતા. વળી

મહેનતુ પણ હતા આથી લોકમાન્યનો અભ્યાસ ઠીક ઠીક ચાલતો આઠમે વર્ષે તેઓને જનોઈ દેવામાં આવી તે પહેલાં તો પૂર્ણાંક, અપૂર્ણાંક, રૂપાવલી, સમાસચક્ર અમરકોશ વગેરે મોઢે થઈ ગયા હતાં હાલના જમાનામાં એવા વિદ્યાર્થીઓ મુશ્કેલ છે ખરેખર! તેઓની ય દશક્તિ ઉપર આપણે ખુશ તો થઈએ જ

દશ વર્ષે તો તેઓ અંગ્રેજી શાળામાં દાખલ થયા પિતાનો ગણિત અને સંસ્કૃતનો શોખ તેમનામાં પૂરેપૂરો વારસામાં ઊતરેલો અંકગણિત બીજગણિત, યુક્લિડના બંને ભાગ આ ઉંમરે પૂરા કરી નાખ્યા હતા

'पृच्छकेन सदा भाव्यम्' એ ન્યાયથી લોકમાન્યની બાળપણથી જ એક ખાસિયત હતી કે કોઈપણ સિદ્ધાંત મૂળથી સમજ્યા વગર કબૂલ કરવો નહિ શી રીતે? આમ જ કેમ? આમ કેમ ન થાય? વગેરે પ્રશ્નો તેમને સ્વભાવિક રીતે જ ઊઠતા તેઓ નિશાળે જતા ત્યારે શિક્ષક કોઈ અઘરો પાઠ નોટમાં ઉતારી લેવાનું કહે ત્યારે તેના વર્ગના બીજા વિદ્યાર્થીઓ ઉતારી લેતા પણ તેઓ તો તે પાઠનું એકધ્યાનથી મનન કરી મનમા ને મનમાં એ પાકો કરી લેતા શિક્ષક પૂછે ત્યારે કહે કે નોટમા શુ કામ ઉતારવુ પડે? મનમા ને મનમા ન ઉતારી લઉ!

એક વખતે શિક્ષકે 'સત' શબ્દની જોડણી સુધારવા આપેલી બાળે એકનો એક શબ્દ ત્રણ રીતે લખ્યો 'સત, સન્ત અને સન્ત' શિક્ષકે પહેલી જોડણી ખરી આપી, બીજી બે ખોટી આપી. તે તો સીધા હેડમાસ્તર પાસે ઊપડ્યા અને ત્રણે જોડણી સાચી કહેવડાવી ત્યારે જ તેઓ જંપ્યા

તેમના પિતાનુ ઈ સ ૧૮૭૨ના ઑગસ્ટ માસની આખરે મૃત્યુ થયેલુ તે જ વર્ષે તેઓ મેટ્રિકની પરીક્ષામા બેઠા અને પાસ થયા પછી તેઓ 'ડેક્કન' કૉલેજમા દાખલ થયા પહેલુ આખુ વર્ષ તેમણે શારીરિક તાલીમ માટે ગાળ્યુ કૉલેજમા દાખલ થયા ત્યારે તેમનુ શરીર બહુ જ નબળુ હતુ પણ તેમણે દરરોજ દંડબેઠક, કુસ્તી, તરવુ વગેરે કસરતો શરૂ કરી તેમનો આ વર્ષનો કાર્યક્રમ જાણવા જેવો છે તે સવારે ચાર-સાડાચાર વાગ્યે ઊઠતા અને પ્રાતવિધિ કરીને 'નળ' નીચે નહાતા પછી બેથી અઢી કલાક સુધી અખાડામાં દંડબેઠક મલખમ કુસ્તી વગેરે કરતા કહેવાય છે કે કૉલેજના રસોડાનો મહારાજ તેમના ભોજનની ફરિયાદ કરવા લાગ્યો હતો! કસરત અને ભોજન પછીનો તેમનો કાર્યક્રમ શયનનો હતો તે કહેવાની જરૂર નથી કસરત ભોજન અને શયન આ ત્રિપુટીને લીધે પ્રીવિયસની પરીક્ષામા તેમને મગદનો ભોળાકાર મળ્યો તે વાત સાચી પરતુ તેની સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવા જેવુ છે કે તેમના ગાલ ચહેરો, હાડ, છાતી ને જાંઘ પણ ગોળાકાર બન્યાં આગળ જતાં લો ટિળક કહેતા હતા કે "આ કસરતથી મારુ આયુષ્ય વીસ વરસ વધ્યુ હતુ" युवा आशिष्ठो द्रढिष्ठो बलिष्ठ (યુવકે આશાવાન, દઢનિશ્ચયી અને શક્તિસંપન્ન હોવુ જોઈએ) એવો તેમનો આદર્શ હતો

ગણિત ઉપર તેમને અથાક પ્રેમ હતો તેમના અધ્યાપકોને પણ ખાતરી થઈ હતી કે ભવિષ્યમા ટિળક ગણિતમાં નામ કાઢશે ઈ સ ૧૮૭૬માં તેઓ ગણિત લઈને બી એ પાસ થયા એમ એ મા એક વરસ નિષ્ફળ જવાથી વકીલાતનો અભ્યાસ કરી ૧૮૭૯મા એલએલ બીની ઉપાધિ મેળવી અત્યારે કોઈપણ માણસ બી એ. કે એલએલ બી થાય તો તેને પૈસાની ચિંતા થાય છે જ્યારે લોકમાન્ય તો તેથી ઊલટુ જ ગણ્યુ જીવનનો ઉદ્દેશ લોકસેવાનો હોવો જોઈએ, તેવુ તેઓને લાગતુ અને તેમને લાગ્યુ કે લોકસેવા કરવી હોય, સામાન્ય જનસમૂહને અજ્ઞાન, ભ્રમ અને વહેમમાથી મુક્ત કરવો હોય તો સરકારી નોકરી ન કરવી જોઈએ અને પૈસા કમાવાનો મોહ પણ છોડવો જોઈએ તેમણે તા ૨ જાન્યુઆરી ૧૮૮૦મા પૂનામાં "ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ" ઉઘાડી ટિળક માસિક રૂા ત્રીસના પગારે તેમાં જોડાયા આથી કેટલાક મિત્રોએ તથા સગાંવહાલાંઓએ તેમને કહ્યુ કે આવા મામૂલી પગારમા શુ રહ્યા? આમ તમારી ઝળકતી

કારકીર્દિ શું કામ બગાડો છો? એક મિત્રે તો કહ્યું કે "આવા મામૂલી પગારમાં શું બચશે? મુઆ પછી મડદુ બાળવા જેટલા પણ પૈસા નહિ મળે!" ત્યારે ટિળકે હસીને જવાબ આપ્યો કે "મડદાની ચિંતા આપણે શા કામ કરવી? છેવટે લોકોના સુખ જાગવવા માટે મ્યુનિસિપાલિટી પણ ફૂંકી બાળશેને?"

તેઓએ શાળા કાઢેલી તેમા થોડા જ સમયમા પાચસો વિદ્યાર્થીઓ થઈ ગયા પણ એટલાથી તેઓને શાંતિ વળી નહિ એટલે તેઓએ વિચાર કર્યો કે એકલી શાળા દ્વારા સમાજની સેવા થઈ શકતી નથી ઘેરે ઘેર સેવા કરવી હોય તો છાપુ અને છાપખાનું અગત્યનું સાધન છે એ એમના ધ્યાનમા હતુ પરિણામે તેમણે એક નાનું સરખુ છાપખાનું ખરીદ કર્યું, અને જાન્યુઆરી ૧૮૮૧મા 'કેસરી' અને 'મરાઠા' નામના બે છાપા પ્રગટ કરવા માડ્યા.

'કેસરી' મરાઠી ભાષામાં લખાતુ હતુ આથી કેટલાકે સૂચના કરી કે એકલુ મરાઠી તો કોણ વાચશે? થોડાક પાના અંગ્રેજી લખાણના રાખો ટિળક તરફથી જવાબ મળ્યો કે અંગ્રેજી વાચનારાઓ માટે 'કેસરી' નથી 'કેસરી' તો આમપ્રજાને માટે છે રાત્રે જે પથારી ઉપર સૂતા તે જ પથારીનો વીટો વાળીને તેના ઉપર ટેબલની માફક લખતા આપણને નવાઈ લાગશે કે બી એ, એલએલ. બી જેટલું ભણેલો માણસ કેટલી સાદાઈથી રહે છે કશી જ સાહ્યબી કે ભપકો નહિ.

એક વખત તેઓએ પોતાના છાપામા કોલ્હાપુરના રાજાની સખત ટીકા કરેલી આથી તેના રાજાએ તેમના ઉપર કેસ માડ્યો ટિળકના પક્ષમા ઘણા સાક્ષીઓ હતા પણ બધા જ એક પછી એક નીકળી ગયા અંતે તેઓને ચાર માસની સાદી કેદની સજા થઈ એમની સાથે તેમના મિત્ર કે જેઓ પહેલેથી જ તેમની સાથે હતા તેઓને પણ સજા થયેલી કારણકે તેઓ 'કેસરી'ના ભાગીદાર હતા. અને તેઓ બન્ને મારીના દિવસો કપાતા ૧૦૧ દિવસની જેલ ભોગવી બહાર આવ્યા કોર્ટે જ્યારે તેમને જામીન ઉપર છોડવાનું કહ્યુ ત્યારે એક અજાણ્યો વેપારી જે ટિળકને દીઠે પણ ઓળખતો નહિ, તે રૂપિયા પચ હજારની થેલી લઈ કોર્ટમા હાજર થયો હતો. એ કેસમા પૈસા તથા વકીલો વગેરેની જે પૂરી મદદ મળી હતી, તે પરથી ટિળકને ખાત્રી થઈ ગઈ હતી કે લોકસેવા કદી એળે જતી જ નથી

જેલમાથી છૂટ્યા પછી ટિળક–આગરકરે ફરી 'કેસરી' ને 'મરાઠા' હાથમા લીધા તેમની નિર્ભય પત્રકાર તરીકે ઠીક ઠીક પ્રતિષ્ઠા જામેલી હતી આ ઉત્સાહી યુવકોને એટલેથી શાંતિ વળી નહિ એટલે તેમણે ડેક્કન એજ્યુકેશન સોસાયટી (દક્ષિણ કેળવણી મંડળ)ની સ્થાપના કરી

એટલામા એક નવો પ્રશ્ન ઊભો થયો સમાજ સુધારામા સરકારની મદદ લેવી કે નહિ? એ વિષે ચર્ચા ચાલી ટિળક અને આગરકરના મત આ સંબંધમા જુદા પડ્યા આગરકર સરકારી મદદ લઈને સમાજ સુધારણા કરવાના પક્ષના હતા ટિળક આવી બાબતોમા સરકારને માથું ન મારવા દેવાના વિચારના હતા છેવટે મતભેદે એટલું તીવ્ર સ્વરૂપ ધારણ કર્યું કે આગરકરને 'કેસરી'માથી છૂટા થવુ પડ્યુ.

ઈ સ ૧૮૯૩–૯૪મા મુંબઈમાં હિંદુ–મુસલમાન વચ્ચે હુલ્લડ જાગ્યુ આ હુલ્લડના ભણકારાથી પૂનામા પણ જાગૃતિ આવી એ વખતે ટિળકે ત્યાના લોકોમા નિર્ભયતા, એકતા અને ઉત્સાહ ઉત્પન્ન કર્યા તેઓના છાપામા તેઓ તે વખતના 'લાર્ડ હેરિસ' કે જેમની સામે ગોખલેને પણ કડક શબ્દો વાપરવા પડેલા એવા હેરિસને તેમની કારકિર્દીની નિષ્ફળતા અંગે કડક ટીકાઓ કરવી પડેલી બીજે વર્ષે દુકાળ પડ્યો સરકાર અને સરકારી અમલદારોની અવળી મનોવૃત્તિના દાખલાઓ 'કેસરી'એ ખૂબ જ જાહેર કર્યા તે વખતના લોકમાન્ય ટિળકે લખેલા લેખોના મથાળાં નીચે પ્રમાણે હતા: (૧) સરકારનું માથુ ઠેકાણે છે? (૨) રાજ્ય કરવુ એટલે વેર લેવુ નહીં? આ ઉપરથી અદરના લખાણની કલ્પના આપણને સરળતાથી આવી શકશે સાથે સાથે વેપારીઓને સમજાવીને સસ્તા અનાજની દુકાનો પણ ઉઘડાવેલી એવામા ત્યાં આગળ (પૂનામાં) પ્લેગ ફાટી નીકળ્યો.

સરકારે લોકોનાં મતનો તિરસ્કાર કરનારને "દંડુકે-શાહીમાં" માનનાર 'રેંડ સાહેબને' પ્લેગના અમલદાર તરીકે પૂનામાં મોકલ્યા. તેમણે લોકલાગણીની પરવા કર્યા વગર ઘણાં ઘરો ખાલી કરાવ્યાં, અને ઝાડઝુડ, ધમાધમ, વીંખાવીંખ વગેરે કામો શરૂ કરી દીધાં. આને પરિણામે લોકોમાં ભારે અસંતોષ ફેલાયો. ટિળકે તેમના છાપામાં સોલજરોની, તથા તેમના અમલદારોની ભારે ઝાટકણી કાઢેલી. બીજા આગેવાનો ગામ છોડીને ચાલ્યા ગયેલા. પરંતુ ટિળક તો લોકોની વચ્ચે દવાખાનું ઉઘાડીને બેઠેલા. રેંડ સાહેબે આ ગામમાં કદી પણ પગ દીધો ન હતો.

એવામાં એક દિવસ જાહેર રસ્તા ઉપર 'રેંડ સાહેબ'નું ખૂન થયું. ટિળક ઉપર સરકારની નજર ફરકતી જ હતી એટલે આ બહાને તેમને પકડયા, અને દોઢ વરસની સખત કેદની સજા આપી ત્યારથી તેઓને હાઇકોર્ટે પચાસ હજારના જામીન ઉપર છોડયા. જેલમાંથી આવ્યા પછી તેઓને એક મિત્રે કહ્યું કે માફી માગી લેવી હતી ને? ત્યારે તેમણે જવાબમાં કહ્યું કે "માફી માગીને પૂનામાં જીવવું તે કરતાં માંડલેમાં (જ્યારે તેઓને સજા થઈ ત્યારે તેઓ માંડલે જેલમાં હતા) સડવું એ શું ખોટું? જેલ જવું એ તો મારો ધંધો છે! આમ ડરું તો હું શા કામનો!"

ફરી તેઓએ રાજદ્વારી ચળવળ શરૂ કરી સાથે સાથે બંગ-ભંગની ચળવળમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. એટલે ૧૯૦૮માં ફરી સરકારે તેમને ૭ વરસની સખત સજા આપી, અને માંડલે જેલમાં મોકલ્યા આથી મજૂરોએ હડતાળ પાડી. કેટલીક મિલો ઉઘાડવાનો પ્રયત્ન થયો પણ એમ કરવાથી તોફાન થયું. કેટલાયે માણસો જખમી થયેલા ૭ વરસની સજા પૂરી થતાં જેલમાંથી તેઓ છૂટયા.

જેલમાંથી છૂટયા પછી તેમણે હોમરૂલ લીગની ચળવળ શરૂ કરી. તેના માટે દેશના અનેક પ્રાંતોમાં ફરીને તેની શાખાઓ ઉઘાડી. આ સમયમાં ઇંગ્લેન્ડમાં તેઓની વિરુદ્ધ એક પુસ્તક પ્રસિદ્ધ થયું, તેમાં ટિળકને અત્યાચારીઓના ઉશ્કેરનાર તરીકે ઓળખાવવામાં આવ્યા હતા પુસ્તકના લેખક સર વેલનટાઇન શિરોલ ઉપર તેમણે ફરિયાદ માંડી. તેમાં તેઓ હાર્યા. તે વખતે તેઓ ઇંગ્લેન્ડ ગયા હતા.

હિંદ વિષે તેમણે ઇંગ્લેન્ડની સભામાં જુબાની આપેલી, અને બીજી સભાઓમાં પણ અનેક ભાષણ કરેલાં જ્યારે તેઓ ઇંગ્લેન્ડ હતા ત્યારે હિંદમાં 'રોલેટ કાયદો' પસાર થયો હતો. ગાંધીજીએ એ કાયદા સામે સત્યાગ્રહનો સિંહનાદ કર્યો. લોકમાન્યે વિલાયતથી તે દહાડે કહેવડાવેલું કે "એ ગાંધીને સૌ સાથ દેજો એના હાથે દેશનું કદાપિ પણ નુકસાન થવાનું નથી"

લોકમાન્યનું જીવન એવું તો વીત્યું છે કે તેમને ઘડીભર પણ આરામ મળ્યો નથી તેઓની સ્મરણ-શક્તિ અને ગણિતબુદ્ધિ એવી તો તીક્ષ્ણ હતી કે જો તેમણે તે ક્ષેત્રમાં કામ કર્યું હોત તો જગતભરમાં અજોડ પંડિત તરીકે પૂજાત.

તેમણે 'ઓરાયન અથવા મૃગશીર્ષ' નામે એક પુસ્તક ઇ. સ. ૧૮૯૩માં પ્રગટ કર્યું હતું. તેમાં વૈદિક કાળનિર્ણયની ચર્ચા કરી હતી. આ પુસ્તકે યુરોપના સમર્થ વિદ્વાનોનું ધ્યાન ખેંચ્યું હતું. મેક્સમૂલર જેવા પંડિત પણ તેમના ઉપર ખૂબ જ મુગ્ધ થઈ ગયા હતા. મેક્સમૂલરે પ્રગટ કરેલા ઋગ્વેદના ચાર ભાગો લોકમાન્યને જેલમાં અભિપ્રાયાર્થે મોકલેલા. કહેવાય છે કે મેકસમૂલરની ભલામણથી સરકારે તેમને જેલમાંથી ૭ માસ વહેલા છોડેલા.

લોકમાન્યને 'ભગવદ્‌ગીતા' ઉપર અથાગ પ્રેમ હતો માંડલેમાં હતા ત્યારે તેના પર તેમણે "ગીતારહસ્ય" નામનો મોટો ગ્રંથ લખેલો. જેલમાં વેદ ઉપર વિચાર કરતા કરતાં તેમને જણાયું કે આર્યોનું પહેલાંનું રહેઠાણ ઉત્તર ધ્રુવ ઉપર હોવું જોઈએ અંતે તેમણે ખૂબ જ પ્રયત્ન કરીને, આ શોધ માટે પૂરતો પુરાવો ભેગો કરીને, એક પુસ્તક લખેલું. તેનું નામ 'આર્યોનું મૂલ વસતિસ્થાન' એ હતું.

એમણે દેશસેવા ખાતર ફકીરી લીધેલી, પોતાનું સર્વસ્વ હોમી દીધેલું બહિષ્કાર, સ્વદેશી રાષ્ટ્રીય કેળવણી અને સ્વરાજકાર્યોને તેમણે સ્વરાજની 'ચતુઃસૂત્રી' કહી છે. સ્વરાજ એ પેટપાણીનો સવાલ છે, એમ તેઓ કહેતા. જીવનભર તેમણે નીચેના મંત્રનું રટણ કર્યા કર્યું છે અને તે એ કે "સ્વરાજ એ મારો જન્મસિદ્ધ હક્ક છે, અને તેને હું મેળવવાનો જ." આમ રટણ કરતાં કરતાં તેમણે તા. ૧-૮-૧૯૨૦ના દિને દેહ છોડયો *

* વિદ્યાર્થીઓ સમક્ષ વાંચેલું વ્યાખ્યાન.

# સર્કસનું શિકારખાનું

અનુવાદક કેશવલાલ કાશીરામ જાની, બી. એ., એસ. ટી સી

**વન્ય** પ્રાણીઓને કસરત શીખવી તૈયાર કરવાં અને હજારો પ્રેક્ષકો સમક્ષ ગમે તે ઘડીએ તેમની પાસે કામ કરાવવું એ ખરેખર ચમત્કારિક અને જોખમી છે. તેમને કેળવવા પાછળ મહિનાઓ અને કેટલીક વાર વર્ષો પસાર થઈ જાય છે કોઈકવાર પંપાળીને, કોઈકવાર ખાવાનુ આપીને, કોઈકવાર દમદાટી દઈને, અને કેટલીકવાર ચાબુક ફટકાવીને— આવી જુદી જુદી યુક્તિઓ વાપરીને તેમને કામ શીખવવુ પડે છે.

અહીં 'વન્ય પશુઓ' એટલે હાથી, વાઘ, અને સિંહ એમ સમજવાનુ છે સર્કસમા હમેશ દેખા દેનારા અને કામ કરનારા વાંદરા, રીંછ, કાગારુ વગેરે જાનવર વન્ય નથી એમ કહેવાનો આશય નથી પણ તેમને તૈયાર કરવામાં ઉપરનાં પ્રાણીઓની માફક મુશ્કેલી કે જોખમ નથી હાથી, વાઘ અને સિંહને તો શીખવતી વખતે જ નહિ, પણ શીખવ્યા પછી કામ લેતી વખતે પણ, કયારે શુ બનશે તેનો નીમ નથી.

હાથી, વાઘ, સિંહ અને ઘોડા એ જાનવરો સર્કસના પ્રમુખ અંગ છે. સર્કસની પ્રથા શરૂ થઈ ત્યારથી અત્યારસુધી આ જાનવરોએ પોતાનુ આકર્ષણ કાયમ ટકાવી રાખ્યુ છે.

સર્વ વન્ય પ્રાણીઓમા હાથી એ સર્કસવાળાનું માનીતુ પ્રાણી છે. બીજા પ્રાણીઓ કરતા તેના પર સર્વની અધિક પ્રીતિ; અને તેના તરફની ભીતિ પણ અધિક જ કોઈપણ સર્કસમા જઈને જોઈએ, તો હાથીને માણસના જેટલું જ માન પામતો માલમ પડશે, અને જ્યારે જ્યારે જાનવરો માટે વાતચીત શરૂ થાય ત્યારે હાથી વિષે જ વધુ ચર્ચા થશે

બારચૌદ મહિનાના બચ્ચા હોય ત્યારે જ હાથીને ખરીદ કરવામાં આવે છે. તે વખતે તેની કિંમત સાતસો કે આઠસો રૂપિયા પડે છે. જેમ જેમ તેની ઉંમર વધે તેમ તેમ તેની કિંમત ઊતરતી જાય છે પણ ઓછી કિંમતે ખરીદવાના લોભમાં જો મોટી ઉંમરનું બચ્ચું વેચાતું લેવામા આવે તો તેને પલોટવાનું કામ ઘણું મુશ્કેલ બને છે. વાઘ-સિંહના બચ્ચાને તો આથી પણ નાની ઉંમરે ખરીદી લેવા પડે છે, કારણ કે બાર ચૌદ મહિને તો તે સારી રીતે વધી જઈ કોઈપણ નિયંત્રણને ગણકારતા નથી

હમેશ સવારમા સાતથી અગિયાર સુધી આ બચ્ચાઓને કામની કવાયત માટે બહાર ચોગાનમા કાઢવામા આવે છે એકાદ જૂના નિષ્ણાત પ્રાણી પાસે તેમની સમક્ષ ક્રિયાઓ કરાવવામાં આવે છે, અને તે જ ક્રિયાઓનુ અનુકરણ કરવામા પ્રવૃત્ત કરવામા આવે છે આ ક્રિયાઓ ભૂલ વગર કરનારને ખાવાનું આપવાની લાલચ બતાવવામા આવે છે ખાવાનુ મળવાની લાલચથી જ હમેશાં બચ્ચાઓ એકબીજા સાથે હરીફાઈ કરવા માંડે છે, અને આ પ્રયત્નમાં જ તેઓ કોઈ પણ ક્રિયા બરાબર શીખી જાય છે લાલચ ઉપરાંત તેમને ફટકાવવાના પ્રસગો પણ ઘણા આવે છે પણ આ બાબતમાં જરા સાવચેતી રાખવામા આવે છે. કારણ કે વાઘ-સિંહના બચ્ચાની કિંમત કોઈ કોઈવાર હજાર રૂપિયા બેસે છે વાઘ સિંહના બચ્ચાઓ મુંબઈના પ્રાણી-સંગ્રહાલયમાંથી અને કાઠિયાવાડના કેટલાંક દેશી રાજ્યોમાથી ખરીદવામા આવે છે.

હાથી એ અનેક ચમત્કારિક ગુણોનો સમૂહ છે એમ કહેવામા અતિશયોક્તિ નથી કોઈ કોઈ વેળા તે એટલી શૂરવીરતા બતાવે છે, કે વિફરેલા વાઘ-સિંહની સામે થતા તે પાછુ વાળી જોતો નથી, જ્યારે કોઈ વેળા તે એટલુ બધુ બીકણપણું દેખાડે છે કે ન પૂછો વાત! કોઈ કોઈવાર પોતાના પડછાયાથી પણ તે બીએ છે.

એક રીતે જોતા હાથી શાંત, પ્રેમાળ, માણસ-

જાતનું માનીતું, અને ઊંટની માફક મનુષ્યના હુકમને રાજીખુશીથી તાબે થનારું પ્રાણી છે પણ કદી કદી તેના ભેજામાં ભૂસું ભરાય છે ખાસ કરીને બિમાર હોય ત્યારે તેનો સ્વભાવ ચીડિયો બની જાય છે એવે વખતે તેને જરાક પણ વતાવવો એ જીવનું જોખમ વહોરવા જેવું છે

વાઘ–સિંહને બેલગામ થવા માટે બિમારી કે બીજું કોઈ કારણ હોય છે એમ નથી તે તો ગમે તે ઘડીએ હડી બેસે છે ખાસ કરીને તેમની ઉમર વધે છે ત્યારે તેમનું હઠીલાપણું પણ વધે છે

અગાઉ દર્શાવ્યા પ્રમાણે હાથી કારણ વગર કદી પણ ગુસ્સે થતો નથી વળી તે ક્રોધે ભરાય એટલે અચાનક પ્રેક્ષકો તરફ કે બહારના માણસો તરફ દોડી જઈ નુકસાન કરતો નથી સર્કસના માણસો જ તેના ક્રોધનો ભોગ થઈ પડે છે સારું–નરસું, ન્યાય અન્યાય જાણવાની તેનામાં અક્કલ હોય છે વાઘ સિંહમાં આવી વિચારશક્તિ જોવામાં આવતી નથી તેઓ તો એકાએક જે હાથમાં આવે તેના પર છાપો મારે છે

હાથી વિષે બીજી એક જાણવા જેવી બાબત એ છે કે, પોતાને કોઈ જોતું નથી એવી ખાત્રી થાય તો તે પોતાની જગાએ ઊભો રહી નવા શીખેલા કામની પ્રેક્ટિસ કરવા મંડી પડે છે! બીજું એકે જાનવર આમ પ્રેક્ટિસ કરતું જણાયું નથી વાઘ અને સિંહ તો ખરેખર કામ કરતી વખતે પણ હડવા માંડે છે, તો આવી પ્રેક્ટિસનું તો પૂછવું જ શું? ફુરસદને વખતે શરીર જીભથી ચાટી સાફસૂફ રાખવું એ જ ઉદ્યમ તેમને ગમે છે! વળી એકાદ કસરતનો નવીન પ્રકાર શીખે એટલે તેમને આનંદ થાય એમ નથી તેમની સાફસૂફી અને બગાસાં તો ચાલુ જ હોય પણ હાથી જ્યારે કોઈ નવું કામ શીખે ત્યારે બહુ જ રાજી થાય છે, અને પોતાનો આનંદ સૂંઢના ફુફાડા મારીને વ્યક્ત પણ કરે છે

હાથીની બુદ્ધિમત્તા અને સાવધપણું અતિશય તીવ્ર હોય છે કોઈપણ સરકસવાળો આ વિષે દાખલા આપી શકશે હું તો એમ જ કહું છું કે હાથી એટલે જ સાવધપણું એક સર્કસવાળાના શબ્દોમાં જ ઉદાહરણ આપું

"મધ્યપ્રાંતમાં પ્રવાસ કરતાં કરતાં એકવાર અમે એક પૂલ પાસે આવી પહોંચ્યા એક નાના ઝરા પર બાંધેલો એ પૂલ હતો તો નાનકડો, પણ અમારા બધા હાથીનું વજન ઉપાડવા જેટલો તે મજબૂત તો હતો જ અમારા સામાનના ગાડા તે પરથી પસાર થઈ ગયા, સિંહ–વાઘના ગાડા ગયા, ઘોડાની હાર પણ શાંતિથી નીકળી ગઈ, અને પછી હાથીનું ટોળું પૂલ આગળ આવીને અટક્યું પૂલ સુધી તો તેઓ બહુ નિયમિત રીતે ચાલતા હતા પણ પૂલ પાસે આવતાં શું થયું તે કોઈને સમજાયું નહિ છેવટે થોડીવારે તેમનામાંનો સૌથી મોટો અને વજનદાર હાથી આગળ આવ્યો, પૂલ પર ધીમે ધીમે એક એક પગલું ભરી પૂલની મજબૂતીની, અને તે પોતાનું વજન ઉપાડી શકશે કે કેમ તેની ખાત્રી કરી લીધી અને ખાત્રી થતાં જ જરાપણ આનાકાની કર્યા વગર પૂલ ઓળંગી સામી બાજુએ જઈ ઊભો તેની પાછળ બીજા બધા પણ તેની માફક જ એક પછી એક ચાલ્યા ગયા એક હાથી પૂલ પૂરેપૂરો ન ઓળંગી જાય ત્યાં સુધી બીજો હાથી પૂલ પર પગ મૂકતો જ નહોતો! કેવું સાવધપણું!"

સર્કસના બંદીવાન વાતાવરણમાં હાથીની ઉપજ હોઈ શકતી નથી વાઘ–સિંહની ઉપજ હોઈ શકે છે, પણ તે બાબતનો દરેક સર્કસમાં પ્રતિબંધ હોય છે વાઘવાઘણ અથવા સિંહસિંહણની જોડી એક જ પાંજરામાં રાખવામાં આવતી નથી

કેવળ બળજબરીથી અને પ્રત્યક્ષ ધાકથી આ પ્રાણીઓ પાસેથી કામ લેવામાં આવતું હોવાથી કામ લેતી વખતે ખૂબ જ સાવચેતી રાખવી પડે છે જરા પણ નજરચૂક થતાં માણસ કે બકરો જોતજોતામાં વાઘ કે સિંહનો ભોગ થઈ પડે છે બકરા તો ઘણીવાર માર્યા જાય છે તેમને બચાવવાના સઘળા પ્રયત્ન વ્યર્થ જાય છે કારણ પીંજરામાં કામ કરતી વખતે હંમેશા બેથી વધુ શ્વાપદની જરૂર પડે છે તેમાંનો એક વિફરે અને બકરા પર હલ્લો કરે એટલે તરત જ

બાકીના પણ એકી સાથે તે બકરા પર તૂટી પડવાના લૂટનો પોતાનો હિસ્સો જતો કરવા કોઈ તૈયાર હોતો નથી

૧૯૨૯ની સાલમા એક બહુ જ રોમાંચકારક પ્રસગ બની ગયો હતો તે બનાવ જેટલો રોમાચકારી તેટલો જ છેવટે રમુજ ઉત્પન્ન કરે તેવો હતો દેવરાના સર્કસનો મુકામ સેગનોરમા હતો નિયમ પ્રમાણે ખેલ કરવા માટે મોટુ પીંજરુ ઊભુ કરવામા આવ્યુ હતું તેના દરવાજા પાસે સિંહના પીંજરાની ધકેલગાડીઓ લાવીને ઊભી રાખી એક ધકેલગાડીનો આગલો ભાગ પીંજરાના દ્વાર સાથે જોડી દઈ તે ધકેલગાડીની પાછળ બીજી ગાડી જોડી દેવામા આવી હતી પહેલી ગાડીમાનો સિંહ પીંજરામા ભીતરના જ પાછળની ગાડીનો દરવાજો ઊચકવામા આવ્યો પણ દુર્ભાગ્યે દરવાજો ઊચકવાથી લાગેલા ધક્કાને લીધે ગાડી જરા પાછી ખસી, અને બન્ને ગાડી વચ્ચે જગા થઈ ગઈ ! સિંહ તો હમેશ મુજબ છલગ મારી બહાર નીકળ્યો, અને હમેશ મુજબ પોતે પીંજરામા જ છે એ કલ્પનાથી પીંજરાની બહારની બાજુએ ચાલી નીકળ્યો

સિંહ છલગ મારી પીંજરામા જવાને બદલે બહાર નીકળી ગયો છે તે જોતા જ પ્રેક્ષકવર્ગમા કેટલો બધો ખળભળાટ થયો હશે ! છોકરાંઓએ ચીચિયારી પાડવા માંડી સ્ત્રીપુરુષોએ બૂમરાણ કરી દોડાદોડ કરી મૂકી કેટલાક ગલેરીમાથી કૂદી નીચે પડ્યા સર્કસના સચાલક પણ ગભરાયા પેગ સિંહ તો જાણે કાંઈ જ ન બન્યું હોય તેમ, પગના ભર્ગે જતો હતો આટલી ધમાલ અને બૂમાબૂમ એ તેને તો હમેશનો તાળીઓનો ગડગડાટ જ લાગ્યો !

ધીમે ધીમે પગના ભરે સિંહ પાંજરાની સામી બાજુએ ગયો પાંજરાની તે બાજુએ, સકટ સમયે ઉપયોગી થાય તેટલા માટે, એક નાનુ પ્રવેશદ્વાર રાખ્યુ હતું આ પ્રવેશદ્વાર સામે વિદૂષકનુ કામ કરનાર એક ગૃહસ્થને બેસાડવામાં આવતો હતો સિંહ પીંજરામા જ જતાં પોતાની તરફ આવે છે તે જોઈ તેણે સમેનુ તે પ્રવેશદ્વાર ઉઘાડી નાખ્યુ અને હમેશ પ્રમાણે પોતાની જગ્યાએ તે બેસી ગયો

સિંહે પ્રવેશદ્વાર પાસે આવતા જ આજુબાજુ જોયુ અને દ્વાર ઉઘાડુ જોતાં જ શાતિથી અદર જતો રહ્યો ! વિદૂષકે ફરીથી ઊભા થઈ દ્વાર બધ કર્યું અને બધા પ્રેક્ષકવર્ગની તાળીઓનો ગડગડાટ મેળવ્યો !

*

માણસજાતની હમેશ સેવા કરનારા જાનવર પૈકી ઘોડો એક છે ઘોડા કૂતરા જેટલા જ વફાદાર અને હાથી જેટલા જ પ્રેમાળ અને સાવચેત હોય છે તેમને શીખવીને તૈયાર કરવાનુ કામ એટલુ બધુ અઘરુ નથી વળી એક જાતનું કામ શીખી લીધા પછી નવીન પદ્ધતિનું કામ શીખવુ હોય તો પણ તેઓ સહેજે શીખી લે છે શારીરિક કસરત ઉપરાત તેમની પાસેથી બુદ્ધિનુ કામ પણ લઈ શકાય છે સર્કસનો એક ઘોડો, તેની સામે અગ્રેજી અક્ષરો અને આકડાનો તખ્તો ધરી રાખવામાં આવે તો, તમે કહો તે આકડો કે અક્ષર બતાવી આપશે જુદા જુદા રગના કપડાના કટકાના ઢગલામાથી તમે માગો તે રગનુ કપડુ અચૂક કાઢી આપશે.

ઘોડા બુદ્ધિમાન અને આજ્ઞાંકિત જ હોય છે એમ માનવાનુ કારણ નથી તેઓ પણ કેટલીક વાર પલટે છે અને અદર અદર ઝઘડો કરે છે કામ ચાલુ હોય તો પણ કોઈક વાર તે તોફાન કરવા માડે છે ઠરાવેલા અનુક્રમ નબર પ્રમાણે જ તેઓ હમેશ કામ કરે છે નબર એકના ઘોડાને, નબર બેના ઘોડાની જગ્યા પર ઊભો રાખ્યો તો જોઈ લ્યો રમત ! જગા છોડી તે પહેલો નબર જ રહેવાનો પ્રયત્ન કરવાનો, અને ચોથા નબરના ઘોડાને પહેલા નબરના ઘોડાની જગાએ ઊભો રાખ્યો, તો એક, બે અને ત્રણ નબરના ઘોડાઓ કૂદાકૂદ કરી મૂકે ! તેઓ તેને પોતાની ઉપર ઊભો જ ન રહેવા દે એક વખત નીચલા નબરનો ઘોડો પોતાની જગા છોડી ઊચે નબરે જવા લાગ્યો બીજા ઘોડાઓને તે પરવડ્યુ નહિ એટલે તેને ધક્કા મારી તેની જગ્યાએ ઊભો રાખવાનો પ્રયાસ કરવા લાગ્યા પણ પેલા ઘોડાએ પોતાની ધમાધમ શરૂ જ રાખી છેવટે તેમણે આપસઆપસમા ધક્કાધક્કી શરૂ કરી. પરિણામે એક બીજાને કરડવાની શરૂઆત થઈ ગઈ તોફાન એટલી હદે પહોચ્યુ કે તેમને ચાબુકથી ફટકારી હાંકી કાઢવામા આવ્યા ×

---

× શ્રી 'કુમાર'ના એક લેખને આધારે

# વિદ્યુતશાસ્ત્રનો ઇતિહાસ

ડૉ. યશવંત શુ૦ નાયક એમ. એસસી., પિએચ. ડી.
પ્રાધ્યાપક : ગુજરાત કૉલેજ, અમદાવાદ

[ ગતાંકથી ચાલુ ]

**હમ્ફ્રી ડેવી [ ૧૭૭૮ – ૧૮૨૯ ]**

૧૭૭૮ના ડિસેમ્બરની ૧૭મી તારીખે એક તદ્દન સાધારણ કુટુંબમાં ડેવીનો જન્મ થયો હતો. એનો પિતા સાધારણ સુથારીકામ કરતો હતો. એને તે વખતની શાળામાં શિક્ષકે ખૂબ ત્રાસ આપ્યો હતો તેથી એને શાળાના શિક્ષણ પ્રત્યે તિરસ્કાર પેદા થયો હતો આમ છતાં તેની અભ્યાસપ્રિયતાને લીધે તેણે ગણિતશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો. એને રસાયણ ઉપર પણ પ્રીતિ થઈ એટલે એણે લૅવોઇઝર અને નિકોલસના ગ્રંથોનો અભ્યાસ કર્યો. આ પછી એણે ઉષ્ણતા અને પ્રકાશ ઉપર એક સુંદર નિબંધ લખ્યો. શરૂઆતમાં એક દાક્તરને ત્યાં મદદનીશ તરીકે રહ્યો અહીં એણે દવાનો, રસાયણનો વગેરે ઠીક ઠીક અભ્યાસ કર્યો. ૧૭૯૮માં એને ન્યુમેટિક મેડિકલ ઇન્સ્ટીટ્યૂટનો સુપરિન્ટેન્ડન્ટ નીમવામા આવ્યો આ સસ્થામા તે ઘણા વિદ્વાન માણસોના પરિચયમા આવ્યો. એણે ખેતીવિષયક ઘણી શોધો કરી અહીં ડેવીએ હાસ્યના વાયુ ( laughing gas )ની શોધ કરી અને તેથી તેને ખૂબ જાહેરાત મળી. એ વાયુ સુંઘવાથી માણસ ઉન્માદમાં આવી હસતો થઈ જાય છે.

આ પછી વોલ્ટાની શોધખોળો બહાર પડી એટલે ડેવીનું ધ્યાન તેના ઉપર દોડ્યુ. પાણીમાં વોલ્ટાની બેટરીના જે વાયુ નીકળે તે હાઈડ્રોજન અને ઑક્સિજન વાયુઓ છે એ પુરવાર કરનાર ડેવી હતો. એ ઘટનામા અનેક જાતની ગૂંચવણો જણાતી હતી તે દૂર કરી એણે બતાવ્યું કે વોલ્ટાની બેટરી એ પાણીને તેના બે ઘટકોમાં વિભક્ત કરવાનું ઘણું જ સુંદર અને સરળ સાધન છે. આ પ્રકારે પ્રવાહ વિદ્યુતની રાસાયણિક પૃથક્કરણ કરવાની શક્તિનો પ્રથમ શોધક ડેવી હતો.

આ પછી તુરત જ ડેવીનું ધ્યાન બીજી વસ્તુઓને વિદ્યુતપ્રવાહ વડે વિભક્ત કરવા તરફ દોડ્યું. આ પ્રયોગોથી ડેવીએ પોતાનું નામ અમર કર્યું. અને વિદ્યુત પૃથક્કરણશાસ્ત્રની મદદથી રસાયણશાસ્ત્રમાં ભવ્ય ફાળો આપ્યો. ખાસ કરીને આલ્કલી ( દાહક ક્ષારો )માંથી મૂળ ધાતુ છૂટી પાડવાનું રાસાયણિક ઉપાયો વડે શક્ય ન હતું. આથી ડેવીનું ધ્યાન વિદ્યુત તરફ ગયું. વિદ્યુત વડે પાણી વિભક્ત થયું એટલે આલ્કલી પદાર્થો પણ વિભક્ત થવા જ એમ એને લાગ્યું અને તેથી આલ્કલીને ઉષ્ણ કરી અંદરથી વિદ્યુતપ્રવાહ પસાર કરી એણે પહેલવહેલી સોડિયમ અને પોટાસિયમ ધાતુઓ છૂટી પાડી એ જ શોધને આધારે મેગ્નેસિયમ, સ્ટ્રૉન્સિયમ, બેરિયમ, અને કૅલ્સિયમ ધાતુઓ એણે છૂટી પાડી આ પછી આયોડિન, ક્લોરિન અને ફૉસ્ફરસને અંગે પણ ઘણી શોધખોળો કરી.

નાઈટ્રોજન ક્લોરાઇડ ઉપર પ્રયોગ કરતાં ડેવીએ એક આંખ સદાને માટે ગુમાવી દીધી, આમ છતાં ડેવી પોતાના ધ્યેયથી ચ્યુત થયો નહિ, અને પોતાના પ્રયોગો એણે ચાલુ રાખ્યા. વિદ્યુતના પ્રવાહ વડે ઉષ્ણતા પેદા થાય છે તે ઘટનાની એને માહિતી હતી, પરંતુ તેણે નવા પ્રકારે ઉષ્ણતા પેદા કરવાની રીત શોધી કાઢી વોલ્ટાની બેટરી વાપરી એણે વિદ્યુત જ્યોતની પ્રથમ શોધ કરી.

ડેવીની મહત્ત્વની શોધ એણે શોધેલો ડેવીનો રક્ષક દીવો ( Davy's safety lamp ) હતો. એ દીવો શોધવા માટેની કુશળતા ડેવીમાં હતી તે બતાવી આપે છે કે ડેવીનું જુદા જુદા ભૌતિક

વિજ્ઞાનીઓમાં કેટલું સમૃદ્ધ જ્ઞાન હતું. ઉષ્ણતાવહનની ઘટનાનો સંપૂર્ણ અભ્યાસ કરીને ડેવીએ એક એવા દીવાની રચના કરી કે જેથી કોલસાની ખાણમાં પ્રકાશ મળે અને તે ઉપરાંત ઝેરી અને જલદી સળગી ઊઠે તેવા વાયુનો ખ્યાલ આવે આ પહેલા ખાણમા ઝેરી વાયુ એકાએક નીકળી આવતો અને તે વખતના ખુલ્લા દીવાથી સળગી ઊઠીને ધડાકા સાથે ખાણને છિન્નભિન્ન કરીને પૂરી દેતો આવા અકસ્માતથી જાનમાલનુ ખૂબ ભારે નુકસાન થતું. આ અકસ્માતોની સામે રક્ષણ કરવાનું કોઈ સાહિત્ય શોધવાનું કાર્ય ડેવીને સોંપવામા આવ્યું અને તે ડેવીએ તેના રક્ષક દીવાની શોધથી પૂરું પાડ્યુ.

એ રોયલ સોસાયટીનો પ્રમુખ પણ નીમાયો હતો એની પત્ની ઘણી પૈસાદાર હતી અને એને પણ ઠીક ઠીક આવક થતી હતી એટલે એણે ઘણી વાર યુરોપમાં મુસાફરી કરી હતી. ડેવીની મહત્ત્વની શોધ ફેરેડે હતી. ડેવીએ જગતને ફેરેડે આપ્યો એમ કહેવાય જો કે ડેવીના આસિસ્ટન્ટ તરીકે રહેવામાં ફેરેડેને જે સ્વમાનનો અને જાતમહેનતનો ભોગ આપવો પડ્યો હતો તે ફેરેડેના ચરિત્ર ઉપરથી સમજાશે આમ છતા એટલુ જરૂર કહેવુ પડે છે કે ડેવીએ જ ફેરેડેને તેના અજ્ઞાત સ્થળેથી ઉપર આવવાની તક આપી હતી

એની તબિયત બગડી એટલે ડેવી હવાફેર માટે યુરોપમા ગયો ઈટલીથી પાછા વળતા ૧૮૨૯માં ડેવીનું મૃત્યુ થયું.

## ફેરેડે [ ૧૭૯૧ – ૧૮૬૭ ]

વિદ્યુતશાસ્ત્રમા ક્રાંતિ લાવનાર અને વિદ્યુતને પ્રયોગશાળાની મર્યાદાથી વિસ્તૃત કરનાર માઈકલ ફેરેડે હતો. વિદ્યુતની અભૂતપૂર્વ પ્રગતિ, વિદ્યુતના અપ્રતિમ ઔદ્યોગિક અને સામાજિક લાભો, વિદ્યુતનો આજનો ભવ્ય યુગ એ સર્વે ફેરેડેને આભારી છે ફેરેડે વિદ્યુતના ક્ષેત્રમા જગતના થઈ ગયેલા સર્વ મહાપુરુષોથી પણ અધિક મહાન હતો એ વિષે શંકા નથી એનું સમગ્ર જીવન, એનું જીવનકાર્ય અને એનું આદર્શ વ્યક્તિત્વ એ સર્વે એક યુગ પુરુષની ઝાંખી કરાવે છે.

માઈકલ ફેરેડેનો જન્મ સરે પરગણામાં ન્યૂઈંગ્ટન ખાતે ૧૭૯૧ના સપ્ટેમ્બરની ૨૨મી તારીખે થયો હતો એનો બાપ લંડનમાં લુહારનો ધધો કરવા આવ્યો હતો એના બાપને જીવનનિર્વાહ કરવાની મુસીબત વેઠવી પડતી હતી એટલે ૧૩ વર્ષની વયે ફેરેડેને એક બુકસેલરની દુકાને કાસદની નોકરી સ્વીકારવી પડી આ પછી એક બુકબાઈન્ડરને ત્યાં એ નોકરીએ રહ્યો અહીં બધાવા આવતાં પુસ્તકોમાંથી એને રસ પડે તેવાં પુસ્તકો એણે વાંચી લેવા માંડ્યાં. ખાસ કરી રસાયણ અને વિદ્યુતનાં પુસ્તકોમાં એને ખૂબ રસ પડ્યો આ પુસ્તકોમાં રસ પડવાથી એણે થોડા પૈસા બચાવી ઘરે પ્રયોગ કરવાનું પણ રાખ્યું એના ભાઈએ એને દર અઠવાડિયે એક શિલિંગ આપી એના રસમાં ઉત્તેજન આપવા ટેટમ નામના એક વૈજ્ઞાનિકના અઠવાડિક ભાષણમાં જવાને પ્રેરણા આપી આથી એ ડેવીના સંસર્ગમાં આવ્યો અને ડેવીની પ્રયોગશાળામાં મામૂલી નોકરીએ રહી એણે ઘણી મુસીબતો વેઠી વિજ્ઞાનનુ જ્ઞાન મેળવ્યું.

૧૮૨૧માં ફેરેડેએ મહત્ત્વની શોધની શરૂઆત કરી વિદ્યુતવાહક ઉપર લોહચુંબકની કેવી અસર થાય છે તે અનેક પ્રયોગો વડે સમજાવતો એક મહત્ત્વનો નિબંધ ફેરેડેએ લખ્યો ૧૮૨૩માં ફેરેડેએ ક્લોરિન વાયુને પ્રવાહી સ્વરૂપમાં મેળવ્યો ૧૮૨૫માં ફેરેડેએ બેન્ઝોલ નામના રગ બનાવવામાં ઉપયોગી ક્ષારની શોધ કરી આ ઉપરાંત બીજી અનેક શોધો એણે કરી હતી અને તે ધ્યાનમાં લઈ રોયલ સોસાઈટીએ એને તેનો ફેલો નીમ્યો ડેવી આ નિમણૂકની વિરુદ્ધ પડ્યો હતો આ જ વખતે ડેવીને ફેરેડેની મહત્તા પૂરેપૂરી સમજાઈ હોય એમ લાગે છે. જે માણસે ફેરેડેને આટલી સુંદર તક આપી તેણે તેજોદ્વેષથી ફેરેડેને પ્રાપ્ત થતા મહત્ત્વના માન સામે વિરોધ ઉઠાવ્યો આ ઘટના ફેરેડેને બહુ દુખદ હતી ડેવીના વિરોધ છતાં એને ફેલો નીમ-

વામાં આવ્યો. આથી ફેરેડેને ઘણો આઘાત થયો છતાં પાછળથી બન્ને વચ્ચે આને અંગે ખટરાગ રહ્યો ન હતો.

આ પછી ફેરેડેનો માનસિક વિકાસ ખૂબ જ ત્વરિત બન્યો. એને મહત્ત્વની અનેક નવીન ઘટનાઓ સૂઝવા લાગી અને તેનો ઉકેલ પણ મેળવવા લાગ્યો. એને એક વસ્તુએ ખાસ આકર્ષ્યો હતો. વિદ્યુતપ્રવાહ પસાર કરવાથી વિદ્યુતવાહકની ફરતે ચુંબકત્વ પેદા થાય છે તો પછી ચુંબકત્વ પેદા કરવાથી વિદ્યુત કેમ પેદા ન થઈ શકે ? આ પ્રશ્નનો ઉકેલ કરવા એણે ઘણા પ્રયોગો કર્યા. એ પ્રયોગોમાં એને નિષ્ફળતા મળી. ગમે તેટલું ચુંબકબળ વિદ્યુતવાહક તારની પાસે શરૂ કરવામાં આવે તો પણ તેમાં જરા પણ વિદ્યુતપ્રવાહ પસાર થતો ન હતો. આથી ખરેખર ફેરેડેને ઘણી જ નિરાશા ઉત્પન્ન થઈ. પરંતુ તેથી તેણે પ્રયોગો છોડી દીધા નહિ. ઘણો વખત પ્રયોગ કરતાં એક આશ્ચર્યકારક ઘટના એના ધ્યાનમાં આવી. એક વિદ્યુતવાહક તારના ગૂંચળાં પાસે ચુંબકબળ એકાએક લાવતી વખતે અને એકાએક દૂર કરતી વખતે ક્ષણિક વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન થતો ગૅલ્વેનોમિટર વડે એને માલૂમ પડ્યો. ફેરેડેના મગજમાં આ ઘટનાએ ઘણું કુતૂહલ પેદા કર્યું. એક મહાન યુગપ્રવર્તક શોધ ફેરેડેને હાથ આવી. વિદ્યુતવાહક તારના ગૂંચળામાં જ્યાં સુધી ચુંબકબળનો ફેરફાર ચાલુ રહે છે ત્યાં સુધી તેમાં પ્રવાહ ચાલુ રહે છે. આ પછી તુરત જ એણે ગૂંચળાને ચુંબકક્ષેત્રમાં ગોળ ફરતું રાખી બતાવ્યું કે આમ ચાલુ ગોળ ફરતું રાખવાથી તેમાં ચુંબકબળનો કાયમ ફેરફાર થયા કરે છે અને તેથી તેમાં ચાલુ પ્રવાહ પેદા થયા કરે છે. તે જમાનામાં વિદ્યુત પેદા કરવી એટલે ઘર્ષણનો આશરો લેવો અથવા વોલ્ટાની બૅટરીમાં ચાલતી રસાયણિક ક્રિયાનો આશરો લેવો એ બે જ રીતો જાણીતી હતી. પરંતુ ફેરેડેએ શૂન્યમાંથી વિદ્યુતપ્રવાહ પેદા કર્યો. ચુંબકક્ષેત્રમાં માત્ર એક ગૂંચળાને ફેરવવાથી વિદ્યુતપ્રવાહ પેદા થાય છે એટલું જ નહિ પરંતુ જેટલી વધુ ઝડપથી ગૂંચળું ફેરવવામાં આવે તેટલા પ્રમાણમાં વિદ્યુત વધુ પેદા થાય છે એ બાબત પણ ફેરેડે બતાવી. આથી માત્ર વિદ્યુતનો પ્રવાહ ઊલટસૂલટ પેદા થાય એટલો જ ફેર હતો. આ પ્રયોગે ડાઇનેમો શક્ય બનાવ્યો. આજે જગતમાં દરેક શહેરમાં અને દરેક ઔદ્યોગિક ક્ષેત્રમાં વિદ્યુત પેદા કરવાનું સાધન ડાઇનેમો છે. ફેરેડેનો પ્રયોગ બહુ જ સાદો હતો. તે જમાનામાં એનું મહત્ત્વ સંપૂર્ણ રીતે સમજાયું નહોતું. પરંતુ ફેરેડેનું અનુમાન તેને સાક્ષી આપતું હતું કે એ સાદા પ્રયોગમાં મહાન ભવિષ્ય છુપાયેલું છે. અને ખરે જ ફેરેડેની કલ્પના સાચી પડી. આ ઉપરથી તરત જ ફેરેડેએ ઈલેક્ટ્રિક મોટરની પણ કલ્પના કરી. ઊલટસૂલટ પ્રવાહ એક ગૂંચળામાં મોકલવામાં આવે તો તે ચુંબકક્ષેત્રમાં ગોળ ફરતું થઈ જાય એ બાબત પ્રયોગથી સાબિત પણ કરી બતાવી. ઉદ્યોગમાં જે ચક્રો ફરે છે, તાપમાં જે વીજળીના પંખા પવન આપે છે, વીજળીની આગગાડી અને ટ્રામોમાં જે પ્રવાસ કરે છે તે સર્વ આ મોટરને આભારી છે. આજનો વિદ્યુતયુગ એટલે ફેરેડેનો યુગ એમ કહીએ તો ખોટું ન કહેવાય.

### મોર્સ અને બેલ

સેમ્યુએલ મોર્સ યેઇલ યુનિવર્સિટીમાંથી ગ્રેજ્યુએટ થઈને નીકળ્યો હતો. એ પછી એણે શિલ્પકલાનો અભ્યાસ કરવા માંડ્યો અને તેમાં એક ચંદ્રક પણ મેળવ્યો. ચિત્રકળામાં પણ થોડી કુશળતા એણે મેળવી હતી. એ વખતે એને ભાગ્યે જ ખ્યાલ હતો કે એ વિજ્ઞાનના ક્ષેત્ર તરફ દોરાઈને તેની મહાન સેવા કરનાર હતો. એની કળામાં પારંગત થવા એનું મન યુરોપની મુસાફરીએ જવાનું થયું. ત્રણ વર્ષ યુરોપમાં અભ્યાસ કર્યા બાદ ૧૮૩૨માં એ અમેરિકા પાછો વળ્યો ત્યારે સ્ટીમર ઉપર એને વિચાર આવ્યો કે આટલા દૂર દૂરના દેશો સાથે સંદેશા મોકલવામાં કેટલા દિન થાય છે. એનો વિદ્યુતનો અભ્યાસ ઠીક ઠીક હતો. એટલે એને વિચાર આવ્યો કે વિદ્યુતપ્રવાહની અસર ગમે તેટલે દૂર સુધી મોકલી શકાય તેમ છે તો પછી એ અસર વડે સંદેશા કેમ ન મોકલી શકાય ! કોઈએ

સૂચવ્યું કે આવી શોધ મોર્સ કરે તો ચિત્ર અને શિલ્પકળા કરતાં એને વધુ કમાણી થાય.

આ વિચાર એના મગજમાંથી નીકળ્યો નહિ અને એણે પોતાની હસ્તગત કરેલી કળાની સેવા બાજુએ મૂકીને વિદ્યુતની મદદથી સદેશા મોકલવાની રીત શોધવા પાછળ મંડ્યો. એ શોધ કરવાની પાછળ એણે વિદ્યુતના વિજ્ઞાનનો પાકો અભ્યાસ કર્યો અને તે ઉપરાંત અનેક જાતની યાંત્રિક કળા શીખી લીધી ૧૮૩૭માં એણે પહેલવહેલું વિદ્યુત-પ્રવાહ દ્વારા સંકેત કરી શકાય તેવું મોર્સ સાઉન્ડર ( મોર્સ ધ્વનિજનક ) રચ્યું. આ દરમિયાન એણે કળાના ક્ષેત્રમાં પણ ઠીક ઠીક નામના મેળવી હતી. ન્યૂયૉર્ક યુનિવર્સિટીમાં એ કળાના પ્રોફેસર તરીકે નીમાયો હતો નૅશનલ એકેડેમી ઑફ ડિઝાઈનનો એ પ્રેસિડન્ટ હતો. આમ છતાં એણે પોતાની નવીન ધૂનને ખંતથી વળગી રહી વિદ્યુત સદેશવાહક યંત્ર રચ્યું આમ છતાં ટેલિગ્રાફને ઉપયોગી બનાવવા માટે એને પૈસાની જરૂર હતી. એણે એની યુક્તિની સફળતા અને તેથી પ્રાપ્ત થનાર લાભો દર્શાવતું એક નિવેદન કરી અમેરિકાની કૉન્ગ્રેસ પાસે પૈસાની માગણી કરી કૉન્ગ્રેસને મોર્સ એક તરંગી માણસ લાગ્યો અને તેથી તેને નિષ્ફળતા પ્રાપ્ત થઈ.

મોર્સ ઇંગ્લૅન્ડ ગયો. ત્યાં પણ એને નિરાશા પ્રાપ્ત થઈ. ચૅનલની પાર ઊતરી તે પૅરિસ ગયો. ત્યાં એને થોડો આવકાર મળ્યો, પરંતુ એના વિચારને જોઈએ તેટલું ઉત્તેજન મળ્યું નહિ. ત્યાંથી રશિયા ગયો, ત્યાં પણ એને નિરાશા મળી. આમ હતાશ હૃદયે મોર્સ પાછો સ્વદેશ સીધાવ્યો.

૧૮૪૩માં કૉન્ગ્રેસ સમક્ષ પોતાની શોધનું પ્રદર્શન કરવાની તક એણે લીધી. આથી કૉન્ગ્રેસે વૉશિંગ્ટન અને બાલ્ટિમોરની વચ્ચે ટેલિગ્રાફનાં દોરડાં નાંખવા ૩૦,૦૦૦ ડૉલર આપવા કબૂલ્યું. ૧૮૪૪માં એ બે શહેરો વચ્ચે "ઈશ્વરે શું નિર્માણ કર્યું છે ?" ( What hath God Wrought ) એ સંદેશ પહેલવહેલો વિદ્યુતપ્રવાહની મદદથી ( ટેલિગ્રાફથી ) મોકલવામાં આવ્યો. એણે પોતાની શોધ કૉન્ગ્રેસને ૧૦૦,૦૦૦ ડૉલરથી વેચવાની મરજી બતાવી, પરંતુ ત્યાંના પોસ્ટ માસ્ટર જનરલે એ શોધની શક્યતા વિષે બહુ નિરાશા બતાવી એટલે મોર્સને ફરીથી પ્રયત્ન શરૂ કરવા પડ્યા એ પ્રયત્નોથી થોડા જ વખતમાં દેશ પરદેશ તારનાં દોરડાં નંખાવા લાગ્યાં. કેટલાક લોકોએ મોર્સની શોધની સામે કાયદાનો આશ્રય લઈ એ શોધ તેમણે કરી હોવાનો દાવો પણ માંડ્યો, પરંતુ તેમાં પણ મોર્સ જીત્યો હતો. મોર્સની કીર્તિ હવે ચોદિશ પ્રસરવા લાગી અને એની શોધના માનમાં ૬૭ વર્ષની ઉમરે દશ દેશોએ ભેગા મળી મોર્સને ૮૦,૦૦૦ ડૉલર ભેટ આપ્યા. ૧૮૭૨માં ૮૧ વર્ષનું આયુષ્ય ભોગવી મોર્સ સ્વર્ગવાસી થયો.

ઍલેક્ઝાંડર બેલનો જન્મ સ્કૉટલૅન્ડમાં ઇ. સ. ૧૮૪૭માં થયો હતો. એના બાપ અને દાદા એડિનબરો યુનિવર્સિટીમાં શબ્દોચ્ચાર શાસ્ત્રનું શિક્ષણ આપતા હતા. ઍલેક્ઝાંડર યુનિવર્સિટી કૉલેજમાંથી પસાર થઈ લંડન યુનિવર્સિટીમાં ગયો. એના બે ભાઈઓના મૃત્યુથી ઍલેક્ઝાંડરના બાપને ડાક્ટરે સલાહ આપી કે ઍલેક્ઝાંડરને સૂકા હવામાનવાળી જગ્યાએ લઈ જવો. આથી એ સર્વ કૅનેડા ગયા. ત્યાં ઍલેક્ઝાંડરની તબિયત સુધરી અને ત્યાર બાદ એક વર્ષ પછી બોસ્ટન યુનિવર્સિટીમાં મૂંગાને શિક્ષણ આપતા શિક્ષકોને કેળવણી આપવા માટે ઍલેક્ઝાંડરને રોકવામાં આવ્યો. આ સમય સુધી ઍલેક્ઝાંડરે માત્ર વાચા અને મૂક વિદ્યાર્થીઓના શિક્ષણની કળા તરફ જ લક્ષ દોડાવ્યું હતું. આ શિક્ષણ આપતાં એને વિચાર આવ્યો કે શબ્દોચ્ચાર એ ગળા, મોં અને જીભનાં હલનચલનથી પેદા થઈ શકે છે, તો શું યાંત્રિક કળાથી એ ઘટના પાર ન પડી શકે ? આ વિચાર એના મગજમાં આવ્યો એટલે એણે પ્રથમ શબ્દોચ્ચાર થઈ શકે તેવા યંત્રની રચના કરવા પાછળ પ્રયત્નો આદર્યા. એ સાથે એને એમ પણ વિચાર આવ્યો કે વિદ્યુતની મદદથી સદેશા મોકલવા કરતા જો ધ્વનિ મોકલી શકાય તો કેવું સારું. આમ એણે બન્ને જાતનાં યંત્રોની શોધ કરવા માંડી. આ યંત્રની રચના થઈ શકે તે માટે એણે મૃત્યુ પામેલા

મનુષ્યના કાનના પડદા ઉપર પ્રયોગો કર્યા. એને સ્પષ્ટ લાગ્યું કે અવાજનાં આંદોલનોથી કાનનો પડદો અમુક રીતે ધ્રૂજે છે, તો શું પડદાને પાછો તેજ રીતે ધ્રુજાવીએ તો તેમાંથી એ જ અવાજ કેમ ન પેદા થઈ શકે ? અને ખરેખર ટેલિફોનમાં માત્ર પડદાની ધ્રૂજારીથી જ અવાજ પેદા કરવાનું ઍલેકઝાંડર બેલે શક્ય કરી બતાવ્યું આ પહેલાં અનેક વૈજ્ઞાનિકોએ માણસના ગળા અને જીભ વગેરેની રચનાને અનુસરતું અને તેમાંથી પવન ફૂંકી અવાજ પેદા કરતું યંત્ર યોજવાના પ્રયત્નો કર્યા હતા. તેમાં થોડી સફળતા ઘણાને મળી હતી, પરંતુ જ્યારે બેલે માત્ર સાદી ગોળ તકતી (પડદા)ની ધ્રૂજારીથી અવાજ પેદા કરી બતાવ્યો ત્યારે બધાનાં આશ્ચર્યનો પાર ન રહ્યો.

એની સાથે એક વૉટ્સન નામના આસિસ્ટંટને મદદ કરવા રાખ્યો હતો. તેની સાથે પ્રયોગ કરતાં એક દિવસ અચાનક વિદ્યુતપ્રવાહ ચાલુ રહેવાથી વૉટ્સનના રૂમમાં થયેલો તારનો અવાજ, વિદ્યુત તારની દોરી દ્વારા બીજા ઓરડામાં રાખેલા યંત્ર આગળ સંભળાયો. બેલ સ્તબ્ધ થઈ ગયો. એ વૉટ્સનના ઓરડામાં દોડી ગયો અને એ અવાજ કેવી રીતે આવ્યો તેનું ખરું કારણ શોધી કાઢ્યું. ૧૮૭૬ ના માર્ચની દસમી તારીખે બેલે તેના આસિસ્ટંટ વૉટ્સનને ટેલિફોનના સંદેશા દ્વારા બીજા ઓરડામાંથી બોલાવ્યો.

એ જ વર્ષે ફિલાડેલ્ફિયામાં શતવાર્ષિક પ્રદર્શન ભરાયું હતું તેમાં બેલે પોતાનું ટેલિફોન યંત્ર ગોઠવ્યું હતું. ઘણા લોકોને આ નવીન જાતનું રમકડું લાગ્યું, પરંતુ એ રમકડું ઘરેઘર અને દેશોદેશનાં શહેરોને પહોંચી વળી જગતને છેડે કાન માંડવાની શક્તિ પ્રાપ્ત કરશે એવી કોઈને ત્યારે ભાગ્યે જ કલ્પના આવી હશે લૉર્ડ કેલ્વિને ( મહાન બ્રિટિશ વૈજ્ઞાનિક ) આ યંત્ર જોઈ ઉચ્ચાર્યું હતું કે " અમેરિકામાં જોયેલી સર્વ વસ્તુમાં આ ટેલિફોને મને સૌથી વિશેષ અજાયબી પેદા કરી છે. "

બેલને ટેલિફોનની શક્યતા વિશે ખૂબ ભરોસો હતો અને તેથી પ્રથમ બે માઈલ લાંબા તારના દોરડાં વડે એણે વૉટ્સન સાથે વાતચીત કરવાનો પ્રયોગ કરી તેમાં સફળતા મેળવી આ ઉપરથી બેલને ચોક્કસ લાગ્યું કે ભવિષ્યમાં દૂર દૂર તારનાં દોરડાં વડે વાતચીત થઈ શકશે એ વિષે લગીરે શંકા નથી. બેલે ટેલિફોન કંપની કાઢી, પરંતુ તાર નાખવામાં કંઈક ખામી રહી જવાથી બેલનું યંત્ર નિષ્ફળ ગયું જગને બેલની હાંસી કરી. એના અનેક વિરોધીઓ અને પ્રતિસ્પર્ધીઓ જાગ્યા. આમ છતાં બેલ પોતાના નિશ્ચયમાંથી ડગ્યો નહિ અને એના બે મિત્રોની સહાયતાથી પોતાની પ્રતિષ્ઠા ફરીથી સ્થાપન કરી. ૧૮૮૦ સુધીમાં તો અનેક લોકોએ ટેલિફોન વાપરવા શરૂ કરી દીધા હતા. થોડાં જ વર્ષોમાં શહેરોમાં અને દેશદેશાવર વાતચીત કરવા માટે ટેલિફોનનાં દોરડાં નાખવામાં આવ્યા. આમ બેલે પોતાને સૂઝેલા વિચારને મૂર્ત સ્વરૂપમાં લાવીને જગતને એક મહાન સાધન આપ્યું. આ શોધ કરતો હતો તે દરમિયાન એણે મૂંગાના શિક્ષણ પ્રત્યે જરા પણ બેદરકારી નહોતી બતાવી. મૂંગાને શિક્ષણ આપનારી અનેક સંસ્થાઓનો એ સહાયક અને સંચાલક હતો.

એને દેશદેશાવરની વૈજ્ઞાનિક સંસ્થાઓ તરફથી અને અનેક વિદ્વાન લોકો તરફથી ખૂબ માન મળ્યું ૧૯૨૨માં નોવાસ્કોશિયામાં એ ૭૫ વર્ષની ઉંમરે અવસાન પામ્યો.

ચાલુ ]

☆

# એક દંતકથા

લેખક : રતિલાલ રાં૦ અધ્વર્યુ

દાદીમા કહેતાં હતાં, અમે સાંભળતાં હતાં. ઘણાં વરસ પહેલાંની વાત છે. ઘણા વખત પહેલાંની વાર્તા છે.

એક વાર 'સાત દુકાળી' પડેલી. સાત સાત વરસના દુકાળ. સાત સાત વરસ સુધી આકાશમાંથી પાણીનું ટીપું પણ પડેલું નહિ! અનાજનો એક દાણો યે પાકેલો નહિ! અનાજના ભંડાર ખૂટી ગએલા.

નદી–તળાવ સૂકાઇ ગએલાં, કૂવા તો ખાલીખમ.

પૈસે–બે પૈસે ઢોર વેચાય. પણ લે કોણ? ખવરાવે શું? પીવરાવે શું? ઢોર ભૂખ્યાં–તરસ્યાં મરી જાય!

ચકલી, પોપટ, કાગડો કોઇ પંખી ન મળે. કેટલાંક ઊડી ઊડીને પરદેશ નાસી ગએલાં ને કેટલાંક ચણ–પાણી વિના તરફડી મરેલાં! દેશ આખો સાવ સૂનો.

ઝાડ ઘણાં સૂકાઇ ગએલાં, છોડ બધા બળી ગએલા. વેલાનું નામનિશાન ન મળે. ક્યાંય લીલું તરણું નજરે જ ન ચડે. બધે રણ જેવું.

ભૂખના દુઃખે ને પાણીના પોકારે કેટલાંય પશુ, પંખી ને માણસો મરી ગએલાં ને બાકી હતાં તે મરવાની તૈયારીમાં હતાં! બધે હાહાકાર થઇ ગએલો!

ચોમાસાના દહાડા આવ્યા. લોકોમાં આશાઓ બંધાઇ. વરસાદ આવશે, નદી–તળાવ છલકાઇ જશે, બધે લીલુંછમ થઇ જશે, અનાજના ઢગલા થશે. ફરી હતું તેવું થઇ જશે.

જેઠ ગયો, અષાઢ ગયો, અર્ધો શ્રાવણ પણ ગયો. વરસાદ તો ન જ થયો. લોકો બધા નિરાશ થયા હવે શું થશે? વરસ આખું અનાજ–પાણી વિના શી રીતે જશે? કોઇના મોઢા પર આનંદ ન મળે. સૌ ચિંતામાં પડી ગએલાં.

ફરતા ફરતા એક જોશી આવ્યા. થઇ ગએલી વાતો કહે, ચાલુ બનાવો કહે, હવે શું થશે તે પણ કહે.

લોકો બધાં એકઠાં થયાં. પુરુષો આવ્યા, સ્ત્રીઓ આવી, છોકરાં આવ્યાં.

સૌ પૂછે : "વરસાદ ક્યારે આવશે?"

જોશીએ ટીપણું કાઢ્યું ને બોલ્યા : "હું કહું તેમ કરો તો વરસાદ આવે."

સૌ કહે : "જલદી કહો; ગમે તેમ કરીને વરસાદ આવે તેવું કરો."

જોશી કહે : "વરસાદ તો આવે, પણ.... કામ બહુ અઘરું છે! જીવની દરકાર ન હોય તો જ કામ થાય!"

લોકો કહે: "જેવું હોય તેવું જલદી કહી નાખો. ગમે તેવું અઘરું કામ હશે તો પણ તે કરવા અમે તૈયાર છીએ. પણ વરસાદનું દુઃખ નથી સહન થતું!"

જોશી કહે: "સાંભળો ત્યારે. કોઈને એકનો એક દીકરો હોય, પોતાની રાજીખુશીથી તૈયાર થાય."

"પછી?" એક છોકરો બોલ્યો.

"તે છોકરો પોતાની જાતે હસતો હસતો

ચિતા પર બેસે ને તેનો બાપ આગ મૂકે એકેયની આંખમાં આંસુ ન આવવું જોઇએ તો વરસાદ આવે તો આખા દેશને લાભ થાય તો આખા દેશના લોકોના દુઃખ જાય"

સૌ એક બીજાની સામે જોવા લાગ્યા એક છોકરો પોતાના બાપની ડોકે વળગી પડયો ને કંઇક વાત કરી

થોડી વાર પછી ડોસો, ડોસી ને દીકરો ત્રણે તૈયાર થયા ગામ આખું સાથે થયું ઢોલ શરણાઇ વાગ્યા ને સૌ ચાલ્યા

ચિતા ખડકાઈ, છોકરો દેશને માટે, દેશના લોકોને માટે હસતો હસતો ચિતા પર ચડી ગયો પ્રભુપ્રાર્થના થઈ, આકાશમાં વાદળાં થયાં

ડોસાએ સૌના સુખને માટે, બીજાના ભલાને કાજે, પોતાના એકના એક દીકરાની ચિતામાં આગ મૂકી નથી છોકરાની આંખમાં આંસુ, નથી બાપની આંખમાં આંસુ હડહડ કરતી આગ લાગી ત્યાં ધડાધડ કરતો વરસાદ તૂટી પડયો! ચારે તરફ પાણી જ પાણી!

ચિતા બુઝાઈ ગઇ છોકરો હસતો હસતો બહાર આવ્યો તેના બાપને ભેટી પડયો સૌ રાજી રાજી થઇ ગયા

નદી નાળાં છલકાઈ ગયા, કૂવા-તળાવ ભરાઇ ગયા, સૌના મન શાન્ત થયા ચારે તરફ લીલાલહેર થઇ ગઇ આખો દેશ સુખી થયો



---

અનુસંધાન પૃ. ૨૫૬ ]

૭ શરીરમાં સાત આંતરિક અવયવો છે હૃદય કાળજું પેટ ફેફસાં મગજ અને બે મૂત્રાશય

૮ બાળક જન્મ્યા પછી સાતમે દિવસે નાયડી ખરી પડે છે, ચૌદ (૭×૨) દિવસે તેની આંખો અજવાળું જોઇ શકે છે અને એકવીસ (૭×૩) દિવસે તે માથું હેરવીફેરવી શકે છે સાત મહીને દાંત ફૂટે છે અને સાત વર્ષે નવા દાંત આવે છે

૯ રોમ સાત ટેકરીઓ પર બાંધવામાં આવ્યું હતું

૧૦ સાત ગ્રહોના સાત ખનીજો ચંદ્ર-રૂપું સૂર્ય-સોનું, શનિ સીસું વગેરે આવા આવા અનેકાનેક દાખલાઓ આપી શકાય આપણા પૂર્વજો વહેમી હોય કે નહિ, પણ એટલું સ્પષ્ટ દેખાય છે કે સાતનો આંકડો જાદુઈ છે ખરો

અંગ્રેજી ઉપરથી ]   ડૉ. એન. એમ. શાહ



# સામાન્ય જ્ઞાન

ડૉ. યશવંત ગુ૦ નાયક, એમ. એસસી. પિએચ. ડી.
પ્રાધ્યાપક : ગુજરાત કૉલેજ, અમદાવાદ

## પ્રશ્નોત્તરી

### પ્રશ્નો

૬૬. હવાનું દબાણ એકાએક ઓછું થાય તો શું પરિણામ આવે ?

૬૭. ઘરડા માણસો કયા પ્રકારનાં ચશ્મા સામાન્ય રીતે વાપરે છે ?

૬૮. દરેક પ્રકારનો અવાજ આપણે કાનથી સાંભળી શકીએ ?

૬૯. દશ ઈંચની તોપ એટલે શું ?

૭૦. એ.સી. અને ડિ.સી. વિદ્યુતપ્રવાહ કોને કહેવાય ?

૭૧. ઘરની અંદર લાકડાંને અને ધાતુને અડકીએ તો ધાતુ ઠંડી લાગે છે. કારણ શું ?

૭૨. પાણીના પ્યાલામાં બરફ નાંખ્યો હોય તો પ્યાલાની બહારની બાજુએ પાણીનાં બિંદુ શાથી બાઝેલાં માલૂમ પડે છે ?

૭૩. સબમરિન ચલાવવા માટે કયાં યંત્રનો ઉપયોગ કરવામાં આવે છે ?

૭૪. દરેક વાયુ પ્રવાહી થઈ શકે ખરા ?

૭૫. માટી વિના વનસ્પતિનો ઉછેર થઈ શકે ?

### ઉત્તર

૬૬. ચોમાસામાં કોઈ સ્થળે હવાનું દબાણ એકાએક ઓછું થઈ જાય તો તે સ્થળે આસપાસની વાદળવાળી હવા દોડી આવે અને વાવાઝોડું થાય છે. એ ઉપરાંત વધુ દબાણવાળી જગાથી ઓછાં દબાણવાળી જગાએ એકાએક જવાથી હવા ઠંડી થાય છે અને તેથી વાદળની વરાળમાંથી મોટાં વરસાદનાં બિંદુઓ બંધાય છે અને જોશભેર વરસાદ આવે છે.

૬૭. ઘરડા માણસો સામાન્ય રીતે નજીકની વસ્તુ બહુ સ્પષ્ટ રીતે જોઈ શકતા નથી. આથી તેમને બહિર્ગોળ કાચનાં ચશ્માં વાપરવાં પડે છે. બહિર્ગોળ કાચ આંખની સામે રાખવાથી નજીકની વસ્તુમાંથી નીકળતાં કિરણો બહિર્ગોળ કાચ વડે વક્રીભૂત થઈને એવી રીતે આંખમાં જાય છે કે આંખને એવો ભાસ થાય છે કે એ કિરણો ઘણે દૂરથી આવે છે. દૂરથી આવતાં કિરણો વડે આંખ સ્પષ્ટ રીતે જોઈ શકતી હોવાથી આંખની નજીક ન જોઈ શકવાની ખામી દૂર થઈ શકે છે. આ જાતની આંખની ખામીને 'દૂર–દૃષ્ટિ' કહેવામાં આવે છે.

૬૮. જે અવાજનાં આંદોલનો સેકન્ડમાં ૩૦થી ઓછાં ન હોય અને સેકન્ડમાં ૩૦,૦૦૦થી વધુ ન હોય તેવો અવાજ કાન સાંભળી શકે છે. પરંતુ સેકન્ડનાં ૩૦,૦૦૦ થી વધુ આંદોલનોવાળા અવાજનું ક્ષેત્ર ઘણું વિસ્તૃત છે. આજે તો સેકન્ડે લાખ અને કરોડ આંદોલનોવાળો અવાજ પણ પેદા કરી શકાય છે. આમ છતાં એ અવાજો આપણે સાંભળી શકતા નથી.

૬૯. દશ ઈંચની તોપ એટલે જે તોપની અંદરનાં કાણાનો વ્યાસ દશ ઈંચનો હોય છે.

૭૦. વિદ્યુતપ્રવાહ બે પ્રકારનો હોઈ શકે છે. સામાન્ય રીતે શહેરમાં એ.સી. પ્રવાહની વહેંચણી કરવામાં આવે છે. એ. સી. પ્રવાહ એટલે ઊલટસુલટ દિશામાં પસાર થતો પ્રવાહ. એક સેકન્ડમાં એ પ્રવાહની દિશા ૫૦ વખત ઊલટસુલટ થાય છે. ડિ.સી. પ્રવાહ એટલે એક જ દિશામાં વહેતો પ્રવાહ.

૭૧ લાકડા કરતા ધાતુ જલદ ઉષ્ણતાવાહક છે આથી આપણે લાકડાને અડકીએ તો તે આપણા હાથની ગરમી બહુ ધીમે વહન કરે છે ધાતુ લાકડાં જેટલા જ ઉષ્મામાને હોવા છતાં, આપણા હાથમાથી જલદી ગરમી વહન કરે છે અને તેથી હાથ ઠંડો થાય છે આમ ઘરમા સરખા ઉષ્મામાને (ટેમ્પરેચરે) રહેલા લાકડા કરતા ધાતુ ઠંડી લાગે છે.

૭૨ હવામા હમેશા થોડી પાણીની બાષ્પ રહેતી હોય છે જો હવાનુ ટેમ્પરેચર ઘટાડવામા આવે, તો તેમા બાષ્પ રાખવાની શક્તિ ઓછી થાય છે ઓછા ટેમ્પરેચરે ઓછી બાષ્પ રહી શકે છે. આથી ઠંડી થવાથી હવામાની વધારાની બાષ્પ પાણીના બિંદુ રૂપે ઠરી જાય છે પ્યાલો ઠંડો થવાથી એની ફરતેની હવા ઠંડી થાય છે અને તેમાની બાષ્પ પ્યાલાની ફરતે ઠરી જાય છે.

૭૩. સબમરિન જ્યારે સમુદ્રની સપાટી ઉપર ચાલે છે ત્યારે તેલયત્ર (પેટ્રોલ યત્ર) વડે ચાલે છે. જ્યારે એ પાણીમા ડૂબકી મારે છે ત્યારે વીજળીની બેટરીમાથી પ્રવાહ મેળવી તેના વડે ચાલે છે આથી જ્યારે સબમરિન સપાટી ઉપર હોય ત્યારે બેટરીમાં વીજળીનો સગ્રહ કરી લે છે એ વીજળી પણ પેટ્રોલ યત્ર વડે પેદા કરી લે છે

૭૪ દરેક વાયુ ઠંડા થતાં પ્રવાહી થઈ શકે છે વાયુને પ્રથમ પુષ્કળ દબાણ કરી સંકોચવામાં આવે છે અને પછી એકાએક વિસ્ફારવામા આવે છે આથી વાયુ ખૂબ ઠંડા થઈ જાય છે આ પ્રકારે દરેક વાયુને પ્રવાહી બનાવી શકાય છે હવા (–૧૯૫) ડિગ્રીએ, હાઈડ્રોજન (–૨૫૩) ડિગ્રીએ અને હેલિયમ (–૨૬૯) ડિગ્રીએ પ્રવાહી બને છે ઓછાની સજ્ઞા શૂન્યથી ઓછી ડિગ્રી સેન્ટીગ્રેડ ઉષ્મામાનનું માપ બતાવે છે

૭૫ માત્ર પાણીમા જરૂર પડતાં રસાયણો નાખીને વનસ્પતિનો ઉછેર બહુ સારી રીતે થઈ શકે છે અમેરિકામા આજકાલ આવા પ્રકારની ખેતી ખૂબ વિશાળ પાયા ઉપર ચાલી રહી છે.






## બાલ્યાવસ્થાનાં સ્મરણો

**શ્રી રવીન્દ્રનાથ ટાગોર**

મારો જન્મ કલકત્તામાં થયો હતો. તે વખતે કલકત્તા સાવ જૂની દુનિયાનું સ્થળ હતું. ભાડૂતી ઘોડાગાડીઓ ધૂળ ઉડાડતી શહેરમાં ફરતી હતી. ઘોડાની પીઠ પર ચાબૂકનો માર પડતો હતો. તેમનાં પાંસળેપાંસળાં દેખાઈ આવતાં હતાં. તે વખતે ટ્રામ, બસ કે મોટર નહોતી. અત્યારના જેવી કામકાજની ધમાલ નહોતી અને દિવસો આરામમાં વીતતા હતા. ઓફિસે ગયા પહેલાં કાન્કૂનો હુક્કાની ઘૂંટ લેતા અને રસ્તે ચાલતાં પાન ખાતા હતા. કેટલાક પાલખીમાં જતા તો કેટલાક ચારપાંચ ભેગા મળીને ગાડી ભાડે કરી લેતા. શ્રીમંત માણસો પોતાની ગાડીઓ પર ટૂંકાક્ષરોમાં પોતાનું નામ લખાવતા હતા. તથા તેમની ગાડીના આગલા ભાગમાં ચામડાની છત્રી રાખતા. હતા. કોચમેન ગાડીની આગલી બેઠક પર, એક બાજુ નમી પડેલ પાઘડી સહિત બેસતો અને બે પટાવાળા પાછળ ઊભા રહેતા. તેઓ બેટ બાંધતા અને રસ્તે ચાલતા માણસોને એક બાજુ તરી જવા માટે 'હે, યો'ની બૂમ પાડતા હતા

સ્ત્રીઓ તો બંધ પાલખીના અંધકારમાં જ બહાર નીકળતી. ગાડીમાં નીકળવાની કલ્પનાથી જ તેઓ દૂર રહેતી અને તડકા અગર વરસાદમાં છત્રી વાપરવી તે પણ સ્ત્રીઓ માટે અયોગ્ય ગણાતું.

જો કોઈ સ્ત્રી નવી ચોળી અગર પગરખાં પહેરવાની ધૃષ્ટતા કરતી તો બધાં તિરસ્કારથી તેને 'મેમસાહેબ' કહીને બોલાવતાં. આનો અર્થ એ કે તેણે લાજશરમ નેવે મૂકયાં છે.

જો કોઈ સ્ત્રી અણધારી રીતે કોઈ અજાણ્યા—પોતાના કુટુંબ બહારની વ્યક્તિ—ને મળી જાય તો તેનો બુરખો નાક સુધી સત્વર નીચે આવી જતો અને સ્ત્રી તુરત જ તેના તરફ પીઠ ફેરવતી. જે પાલખીઓમાં સ્ત્રીઓ બહાર જતી તે પાલખીઓને ઘરના ઓરડામાં જ સખત રીતે બંધ કરી દેવામાં આવતી હતી.

શ્રીમંત મનુષ્યોની પુત્રીઓ તથા પુત્રવધૂઓની પાલખી પર એક વધારે કપડું નાખવામાં આવતું એટલે તે એક 'ચાલતી કબર' જ લાગતી. તેની બાજુમાં દરવાન ચાલતો હતો.

દરવાનનાં કાર્ય નીચે પ્રમાણે હતાં: દરવાજા પાસે બેસીને ઘરની ચોકી કરવી, દાઢી હોળવી, બેંકમાં પૈસા સહીસલામત પહોંચી જાય તથા સ્ત્રીઓ તેમનાં સગાંને ઘેર સહીસલામત પહોંચી જાય તે ધ્યાન રાખવું, પર્વના દિવસોમાં ઘરની સ્ત્રીઓને પાલખીમાં લઈ જઈ ગંગાસ્નાન કરાવવું માલ વેચવા આવનાર ફેરિયાઓ અંદર પ્રવેશ કરવા માટે શિવનંદનને બક્ષીસ આપતા તથા ભાડૂતી ગાડીવાળાઓ પણ તેની આવકનું સાધન હતા.

અમારો જમાદાર શોભારામ મલ્લ હતો. તે શરૂઆતના પેચની તૈયારી કરવામાં તથા પટા ખેલવામાં ઘણો સમય ગાળતો હતો. કોઈ વાર તે બેસીને ભાંગ ઘૂંટતો, તો કોઈ વાર તે કાચા મૂળા પાંદડાં સહિત ખાઈ જતો. અમે ત્યારે તેની પાસે ધીમેથી જઈ તેના કાનમાં 'રાધા-કૃષ્ણ'ની બૂમ મારતા. તે હાથ હલાવીને જેમ વધારે વિરોધ દર્શાવતો તેમ અમને તેને ખીજવવામાં મજા પડતી અને કદાચ—કોને ખબર છે?—તેનો વિરોધ તેના પ્રિય દેવનું નામ વધારે વખત સાંભળવાની એક યુક્તિ જ હોય!

તે વખતે શહેરમાં ગૅસની કે વીજળીની બત્તી નહોતી જ્યારે ઘાસલેટના દીવા દાખલ થયા ત્યારે અમે તેના તેજથી અંજાઈ ગયા હતા. સાંજે ઘરનો નોકર દરેક ઓરડામા એરંડિયા તેલના દીવા સળગાવી જતો. અમારા અભ્યાસગૃહમાં કાચના પ્યાલામાં બે વાટવાળો દીવો હતો.

આ દીવાના ઝાંખા પ્રકાશમાં મારા શિક્ષક મને પ્યારી સરકારની પહેલી ચોપડી શીખવતા હતા. પહેલાં તો મને બગાસાં આવતાં, પછી વધારે ઊંઘ આવતા મારી ભારે થયેલ આંખોને હું ચોળતો. આવે વખતે મારા શિક્ષક તેના બીજા શિષ્ય મતીનની વાત કરતા. તે આદર્શ વિદ્યાર્થી હતો. તેને અભ્યાસની એવી તમન્ના હતી કે જાગતા રહેવા માટે તે આંખમા બજર ઘસતો. પણ મારે વિષે તો જેમ થોડું કહેવાય તેમ સારું.

મારા કુટુંબમા હું એકલો જ ઠોઠ રહીશ એવી ભયંકર કલ્પના પણ મને જાગ્રત રાખી શકી નહિ નવ વાગતાં જ મને રજા મળતી. મારી આંખો ઘેરાતી અને મારુ મન ઊંઘવા માટે તત્પર બનતું

બહારના ઓરડામાંથી ઘરમાં અંદર જવાનો રસ્તો સાંકડો હતો. ઉપર સીલિંગમા એક ઝાંખુ ફાનસ બળતું લટકતું હતુ આ રસ્તે જતા મારા મનમાં એવી જ કલ્પના આવતી કે મારી પાછળ કોઈ ધીમે ધીમે ચાલ્યુ આવે છે મારા શરીરમાં કંપારી આવી જતી

તે સમયમાં દરેક મનુષ્યના મનમા ભૂતપિશાચની શંકા રહેતી અને વાતાવરણ પણ ભૂતની વાતોથી ભરપૂર હતું કોઈ દિવસ કોઈ ચાકરડો શકુનીના રડવાનો અવાજ સાંભળીને બેભાન થઈ જતી. તે નામની રાક્ષસી બધા રાક્ષસોમા ખૂબ ખરાબ સ્વભાવની હતી અને તેને મચ્છી બહુ ભાવતી એમ કહેવામાં આવતું હતુ.

તે વખતે પાણીના નળ નહોતા વસંતઋતુના મહા તથા ફાગણ માસમાં જ્યારે ગંગાનું પાણી ચોખ્ખું હોય ત્યારે કાવડવાળા કાવડ ભરીને ચકચકિત વાસણોમાં પાણી ભરી લાવતા. નીચેના અંધારા ઓરડામાં આખું વર્ષ ચાલે તેટલું પીવાનું પાણી ભરેલ મોટી મોટી નાંદો હતી. આ કુબવાળી, અંધારી ઓરડી વાંદા વગેરે જીવડાંનું આશ્રયસ્થાન હતી હું જ્યારે અંદરની વાડીમાં જતો ત્યારે આ જીવડાંના રાક્ષસી આકારથી મારું હૃદય ધડકવા માંડતું તથા પગે ધ્રૂજારી છૂટતી એમાં કંઈ આશ્ચર્ય નથી.

'વિશ્વભારતી'માંથી ટૂંકાવીને. ]

છોટાલાલ માનસિંગ કામદાર

## સાતનો આંકડો

• પ્રોફેસર મેઘનાદ શાહાએ તેમના એક લેખમાં પ્રશ્ન મૂકયો છે કે અત્યાર સુધીમાં બાણું (૯૨) મૂળ તત્ત્વો વૈજ્ઞાનિકોએ શોધી કાઢ્યા છે આ તત્ત્વોની સંખ્યા ૯૨ શા માટે? ઓછી–વત્તી કેમ નહિ? આ આંકડામાં કાંઇ જાદુઈ મહત્ત્વ છે! આપણા વડવાઓ જેમ સાતનો આંકડો જાદુભરેલો માનતા એવું તો આમાં કાંઈ ગૂઢ રહસ્ય નથીને!

એ ગમે તે હોય પણ સાતનો આંકડો મહત્ત્વપૂર્ણ છે એ નીચે આપેલ કેટલીક બીનાઓ પુરવાર કરે છે.

૧. વૈદક કહે છે કે દર સાત વર્ષે શરીરના બંધારણમાં ફેરફાર થાય છે.
૨. ગર્ભધારણથી માંડીને બાળક જન્મે ત્યાં સુધીમાં સાત ભૂમિકાઓમાંથી ગર્ભ પસાર થાય છે.
૩. દુનિયાના ઇતિહાસમાં પણ સાતનો આંકડો અગત્યનો ભાગ ભજવે છે : જેમકે, મનુષ્યજાતની સાત ઓલાદ, દુનિયાનાં સાત આશ્ચર્યો; સાત ગ્રહો; ચાંદની કળા સાત દિવસે બદલાય છે; અઠવાડિયાના સાત દિવસો; મનુષ્ય અવાજના સાત સૂર; સંગીતમાં તંતુવાદ્યમા સાત તાર અને મેઘ–ધનુષ્યના સાત રંગ.
૪. સાતમે મહિને જન્મેલ બાળક પૂરે મહિને જન્મેલ બાળકની માફક જીવી શકે છે.
૫. શરીરને પણ સાત ભાગ છે : માથું, છાતી, પેટ, બે હાથ અને બે પગ.
૬. માથામાં પણ સાત બાકોરાં છેઃ નાકનાં બે ફોયણાં, બે આંખો, બે કાન અને એક મોં.

[ અનુસંધાન પૃ. ૨૫૨

કિશોર મુંબઈ ઇલાકાના કેળવણીખાતા તરફથી મંજૂર થયું છે. ૪
કિશોર વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ એજન્સી તરફથી મંજૂર થયું છે.
કિશોર વડોદરા રાજ્યની વિદ્યાધિકારી કચેરી તરફથી મંજૂર થયું છે.

# કિશોર

જીવનના અરૂણમાં
જીવનઘડતરની દૃષ્ટિએ
અનુપમ માસિક છે.

# કિશોર

વિદ્યાર્થીજીવન દરમિયાન
શાળામાં શીખવાતા
વિષયો વિશે રસમય
શૈલીમાં માહિતી આપી
શિક્ષકની ગરજ સારે છે.

# કિશોર

ઓછું ભણેલી બહેનોને
જુદા જુદા વિષયો વિશે
સામાન્ય જ્ઞાન આપે છે.

# કિશોર

પ્રૌઢ શિક્ષણ પ્રચારકાર્ય
અંગે ઉપયોગી માસિક છે.

: લવાજમ :
હિંદમાં રૂ. ४; બર્મા તથા પરદેશના રૂ. ૧

## એક જ અભિપ્રાય

કિશોર માસિક મને ખૂબ ગમી ગયું છે—એટલું બધું ગમ્યું છે કે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોનું બજેટ મંજૂર કરવાની તક મને મળી હોત તો રાજ્યનાં ઘણાં પુસ્તકાલયોમાં કિશોર દાખલ કરી દીધું હોત.—સ્વ. મોતીભાઈ અમીન

વર્ષ ૬ અંક ૯-૧૦

સપ્ટે૦-ઑક્ટો૦-૧ ૯..

# સુદૂરના યાત્રીને—

[ મિશ્ર ઉપજાતિ ]

આરામ માટે નથી જિંદગી આ,  
યાત્રી સુખસ્વપ્ન સુવાડ તારાં:  
લેતો રખે થાકનું નામ સુદ્ધાં:  
મુશ્કેલીઓ, કષ્ટ કઠોર, બાધા,—  
બધું હમી કાઢતી હામ ધારી,  
જન્માંતરોથી શરૂ તેં કરેલી  
જાત્રા તણો પંથ અનંત લાંબો  
ટુંકાવવા વેગ વધાર તારો.

રોપી સદા ધ્યેય પરે જ દૃષ્ટિ,  
કસોટીઓ પાર કરી અપાર,  
પહોંચ ને પામ ચહેલ તારું:  
ને હર્ષમાં સર્વ સહેલ સ્હેજે  
ભૂલી જઈ, આપબળે રળેલો  
આરામ લેજે—ઠરી જાય અગ્નિ તો!

પૂજાલાલ



# આ સા મ

લેખક પોપટલાલ અંબાણી, વિદ્યાધિકારી, ભાવનગર રાજ્ય

" હિંદના ઈશાન ખૂણા ઉપર કામરુ નામનો એક દેશ છે ત્યાં ત્રિયારાજ છે ત્યાંની સ્ત્રીઓ જાદુ કરી પુરુષોને પક્ષી બનાવી દે છે કોઈ માણસ ત્યાં જઈ ચડે તો તે ત્યાંથી પાછો આવી શકતો નથી મત્સ્યેન્દ્રનાથ નામના યોગી એક વખત ત્યાં ગયા હતા તેમને ત્યાંની સ્ત્રીઓએ મોહમાં નાખી સપડાવી દીધા હતા તેમને છોડાવતાં તેમના શિષ્ય ગોરખનાથને ઘણી મહેનત પડી હતી "–આવી આવી અનેક વાતો નાનપણમાં તમે સાંભળી હશે

એ કામરુ દેશ એ જ હાલનો આસામ પ્રાંત તેનું જૂનું નામ કામરૂપ હતું આજે ય એ પ્રાંતના એક જિલ્લાને કામરૂપ કહેવામા આવે છે સંસ્કૃત કાવ્યગ્રંથોમાં આ પ્રાંતને કામરૂપના નામથી, આ પ્રાંતની રાજધાની ગૌહત્તીને પ્રાગ્જ્યોતિષપુરના નામથી, અને આ પ્રાંતની મુખ્ય નદી બ્રહ્મપુત્રાને લૌહિત્યના નામથી વર્ણવવામા આવેલ છે આસામ નામ આધુનિક છે અને તે તેના અસમ (ઊંચાનીચા) ભૂતળ પરથી પડ્યું હોય એમ લાગે છે

હિંદ એટલો બધો વિશાળ દેશ છે કે, તેનો પ્રત્યેક પ્રાંત કંઈને કંઈ વિશિષ્ટતા ધરાવે છે પ્રત્યેક પ્રાંતને પોતાનો વિશિષ્ટ ઇતિહાસ છે આસામ પ્રાંતની અગત્યતા રાજકીય કે આર્થિક દૃષ્ટિથી ભલે ઓછી હોય, છતાં ત્યાંના જેવું અસમ ભૂતળ ત્યાંના જેવી ભીની અને સમ આબોહવા ત્યાંનાં જેવાં અફાટ જંગલો ત્યાંના જેવું અપ્રતિમ સૃષ્ટિસૌંદર્ય અને ત્યાંના જેવી પચરંગી પ્રજા હિંદના બીજા કોઈ પ્રાંતમાં ભાગ્યે જ હશે હિંદના કોઈપણ પ્રાંતને પ્રમાણભૂત અને કડીબદ્ધ ઇતિહાસ હોય તો તે કેવળ આસામને જ છે હિંદનો કોઈપણ પ્રાંત મુસલમાનોના આક્રમણનો યશસ્વી સામનો કરી છેવટ સુધી સ્વતંત્ર રહી શક્યો હોય તો તે કેવળ આસામ જ છે કામાખ્યા દેવી અને તાંત્રિક સંપ્રદાયના મુખ્ય મથક તરીકે આ દેશમા અને અધિક વૃષ્ટિના સ્થાન તરીકે જગતભરમાં, એ જાણીતો છે

ભૌગોલિક દૃષ્ટિએ જોતાં આસામની આબોહવા તરફ આપણું લક્ષ પ્રથમ જાય છે હિંદના અન્ય પ્રાંતોમાં જે વખતે (માર્ચ, એપ્રિલ અને મે) ધામ ધખતો હોય છે, તે વખતે આસામમાં મૂસળધાર વૃષ્ટિ થાય છે અન્ય પ્રાંતોના નગરની શેરીઓમાં જ્યારે ધૂળ ઊડતી હોય છે, ત્યારે આસામના નગરોની શેરીઓમાં પાણીની નીકો વહી રહી હોય છે આસામમાં ઉનાળા જેવી કોઈ ઋતુ જ નથી ત્યાં બે જ ઋતુ છે નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી શિયાળો, અને માર્ચથી ઓક્ટોબર સુધી વર્ષા

આસામની હવા અતિશય ભેજવાળી છે જેના અર્ધા ભાગમાં ગાઢાંબીડ જંગલો આવેલાં હોય અને જ્યાં વર્ષાનાં અમાપ જળ સદાકાળ ભર્યાં રહેતાં હોય ત્યાંની હવામાં ભેજનો જથ્થો વધારે હોય એ દેખીતું જ છે અહીં નિરભ્ર આકાશ ક્યારેક જ હોય છે વર્ષામાં વાદળાંથી અને શિયાળામાં ગાઢ ધૂમસથી તે ઢંકાયેલું હોય છે ઉષ્ણતાના પ્રમાણની દૃષ્ટિએ જોઈએ તો અહીંની હવા સમધાત છે શિયાળા અને વર્ષાના ઉષ્ણતામાનમાં બહુ ફરક પડતો નથી ગરમીનું પ્રમાણ ૮૭ અંશ કરતા અને ઠંડીનું પ્રમાણ ૬૪ અંશ કરતા ક્યારેય વધતું નથી એપ્રિલ અને ઑક્ટોબર એ વાવાઝોડાના મહિના છે

આસામ પર ઇંદ્ર મહારાજની પૂરી મહેર છે આઠ આઠ માસ સુધી પાણીની રેલમછેલ થાય છે આપણા કરતા પાંચગણો વરસાદ તો સર્વત્ર પડે છે કેટલેક ઠેકાણે તે કરતા પણ વધારે પડે છે જગત ભરમા વધારે વૃષ્ટિ માટે જાણીતું થયેલું ચેરાપુંજી ગામ આ જ પ્રાંતમા છે એ ગામ આસામ પર્વત

શ્રેણિની ઉપર સાડાચાર હજાર ફૂટની ઊંચાઈએ આવેલું છે. તેની દક્ષિણ તરફ ૨૦૦૦ ફૂટ જેટલી પહાડની સીધી ઉતરાઈ છે. બંગાળાના ઉપસાગર ઉપરથી જે ભેજવાળો પવન આવે છે, તેને એકદમ ૪૫૦૦ ફૂટ જેટલું ઊંચે ચડવું પડે છે. એટલું ચડતાં તે અત્યંત ઠંડો પડી જાય છે. અને તેથી પોતાની અંદરનો તમામ ભેજ જળના રૂપમાં ચેરાપુંજીના ચરણે ધરી દે છે. એ ભેટ એટલે ૫૦૦ ઈંચ વરસાદ—ત્રણ માળનું મકાન ડૂબી જાય તેટલું પાણી.

કોઈ વસ્તુની અતિશય છતથી લાભની સાથે નુકસાન પણ થાય છે. અપાર સંપત્તિથી શું એકલું સુખ જ મળે છે? વૈભવી જીવન નાશને નથી નોતરતું? અતિવૃષ્ટિએ અહીં કંઈક તેવું જ કર્યું છે. તેના પરિણામે મેલેરિયા તથા કાળા આજારે આ પ્રાંતમાં હંમેશને માટે અડ્ડો જમાવ્યો છે એટલું જ નહિ, કોઈ કોઈ વાર તો તે દુષ્કાળને પણ તેડી લાવે છે.

આસામનું ભૂતળ મોટે ભાગે પહાડી છે, અને ત્યાં પાણીની રેલમછેલ છે, તેથી ત્યાં વનસ્પતિનું સામ્રાજ્ય હોય એ દેખીતું છે. ખરેખર આસામ એ વનસ્પતિનું ઘર છે. તેનો એક પણ જિલ્લો એવો નથી કે જેમાં નાનુંમોટું જંગલ ન હોય. આસામના એકેએક પહાડે નખથી શિખ સુધી વનસ્પતિના વાઘા સજેલા છે. મેદાનો પણ વનસ્પતિથી ભરપૂર છે. માણસોએ અને વૃક્ષોએ આસામના ધરાતલની સરખે ભાગે વહેંચણી કરી લીધી હોય તેમ લાગે છે.

આસામનાં જંગલો એટલે કીમતી લાકડાની ખાતી. આસામ સરકારને ખેતીની પેદાશ કરતાં જંગલની પેદાશ વધારે થાય છે. જંગલોમાં મુખ્ય વૃક્ષ વાંસ છે. એ વાંસ આપણે અહીં જોઈએ છીએ તેવા ટચૂકડા નથી હોતા, પણ રાક્ષસી વિસ્તારના હોય છે. તેના થડનો વ્યાસ બેત્રણ ઈંચ નહિ, પણ બેત્રણ ફૂટ જેટલો હોય છે! જંગલોમાંથી લાકડાં ઉપરાંત રબ્બર, લાખ, કાગળનો માવો અને રેશમની ઘણી પેદાશ થાય છે. ફળઝાડોમાં સોપારી, કેળ અને નારંગી એ મુખ્ય છે.

આસામનાં જંગલો કેવળ વૃક્ષોમય નથી, તેમાં પશુઓ પણ પાર વગરનાં છે. હિંદનાં અન્ય જંગલોમાં જોવામાં આવતાં પશુઓ ઉપરાંત હાથી અને ગેંડા પણ છે. હાથી અને ગેંડા એ અહીંનાં ખાસ પશુઓ છે.

જ્યાં કુદરત પ્રસન્ન થાય છે, ત્યાં બધી વાતે પ્રસન્ન થાય છે. આસામ જેમ અઢળક ઉદ્‌ભિજ્જ સંપત્તિ ધરાવે છે, તેમ ખનિજ સંપત્તિ પણ ઠીક ઠીક ધરાવે છે.

કહે છે કે ગોરખનાથ પોતાના ગુરુ મત્સ્યેંદ્રનાથને કામરૂપ દેશમાંથી જ્યારે પાછા તેડી લાવ્યા, ત્યારે ગુરુની ઝોળીમાં એક સોનાની ઈંટ હતી. તે પરથી અનુમાન થાય છે કે, અસલ આ પ્રદેશમાં સોનાની પેદાશ ખૂબ થતી હશે. અત્યારે પણ અહીંની કેટલીક નદીઓની રેતીમાં સોનાની કણી જોવામાં આવે છે. પણ તેને સાફ કરી સોનું તૈયાર કરવાનું કામ પોસાતું નથી. અત્યારે આસામમાંથી મળી આવતા ખનિજોમાં પેટ્રોલિયમ, કોલસા અને ચૂર્ણપાષાણ એ મુખ્ય છે.

આસામની ખેતીપેદાશ વિષે વાત કરતાં ત્યાંની ચાની વાડીઓ તરફ પ્રથમ ધ્યાન જાય છે. આસામની ચાની ખેતીનો ઈતિહાસ મનોરંજક છે. ત્યાં ઈ. સ. ૧૮૨૩માં પુરંદરસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેના દરબારમાં રૉબર્ટ બ્રુસ નામનો એક એજંટ કંપની સરકાર તરફથી રહેતો હતો. તેણે બ્રહ્મપુત્રાના તટપ્રદેશમાં ફરતાં ફરતાં કેટલેક ઠેકાણે ચાના જેવા છોડ જોયા. એ ચાના છોડ હશે, તેની ખાતરી કરવા માટે તેણે થોડા છોડ કલકત્તાની બૉટેનિકલ ગાર્ડનના સુપરિન્ટેન્ડેન્ટને મોકલાવ્યા. તેણે તપાસ કરી જણાવ્યું કે એ છોડ ચાના છે અને ચીનમાં ચાના જે તરેહના છોડ થાય છે, તેને બધી રીતે મળતા છે.

થોડાં વરસ પછી ગૉર્ડન નામના અંગ્રેજને ચીન મોકલવામાં આવ્યો, તે ત્યાંથી ચાનાં બિયાં તથા ચા તૈયાર કરનારા કેટલાક કારીગરો લઈ આવ્યો. ચીનથી

આશિયા કારીગરોની દેખરેખ નીચે બ્રહ્મપુત્રા અને કુદીલ નદીઓના સંગમ પાસે ચાની ખેતીનો પહેલો અખતરો થયો ઈ સ ૧૮૩૭માં ચાનો પહેલો પાક તૈયાર થયો. તેમાંથી કેટલીક ચા વિલાયત મોકલવામાં આવી એ ચા અંગ્રેજોને ખૂબ પસંદ પડી

પછી તો ચાની ખેતીનો વિસ્તાર અને પેદાશ દિનપરદિન વધતા ચાલ્યા એક પછી એક ટી કંપનીઓ ઊભી થઈ અને આસામના જિલ્લે જિલ્લામાં ચાની વાડીઓ જન્મવા લાગી પણ આ ઉદ્યોગને ખીલવવામાં મોટી મુશ્કેલી મજૂરો મેળવવામાં નડી આસામી લોકો કોઈપણ જાતની મજૂરીનું કામ પસંદ કરતા નથી જ્યાં લોકોને પેટપૂર ખાવાનું શરીરઢંક વસ્ત્રો અને આછુપાતળુ નિવાસસ્થાન બહુ સહેલાઈથી મળી શકતા હોય ત્યાંના લોકો તાબેદારીવાળી મજૂરીનું કામ શા માટે કરે? આસામ પર કુદરતની મહેર છે આસામી લોકો નાગાભૂખ્યા રહે તેવું છે જ નહિ તેથી આસામના મજૂરો ચાના ઉદ્યોગને લગતાં કામો કરવામાં જોડાયા નહિ. આસામના પ્રત્યેક ઉદ્યોગને માટે મજૂરો હમેશાં પર પ્રાંતોમાંથી લાવવા પડે છે છોટાનાગપુરના મજૂરો ચાના ઉદ્યોગને લગતાં કામો કરવામાં વધુ કુશળ છે, તેથી મજૂરોનો મોટો ભાગ છોટાનાગપુરી છે તે ઉપરાંત યુક્તપ્રાંત, બિહાર અને બંગાળથી ઘણા મજૂરો આવે છે તેમની એકંદર સંખ્યા પાંચ લાખ જેટલી છે

અહીં બધી મળીને ચાની એક હજાર વાડીઓ હશે તેમાંથી ત્રીજા ભાગની હિંદુઓની અને બાકીની અંગ્રેજોની છે એકંદર ૪ લાખ એકર જમીનમાં ચાની ખેતી થાય છે અને તેમાંથી ૨૫ કરોડ રતલ જેટલી ચાની પેદાશ થાય છે

આસામમાં ચાનો ઉદ્યોગ સ્થપાયે લગભગ સો વર્ષ થવા આવ્યાં એ ઉદ્યોગ ત્યાં ખૂબ ખીલ્યો છે અને તેમાંથી પુષ્કળ કમાણી થાય છે પણ આસામી લોકોને આ ઉદ્યોગથી કંઈ જ લાભ થયો નથી એમ કહીએ તો તેમાં કંઈ ખોટું નથી એક હજાર વાડીમાંથી દશ બારથી વધારે વાડીઓ આસામીઓની નથી અને મજૂરો તો બધા ય પર પ્રાંતના છે એટલે ચાના ઉદ્યોગથી આસામી પ્રજાને આર્થિક લાભ નહિ જેવો મળે છે બધો નફો પરપ્રાંતના લોકો અને વિદેશી કંપનીઓ લઈ જાય છે ચાના ઉદ્યોગથી આસામી પ્રજાને લાભ થયો હોય તો તે એટલો જ છે કે કેટલાક જિલ્લાઓમાં સુંદર સડકો અને રેલવે લાઈનો થઈ છે બીજો લાભ ત્યાં ચા સસ્તી મળેનો હશે તે ગણાય, પણ તેની સાથે તેનો વાપર વધારે થાય એ નુકસાન પણ ખરું ને?

ખેતીના બીજા પાકોમાં ડાંગર મુખ્ય છે આસામમાં કેવળ ડાંગર જ પાકે છે એમ કહીએ તો તેમાં કાંઈ ખોટું નથી આખા પ્રાંતમાં સર્વત્ર જ્યાં નજર નાખીએ ત્યાં એકલા ડાંગરના ખેતરો નજરે પડે છે

આસામમાં બહુ કારખાના નથી ચા તૈયાર કરવાના, ક્રૂડ ઑઈલ સાફ કરવાના અને ડાંગર ખાંડવાના કારખાના સિવાય બીજા નથી હસ્ત ઉદ્યોગમાં કાપડ વણાટ, રેશમના કીડાનો ઉછેર, વાંસ અને નેતરનું ગુંથણકામ અને લાખની વસ્તુઓ એ મુખ્ય છે

આસામી લોકો પોતાને જોઈતું કાપડ જાતે જ તૈયાર કરી લે છે. પરદેશી કાપડનો તેમને બહુ મોહ નથી આસામમાં ઘેર ઘેર કાંતવાનું તથા વણાટનું કામ થાય છે એ કામ મોટે ભાગે બાઈઓ કરે છે ઘણુંકરીને પ્રત્યેક ઘરમાં હાથશાળ હોય છે અને તે પર વણાટનું કામ થાય છે આપણે ત્યાં જેમ પ્રત્યેક માતા પોતાની પુત્રીને રસોઈનું કામ શીખવે છે તેમ પ્રત્યેક આસામી માતા પોતાની પુત્રીને કપડાં વણવાનું કામ શીખવે છે જે કન્યાને કાપડ વણતા આવડતું હોય, તે ગુણવાન અને હોશિયાર ગણાય છે

આસામના કેટલાક ભાગમાં રેશમના કીડા ઉછેરવામાં આવે છે એ કીડા ચાર પ્રકારના છે (૧) નાના પાટના કીડા, (૨) મોટા પાટના કીડા, (૩) મૂગા કીડા અને (૪) એરી કીડા પહેલી બે જાતના કીડા જે રેશમ કાંતે છે, તે ઝીણું અને સફેદ હોય છે મૂગા કીડા જે રેશમ કાંતે છે, તે પીળા રંગનું હોય છે એરી કીડાનું રેશમ હલકી જાતનું થાય છે

આસામમાં રેશમનો ઉદ્યોગ ચાલે છે ખરો, પણ બહુ નાના પાયા ઉપર. ગામડિયા લોકો સહાયકારી ધંધા તરીકે પોતાના મુખ્ય ધંધા ઉપરાંત કીડા ઉછેરવાનું કામ નાના પાયા ઉપર કરે છે.

વાંસ, નેતર અને નડીની અહીં ખૂબ છત છે, તેથી ચટાઇઓ, કાબલા, કરંડિયા, ખુરશી, ટેબલ અને છત્રીઓ જેવી અનેક ચીજો અહીં બને છે.

આસામ પહાડી મુલક છે, છતાં ત્યાં વ્યવહારના માર્ગોની સારી સગવડ છે. બ્રહ્મપુત્રા અને સુરમાના પ્રવાહો એ ધોરી જળમાર્ગ છે. બ્રહ્મપુત્રામાં મોટી સ્ટીમરો દિબ્રૂગઢ સુધી અને નાની આસામના ઈશાન છેડા પર આવેલ સદિયા સુધી આવ-જા કરે છે. રેલવે તો હમણાં થઈ. તે ન હતી ત્યારે આ પ્રાંતનો તમામ વ્યવહાર મોટે ભાગે નદીઓ દ્વારા જ ચાલતો અને હજી યે તે સારા પ્રમાણમાં ચાલે છે. અહીં નદીઓ પારવગરની છે અને બધી યે સદા જળપૂર્ણ રહે છે; તેથી વ્યવહારને માટે તેનો ખૂબ ઉપયોગ થાય છે.

આસામ-બૅંગાલ રેલવે એ આસામની મુખ્ય રેલવે છે. તે ચિત્તેગાંવથી શરૂ થઈ દક્ષિણ આસામમાં–સૂરમાની ખીણમાં–બધે ફેલાયેલી છે. ઉપરાંત મધ્યની પર્વતશ્રેણિને વીંધી ઉત્તર આસામમાં—બ્રહ્મપુત્રની ખીણમાં—પણ ગયેલી છે. બીજી રેલવે તે ઈસ્ટર્ન બેંગાલ છે. તે પૂર્વ બંગાળમાંથી આસામમાં દાખલ થઈ ગૌહત્તી પર્યંત જાય છે.

આસામનો વિસ્તાર ૬૫ હજાર ચો. માઈલ અને વસ્તી ૮૦ લાખ જેટલી છે. તેમાં ૬૦ લાખ આર્ય, ૧૦ લાખ અનાર્ય અને ૧૦ લાખ અન્ય પ્રાંતોમાંથી આવીને વસેલા મજૂરો છે. આ પ્રમાણે આસામમાં અનેક જાતિનાં લોકો રહે છે. અહીં જાતિઓનું જેવું વૈવિધ્ય છે, તેવું હિંદના કોઈપણ પ્રાંતમાં નથી. આ પ્રાંતને ભિન્ન ભિન્ન જાતિઓનું સંગ્રહસ્થાન કહીએ તો તેમાં કાંઈ ખોટું નથી. આસામમાં ભિન્ન ભિન્ન જાતિ ( casie ) ઉપરાંત ભિન્ન ભિન્ન Race પણ છે.

આસામી લોકો સંસ્કારી, શૂરવીર, ઉદાર, સાદ અને ચારિત્ર્યવાન છે. તેમનામાં છળપ્રપંચ ક્વચ્ચિત જ જોવામાં આવે છે. અહીં અતિથિસત્કારની જૂની ભાવના હજી ઠીક ઠીક જળવાઈ રહી છે. ગામડિય લોકો સાદાઈ અને સૌજન્યની પ્રતિમા સમા છે તેમના ભોજનમાં દાળભાત, મચ્છી અને શાકભાજ એ મુખ્ય છે. ધનવાન લોકો મચ્છીને બદલે કબૂત કે બતક ખાય છે. બંગાળની પેઠે આ પ્રાંતમાં પણ ભોજનમાં મચ્છીનો ઉપયોગ ખૂબ થાય છે. ચાનુ તો એ ઘર છે એટલે ચાના ઉપયોગ વિષે તો કહેવુ જ શું?

આસામી લોકોના પહેરવેશમાં સુતરાઉ ધોતી અને પછેડી એ બે જ હોય છે. મોટે ભાગે ઘેર વણેલુ સ્વદેશી કાપડ જ વપરાય છે. આસામના ઉત્તરભાગમા રેશમી કાપડનો ઉપયોગ વધારે થાય છે. કેટલાક લોકો માથા પર કુંડાના આકારની વાંસની ટોપી ઓઢે છે. સ્ત્રીઓમાં પડદાનો કે ઘૂમટાનો રિવાજ નથી સ્ત્રીઓ સમાજમાં છૂટથી હરેફરે છે અને કામધંધો કરે છે. અહીંનાં મકાનો મોટે ભાગે વાંસ અને ગારાનાં બનેલાં હોય છે. ઈંટ કે પથ્થરનાં મકાનો બહુ થોડાં છે.

આસામની ઉત્તર, પૂર્વ અને દક્ષિણ સીમા પર પહાડો છે, ઉપરાંત તેની મધ્યમાં પણ પૂર્વપશ્ચિમ એક ગિરિમાળા છે. એ પહાડી પ્રદેશમાં જાતજાતના અનાર્ય લોકો વસે છે. તેમાંની કેટલીક જાતિઓ એવી છે કે, જે હજી સંસ્કૃતિનો પહેલો પાઠ પણ શીખી નથી. તેમનો જીવનક્રમ સંસ્કૃત પ્રજાઓ કરતાં છેક જ અનોખો અને વિચિત્ર છે. એ જાતિઓ લગભગ સ્વતંત્ર જેવી છે. સરકાર તેમની આંતરિક વ્યવસ્થામાં હાથ નાખતી નથી. પ્રત્યેક જાતિને પોતપોતાનો એક સરદાર હોય છે, તેના શાસન નીચે બધાં રહે છે. પ્રત્યેક જાતિનાં ભાષા અને રીત-રિવાજો જુદાં જુદાં છે. એ બધી જાતોને સરકાર તરફથી કંઈ ને કંઈ ભથ્થું મળે છે. બધી જાતો ભૂત વગેરેને પૂજે છે તથા બલિદાન આપે છે. એ જ તેમનો ધર્મ છે. આ પહાડી પ્રદેશમાં જે અનાર્ય,

અશિક્ષિત, અસભ્ય કે અર્ધસભ્ય જાતો વસે છે, તેમાં ગારો, ખસિયા, મિકિર, નાગા, સિંગફો, આબરી, મિશમી, એબોર, મિરી, દફલા, અકા અને ભૂતિયા એ મુખ્ય છે

આસામ પ્રાંત સમૃદ્ધ છે. ચાનો ઉદ્યોગ બહુ મોટા પાયા ઉપર ચાલે છે છતાં નવાઈ જેવું છે કે ત્યાં એક પણ મોટું શહેર નથી રાજકીય દૃષ્ટિએ કે વ્યાપારી દૃષ્ટિએ જે પ્રસિદ્ધ ગામો છે, તેમાં ગૌહત્તીનો નંબર પહેલો છે એ લગભગ બે હજાર વર્ષ પર્યંત આસામી નરેશોનું પાટનગર હતું આસામ અંગ્રેજી રાજસત્તા નીચે આવ્યા બાદ પણ પાટનગર તો ગૌહત્તી જ રહ્યું, પણ ત્યાંનાં હવાપાણી અંગ્રેજોને અનુકૂળ આવ્યાં નહિ તેથી તે પાટનગરના સ્થાનેથી પદભ્રષ્ટ થયું છે છતાં તેને કુદરતી સૌંદર્ય કંઈ છોડી ગયું નથી જલપ્રપૂર્ણા બ્રહ્મપુત્રા દાસીની પેઠે તેનું પાદપ્રક્ષાલન કરે છે અને નીલાચલ ટેકરી કામાખ્યા દેવીને મસ્તક પર ધારી હિંદભરના શાક્તોને ગૌહત્તીમાં આવવાને નોતરે છે આ નગર ઘણા જૂના વખતમાં પ્રાગ્જ્યોતિષપુરને નામે ઓળખાતું હતું ગૌહત્તી એ નામનો અર્થ 'સોપારીનાં વૃક્ષોથી ઘેરાએલું સ્થળ' એવો થાય છે

હાલનું પાટનગર શિલોંગ ખસિયા પહાડ ઉપર લગભગ ૭ હજાર ફૂટની ઊંચાઈએ આવેલું છે જે નગરો ગિરિમાળાની ગોદમાં વસેલાં હોય, તેની પ્રાકૃતિક શોભા વિષે તો કહેવું જ શું? શિલોંગમાં ફરતા પહાડી ઝરણાં પોતાના મનોહર ધ્વનિ વડે કાનને ભરી દે છે અને ચોતરફ ઊભેલી લીલોતરી આંખને તૃપ્ત કરી દે છે ખરેખર શિલોંગ એ 'આસામનું સ્વર્ગ' છે તેની આબોહવા ખુશનુમા અને અતિશય સ્વાસ્થ્યપ્રદ છે. ત્યાં જવાને રેલ્વે નથી પણ ગૌહત્તીથી ત્યાં સુધી સુંદર પાકી સડક છે.



## મહારાષ્ટ્રના આદ્ય સમાજ–સુધારક

# ગોપાળરાવ આગરકર

લેખક: રામચંદ્ર સોમણ, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

મહારાષ્ટ્રના આદ્ય સમાજસુધારક ગોપાળરાવ આગરકર मुहूर्तं ज्वलितं श्रेयो न च धूमायितं चिरम् ।

"આગરકર ક્યાં રહે છે?" એક પશ્ચિમી પોશાક પહેરેલા સભ્ય ગૃહસ્થે પૂનાની એક પોળમાં જઈને સવાલ કર્યો.

"કોણ છે? અંદર આવો ને ભાઈ," એક ઘરમાંથી કણકણતો અવાજ આવ્યો.

"આગરકર ક્યાં રહે છે?" પેલા ભાઈએ જરા આગળ જઈને સવાલની પુનરાવૃત્તિ કરી.

"કયા આગરકર?"

"પ્રિન્સિપાલ અને 'સુધારક'ના તંત્રી."

"ત્યારે આવો, ભાઈ, અંદર આવોને. હું જ તે આગરકર!"

પેલા સભ્ય ગૃહસ્થે સામેના એક સામાન્ય ઘરમાં જોયું તો ત્યાં એક પાતળા સરખા ભાઈ કામળા પર બેઠા છે, દમવાળા દેખાય છે, ધોતિયું પહેરેલું છે, પાસે કલમ પડી છે અને હેતથી આપણને આવકાર આપે છે! આટલા પ્રખર વિદ્વાન, કૉલેજના આચાર્ય અને સમાજસુધારાના વિચારી પ્રચારક આટલી સાદાઈમાં રહેતા હશે, એની તે હિંદી સાહેબને કલ્પના સરખી પણ ન હતી! તેને લાગ્યું હતું કે મિસ્ટર આગરકર તો કોટ પાટલૂનમાં બેઠા હશે અને સિગારેટનો ધુમાડો કાઢતા હશે!

ગોપાળરાવ આગરકરનો જન્મ સતારા જિલ્લામાં કરાડ પાસેના ટેંભૂ ગામમાં ૧૮૫૬માં થયો હતો. તેમનું કુટુંબ પહેલેથી સુખી હતું; પણ ગોપાળરાવના પિતા ગણેશપંતના વખતમાં ગરીબાઈ આવવાથી નાના ગોપાળને કેળવણી માટે તેના મોસાળ મોકલવામાં આવ્યો. ત્યાં તેણે અંગ્રેજી ત્રણ ધોરણો પૂરાં કર્યાં, અનેક રમતોમાં ભર્યો ભાગ લીધો અને કૃષ્ણા નદીમાં મથેરૂ[illegible] પોતાનું શરીર સારું કર્યું. આ વખતે તેની તેર વરસની હતી. ત્યાં આગલાં ધોરણો ન હો[illegible] 'પછી શું' એ સવાલ તેની આગળ આવ્યો તે[illegible] મદદ મળવી અશક્ય હોવાથી કરાડની મુન[illegible] કોર્ટમાં તેને માસિક બાર રૂપિયામાં કારકૂની સ્વી[illegible] પડી! પણ ગોપાળરાવ મહત્ત્વાકાંક્ષી હોવાથી સમય પછી નોકરી છોડી દઈને તેમણે રત્ના[illegible] અને પછી અકોલા પોતાના સગાને ત્યાં મૅટ્રિકની પરીક્ષા આપી, અને પોતાના શિક્ષકો રૂા. ૬૦ની મદદ મેળવી ૧૮૭૫માં તેઓ ડેક્કન કૉલેજમાં દાખલ થયા. કૉલેજમાં તેમના વિષયો સંસ્કૃત, સાહિત્ય અને ઇતિહાસ હતા. તેમણે લેખનની અને વક્તૃત્વની શક્તિ ખૂબ[illegible] કૉલેજમાં પણ પૈસાની ચિંતા તો હતી જ[illegible] તેમને 'વર્‍હાડ સમાચાર' નામના છાપામાં[illegible] લખીને અને ભાષણ કે લેખનની હરીફાઈમાં[illegible] રીતે પૈસા મેળવવા પડતા. છેવટ સુધી દારિદ્રે તેમની એવી પૂંઠ પકડી હતી કે એમ. [illegible] પરીક્ષા માટેની ફીના પૈસા પણ તેમની પા[illegible] હતા! તે માટે તેઓ એક નાટક લખવા બેઠા. આની ખબર તેમના પ્રોફેસર કેરુનાના છત્રેને મ[illegible] તેમણે ગોપાળરાવની ફી મોકલી આપી.

કૉલેજમાં તેમના સહાધ્યાયીઓમાં ટિળક, જોશી, 'સંસ્કૃત કોશ'ના કર્તા આપટે વગેરે તેમની વચ્ચે અનેક વિષયો પર ચર્ચા ચાલતી. તેમણે તે જ વખતે પોતાનું જીવન દેશસેવાને અર્પણ કરવાનું અને તેની શરૂઆત પૂનામાં એ નિશાળ કાઢીને કરવાનું નક્કી કર્યું હતું. ગો[illegible] અત્યાર સુધી દારિદ્ર સાથે ઝગડીને એમ. એ.

કેળવણી સંપાદન કરી હતી. તરુણોમાં ઘણી વાર ચાલ્યા પછી માણસ છાયાની ઈચ્છા કરે એ સ્વાભાવિક છે. ગોપાળરાવ ઈચ્છત તો તેમને તે વખતે તો ખૂબ પગારવાળી નોકરી મળત અને સમાજમાં કીર્તિ અને પ્રતિષ્ઠા પણ પ્રાપ્ત કરી શકત. પણ તેમણે તો દેશસેવાનો કાંટાવાળો રસ્તો પસંદ કર્યો અને ૧૮૮૦માં સ્થાપન થયેલી 'ન્યૂ ઈંગ્લિશ સ્કૂલ'માં માસિક ત્રીસ રૂપિયાથી તેમણે કામ શરૂ કર્યું. તે અરસામાં તેમણે પોતાનાં માતુશ્રીને કાગળમાં લખ્યું હતું કે "મારી પાસેથી વધારે પૈસાની આશા રાખીશ નહિ. પેટપૂરતા પૈસા મેળવીશ અને દેશસેવા કરીશ." તે વખતે તેમની ઉંમર બાવીસ વરસની હતી. જુવાનીનો આ જુસ્સો કેટલો બધો હૃદયંગમ લાગે છે!

૨

'ન્યૂ ઈંગ્લિશ સ્કૂલ'ના વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર, આગરકર, ટિળક અને નામજોશીને જાહેર કામ કરવાનો પણ શોખ હતો. વિષ્ણુશાસ્ત્રીએ ૧૮૭૪માં જ 'નિબંધમાલા' અને 'કાવ્ય-ઈતિહાસ-સંગ્રહ' છાપાં શરૂ કર્યાં હતાં, અને 'ચિત્રશાળા' નામનું છાપખાનું ખરીદ્યું હતું. બીજા ત્રણેએ હવે ૧૮૮૧માં જ 'કેસરી' અને 'મરાઠા' નામનાં અનુક્રમે મરાઠી અને અંગ્રેજી છાપાં શરૂ કર્યાં. આગરકર ઘણે ભાગે 'કેસરી'માં લખતા હતા. આગરકરની ભાષા સીધી, તર્કશુદ્ધ અને સુશ્લિષ્ટ. તેમાં તર્ક સાથે ભાવનાનો આવેગ પૂરેપૂરો. પ્રજાહિત માટેની ધગશ તેમાં નિતાંત રીતે તરી આવતી અને પ્રજામાનસની અચૂક પકડ લેતી. તેથી ટૂંક સમયમાં 'કેસરી'ના ઘરાકો વધવા લાગ્યા. બીજે જ વર્ષે આગરકર-ટિળકને કોલ્હાપુર દરબારના લખાણને અંગે ત્રણ મહિનાની સજા થઈ. એવી રીતે લોકસેવાના આ ક્ષેત્રમાં આગરકરને રાજા અને પ્રજાએ પૂરેપૂરી માન્યતા આપી!

ત્રણ વરસમાં 'ન્યૂ ઈંગ્લિશ સ્કૂલ'નો વિકાસ હાલની ફર્ગ્યુસન કૉલેજમાં થયો અને આગરકર ત્યાં ઈતિહાસ અને સમાજશાસ્ત્રના અધ્યાપક થયા. એમ કહેવાય છે કે તેમની શીખવવાની પદ્ધતિ એટલી બધી સરસ હતી કે વિદ્યાર્થીઓને 'અમે ઘેર જ બેઠા બેઠા વાંચો કરતા હોઈએ' એમ લાગતું હતું. આગળ જતાં તેઓ કૉલેજના પ્રિન્સિપાલ થયા હતા. તેઓ હર્બર્ટ સ્પેન્સર અને મિલના ખાસ અભ્યાસી હતા. તેથી તે સમયના શિક્ષિત યુવાનોમાં પણ જે એક નિરર્થક રૂઢિચુસ્તતા અથવા પુરાણપ્રિયતા જોવામાં આવતી, તેનો છાંટો પણ આગરકરમાં ન હતો. બુદ્ધિરૂપી દૂરબીનને જેટલું દેખાય તેટલું જ સાચું, બીજું બધું જૂઠું, એમ તેઓ કહેતા. રાજકારણ કરતાં સંસારસુધારાનો પ્રશ્ન તેમને વધારે નજીકનો દેખાતો. ધારાસભા કરતાં વિધવાઓની અશ્રુધારા તેમને વધારે કાર્યપ્રવણ બનાવતી. પ્રજાના અધિકારો કરતાં ઓઓ અને પછાત કોમોના અધિકારોનો તેઓ વધારે વિચાર કરતા. ટિળક વગેરે તેમના સહકાર્યકરો સામાજિક પ્રશ્નો ગૌણ છે અને હાલ તો રાજકીય સુધારા માટે જ લોકજાગૃતિ થવી જોઈએ, એમ માનતા હતા. આગરકરપક્ષ અને ટિળકપક્ષ વચ્ચે સિદ્ધાંતો વિષે મૂળત મતભેદ ન હતો, મતભેદ માત્ર ભાર વિષે જ હતો. આજના પચાસ વરસ પછીના સમયમાં ગાંધીજીના ગોકુળમાં ગ્રામસેવકો, હરિજનસેવકો, ખાદીસેવકો કે ગ્રામતેવકો સાથે મહાસભા સમિતિના આગેવાનો, ધારાસભાના સભાસદો, પ્રધાનો અને પ્રમુખો એક જ પંગતમાં જમી શકે છે. આજે રાજદ્વારી વિરુદ્ધ સામાજિક એવો વાદ જણાતો નથી, કારણ ગાંધીજી જેવી સમન્વયકારી વિભૂતિના છત્ર તળે આપણે રહીએ છીએ. આગરકરના સમયમાં આવા સુખદ સમન્વયનો વિચાર કોઈને સૂઝ્યો નહિ. ૧૮૮૪માં મ્વ મલબારી શેટે બાળલગ્ન વિવાહની સામે ઝુંબેશ ઉપાડી અને સરકારે કાયદાથી તેનો પ્રતિબંધ થવો જોઈએ, એવો પ્રચાર તેઓ કરવા લાગ્યા. આગરકર સંપૂર્ણ રીતે આ ચળવળને 'કેસરી' દ્વારા ટેકો આપવા માગતા હતા. 'આપણે રાજદ્વારી પ્રશ્ન પર પ્રજાની દૃષ્ટિ કેંદ્રિત કરવા માગીએ છીએ. સામાજિક પ્રશ્ન અત્યારે જ હાથમાં લઈ પ્રજાનું અનુયાયિત્વ શા માટે ગુમાવીએ?' એવું ટિળકનું કહેવું હતું. બસ આ મતભેદને લીધે આગરકરે ૧૮૮૭માં

'કેસરી 'માંથી છૂટા થઈને ' સુધારક ' નામનું નવું છાપું કાઢયું. તેમના જીવનમાં લૌકિક દૃષ્ટિએ સુખપ્રદ સમય જોઈએ તો ૧૮૮૦થી ૧૮૮૭ સુધીનો જ છે. તે પહેલાં દારિદ્ય સાથેના ઝગડામાં વિદ્યાર્જન થયું અને તે પછી દારિદ્યની સોબતમાં દમ અને તેમના કાર્યને થયેલાં સમાજ તરફથી સતત અને સખત વિરોધ અને પક્ષની પજવણી આવી ભજ્યાં હતાં. તેને લઈને આગરકરનું જીવન એટલે દુઃખોની એક ભારે પરંપરા થયું છે.

૩

આગરકરે સ્વતંત્ર છાપું કાઢયું એટલે તેમના પ્રતિપક્ષીઓએ તેમના પર ટીકાઓની સતત ધારા ચલાવી. આ સમયમાં આગરકર અને ટિળક વચ્ચે ચાલેલું દંદયુદ્ધ એટલે મહારાષ્ટ્રના ઈતિહાસમાંનું એક અભાગી પ્રકરણ હતું, એમ કહેવું પડે છે. જે સમાજને સુધારવા માટે તેઓ લોહીનું અક્ષરશઃ પાણી કરતા હતા, તેને સુધરવાની કશી જ પડી ન હતી. એટલું જ નહિ પણ તેણે પોતાના સાધુચરિત સેવકને પૂનામાં રહેવું પણ મુશ્કેલ કરી મૂકયું! તેમના પર મારવાની ધમકીના કાગળો આવવા લાગ્યા. પણ આગરકરનું સાંજનું ફરવા જવાનું કદી બંધ રહ્યું ન હતું. એકવાર તો તેમના વિરોધીઓએ તેમની ઠાઠડીનું સરઘસ કાઢયું હતું! હિંદમાં બીજા કોઈ સમાજ-સુધારકની આવી પજવણી થયેલી મેં સાંભળી નથી.

આટલી હેરાનગતિ છતાં આગરકર ગાંઠ્યા જાય તેવા ન હતા. પ્રતિપક્ષીઓને જવાબ આપતાં તેઓ ' સુધારક 'ના એક અંકમાં લખે છે:

" પ્રતિપક્ષીઓની ધમકીઓથી ડરીને કોણ સ્વસ્થ બેસશે! સુધારક! લેખિનીથી અર્થબોધક અક્ષરો લખવા જેટલી શક્તિ હોય અને તે વાંચવા સારુ એક પણ વાચક હોય ત્યાં સુધી આવું શ્રેષ્ઠ કામ ' સુધારક 'ને અડી શકવાનું નથી. "

દડાને જેટલા જોરથી નીચે પછાડો, તેટલા જોરથી તે ઊંચે ઊછળે છે, એમ ભર્તૃહરિ કહે છે. આગરકર દડાની પ્રકૃતિના હતા. સમાજનો વિરોધ જેમ જેમ વધતો ગયો તેમ તેમ આગરકરનો જુસ્સો વધતો હતો. સામાજિક સુધારાના પ્રચારમાં તેઓ એકલા જ ન હતા. રાનડે, ભાંડારકર જેવા પ્રાર્થના-સમાજના આગેવાનોએ આ પ્રશ્નની ચર્ચા શરૂ કરી જ હતી. પણ આ મંડળ અને આગરકરની કાર્ય-પદ્ધતિમાં આસમાન જમીનનો ફરક હતો. તે આગેવાનો ઘણે ભાગે સરકારી નોકરો અને અધિક ઉંમરના, તેથી કર્મયોગી કરતાં જ્ઞાનયોગી વધારે! પેટનું પાણી પણ હાલે નહિ, તે રીતે કામ કરવાની તેમની પદ્ધતિ! આવી રીત આગરકરની પ્રકૃતિને કેમ પાલવે? સામાજિક અન્યાયો સામેની ' સુધારક 'ની ગર્જના ટિળકને પણ આશ્ચર્યમુગ્ધ કરી મૂકતી. આગરકર એક અંકમાં લખે છે:

" અંત્યજની છાયા પડે તો આભડછેટ માનનારા લોકો અંગ્રેજોને કહે છે, " અમે કાળા અને તમે ગોરા છો, તેથી શું થયું? માણસની પાત્રાપાત્રતા વર્ણ પરથી ઓછી જ નક્કી થાય છે? " આવા તેમના શબ્દોમાં જોર નથી દેખાતું અને નથી તેનું કંઈયે પરિણામ આવતું! તેમના શબ્દોમાં જોર આવે અને બીજા તે પ્રમાણે કરવા લાગે એવી બોલનારા લોકોની ઈચ્છા હોય તો 'ब्राह्मणस्य मुखमासीत्' આવું પક્ષપાતી શાસ્ત્ર ફેંકી દઈને અંત્યજોનાં છોકરાં-ઓને પોતાનાં છોકરાં સાથે નિશાળોમાં બેસાડવાની તેમને રજા આપવી જોઈએ. પત્ની ગુજરી જાય તો પુરુષને ફરી પરણવાની છૂટ હોય છે, તે પ્રમાણે વિધ-વાને પણ પુનર્વિવાહની છૂટ હોવી જોઈએ...સ્ત્રી મરી ગયા પછી તેના પતિને માટે મુંડન કરાવવું ફરજિયાત નથી, તો પછી વિધવાને જ શા માટે હજામ આગળ બેસાડો છો? ન ગમવાના, નજીવા કારણસર પુરુષ સ્ત્રીને ત્યજી શકે છે અને છતાં તે ધર્મભ્રષ્ટ ગણાતો નથી. તો તે જ કારણસર એકાદ સ્ત્રી તેના ધણીને ત્યજવા તૈયાર થાય તો શા માટે સમાજ તેને વગોવે? પ્રતિબંધ કરવો હોય તો બન્નેને કરો ને અથવા બન્નેને છૂટ આપો ને! અંત્યજ અને બ્રાહ્મણ, વિધવા અને વિધુર, તથા સ્ત્રી અને

પુરુષ વચ્ચેનો અન્યાયમૂલક વ્યવહાર નાબૂદ કરવો આપણા હાથમાં છે છતાં તે કરવાની જો ઇચ્છા સરખી કરતા નથી, તેઓ જિત અને જેતા વચ્ચે ભેદ નાબૂદ કરવાનો વિચાર સરખો ય શા માટે કરે છે અને કરે તો યે તે ઓછા જ કૃતકૃત્ય થવાના છે ?"

આગરકરે હાથમાં લીધેલા સામાજિક પ્રશ્નોમાંના મુખ્ય પ્રશ્નો ઉપરના ફકરામાં આવી જાય છે પચાસ સાઠ વરસ પહેલાં (અને કેટલેક અંશે હજી પણ) મહારાષ્ટ્રીય બહેનો ચોળી પહેરતી હતી તેથી શરીરનો બધો ભાગ વ્યવસ્થિત ઢંકાતો ન હતો આગરકરે સુધારો સૂચવ્યો, 'સ્ત્રીઓએ જાકીટો પહેરવાં જોઇએ !' માબાપ મરી ગયા પછી પુત્રે ક્ષૌર કરાવવું એવી રૂઢિ છે આગરકર સવાલ કરતા 'શા માટે' માબાપનું મરણ અને પુત્રની મૂછ વચ્ચે શો સંબંધ છે ?' સમાજમાં દરેક વ્યક્તિને પોતાના વિકાસને માટે સ્વતંત્રતા હોવી જોઇએ, તેની સાથે સમાજમાં સમતા અને બંધુતા હોવાં જોઇએ એવો તેમનો આગ્રહ હતો પરંપરાગત રૂઢિનું અંધાનુકરણ કરવા ટેવાયેલા વિચાર શૂન્ય સમાજ પર તેમણે મારેલા ચાબુકા સતકવિ કબીર કે અખાની યાદ કરાવે છે 'દરેક આચાર કે વિધિ કે રૂઢિનું કારણ તપાસો બુદ્ધિથી વિચાર કરો બુદ્ધિને પસંદ હોય તે સ્વીકારો, નાપસંદ હોય તે ફેંકી દો, 'अन्धेनैव नीयमाना यथान्धा' નહીં થાઓ એવી તેમની શિખામણ હતી ઉપરની ઘણીખરી વસ્તુઓ આજે માન્ય અને કેટલેક અંશે પ્રચલિત થઈ છે પચાસ સાઠ વરસ પહેલાનો સમાજ આગરકરની શિખામણ પચાવી શક્યો નહિ તેના મિત્રો તેમના વિરોધી બન્યા અને તેમની આગેવાની નીચે સમાજે તેમને અને તેમનાં સુશીલ પત્નીને એટલાં હેરાન કર્યાં કે તેનું પરિણામ તેમના શરીર પર થયું અને દમ સાથે યકૃત અને જલોદરનો વિકાર તેમને થયો તેથી તેઓ ૩૯ જેટલી નાની ઉંમરે દેવલોક સિધાવ્યા સ્વ. રાનડે અને ગોખલે તેમના અખંડ મિત્રો હતા આગરકરને લાગ્યું કે મૃત્યુ પછી પોતાના અગ્નિદાહ માટે પૈસા ન હોય તો સમાજ પોતાના મડદાને ફેંકી દેશે આથી તેમણે એક નાની રકમ એક થેલીમાં રાખી હતી અને તેના પર 'અગ્નિદાહ માટે' એમ લખીને તે પોતાની પેટીમાં મૂકી રાખી હતી ! સ્વ. ગોખલે જ્યારે આગરકરના મરણ પછી તેમનો સામાન જોવા લાગ્યા ત્યારે આ થેલી જોઈ તેમની આંખમાં આંસુ આવ્યાં હતાં

માનવી સમાજના વિકાસના ઇતિહાસમાં આવી વિરલ વિભૂતિઓ થઈ છે અને તેમની નિઃસ્વાર્થ સેવાને લીધે જ વર્તમાનકાળની નિર્મિતિ થઈ છે આજે પૃથ્વી રળીયામણી દેખાય છે, કારણ તેની નીચે કરોડો વરસથી કચડાતા અનેક થર પડેલા છે મકાનો સુંદર દેખાય છે પણ તેની દરેક ઇંટને તેનું દુઃખ પૂછશો ત્યારે સૌંદર્ય પાછળના દસ્યની ખબર પડશે 'वित्त प्रभुतरारम्भयता परार्थे' એવી તેમની સ્થિતિ હોય છે સમાજે આગરકરને તેના અનન્ય સેવકને ગણકાર્યા નહિ તેમને હેરાન હેરાન કર્યા. પણ તેમણે મરણપર્યંત સેવાનું અસિધારાવ્રત ચાલુ રાખ્યું આજે મહારાષ્ટ્ર તેમને ગુરુસ્થાને માનવા લાગ્યો છે 'सन्त साश्चर्यचर्या जगति बहुमता कस्य नाभ्यर्थनीया'

★

# વીર કિશોરી મેબલ

લેખક : મોહન વ. ઠક્કર

"છોકરાંઓ દોડો, ને સૌ વહેલાં વહેલાં ઘર ભેળાં થઈ જાઓ. હવા ધુમાડાથી એટલી બધી ભારે થઈ ગઈ છે કે જરૂર આટલામાં જ ક્યાંક મોટી આગ લાગી હોવી જોઈએ." આમ કહીને ઉત્તર ઓન્ટેરીઓની એક ગામડી નિશાળની શિક્ષિકા કુમારી નેલ્સને બાળકોને રજા આપી દીધી અને જોતજોતામાં તો આખીય નિશાળ ખાલીખમ થઈ ગઈ.

વાત એમ બની કે છએક અઠવાડિયાંથી વરસાદ મુદલે થયો નો'તો; પાસેના ગાઢા જંગલમાં કોઈ કોઈ ઠેકાણે આગ લાગતી ખરી, પણ ઋતુ શાંત હોવાથી થોડીવાર ધૂંધવાઈને પોતાની મેળે જ શમી જતી અને ઝાઝી ફેલાવા ન પામતી. આજ કોણ જાણે ક્યાંથી પવનને તોફાને ચડવાનું સૂઝ્યું, ને જંગલમાં પણ મોટી આગ એકાએક ભભૂકી ઊઠી; શાળાના મકાન પર થઈને ધુમાડાના ગોટેગોટા પસાર થતા નજરે પડવા લાગ્યા.

બાળકો વેરાયા ને સૌ પોતપોતાને પંથે પળ્યાં, ત્યારે સોળેક વર્ષની કિશોરી મેબલ હાવર્ડ અને અનુક્રમે અગિયાર અને નવ વર્ષની ઉંમરના બે ભાઈઓ ટીમ અને હેરી લેનોક્ષ—આ ત્રણ જણની ટુકડીએ સીધો ઉત્તરનો માર્ગ પકડ્યો. એમના માતાપિતા શાળાના મકાનથી ત્રણેક માઈલ દૂર જ્યાં આ દાવાનળ પહોંચવાનો સંભવ જ નહોતો એવા એક ખેતરમાં રહેતાં હોવાથી પોતાના ઘરની સહીસલામતી વિશે ત્રણે નિશ્ચિત હતાં

હસતા રમતા ને આનંદ કરતાં તેઓ જ્યાં એમનો માર્ગ અર્ધાએક માઈલ વિસ્તારવાળા જંગલમાં થઈને જતો હતો ત્યાં આવી પહોંચ્યાં. અહીં ધુમાડો ગાઢો થતો જતો હતો, પણ દાવાનળની ઝાળ આટલે બધે આઘે નહિ આવી પુગી હોય માની, જરાપણ અચકાયા વિના એમણે જંગલમાં પ્રવેશ કર્યો. તેઓ સોએક વારે દૂર નહિ ગયાં હોય ત્યાં તો તાપ અસહ્ય થઈ પડ્યો, અને પશ્ચિમના પવનનાં સુસવાટા સાથે વહી આવતાં ધસ્યા આવતા ઘોડાપૂર જેવાં ગર્જન એમને કાને અથડાયાં. થોડી જ વારમાં કડાકા અને લબકારા કરતી અગનઝાળોએ દાવાનળ ઝડપભેર એમની ભણી ધસ્યો આવતો હોવાની આગાહી આપી.

"પાછા વળો, પેલી ખુલ્લી જગ્યાએ પાછા વળો. આ જંગલ વીંધીને જઈ શકાય એમ નથી આપણાથી!" પાછી વળીને દોડવા જતી મેબલે હાંક મારી. વળી એકાએક થોભી જઈ તે બોલી ઊઠી: "ઓહ, બિચારાં પેલા બાળકો. પેલાં ગગ્ગુ અને ક્રીમ્સી મૂર! આજ સવારે જ એમની બા મને મળી હતી અને કહેતી હતી કે એ અને એના પતિ આજ આખો દિવસ ઘેર નહિ હોય અને બાળકો એકલાં થઈ રહેશે ઘર અહીંથી બે માઈલ છે અને પાસે જ ગાઢું જંગલ છે આ કાળમુખો દાવાનળ હમણાં ત્યાં પહોંચી જશે ને બિચારી ગભરુ બાળાઓ બળીને ખાખ થઈ જશે એની ઝાળોમાં!

"ભાઈ મારા, કાઢો હડી! આપણે દાવાનળને પાછળ પાડી દઈને વેળાસર ત્યાં પહોંચી એમને ઉગારી લેવાં જોઈએ. આવો, જોઈએ, આ ,દોડમાં કોણ જીતે છે તે!"

અને ત્રણે જણે જંગલની કોરે આવેલાં ખેતરોમાં દોટ મૂકી. આરંભમાં તો તેમણે એવું જોમ બતાવ્યું કે થોડી જ વારમાં તેઓએ દાવાનળને પછવાડે મૂકી દીધો પણ ધુમાડાના ગોટેગોટા એમને વીંટળાઈ વળવા લાગ્યા, અને પોણોએક માઈલ દોડ્યા હશે ત્યાં તો બંને છોકરાઓ ધગ્ગીએ ઢળી પડ્યા: મનમાં અસહ્ય હતી, ને ધુમાડો ગુંગળાવી નાખે એવો હ l.

હવે શું કરવું? મેબલ એમને આમ દાવાનળના માર્ગમાં એકલા અસહાય મૂકી જવા ઇચ્છતી નહોતી, અને છતાં એક ઘડીની પણ ઢીલ કરવાની એની હિંમત નો'તી ચાલતી. ભય અને ઘૃણાથી આસપાસ

નજર નાખતાં, જરાક છેટે એક ચિરપરિચિત સ્થાન એની દૃષ્ટિએ પડ્યું—એક નાનું નિર્મળ સરોવર!

"આવો, દોસ્તો," એણે બૂમ મારી "ફરી એક વાર ઊભા થઈ જાવ ને કમર કસી લો આપણી અચળતા ઉપર મારા, તમારા અને મૂર બાળકોનાં જીવનનો સઘળો આધાર છે. અહીં સામે જ પેલું સરોવર દેખાય. મને બરાબર વળગી રહો ને હું તમને ત્યાં લઈ જઈશ." અને લગભગ બેભાન છોકરાઓને અડધા ઢસડતી મેબલ આખરે તેઓને સરોવરના કિનારા સુધી લઈ આવી.

ત્રણે જણાંએ નીચાં વળીને, અગાઉ કદી નહિ પીધું હોય એવું પાણી પીધું. કિશોરો આગળ વધવાને તત્પર હતા પણ મેબલે કહ્યું: "ના, અહીં આ તટ પર ઊંધી જાવ. ત્યાં તમને ધુમાડો નહિ આંબી શકે; અને જો દાવાનળ ખેતરો પ્રજાળતો અહીં સુધી આવી પહોંચે તો તમતમારે સરોવરમાં ઝંપલાવી દેજો. ને હું પાછી ફરું ત્યાં સુધી પાણીમાં જ રહેજો. ત્યાં તમને ઊની આંચે નહિ આવે."

છોકરાઓએ એના કહેવા પ્રમાણે કર્યું અને વીર કિશોરી એકલી આગળ ધપી. આ ઢીલ દરમ્યાન દાવાનળ એનાથી ક્યાંય આગળ નીકળી ગયો હતો. અને એની સાથે હોડમાં ઊતરેલી મેબલને વારંવારએ ચોખ્ખી હવા શ્વાસમાં લેવા ધરતી સરસા થઈ જવું પડતું હતું. લબકારા કરતી ઝાળો એની આગળ ધસી રહી હતી.

આખરે થાકીને લોથ થયેલી, હાંફતી હાંફતી, મેબલ વેળાસર મિ. મૂરનાં ખેતરમાં આવી પહોંચી. એકબીજાને વળગી પડીને બિચારાં બે નાનાં બાળકો સહાય માટે ચીસો પાડી રહ્યાં હતાં. એક પળ પણ ગુમાવવી પાલવે એમ ન હતી. વૃક્ષોના કડાકા ગજાવતો કાળમુખો દાવાનળ પૂરપાટ ધસ્યો આવતો હતો! હળવે રહીને મેબલે એ બને બાળકોનાં મોઢાં જમીન સરસાં કરી દીધાં અને પોતાની હળવી ગરમ શાલ પાણીની બાલદીમાં બોળી, માથે ઓઢી એ ઉતાવળી ઘર પછવાડે આવેલા કૂવા તરફ દોડી.

કૂવા પર જૂના જમાનાની ગરેડી, અને છેડે મોટી ડોલ બાંધેલું એવું સીંચણિયું પડ્યાં હતાં. તરતબુદ્ધિ, સમયસૂચક કિશોરીએ તરત જ આ ડોલ કૂવામાં ઉતારી ને તળિયે અડવા દીધી. પછી એને ઉપર ખેંચી જોઈ તો એ ખાલી જણાઈ. પાણી માંડ એકાદ ફૂટ ઊંડું હશે એમ તેણે અનુમાન કરી લીધું.

હવા હવે એટલી બધી તપી ગઈ હતી કે શ્વાસ લેવા માટે તેને વારંવારએ મોઢે અને નાકે ભીની કામળી ખેંચવી પડતી હતી. આમ કરતાં તેની નજર બળતણનાં એક મોટા ઢગલા પર પડી. ત્યાં દોડી જઈ એણે બબ્બે ચચ્ચાર કરીને એ બધાં ઉપાડી ઉપાડીને કૂવામાં નાખવા માંડ્યાં. પછી ફરી એક વાર એણે ડોલ કૂવામાં ઉતારી, અને એ બહાર કાઢતાં જણાયું કે ડોલનું તળિયું ય ભીંજાયું નો'તું બળતણથી કૂવો દોઢ બે ફૂટ પુરાઈ ગયો હતો!

ઘરમાં પાછા દોડી જઈને એણે ગામચિયા પરથી કામળા ધાબળા ખેંચ્યા ને ફીરસીને એક હાથમાં તેડી. ગટીને પોતાના ફ્રૉકને વળગી રહેવાનું કહેતી એ ફરી કૂવે દોડી આવી.

શાલ દુશાલા કૂવામાં નાખવા, એક એક કરીને બને બાળકોને ડોલમાં બેસાડી કૂવાને તળિયે ઉતારવાં એ તો થોડી મિનિટનું કામ! પછી ડોલ તળિયે જ રહેવા દઈ, એણે સીંચણિયું ઝાલ્યું ને હાથ પછી હાથ સરકાવતી તે ભયભીત અને બાવરાં બની ગયેલાં બાળકો પાસે આવી પહોંચી. એમના આ વિચિત્ર રક્ષણસ્થાને!

આ બધું જો પળ વારે મોડું થયું હોત તો સૌનું નક્કી આવી જ બનત; સૂકા ઘાસમાં ધસતી ઝાળો લગોલગ આવી પહોંચીને સૌને કોળિયો કરી જવાની અણી ઉપર જ હતી. એક પળમાં તો કૂવા ઉપરના લાકડાના થાંભલા એ ઝાળોના ભોગ બની ભરખાઈ ગયા, ને સીંચણિયું સળગતું ધબ. કરતુંક ને નીચે પડ્યું!

કલાકો સુધી તેઓ ભયથી ટૂંટિયું વાળીને, ગોટાતા ધુમાડાને જોતા અને ઝાળના કડાકા સાભળતા પડ્યા રહ્યા. ધીમે ધીમે ચોનાટ ઓછો થતો ગયો, ધુમાડો આછરવા લાગ્યો, અને થાકીને લોથ થઈ ગયેલી મેબલ અને એના નાના આશ્રિતો ત્રણે ઘસઘસાટ ઊંઘી ગયા

આખરે મેબલ ફ્રીસ્સીના "મને ભૂખ લાગી છે. મમ્ મમ્" એવા દયામણા પુકારથી જાગી ઊઠી ત્યારે બીજા દિવસનું વાણું વાયું હતું. કૂવામાથી બહાર નીકળવું અશક્ય હતું. મેબલનું પોતાનું હૈયું જો કે આશંકાઓથી વ્યાકુળ હતું છતા તેણે પોતાથી બનતું બધું આશ્વાસન આપીને બાળકોને છાના રાખ્યાં. એને આશા હતી કે આખરે તો કોઈક એમને જરૂર ઉગારી લેશે.

આશા ને આતુરતામાં આમ કેટલાય કલાકો વીતી ગયા ઠેઠ સૂરજ માથે આવ્યો હતો. ત્યારે, ઉતાવળા પગલાં એમની તરફ આવતા સંભળાયા. ચિંતાતુર અને વ્યાકુળ માતાએ ઘેર આવીને જોયું તો ઘર આખું બળીને રાખ થઈ ગયું હતું! પોતાના વહાલસોયા બાળકોની કશી નિશાની ન જણાતા એનાથી પ્રાણ-પોક મૂકાઈ ગઈ.

પણ આ શું? એની પોકના જવાબમા હોય તેમ એક હળવી બૂમ એને સભળાતી લાગી! ઘડીભર તો તે કાન માંડીને સાભળી રહી. વળી પાછી એ જ બૂમ—જાણે જમીનમાથી અવાજ ન આવતો હોય! એક વિચાર ઝબકી જાય છે ને એને સૂઝી આવે છે. એ કૂવે દોટ મૂકે છે, કજળેલા થાળા પરથી ઝૂકીને ઊંડે જુએ છે. ને ઊંડાણમાથી આવતો આનંદોદ્ગાર એને કાને પડે છે "એ તો હું છું મેબલ હાવર્ડ. ગર્ટ્રુડ અને ફ્રીસ્સી મારી સાથે જ છે."

કૂવાની પાળ પર નીચા વળીને ઊંડે દૃષ્ટિ નાખતા માતાને પોતાના બાળકોની ઝાંખી થઈ ને એનાથી આભારની એક આનંદ-ચીસ પડાઈ ગઈ! પછી શહેરમાથી તાજા જ ખરીદી આણેલા કપડાની પોટકી છોડી એણે એના લાંબા ચીરા કર્યાં ને એક એકની સાથે સાંધી એક ઊંડે પથરો બાંધી એણે ચો કૂવામાં ઉતાર્યાં. મેબલે તરત જ સીંચણિયું એની સાથે બાંધી દીધું. પછી શ્રીમતી મૂરે સીંચણિયું ઉપર ખેંચી લીધું ને ગરેડીની મદદથી બને બાળકોને એક એક કરીને ઉપર લઈ લીધા. આનંદઘેલાં બાળકો માને બાઝી પડ્યાં ને માની આંખમાંય હરખનાં આંસુ આવી ગયા

"હવે શું કરીશું, મેબલ!" શ્રીમતી મૂર હવે મૂંઝાયાં હતાં: "તું તો એવી ભારે છે કે મારાથી તને ઉપર નહિ ખેંચી લેવાય"

"કંઈ ફિકર નહિ," કહીને મેબલ હસી પડી. "એક વાર દોરડું નીચે સરકાવો એટલે આ રહ્યા-સહ્યા કામળા ને શાલ દુશાલા ઉપર મોકલી આપું. પછી હું તો ગમે તેમ કરીનેય મારો માર્ગ કરી લઈશ."

બધા કામળા અને શાલ દુશાલા ઉપર પહોંચતા કરી દીધા કેડે મેબલ પોતે સીંચણિયાનો આધાર લઈ કૂવાના ખરબચડા પથ્થર પર મક્કમ પગ ટેકવતી ટેકવતી સાચવીને ઉપર ચડી આવી ત્યારે એનો ચહેરો કોઈ અનેરા આનંદથી ઝળકી ઊઠ્યો!

કૃતજ્ઞી માતાએ પોતાનાં વહાલસોયાં બાળકોને ઉગારનાર મેબલનો હાર્દિક આભાર માન્યો અને એને ભેટી પડી છાતી સરસી ચાંપી. મેબલે પોતાને ઘેર પહોંચતા જ્યારે જાણ્યું કે આગલે દિવસે પોતાની સાથે આવેલા લેનોક્ષ કિશોરો પણ સુખરૂપ ઘેર આવી પહોંચ્યા છે ત્યારે તો એના આનંદનો પાર ન રહ્યો!

મિ. મૂરે નવા બંધાવેલ મકાનના દીવાનખાનામાં વીર કિશોરી મેબલ હાવર્ડનું એક સુંદર તૈલચિત્ર મૂકાવ્યું ને એ રીતે પોતાનાં બાળકોને સ્નેહભરી સમયસૂચકતાથી ઉગારી લેનાર કિશોરીની યાદ સદા નજર અને મન સમક્ષ રાખી.

આવા બોધક અને પ્રેરક પ્રસંગો પરદેશમાં તેમ આપણા પોતાના દેશમાંય બનતા તો અનેક હશે, પણ કમભાગ્યે, એમાંના કેટલા જૂજ આપણે જાણવા પામીએ છીએ! *

* જન્મભૂમિ ઉપરથી.

# જીવનસ્મરણની

લેખિકા સુવિધાકુમારી વિશારદા

## ગુરુ અને શિષ્યે

કાશીમાં પં કેશવદેવજી શાસ્ત્રી નામે મહા રાષ્ટ્રના એક પ્રખર વિદ્વાન અધ્યાપનનું કાર્ય કરતા હતા એમના ધર્મપત્ની પરલોકનો માર્ગ લઈ ચૂક્યાં હતા, અને સતાનમા કોઈ ન હતું ઘરની વ્યવસ્થા એમની બહેન સાચવતા હતા, જેમને એમનો શિષ્ય વર્ગ 'ફૂઈમા' કહી બોલાવતો હતો પંડિતજીની પ્રસિદ્ધિ દૂર દૂર પહોચી હતી અને ઘેર ઘેરથી તેમને માટે ભેટમાં મિઠાઈ તેમજ મૂલ્યવાન વસ્તુઓ આવતી તેમનો ભણ્ડાર હમેશા એ વસ્તુઓથી ભર્યો પૂર્યો રહેતો યદિ કોઈવાર અમે સતાઈને એ ભણ્ડાર ખાલી કરવાનું ભૂલી જતા ત્યારે અમારા ફુઈબા રાવ કરતા કે "આ છોકરાઓને આજકાલ શુ થઈ ગયુ છે? તેઓ વસ્તુઓને લૂટી ચૂટી પૂરી કેમ કરી દેતા નથી? પહેના તો અમારાં વાસણ દિવસો સુધી કદી પણ ભરેલા જોવામા આવતાં નહિ!"

આ હતી ઉદારતાની ભાવના, જે તે સમયે પ્રત્યેક અધ્યાપક–માસ્ટર–ના ઘરમા જોવામા આવતી નથી" આ વાત પંડિતજીએ એટલી ધીરજથી અને શાન્તિથી કહી, જેથી પહેલા તો અમે એનો અર્થ જ સમજી ન શકયા આખરે જ્યારે એનો અર્થ અમારી સમજણમા આવ્યો, ત્યારે અમારામાંના એક દુખિત સ્વરે કહ્યુ "પણ પંડિતજી, આ શુ? તમે ભણાવવાનુ બંધ કેમ ન રાખ્યુ?"

તેમણે ઉત્તર આપ્યો "બેટા, કેવી રીતે બધ રાખુ? તમે લોકો એટલે દૂરથી આવ્યા છો તમારો સમય રદ્દ કરવાનો મને શો અધિકાર? મારો શોક મારો પોતાનો છે, પરતુ જ્ઞાનની શોધ તો સર્વને માટે છે જ્ઞાનની પ્રગતિમા વિઘ્ન કેમ નડવુ જોઈએ? એ અપરાધ મારાથી શે થઈ શકે?"

ગુરુજીના આ અસાધારણ ધૈર્યથી અમને બધાને અત્યન્ત આશ્ચર્ય થયું

શિષ્યોનો પોતાના અધ્યાપકો પ્રતિ જે આદર હતો, તેની કલ્પના કરવી પણ આજે આપણે માટે અશક્ય છે

*

પૂજ્ય પંડિત ગગાધર શાસ્ત્રીનું નામ સસ્કૃત સસારમા વિખ્યાત હતું તેમનો યુવાન પુત્ર નામે યુવરાજ અમારો ઘણો જ માનીતો મિત્ર હતો સાધા રણ માદગીને લઈને એકાએક તેનું મૃત્યુ નીપજ્યુ અમને એની ખબર જ ન હતી. શાસ્ત્રીજી હમેશની પેઠે અમારા વર્ગમા પધાર્યા, પરતુ અમે જોયુ કે તેઓ કઈક વૃદ્ધ તેમ થાકેલા માલમ પડતા હતા રજાનો ઘટ થતા જ અમે યુવરાજને શોધવા લાગ્યા આ જોઈને પંડિત ગગાધરજી શાસ્ત્રી બોલ્યા. "યુવરાજ તો એવે સ્થાને પહોચી ગયો છે, જ્યા તમારો અવાજ પહોચી શકે તેમ

*

એક દિવસ અમારા વર્ગમાં બેસીને પૂજ્ય પંડિત ગગાધર શાસ્ત્રીના આગમનની પ્રતીક્ષા અમે કરી રહ્યા હતા એટલામા એક વયોવૃદ્ધ પંડિત, જેમને અમારામાંથી કોઈ ઓળખતુ ન હતુ પધાર્યા ખૂબ સન્માનથી અમે એમનુ સ્વાગત કર્યું, અને પગ પખાળવાને પાણી લાવી આપ્યુ. તે જ વખતે ગુરુશ્રેષ્ઠ ગગાધરજી શાસ્ત્રી આવી પહોચ્યા આમ વૃદ્ધ પંડિતજીને જોઈને ગુરુજી પ્રણામ કરવા આગળ વધ્યા, પરતુ અતિથિ મહોદયે એમને વચમા જ રોકીને કહ્યુ "ઊભા રહો, પહેલાં તમે એ નિશ્ચય કરો, કે હું તમારા પ્રણામ સ્વીકાર-

વાની સ્થિતિમાં છું કે નહિ. હું તમારા પૂજ્ય પિતાજીનો સહાધ્યાયી છું. મારું અધ્યયન અધુરું છોડીને મારે એક રાજાને હિન્દુ ધર્મના નિયમ ભણાવવાને કાશીથી બહાર જવું પડયું હતું. હવે પાછો ફરી જોઉં છું ત્યારે તમે એક જ એવા છો કે જેને અમારા ગુરુનું જ્ઞાન વારસામાં મળ્યું છે. એટલા માટે હવે હું આપની પાસે મારો અધૂરો અભ્યાસ પૂર્ણ કરીશ. એક રીતે તો મારા જૂના મિત્ર ( સહપાઠી )ના પુત્ર તરીકે તમારી પાસે માન લેવાનો મને અધિકાર છે; જ્યારે બીજી બાજુ એ પણ વિચારવા જેવું છે કે તમે મારા ગુરુ બનનાર છો. આવી પરિસ્થિતિમાં હું તમારા પ્રણામ કેવી રીતે સ્વીકારું ?

અમારા પૂજ્ય ગુરુ ગંગાધરજીએ ઉત્તર આપ્યો : "મારા પિતાજીના મૃત્યુને ઘણા દિવસ વીતી ગયા છે. આજે મારું સૌભાગ્ય છે, તેમના ભાઈનું શુભાગમન મારે આંગણે થયું. તો હવે બતાવો માનપાન આપવાની એ દિવ્ય ઘડી હું સહેજે કેમ છોડી શકું ! તમે અધ્યયન પૂરું કરવાની વાત કરો છો ને, તો આપની એ આજ્ઞાનું હું પાલન કરીશ. પરંતુ કૃપા કરીને પહેલાં ત્રણ દિવસ મારા આદરણીય અતિથિ બની મારા આતિથ્યનો સ્વીકાર કરો. ત્રણ દિવસ પછી આપ આપની મરજી મુજબ અધ્યયનનો પ્રારંભ કરજો."

ત્રણ દિવસ વીત્યા પછી ચોથે દિવસે એ વૃદ્ધ પંડિતજીએ પોતાનું સ્થાન બીજા વિદ્યાર્થીઓની સાથે લીધું. શિષ્યત્વના પ્રતીક સમું કુશ હાથમાં લઈને પૂર્ણ આદર સાથે પોતાના ભૂતપૂર્વ સહાધ્યાયીના સુપુત્ર પંડિત ગંગાધર શાસ્ત્રીને સાષ્ટાંગ દણ્ડવત્ કર્યા.

'મધુકર'માંથી ]



## ઝૂકાવી દે !

[ શાલિની ]

કાંઠે બેઠો રાહ કોની તું જોતો !
માથે મૂકી હાથ શું આમ શોચે !
"મારી હોડીને ન સાથ ઝુકાની"
એવા ખ્યાલે હામ હારી જતો શે ?
આત્મા તારો અંશ જે પૂર્ણતાનો
તેમાં તારી હોય જો પૂર્ણ શ્રદ્ધા
ને જો હૈયે આત્મશ્રદ્ધા અખંડ
તો તું કાજે વિશ્વમાં શું અશક્ય ?
સિદ્ધિ જેવી સિંધુ હૈયે અતાગ
અંધારાના ઓઘ ઓઢી પડી છે
હૈયે તારે તેવી સિદ્ધિ અમૂલ
પોઢી છે, જો ! સ્વપ્ન તારાં જ જોતી !
મોંઘામૂલી વેળ આ જાય વીતી
ઝૂકાવી દે હોડી, સાફલ્ય ટાણું !
તારે માટે ધ્યેય જે એ જ શ્રેય,
છે નિર્ગાંચો જીતવા તું અજેય !

'નૌતમ'



# બળતો તાર

લેખક ઇશ્વરલાલ મિસ્ત્રી

એક બપોરે, માર્ક અને બોબી નિશાળેથી ઘેર આવત હતા છોકરાંઓ જેવી ચોળ ઓળ ગવા જતાં હતાં ત્યાં અચાનક બોબીએ બૂમ મારી, "અરે! દીવાના થાંભલેથી નીચે લટકતો પેલો તાર જુઓ"

"એની પાસે જશો નહિ" માર્ક બુમ પાડી ઊઠ્યો, "એ તો બળતો તાર છે અને વીજળીથી ભરપૂર છે બળતા તારો ખૂબ ભયંકર હોય છે"

તે જ ક્ષણે, શેરીમાંથી દોડી આવતાં કેટલાક નાના બાળકોને એમણે જોયા

તેમાંથી, તાર પાસે ધસવા મથતી એક છોકરીએ કહ્યુ, 'અરે, પેલા લાંબા તાર તરફ તો જુઓ'

"ઊભી રહે! તારને અડકીશ નહિ" માર્કે બૂમ પાડી

તારને સ્પર્શ કરવા જતી એક છોકરીને તેણે અટકાવી પછી બાળક અને તારની વચ્ચે ઊભો રહી તે તારની પાસે જવા મથતા બાળકોને અટકાવવા લાગ્યો

"આ તાર વીજળીથી ભરેલા છે, તમે જો એને અડશો તો અચૂક વીજળીથી તમે મરી જશો માર્કે સમજાવ્યુ

માર્ક જ્યારે બાળક સાથે વાત કરતો હતો, તે જ વખતે એક માણસ આવી પહોચ્યો શુ બન્યુ હતું તે તેણે જોઈ લીધુ

"તે ઠીક બુદ્ધિ ચલાવી" માર્કને તે કહેવા લાગ્યો "નહિતર, બળતા તારથી આ બાળકો મરી જાત હું અહીં જ ઊભો રહીશ અને લોકોને તારથી દૂર રાખીશ જા, તું પોલીસને બોલાવી લાવ"

માર્ક જ્યારે પોલિસ સાથે આવ્યો ત્યારે એક મોટુ ટોળું તાર નજીક જમા થયુ હતું પોલિસે કોઇકને વીજળી બંધ કરવા ટેલિફોન કર્યો

"જ્યાં સુધી કારીગર આવે નહિ ત્યા સુધી મારે તારની કાળજી લેવી પડશે" પોલિસ બોલ્યો

માર્ક અને બોબી ઘર તરફ આવવા નીકળ્યા પણ એક જણે તેમને અટકાવ્યાં

તેણે માર્કને કહ્યુ "એક મિનિટ થોભી જા મારે તારો ફોટો લેવો છે"

કોઈને પોતાનો ફોટો જોઈએ છે એ વિચારથી માર્કને આશ્ચર્ય થયું પણ એણે પોતાનો ફોટો લેવા દીધો પછી પેલા માણસે તેનું નામ અને ઠેકાણુ પૂછી લીધાં

આખરે માર્કે કહ્યુ, "મારે જલદી ઘેર જવુ જોઈએ મારી મા રાહ જોતી બેઠી હશે"

ચાલ, બોબી"

બીજી સવારે, માર્કના પિતાએ જેવુ પેપર ઉઘાડ્યુ કે તરત જ તેઓ આશ્ચર્યથી બૂમ પાડી ઊઠયા પેપરના મુખપૃષ્ઠ પર માર્કનો ફોટો હતો!

લટકતો તાર અને કેવી કુશાગ્ર બુદ્ધિથી માર્કે બાળકોના જાન બચાવ્યા હતા—એ વિષે પિતાએ બધુ વાચ્યુ

"કેમ માર્ક પેલા તાર વિષે તો તે અમને કાંઇ કહ્યુ જ નહોતું" તેની માએ કહ્યુ

'અરે મા, મે તો કઇ જ કર્યું નથી મે તો ફક્ત બાળકોને તારને અડકતાં અટકાવ્યા હતાં એક માણસે મારો ફોટો ઝડપ્યો, પણ મને ખબર નહતી કે તે પેપરમાં મૂકશે'*

* અમેરિકા પત્રી

# " કલ્યાણકારી નવરચના "

**પ્રેમ** અને શાંતિના ભાવ સાથે ખ્રિસ્તીઓની નાતાલનું સ્મરણ થાય છે. પણ કહેવાતા ખ્રિસ્તી દેશોએ પ્રેમ અને શાંતિની ભાવનાનો સમૂળગો બહિષ્કાર કર્યો છે, અને છેલ્લાં બે-સવા બે વર્ષથી કદી ન સાંભળેલા પાયા પર કીમતી સંપત્તિ અને તેથી યે વધારે કીમતી જીવોનો નાશ કરવા પાછળ ખાઇ-પીને મંડયા છે. આ ભયંકર હિંસાસત્ર આખી દુનિયા પર ફેલાઇ ગયું છે.

કેટલાક સજ્જનો માને છે કે આ લડાઇને અંતે દુનિયાની વધારે " કલ્યાણકારી નવરચના " થશે:—ખાસ કરીને, જો નાઝીવાદનો નાશ થશે તો.

આ સોહામણી ભાષાથી ભોળવાઇ બહુ આશાના કિલ્લા ન બાંધવા હું કિશોર વાચકોને ચેતવવા ઇચ્છું છું. સમસ્ત માનવજાતિ કે કોઈ ખાસ પ્રજાનો યે એકંદરે વિચાર કરીએ તો લડાઇથી કદી જ માનવજાતમાં મહાન સદ્‌ગુણો કે ઉદાત્ત ભાવનાઓનો વિકાસ થયેલો જાણવામાં આવ્યો નથી. યુદ્ધમાં સંડોવાયેલી પ્રજાઓનો લડાઈના લાંબા અનુભવને પરિણામે હંમેશાં આધ્યાત્મિક અને નૈતિક અધઃપાત જ થાય છે. ચાલુ લડાઇ તેમાં અપવાદ રૂપ થઈ નહિ શકે.

આથી, કિશોર વાચકો ભુલાવામાં ન પડે. અંગ્રેજો અને તેના મિત્રો જીતે કે જર્મનો અને તેના મિત્રો જીતે, આ એકેએક પ્રજા આધ્યાત્મિક અને નૈતિક દૃષ્ટિએ એટલી બધી અધોગતિને પામશે, અને એટલી નિર્ધન બનશે, કે તેમાંની એકે યે દુનિયાની ' કલ્યાણકારી નવરચના ' કરી શકે એ અસંભવ છે જીતનારા દેશો જીતાયેલા અને નિર્બળ દેશો પર વરુ કરતાં વધારે ખાઉધરી વૃત્તિથી અને ચોર-ડાકુ કરતાં વધારે નિર્લજ્જ અને પશુવૃત્તિથી તૂટી પડશે. તેમની નીતિ-મર્યાદાની ભાવના સાવ બુઠ્ઠી થઈ ગઈ હશે જેઓ માનતા હોય કે યુદ્ધને પરિણામે ' કલ્યાણકારી નવરચના ' થશે, તેઓ ગગનવિહાર કરે છે.

જગતની વધારે કલ્યાણકારી નવરચના થવાની હોય તો તે શાંતિ અને પ્રેમની ભાવના મનુષ્યજાતિમાં વ્યાપક થવાથી જ થઇ શકે. આ તો જ બને જો સૌ કોઈ અહિંસાનો સંદેશો બુદ્ધિપૂર્વક અને ઇરાદાપૂર્વક ઝીલે.

સેવાગ્રામ
૧૧-૧૨-૧૯૪૧

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# कयो मार्ग स्वीकारीशुं ?

**श्री काकासाहेब कालेलकर**

**સંસ્કૃતમાં** શત્રુને સપત્ન કહે છે એક જ પિતાના દીકરા માતા જુદી હોવાને કારણે એકબીજા સાથે લડે છે અને એકબીજાના શત્રુ બની બેસે છે તેમની આ બેવકૂફી બતાવવાને માટે આપણી સરકારી ભાષાએ શત્રુને માટે સપત્ન શબ્દ રાખી લીધો એનો અર્થ છે 'ઓરમાન ભાઈ'

પરંતુ એક જ માતાના દીકરા શત્રુ બનીને આપસમાં લડી પણ શકે છે એક જ નદીનું પાણી પીનારા લોકો આ કિનારે અને સામે કિનારે રહેવા લાગે છે ત્યારે પોતપોતાના ખેતરોમાં પાણી ખેંચવાને માટે અંદરઅંદર લડે છે નદીના તીરને, કિનારાને, 'કૂળ' કહે છે જે લોકો સામે કિનારે રહે છે તે આપણા 'પ્રતિકૂળ' છે અને જે આપણી બાજુ રહે છે તે 'અનુ-કૂળ' છે 'અનુકૂળ' લોકો એકઠા મળીને 'પ્રતિકૂળો'ની સાથે હમેશા લડતા રહે છે

નદીના પાણીને માટે જેની સાથે ઝઘડો હોય તેને અંગ્રેજીમાં 'રાઈવલ' કહે છે 'રાઈવલ'નો સબંધ 'રિવર' સાથે છે

બુદ્ધ ભગવાનના દિવસોમા એક વખત અનુકૂળ અને પ્રતિકૂળ નદીપુત્રો અંદરઅંદર લડવા લાગ્યા ભારે યુદ્ધ મચ્યું બુદ્ધ ભગવાનને ખબર પડી તે ત્યાં પહોંચી ગયા બન્ને પક્ષના આગેવાનોને બોલાવીને તેમણે એક સીધો સાદો સવાલ પૂછ્યો 'પાણીની કિંમત વધારે છે કે માણસના લોહીની ?' બન્નેના મોઢામાંથી એક જ જવાબ નીકળ્યો 'બેશક, માણસના લોહીની કિંમત પાણીની કિંમત કરતા કેટલીયે વધારે છે'

'તો પછી પાણીને માટે માણસનુ લોહી રેડવુ એમા બુદ્ધિમાની છે?'

બુદ્ધ ભગવાનના આ પ્રશ્નથી બન્નેની આંખો ખૂલી ગઈ લડાઈ બંધ થઈ ગઈ

કેટલા ભોળા ભગવાન બુદ્ધ અને કેટલા ભોળા એ જમાનાના લોકો ! સીધી વાત તરત સમજી ગયા અને માની પણ લીધી હવે રાજનીતિશાસ્ત્ર બહુ આગળ વધી ગયુ છે આજે યુરોપ અમેરિકાના લોકોને કોઈ મહાત્મા પૂછે કે 'પેટ્રોલની કિંમત વધારે છે કે માણસના લોહીની?' તો લોકો કહેશે કે 'જરા વિચાર કરવો પડશે' આજકાલ માણસનુ લોહી ખૂબ જ સસ્તું થઈ ગયુ છે તે લોકો લોકસંખ્યાનુ શાસ્ત્ર ખોળી કાઢશે અને દલીલ કરશે કે યુદ્ધ સિવાય માણસનો વિકાસ જ ન થઈ શકે તે અધર્મને ધર્મનુ રૂપ આપશે અને જોરથી બંધુહત્યા ચાલુ રાખશે

આજે રાજનીતિનુ તો દેવાળુ નીકળી ચૂક્યુ છે મોટા મોટા ધર્મ અધાર્મિક લોકોના હાથમાં પડીને નિસ્તેજ બની ગયા છે આજે તો માત્ર એક હૃદયધર્મ બચ્યો છે, જે આપણને માતાની ગોદમાં મળે છે બાકી તો સંપત્તિશાસ્ત્ર અર્થશાસ્ત્રનું નામ ધારણ કરીને અનર્થ કરી રહ્યુ છે હવે તો હૃદયધર્મને દૃઢતાથી પકડી રાખીશુ અને બુદ્ધિને વિચલિત નહિ થવા દઈએ તો જ દુનિયાનો ઉદ્ધાર છે *

એપ્રિલ ૧૯૪૧

---

* 'सब की बोली'માંથી

# ગુરુદેવ રવીન્દ્રનાથ

લેખક : શ્રી ગુરુદયાલ મલિક

**મ**હાપુરુષોની એ એક વિશિષ્ટતા છે કે તેમની પ્રતિભા એક તરફ આકાશને છાઈ દે છે, ત્યારે બીજી તરફ તેમનું દિલ એક સામાન્ય મનુષ્યની જેમ મમતા અને પ્યારથી ભરેલું હોય છે. ગુરુદેવ રવીન્દ્રનાથ એવા જ મહાપુરુષ હતા. તેઓ બધા તરફ હૃદયથી પ્રેમ દર્શાવતા હતા – પછી તે મનુષ્ય હોય, યા પશુપક્ષી, અથવા ફૂલપત્ર કે લતા કેમ ન હોય.

ગુરુદેવના ઘરમાં એક કૂતરો હતો. તેમને તે ખૂબ પ્યારો હતો. વરસો સુધી તેણે ગુરુદેવના હાથે ખાવાનું ખાધું હતું. જ્યારે તા. ૭ ઑગસ્ટ ૧૯૪૧ના દિન કલકત્તામાં ગુરુદેવનો દેહાંત થયો અને તેના સમાચાર શાન્તિનિકેતન પહોંચ્યા ત્યારે એ કૂતરો એકાએક ઉદાસ થઈ ગયો. એને જાણે લાગ્યુ કે હવે પછી એ વહાલસમું ભોજન કોઈપણ સ્થળે મેળવી શકશે નહિ. તેની આંખના ખૂણામાં આંસુ ભરાઈ આવ્યાં, — જેમ, પોતાની માને પ્રભુએ પોતાની પાસે બોલાવી લીધેલ છે, તે પાછી હવે મળશે નહિ એમ માલુમ પડતાં, એક બાળકની આંખમાં આંસુ ભરાઈ આવે છે.

એક વખત ગુરુદેવનો પુત્ર એક સુંદર પક્ષી ખરીદી લાવ્યો, અને તેને એક પિંજરામાં પૂરી બાગના એક ખૂણામાં રાખ્યું. એક દિવસ એકાએક ગુરુદેવ ત્યાં ફરતા ફરતા જઈ ચડ્યા, તેમની નજર તેના ઉપર પડી. ધીરે પગલે તેઓ પિંજરાની પાસે ગયા અને હળવે હાથે તેમણે પિંજરાનું દ્વાર ખોલી દીધું. પક્ષી પોતાની ગુમાવેલી આઝાદી પ્રાપ્ત થતાં આનંદનું ગીત ગાતું દૂર દૂર આસમાનમાં ઊડી ગયું.

એક વખત શાન્તિનિકેતનથી થોડે દૂર શ્રીનિકેતનમાં એક ઉત્સવ હતો. ગુરુદેવ ત્યાં પધાર્યા હતા. ઉત્સવ પૂરો થતાં તેઓ પોતાની મોટરમાં બેસી આશ્રમ તરફ પાછા ફરતા હતા ત્યાં તેમની નજર એક નાના લંગડાતા ચાલતા છોકરા ઉપર પડી તાપ સખત હતો અને બાળક નાનો હતો— તેમનું હૃદય ભરાઈ આવ્યું, તેમણે મોટર ઊભી રખાવી અને જાતે નીચે ઊતરી બચ્ચાંને મોટરમાં પોતાની પાસે બેસાડી દીધું. તેના પગમાં જખમ થયા હતા. ઘેર પહોંચી ગુરુદેવે પોતાને હાથે સહેજ ગરમ પાણીથી તેનો ઘા ધોઈ નાખ્યો અને દવા ચોપડી. થોડા વખત પછી બાળકને તેને ઘેર પહોંચાડી દીધો.

ગુરુદેવ બહુ વહેલા ઊઠી ભગવાનનું ધ્યાન ધરતા હતા. ધ્યાન સમાપ્ત થતાં સવારના કોમળ પ્રકાશમાં તેઓ બાગમાં ટહેલતા. પોતાનો બધો પ્રેમ જાણે આંખમાં ઉતારી અસીમ મમતાથી તેઓ ફૂલ તરફ જોતા, – જાણે માતા પોતાના શિશુ બચ્ચા તરફ પ્રેમથી જોતી ન હોય. અને પછી ધીમેથી તેના પર હાથ ફેરવતા. આથી એમને ખૂબ આનંદ થતો. ફૂલોને પૂરતો ખોરાક મળ્યો છે કે નહિ, તેમની તરસ પૂરી છીપાઈ છે કે નહિ, એ બધી બાબતો તરફ તેઓ પૂરેપૂરું ધ્યાન આપતા.

મોટા થયા પછી પણ ગુરુદેવને નાનાંઓ પર કેટલો પ્યાર હતો. આપણે પણ બધાં માટે દિલમાં પ્યાર રાખવો જોઈએ. એથી આનંદ તેમજ શાન્તિ તો મળશે જ, જીવનની ગતિ પણ સીધી રહેશે. *

શાન્તિનિકેતન

---

*હિંદી 'કિશોર'માંથી.

☆

# કિશોર રવીન્દ્રનાથ

લેખક આચાર્ય ક્ષિતિમોહન સેન શાસ્ત્રી એમ. એ.

ગુરુદેવ (આશ્રમમાં તેઓ એ જ નામે ચિર પરિચિત હતા) હમેશાં પોતાને તરુણ જ માનતા હતા કારણ કે તેઓ સદા વિકાસશીલ હતા જે લોકો આ રીતે વિકાસ કરતા રહે છે તેમના સંબંધમાં ગુરુદેવ હમેશાં કહેતા કે એવા લોકો લાંબા સમય સુધી તરુણ જ રહે છે તેમને માટે તારુણ્ય અને વાર્ધક્ય ઉમ્મરના વિચારથી નિશ્ચિત નથી થઈ શકતું તે નિશ્ચિત થાય છે અંતરની વૃત્તિ [illegible] એવા પણ તરુણો હોય છે જે પોતાના અંતરની જીર્ણતાને લીધે વગર [illegible] વૃદ્ધ થઈ ગયા હોય અને એ જ પ્રમાણે એવા વૃદ્ધ પણ હોય છે જે પોતાના અંતરના તારુણ્ય દ્વારા આજીવન બાળક બની રહે છે મનુએ પણ યુવાન અને વૃદ્ધના સંબંધમાં એ જ માપ આપ્યું છે વયને તેમણે મહત્ત્વ નથી માન્યું ગુરુદેવ કેટલા તરુણ હતા એનું અનુમાન આપણે એઓ વૃદ્ધાવસ્થામાં પણ કેટલું બધું લખતા વાંચતા હતા એ ઉપરથી કરી શકીએ છીએ તેમના અંતરની ક્ષુધાની કોઈ સીમા નહતી તેઓ પોતાના જીવનની છેલ્લી અંતિમ ક્ષણ સુધી જાણે એક પ્રકારના છાત્ર જ હતા

કોઈ મહાપુરુષના સંબંધમાં તેઓ પહેલો એ વિચાર કરતા હતા કે તેમનામાં આધ્યાત્મિક તથા બૌદ્ધિક ક્ષુધા કેટલી છે? એક વખત પુરાણમાં ગરુડનું ઉપાખ્યાન તેઓ સાંભળી રહ્યા હતા જન્મ થતાં જ ગરુડ પોતાની માને કહેવા લાગ્યા મા, મને ખાવાનું આપ માતા મનમાં જે ખાવાનું આપતી ગઈ કિંતુ તેની ભૂખ તેથી શાન્ત થઈ નહિ તે સમયે તેના પિતા કશ્યપે આવી તેની અપરિસીમ ક્ષુધાને તૃપ્ત કરવાની વ્યવસ્થા કરી ગુરુદેવના મત અનુસાર તેમની આ અપરિસીમ ક્ષુધા જ તેમના ભાવિ મહત્તાની સૂચક હતી ખરે જ ગુરુદેવે અહીં દૈહિક ક્ષુધાની વાત નથી કરી બલ્કે માનસિક અને આધ્યાત્મિક ક્ષુધાની વાત કહી હતી

ગુરુદેવની આ માનસિક અને આધ્યાત્મિક ભૂખનો પરિચય આપણને તેમના પ્રથમ વયથી થાય છે બાળપણમાં સ્કૂલની ચોપડીઓમાંથી પ્રાપ્ત થતા થોડાઘણા માનસિક અને આધ્યાત્મિક ખાદ્યથી તેમની તૃપ્તિ થઈ નહિ તેમણે પાઠશાળા છોડી દીધી પણ અધ્યયન છોડ્યું નહિ તેમણે પોતાના મોટાભાઈઓના પુસ્તકાલયમાં પ્રવેશ કરીને નિયમિત અધ્યયન કરવાનો આરંભ કર્યો અનેક સચિત્ર ગ્રંથોને તેમાંનાં ચિત્રો દ્વારા સમજવાનો તેમણે યત્ન કર્યો ડિક્શનરીનો ઉપયોગ કર્યા પછી તેઓ જે કાંઈ સમજતા અને જે કાંઈ નહિ સમજાતું એ જ તેના યોગ પછી જે કાંઈ બાકી રહી જતું તે અનુમાનથી સમજી લેવાની તેઓ ચેષ્ટા કરતા આમ તેઓ સંસ્કૃત અંગ્રેજી વગેરે જુદી જુદી ભાષાઓના સાહિત્યના રસમાં પ્રવેશ કરતા ગયા જે શબ્દ અથવા ભાષાના રૂઢિપ્રયોગ તેમને સમજાતા નહિ તેને તેઓ છોડી પણ નહોતા દેતા લખીને રાખી મૂકતા અને પછી જુદા જુદા સ્થળે તેની તુલના કરીને તેનો ગર્ભિત અર્થ પકડી લેતા આ બાબતમાં તેઓ પોતાનો ઉત્સાહ અને અધ્યવસાય જરા પણ શિથિલ થવા દેતા નહિ

તેમણે પોતે જ પોતાની કહાણી આશ્રમના બાળકોને કહી સંભળાવી છે—જ્યારે નાનો હતો ત્યારે સુંદર-સુંદર અંગ્રેજી અને જર્મન પુસ્તકોમાંનાં ચિત્રો જોઈને જ મારું મન વ્યાકુળ થઈ ઊઠતું સંસ્કૃત કાવ્યમાં કોઈ શબ્દચિત્ર અથવા શબ્દઝંકાર સાંભળીને મારું મન આકુળ થઈ ઊઠતું જ્યાં સુધી તેના ભીતરમાં હું પ્રવેશ ન કરી શકતો ત્યાં સુધી કોઈપણ પ્રકારે મારું મન શાંત ન થતું પછી કોશની સહાયતાથી જુદા જુદા સ્થળે શબ્દો અને ભાષાના રૂઢિ પ્રયોગની તુલના કરીકરીને અને બાકીનું મારી કલ્પના દ્વારા પૂર્ણ કરીને હું એ બધાં રહસ્ય મંદિરોનાં દ્વારો ખુલ્લાં કરી દેતો મેં એક વખત બચ્ચાઓને એક વાત કહી સંભળાવી હતી કે એક સમય

એક રાજકુમાર પોતાનો માર્ગ ભૂલી ગયો, ગાઢ અરણ્યમાં, ભયંકર તોફાન અને વૃષ્ટિમાં સૂચી-ભેદ્ય અંધકારમાં એકાએક એક મંદિર તેની નજરે પડયું પણ તેનું દ્વાર શોધ્યું મળે નહિ છેવટે, વ્યાકુળ રાજકુમાર અંધકારમાં ફંફોળતા ફંફોળતા કોઈ ને કોઈ રીતે મંદિરનો દરવાજો શોધી કાઢવામાં સફળ થયો કારણ, આવી વિષમ પરિસ્થિતિમાં બહાર રહેવાથી કામ ચાલે નહિ મારી હાલત પણ એ રાજકુમારના જેવી જ હતી કેટલાયે મહાપુરુષોના ગ્રન્થો જોયા હતા, અને તેમાં પ્રવેશ કરવા મારું મન તલપી રહ્યું હતું શિક્ષણનો અભાવ, ભાષાની અણઆવડત—કોઈપણ બાબતને મેં અણકારી નહિ મંદિરની ભીતરમાં પ્રવેશ ન મળ્યું તો બહાર ક્યાં ઊભો રહું ?

જ્ઞાનના રાજ્યમાં એવી જ ભૂખ અને એવી જ દિલચસ્પી તરુણાઈનું ચિન્હ હોય છે એવા ન જાણે કેટલા તરુણ હોય છે કે જેઓ સમજે છે કે તેઓ તરુણ છે, તોપણ જગતમાં કેટલાયે વિષય એવા છે કે જેના વિશે તેમના મનની અંદર કોઈપણ જાતની જિજ્ઞાસા નથી ! ગરુડની પેઠે તેમનામાં માનસિક અને આધ્યાત્મિક ક્ષુધા નથી હોતી તેમનું બાહ્ય રૂપ તરુણનું હોવા છતાં તેમનું અંતર તો એકાએક વૃદ્ધાવસ્થાની જીર્ણતાથી ગ્રસ્ત થાય છે

૮૧ વર્ષની અવસ્થાએ, હમણાં જેમણે આ જગતમાંથી પ્રયાણ કર્યું છે એવા ગુરુદેવ વૃદ્ધ નહોતા તેઓ તરુણ હતા અને કિશોરોના દિલના જ હતા સંભવ છે કે તમે લોકોએ તેમને જોયા નહિ હોય, કિન્તુ જો તમે જોયા હોત તો બહુ જ થોડા સમયમાં તેમની સાથે તમારી દોસ્તી થઈ જાત અને તેમનો સ્નેહ અને પ્યાર જોઈ તમે મુગ્ધ થઈ જાત તમે આજ તમારા દિલમાં જ એક ચીરતાથીને ગુમાવ્યા છે, એવી અંતર્વેદના તમારે અનુભવવી જોઈએ તેમનો દેહરૂપે અભાવ થયો છે કિન્તુ તેમણે રચેલા અસંખ્ય ગ્રંથોમાં પોતાનું ચિન્મય સ્વરૂપ રાખી ગયા છે તમે તમારા એ અપરિચિત મિત્રને આંખોથી ન જોવા પામ્યા હો છતાં, તમારે ગ્રન્થો દ્વારા એમના ચિન્મય રૂપનું જરૂર દર્શન કરવું જોઈએ કારણ કે, એમના યુગમાં જન્મ લઈને પણ તેમનાં દર્શન ન કર્યાં હોવાથી વધુ દુર્ભાગ્ય બીજું કયું હોઈ શકે ?

હિંદી 'किशोर'માંથી

☆

# એક વારતા નાની

લેખક : ચિમનલાલ પ્રા. ભટ્ટ
વેડછી આશ્રમ : વેડછી

'મૈયા કહે વારતા નાની'
બાલકનૈયો એક સાંજરે,
બોલ્યો આવી વાણી.

'એક શરત જો કબૂલ હોય તો
કહેવી વાત મઝાની,
તું છે ખરેખરો મસ્તાની!'

'અન્ય કોઈની એકે નહિ મા,
તારી હજાર માની—
મૈયા કહેને વાત મઝાની!'

"શરત આટલી: 'કહે તને સૌ,
માખણચોર મદારી,'
મટકી ફોડે માખણ ચોરે,
કંઈક ગોપી રંજાડી!
હવે પછી જો વાનર થા તો
ઝાડે બાંધું તાણી!"

'હા મા, જરૂર બાંધજે તાણી,
થાશે ખરેખરી ઉજાણી!'

માત જશોદા કરે વારતા,
સુણે કનૈયો માની:
"રાજા એક હતો બહુ બળિયો
મસ્ત અને અભિમાની
દુનિયામાં હું એક જ મોટો,
તુચ્છ બીજાં સૌ પ્રાણી!
ઈશ્વર પણ મારાથી હેઠો
એવું કહે ગુમાની!"

'ઓ હો! એ તે કેવું પ્રાણી?
મૈયા મઝેદાર આ કહાણી!
હં પછી?'

"એકવાર મિથિલા નગરીમાં
થાય સ્વયંવર જાણી;
પહોંચ્યો ત્યાં શેતાની રાજા
બતાવવા નિજ પાણી!
મૂછ મરડતો, હાથ વીંઝતો,
કમ્મર બાંધી તાણી
બડાઈ હાંકે: 'કોણ હું જાણો!
સકલ જગતનો સ્વામી!
દશ માથાળો, વીશ ભુજાળો,
જો જો મારું પાણી!'"

'ઓહ્હો! દશ માથાળો પ્રાણી!
આ તો ગજબ મઝાની કહાણી!
હં મા, પછી?'

"'ધનુષ ખેંચવું મહાદેવનું,
રમત વાત મેં જાણી,
ખબર નથી શું, મારા ઘરમાં
દેવ ભરે છે પાણી?'

* *

જોઈ રહ્યા સૌ રાજાઓ આ
—ચિત્ર વિચિત્ર જ પ્રાણી,
બચ્ચાં બુઢ્ઢાં સૌની આંખો
એના પર મંડાણી!
દાનવ જેવો માનવ શું આ
શકે ધનુષને તાણી?
ધાડ મારશે એવી શું એ,
દુનિયા દંગ થવાની?'"

'શું શું, દુનિયા દંગ થવાની?
કેવી જાદુભરી કહાણી!

હં, પછી પછી?'

"પણ—
ભરી સભામાં ધનુષ ઉંચકતાં,
આંગળીઓ ચંપાણી,
અરરર ઓ મા! મુઓ પડયો હું,
એવી ચીસો તાણી!"

'અરર? આંગળીઓ ચંપાણી?
બસ કે? એવું જ એનું પાણી?

હં, પછી?'

"ઘડીક પછી એ ઊઠી નાઠો,
થઇ માનની હાનિ,
લેતો જા! કહી હસી પડયાં સૌ
રેવડી દાણાદાણી!!!"

'હાઃ હા! રેવડી દાણા દાણી?
વાહ વાહ રંગરંગીલી કહાણી!'

'કહે કનૈયા કોણ હશે એ,
જોવા જેવું પ્રાણી?
કહી આપે તો પીંડો આપો
માખણનો દઉં આણી!'

'જોજે, મૈયા, કહી દેવાનો,
બધું ગયો હું જાણી,
સોનાની લંકાવાળો એ
રાજા રાવણ માની!

ખરું ને?

સીતાજીને હરી જતાંમાં
લંકા હા! રોળાણી!
દશ મસ્તકમાં ભર્યો ગર્વ જે,
થઇ ગયો ધૂળધાણી!
રામ સીતાની કથા રસીલી,
અમૃત કેરી લહાણી,
ફરી ફરીને કહેજે મૈયા,
મઝા પડે મન માની!
આજ આટલી, કાલે બીજી
કહેજે સરસ મઝાની,
રામદાસ હનુમાના કેરી—
પરાક્રમોની કહાણી!

પણ—
માખણનો પીંડો આપો મા
મુખમાં આવે પાણી!
હવે પેટમાં ઉંદર દોડે,
વાર નહીં કરવાની!!!'

* *

ગોદ મીઠી મયાની ને વળી,
માખણની ઉજાણી,
માખણચોર કનૈયા કેરી
ગુંજે ઘર ઘર કહાણી!

☆

# जनोईनो अर्थ

[ एक जूनी नोंध ]

श्री काकासाहेब कालेलकर

બાળકને જ્યારે જનોઈ અપાય છે ત્યારે એને માના ખોળામાં બેસાડી જમાડવામાં આવે છે. એની સાથે એના નાનપણના દોસ્તો પણ જમવા બેસે છે. આ વિધિ શાસ્ત્રોમાં ખાસ બતાવ્યો છે એમ નથી. પણ શાસ્ત્રોમાં લખ્યું છે કે શાસ્ત્રમાં બતાવેલા વિધિઓ ઉપરાંત સમાજમાં જે વિધિઓ ચાલતા હોય તે ધર્માનુકૂલ હોય તો તે પણ ચલાવવા. બાળકને માના ખોળામાં બેસાડીને જમાડવાનો હેતુ સ્પષ્ટ છે. માના ખોળામાં બેસી માને હાથે કોળિયા ખાવાની એ છેલ્લી તક છે. બાળકે વિદ્યાની દીક્ષા લીધી એટલે તે માબાપનો મટી આચાર્યનો થઈ જાય છે. તેથી મા દીકરો એ છેલ્લો લહાવો લઈ લે છે અને પિતા તો પોતાને હાથે જ દીકરાને દીક્ષા દઈ એને આચાર્યાધીન રહેવાનો આદેશ આપે છે.

ત્યાર પછી બાળકને માબાપ સાથેના નાનકડા વાતાવરણમાંથી નીકળી ગુરુઘરના વિશાળ અને આધ્યાત્મિક વાતાવરણમાં પ્રવેશ કરવાનો હોય છે. માબાપ એટલા માટે પહેલેથી બાળકના મનની તૈયારી કરી રાખે છે. માબાપને છોડી જવું એ શું બાળકને રુચે? પણ પ્રાકૃત જીવનમાંથી ઊગરી જઈ સંસ્કારી જીવન કેળવવું હોય તો આવા કષ્ટ સહન કર્યે જ છૂટકો. પણ આવા કષ્ટને પરિણામે આગળ દુઃખ નથી. પણ ક્ષણના કષ્ટને પરિણામે વ્યાપક જીવનનો આનંદ જ મળવાનો હોય છે.

છોકરીઓ પરણીને સસરાને ઘેર જાય છે ત્યારે પણ એમને જૂનું જીવન છોડી નવું વિશેષ ગંભીર જીવન સ્વીકારવાનું હોય છે.

આપણા વિદ્યાર્થીઓ ઘરના લાડ અને ઘરનાં રમણ છોડી જ્યારે આશ્રમના સર્વસામાન્ય રસોડામાં દાખલ થાય છે ત્યારે તેમની પણ શરૂઆતમાં એવી જ દશા હોય છે.

રામભાઉને જનોઈ મળી ત્યારે જ તે દ્વિજ થયો એમ આપણે માન્યું, અને એક અર્થમાં એ ખરું પણ હતું. પણ જ્યારે એણે પોતાની મેળે ઘર છોડી આશ્રમના મોટા રસોડામાં દાખલ થવાનું પસંદ કર્યું, ત્યારે જ એનું દ્વિજત્વ સિદ્ધ થયું.

શું આમ કરવામાં વિદ્યાર્થીઓ પોતાનાં માબાપનો ત્યાગ કરે છે? ના, ઉપનિષદની આજ્ઞા પ્રમાણે માતૃદેવો ભવ। પિતૃદેવો ભવ। પછી જ આચાર્યદેવો ભવ। આવે છે. માબાપ પોતે જ બાળકને આચાર્ય પ્રત્યે શ્રદ્ધા ને આદર ઉપજાવે છે અને બાળકને આચાર્યને સોંપી દે છે. એટલે આચાર્યાધીન રહેવામાં બાળક માબાપની જ દીક્ષાને અનુસરે છે. એને ઘેર રહેવું એને આધીન થવું એ જ પિતૃભક્તિનું ઉત્તમ સ્વરૂપ છે.

અને શું બાળક પોતાના ઘરનો અથવા કૌટુંબિક વાતાવરણનો ત્યાગ કરે છે? ના. એમ પણ નથી. દરેક બાળક માબાપના ધર્મનું પાલન કરવાને બંધાયેલો છે. એમાં જ એનો આનંદ અને વિકાસ છે.

બાળક માબાપને વળગી રહે, એમને છોડે નહિ, હમેશાં એમનો આધાર શોધે તો તે બાળક માબાપને તેમના ધર્મપાલનમાં વિઘ્ન ઉત્પન્ન કરે છે. માબાપે જે ધર્મ કેળવ્યો હોય એ ધર્મમાં જ ભળી જવું. માબાપ પોતાના કુટુંબનું વાતાવરણ જેટલું વિશાળ કરવા માગે છે, જેટલા વધારે લોકો જોડે આત્મીયતા કેળવવા માગે તેટલે સુધી તો બાળકે પહોંચી જવું જ જોઈએ. જેમ શંકર મને ન કહી શકે કે 'હું પહેલો મારા પર જ પ્રેમ કરો બાળને એ પ્રેમનો ભાગીદાર નહિ બનાવું' તેમ જ પૃથ્વીરાજ લક્ષ્મીદાસભાઈને એમ ન કહી શકે કે 'રામભાઉ કે રસિકને હું ભાઈ તરીકે ન સ્વીકારું.'

જૂના જમાનામાં આપણા દેશમાં એટલાં બધાં મોટાં અવિભક્ત કુટુંબો રહેતાં કે ઘરનાં બે છોકરાઓને એકબીજાનું કોણ થાય છે એ નક્કી કરવાને વિચાર કરવો પડતો. અને છોકરાઓને નિશાળે મોકલવા કરતાં નિશાળને ઘેર લાવવાનું સહેલું પડતું. આવાં મોટાં કુટુંબોમાં ધીરજ, સમતા, અને સંયમ સ્વાભાવિક થતાં. દરેક વાસના ન્યાય્ય છે કે નહિ એ તપાસવું પડતું અને તેથી જ ચારિત્ર્ય ઘડાતું અને પરાક્રમ સહેલું થતું. એ કુટુંબો લોહીના સંબંધથી બંધાતાં. આશ્રમમાં એક આદર્શના આધ્યાત્મિક સંબંધથી બંધાઈએ છીએ.

માર્ચ, ૧૯૨૮

# "સંઘશક્તિ કલૌ યુગે"*

લેખક: અંબાલાલ પુરાણી, પોંડિચેરી

"કલિયુગમાં સંઘશક્તિ સર્વોપરી છે."

કુમાર મંદિરો, વિનય મંદિરો, કેળવણીની અન્ય સંસ્થાઓ, તથા શિક્ષકોની પાઠશાળાઓમાં ઉપયોગી થઈ પડે એટલા માટે ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી આ પુસ્તક પ્રગટ કરવામાં આવે છે. હું આશા રાખું છું કે સંઘવ્યાયામની દિશામાં આ પ્રકાશનથી જે આરંભ થાય છે તેની પ્રગતિ ચાલુ રહેશે અને સમગ્ર પ્રાંતની વ્યાયામ પ્રવૃત્તિમાં સંઘ-વ્યાયામની અગત્ય સ્વીકારાઈ તેનું યોગ્યસ્થાન તેને મળશે.

પરંતુ સંઘવ્યાયામનું સ્થાન કયું? એવો પ્રશ્ન થવાનો સંભવ છે. કારણકે ઘણીવાર વ્યક્તિ અને સંઘ પરસ્પર વિરોધી હોય એ પ્રમાણે માનવામાં અને જોવામાં પણ આવે છે. વ્યક્તિ પ્રગતિશીલ હોય છે, જ્યારે સંઘસ્થિતિ ચુસ્ત જોવામાં આવે છે. સંઘમાં પણ પ્રગતિ થાય છે તે વ્યક્તિની દોરવણીને આભારી હોય છે. પરંતુ બીજી દૃષ્ટિએ એમાં વ્યક્તિના જીવનની રક્ષા તથા તેની પ્રગતિ માટેની પરિસ્થિતિ સંઘ પૂરી પાડે છે. અને એ પ્રમાણે વ્યક્તિને સહાય કરતો હોવાથી સંઘ વ્યક્તિ-સ્વાતંત્ર્યના ઉપર કંઈક અંકુશ મૂકે જ છે, જ્યારે સંઘ પોતાની રૂઢિરક્ષકતાને લઈને વ્યક્તિના વિકાસમાં અંતરાયરૂપ થાય છે ત્યારે વ્યક્તિને બંડ કરવાની, ક્રાંતિ કરવાની જરૂર પડે છે. પરંતુ કેવળ સ્વતંત્ર વ્યક્તિની અનિયમિત સ્વતંત્રતા, આખરે સ્વચ્છંદનું રૂપ લીધા વિના ભાગ્યે જ રહે છે. એટલે, ખરું જોતાં, પ્રશ્ન વ્યક્તિ સ્વાતંત્ર્ય અને સંઘજીવન વચ્ચે સમતુલા પ્રાપ્ત કરવાનો છે. વ્યક્તિ સ્વાતંત્ર્ય સંઘજીવનને આભારી હોવાથી સંઘ પ્રત્યે વ્યક્તિને ફરજ બજાવવાની હોય એ સ્વાભાવિક છે. તે જ પ્રમાણે સંઘે જોવાનું એ હોય છે કે વ્યક્તિવિકાસને માટે યોગ્ય છૂટ રાખીને જ સંઘજીવનમાં તેનો ફાળો લે છે. કારણકે આખરે તો પ્રગતિની પ્રેરણા–સંઘની પ્રગતિની પ્રેરણા પણ–વ્યક્તિમાં પ્રગટ થાય છે.

માનવ સમાજની પ્રાથમિક અવસ્થામાં સંઘે અન્ય પ્રાણીઓના મુકાબલામાં માનવજાતિની, તેના શારીરિક જીવનની રક્ષા કરી. વ્યક્તિ ઉપર સંઘનો સૌથી પ્રથમ હક્ક એ કારણને લઈને છે. માનવ જીવનની રક્ષાનું કાર્ય પૂરું થયા પછી વ્યક્તિ જીવનના વિકાસની પરિસ્થિતિ સંઘે ઉત્પન્ન કરી અને એમાંથી ધીમે ધીમે સંસ્કારિતા જન્માવી. માનવજીવનમાં શિસ્ત, નિયમપાલન, જાતિ માટે ભોગ આપવાની સ્વાર્પણની ભાવના, સ્વ–સંસ્કારની વિશિષ્ટતાનું ભાન, વ્યવસ્થિતતા, સંગઠન અને પરિણામે માનવની કાર્યશક્તિમાં અનંતગુણ વૃદ્ધિ વગેરે શક્તિઓ પ્રગટ થઈ.

પરંતુ સંઘજીવનના દોષો પણ હોય છે અને તેમને જેટલે અંશે જાગ્રત રહીને દૂર રાખી શકે તેટલે અંશે સંઘ પોતે જીવંત રહે છે. એ દોષોમાં 'ટોળાંશાહી'નો સમાવેશ કરી શકાય. અવિચારી આવેશવશ મનોદશા ઘણા સંઘોમાં પ્રવર્તતી દેખાય છે. એટલે કે સંઘ તરીકે માનવસમૂહ બુદ્ધિહીન રીતે ઘણીવાર વર્તે છે. સંઘની બીજી ખામી એ હોય છે કે વ્યક્તિને ભોગે તે પોતાની મહત્તા ટકાવવા પ્રયત્ન કરે છે. એટલે કે વ્યક્તિના વિકાસને હાનિ પહોંચાડીને સંઘ જીવવા મથે છે. એવું થાય છે ત્યારે નુકસાન આખરે સંઘને પોતાને જ થાય છે. સંઘનો ત્રીજો દોષ એ હોય છે કે પોતાની વિશિષ્ટતાનું ભાન થતાં અન્ય સંઘ જોડે તે સંઘર્ષમાં આવે છે. સંઘ પણ સ્વાર્થીપણે વર્તીને વ્યક્તિને જ નહિ પરંતુ અન્ય સંઘને પણ કચરવા પ્રયત્ન કરે છે.

ધાકધાકી કે ટોળાશાહીનો જેમ તેટલો વિરોધ

* ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી પ્રગટ થનાર પુસ્તક 'સંઘ વ્યાયામ'ની પ્રસ્તાવના.

કરવા છતાં આપણને સ્પષ્ટ જણાય છે કે વ્યક્તિ સ્વાતંત્ર્યના અડગ આગ્રહી લોકોને સંઘની જે સૂગ હોય છે તે હિતકારક નથી આખરે સંઘજીવન પણ વાસ્તવિકતાનો એક ભાગ છે જનાવરોના ટોળાંઓ પેઠે માનવને પણ સમૂહ તરીકે વર્તવાની ફરજ પડે છે એટલે સંઘશક્તિ જમાવવી આવશ્યક છે ફક્ત સંઘની પ્રગતિનું સાતત્ય જળવાય એટલા માટે નિસ્વાર્થી અને બુદ્ધિમાન નેતાઓનો તેણે સ્વીકાર કરવો જોઈએ, વ્યક્તિના વિકાસ માટે તેણે સ્થાન રાખવું જોઈએ તથા સંઘ અને સંઘ વચ્ચે ઘર્ષણને બદલે પોતપોતાના વિશિષ્ટ ગુણોનો ફાળો આપીને સર્વે સંઘોએ સમગ્ર માનવજાતિની અભિવ્યક્તિમાં આદરપૂર્વક ભાગ લેવો જોઈએ

એ આદર્શ સ્થિતિથી તો માનવ હજી ઘણો ઘણો દૂર છે રાષ્ટ્રની ભાવનાનો જીવંત વિકાસ સાધ્યા પછી આગળ જવા માટે એટલે કે રાષ્ટ્રીયને બદલે આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ પ્રાપ્ત કરવા માટે અત્યારે પ્રકૃતિ તરફથી માનવ ઉપર દબાણ થઈ રહ્યું છે અત્યાર સુધીમાં તેણે વિકસાવેલ પ્રજાત્વની ભાવનાને એટલે કે રાષ્ટ્રીયતાને છોડવાને માનવ તૈયાર નથી

પરંતુ આપણા દેશને માટે તો સંઘશક્તિની જમાવટ અત્યારના સંજોગોમાં ઘણી જ આવશ્યક છે અન્ય દેશોની સરખામણીમાં આપણી પ્રજાની સંઘ શક્તિ ઘણી જ નિર્બળ છે આપણા દેશમાં તેજસ્વી વ્યક્તિઓ ઘણી થયેલી છે પરંતુ વીર્યવાન સંઘજીવન છેલ્લા કેટલાએ સૈકાઓથી દિનપ્રતિદિન નિર્બળ થતું જોવામાં આવે છે છેલ્લા સાતસો આઠસો વર્ષોનો આપણો ઇતિહાસ એની સાક્ષી પૂરે છે આપણે ત્યાં વૈદિક આર્યસંઘબળથી આરંભીને બુદ્ધના સંઘ સુધી અનેક વાર પછી જુદા જુદા રૂપમાં સંઘબળ જમાવવાના પ્રયત્નો તો થયા છે પરંતુ આપણે સમગ્ર હિંદનું સફળ સંઘબળ પ્રગટાવી શક્યા નથી જ્યાં સુધી સંઘ સંઘ વચ્ચે ઘર્ષણો થાય છે ત્યાં સુધી એવું બળ જમાવવાની આવશ્યકતા સ્પષ્ટ છે

પરંતુ સંઘની શક્તિ શેમાં રહેલી છે ? એ આપણે વિચારવું જોઈએ સંઘની શક્તિ એટલે કેવળ સ્થૂળ શારીરિક કે પાશવ શક્તિ જ સમજવી ? ના સંઘની શક્તિ આધ્યાત્મિક, નૈતિક, આર્થિક એમ અનેક પ્રકારની હોઈ શકે અને આપણે શારીરિક બળની ભલે તેટલી અવગણના કરીએ તો પણ ઇતિહાસે આપણને બતાવ્યું છે કે સંસ્કૃતિના ઉચ્ચ શિખરે પહોંચેલી ઘણી પ્રજાઓ અસંસ્કૃત, બર્બર, પરંતુ બળવાન સંઘસમૂહથી પરાજય પામે છે સંસ્કારી રોમન સામ્રાજ્ય બર્બર, ગોથ અને વેન્ડ લોકોથી પરાજિત થયું હતું એટલે પ્રત્યેક સંઘે પોતાના સંગઠનમાં આધ્યાત્મિક અને ધાર્મિક તત્ત્વોની પ્રેરણા સાથે પોતાની પ્રાણશક્તિ અને લશ્કરી શક્તિનો મેળ સાધવો જરૂરનો છે જે સંઘની સરેરાશ શક્તિ વધારે તે સંઘ વધારે શક્તિશાળી ગણાય

કેવળ શારીરિક શક્તિના સંગઠન ઉપર રચાયેલો સંઘ પ્રાથમિક દશામાં જ રહેવાનો કારણકે માનવ જીવનનું સાચું કેન્દ્ર–તેના સંઘજીવનનું કેન્દ્ર પણ–તેની બાહ્ય શક્તિમાં, તેના નિયમોમાં કે વ્યવસ્થામાં નહિ પરંતુ તેની એકતાની ભાવનામાં, કોઈ આદર્શને મૂર્ત કરવા માટે એકતા સાધવાની તેની તાલાવેલીમાં, રહેલું છે. આપણા સંઘજીવનમાં પ્રાચીન કાળમાં કુળની ભાવના એ કેન્દ્રની ગરજ સારતી કુળની વ્યક્તિઓ કોઈ આદર્શને, જીવનની કોઈ પરિપાટીને અનુસરતા, અનુસરવાને પોતે બંધાયેલા છે એમ માનતા અમુક કુળના માણસથી અમુક તો થાય જ નહિ એવી માન્યતા આપોઆપ બંધાતી યુરોપમાં પણ "Espri de corbse'–"એસ્પ્રી દ કોર" માં અમુક મંડળની, અમુક સંઘની, સિપાઈઓની ટુકડીની એક મંડળ તરીકે વર્તવાની અને મંડળના આદર્શ જાળવવાની ભાવનાનો સમાવેશ કરવામાં આવે છે એવા સંઘની આબરૂને ખાતર તેના સભ્યો પ્રાણાર્પણ કરતાં પણ પાછું જોતા નથી આર્થિક જીવનના સંગઠનમાં પણ એ જ તત્ત્વ આપણાં મહાજનોમાં અને પંચોમાં પ્રગટ થતું આમ કુળના અભિમાનથી માંડીને શેરીની આબરૂ ગામનું નામ શહેરનું નાક પ્રાંતની શોભા, ક્ષત્રિયવટ, વેપારીની શાખ દેશનું ગૌરવ વગેરે સંઘશક્તિનાં જ પ્રતીકો હતાં અને છે

સદ્‌ભાગ્યે, છેલ્લાં પચાસ વર્ષથી આપણા દેશમાં રાષ્ટ્રીય જાગૃતિ આવી છે આપણી પ્રજા પોતાના ધાર્મિક, પ્રાંતીય, સામાજિક અને ભાષાને લગતા સર્વે ભેદો ભૂલી જઈને 'હિંદી' તરીકે પોતાની એકતા સમજવા લાગી છે એ એકતાને સક્રિય રૂપ આપવામાં હજી કોમી અને ધાર્મિક તત્ત્વો આડખીલીરૂપે કાર્ય કરી રહ્યાં છે, તો પણ આખરે હિંદ એક અને અવિભાજ્ય છે એ ભાવના મૂર્ત કરી શકશે તો જ પોતાની સ્વતંત્રતા મેળવી શકશે અને મેળવ્યા પછી જાળવી શકશે, એ વિષે બેમત હોવાનો સંભવ નથી.

આપણે આગળ જોઈ ગયા કે વ્યક્તિત્વનો વિનાશ કરવો, તેને કુંઠિત કરવું, તેની શક્તિઓને મર્યાદિત કરવી, એ કોઈ પણ જીવંત સંઘનો હેતુ હોવો ન જોઈએ સંઘવ્યાયામના સંચાલકોએ એ વાત પણ યાદ રાખવાની છે. સંઘ-વ્યાયામ ભલે થાય, પરંતુ લકડી, લાઠી, કુસ્તી, મલખાંભ વગેરે વિષયોમાં વ્યક્તિ પોતાની પ્રગતિ ઉત્તરોત્તર સાધે તે સંચાલકોએ જોવાનું છે.

વળી, જેમ સંઘવ્યાયામ વ્યક્તિ વિકાસને ભોગે ન હોવો જોઈએ તેમ સંઘવ્યાયામ સંઘની શક્તિ વધારવા માટે જ હોવો જોઈએ. સંઘવ્યાયામ કેવળ દેખાવ કરવાનું સાધન ન બને એ તેના સંચાલકોએ જોતા રહેવું જોઈએ. નિરાપદ જ નહિ પરંતુ સગવડતાવાળા સુંદર ચોગાનમાં જે કાર્યક્રમ આકર્ષક અને ભવ્ય લાગે તે જ્યારે કટોકટીના પ્રસંગમાં પણ પોતાની સફળતા પુરવાર કરી બતાવે ત્યારે જ ખાત્રી થાય કે સંઘની શક્તિ કેવળ પ્રદર્શનીય જ નહિ પરંતુ સંગીન અને ચલણી નાણાં જેવી ઉપયોગી વસ્તુ છે.

ગમે તેવા અસાધારણ શારીરિક શક્તિવાળા માણસને પણ એ વાત તો અત્યારે દીવા જેવી સ્પષ્ટ થઈ હશે કે વ્યક્તિની શક્તિ કરતાં સંઘની શક્તિ અનંત ગુણ વધારે છે. ઝાઝી કીડીઓ સાપને તાણે છે. એટલે અત્યારની પરિસ્થિતિમાં આપણી સંઘશક્તિ જમાવવી ખાસ જરૂરી છે. અને તેથી સંઘજીવનની સફળતા માટે આવશ્યક આદર્શશીલતા, વ્યવસ્થા, ભાઈચારો, સંગઠન, નિયમિતતા, શિસ્તપાલન, આજ્ઞાંકિતપણું, મતભેદ, સહિષ્ણુતા વગેરે ગુણો આપણા બધા કાર્યકર્તાઓએ અને સભ્યોએ મેળવવા માટે પ્રયત્ન કરવો જોઈએ. આપણે જરા જરામાં છૂટા પડી જનાર પ્રજા છીએ. એક શહેરમાં એક પ્રશ્નના ઉકેલમાં કે એક કાર્યક્રમ પાર ઉતારવામાં આપણા લોકોમાં મતભેદ પડી જાય છે અને એ મતભેદ મૌખિક હોય કે ન હોય તો પણ, ખસખસની પોટલી પેઠે, આપણા લોકો વિખેરાઈ જાય છે. પોતાની માન્યતાને ગૌણ ગણીને મંડળના ઠરાવોનો અમલ કરવાનો ગુણ આપણામાં પૂરતો ખીલ્યો નથી.

વળી, સંઘવ્યાયામને પરિણામે જે કાંઈ સંઘશક્તિ એકત્ર થાય તેની કોઈ અણીને પ્રસંગે કસોટી કરવાને પણ કાર્યકર્તાઓએ ચૂકવું જોઈએ નહિ એવો મારો અભિપ્રાય છે. ત્યારે જ આપણને જણાય કે આપણા સંઘની શક્તિ કેટલી છે, આપણા મંડળમાં આદર્શની તમન્ના કેટલી છે, આપણું શિસ્તપાલન કેવું છે, મુશ્કેલીમાં જરૂરી હાજરજવાબી અને સ્વાર્પણની શક્તિ કેટલી છે.

☆

# મહી નદીનાં કોતરોમાં

લેખક ભાણુભાઈ મણિશંકર શુક્લ

શારદામંદિરમાં આવ્યા પછી અને શ્રી નંદલાલ જોષીનો પરિચય થયા પછી તેમજ તેમણે સાયકલ ઉપર કરેલી દિલ્હીની મુસાફરીનું વર્ણન સાંભળી મારું હૃદય પણ કંઈક સાહસ કરવા થનગનાટ કરવા લાગ્યું. મહિ-ગળેશ્વર મહાદેવ સાયકલ ઉપર જવાની મારી પ્રબળ ઈચ્છા હતી પરંતુ કોઈ સાથીદાર મળે તો ઠીક એમ પણ મનમાં થયા કરતું. અને એક દિવસ શ્રી નંદલાલ સમક્ષ મેં મારો વિચાર રજુ કર્યો. તેમણે "હું પણ આવીશ" કહીને મને વધારે ઉત્સાહી બનાવ્યો. મેં કહ્યું "સોનાથી પીળું શું?"

અમે દિવસ નક્કી કર્યો તા. ૧૬મી ને ગુરુવાર. બુધવારની રાતે સરસામાન પેક કરી સાફ કર્યો. સાથે બાંધી રાતના દોઢ વાગ્યે મધુર વિચાર કરતા અમે સૂતા. હું તો ભર ઊંઘમાં પડ્યો હતો ત્યાં કોઈ મને ઢંઢોળતું હોય એમ લાગ્યું. મને થયું કે સવાર પડી હશે એટલે બા જગાડતી હશે. એટલે મેં પાસું ફેરવીને મારો ઊંઘવાનો નિશ્ચય જણાવ્યો. પણ ત્યાં તો એક ગંભીર ધીરો અવાજ શ્રવણે પડ્યો "ભાણુ, ઊઠવું નથી?" અવાજ સાંભળી ઓળખતા વાર ન લાગી. એ અવાજ પરિચિત હતો શ્રી નંદલાલભાઈનો. હું તો સફાળો ઊઠ્યો. સ્નાનાદિ કરી બાને પગે લાગી આશીર્વાદ લઈ લગભગ ૭ વાગે સાયકલો ઉપર સ્વાર થઈ અમે ત્રણે જણાએ મણીનગરને રસ્તે સાયકલો દોડાવી મૂકી.

મણીનગરથી અમે રેલવે સડક પકડી. રસ્તામાં ગરનાળાં આવતાં ત્યારે સામાન સાથે સાયકલો ઊંચકી સામે પાર કરતાં અનેક વિટંબણાઓ પડતી. લગભગ આઠેકના સુમારે અમે મહેમદાવાદ પહોંચ્યા. મહેમદાવાદ સ્ટેશને ફળો ખાઈ અમે મહુધા જતી સડક પકડી.

મહેમદાવાદથી મહુધા બારતેર માઈલ થાય. [illegible] દેવ પોતાનો પ્રભાવ અમારા ઉપર અજમાવવા લાગ્યા. વળી અમને બન્ને ભાઈઓને ભૂખ અને તરસ પણ ખૂબ લાગી. એટલે પાસે કૂવો જોઈ એક ખેતરમાં પડાવ નાખ્યો. પાંચેક કલાક આરામ લઈ સાયકલો ગબડાવી અમે ખેતરને રામ રામ કર્યા.

મહુધા હવે પાંચ છ માઈલ દૂર હતું. ત્યાં મારી સાયકલે અમને દગો દીધો. રસ્તામાં જેમતેમ સમારકામ કરી અમે મહુધા પહોંચ્યા. ગામને પાદરે એક આલિશાન બંગલો જોયો. બંગલાના કૂવો પણ હતો. કૂવા ઉપર પડેલા બાલદી અને દોરડાએ અમને આકર્ષ્યા. અમે વગર પરવાનગીએ બંગલામાં ઘૂસ્યા. પાણી કાઢી નાસ્તો કરી સાયકલની [illegible] કરી પછી મહુધા ગામમાં પેઠા અને સમી સાંજના ડાકોર તરફ પ્રયાણ આદર્યું.

મહુધાથી ડાકોર સોળસત્તર માઈલ. રાતના આઠ સાડા આઠનો સમય હતો. સૂર્યભગવાન ક્યારનાય અસ્તાચળ પર્વત પાછળ સંતાઈ ગયા હતા. કૃષ્ણ પક્ષના દિવસો. નવજીવન આણી શકાય એવા [illegible] અને ચેતનવંતા દિવાળીના દિવસોની એ અંધારી ઘોર રાત્રી હતી. આકાશમાં કેવળ તારલિયા ઝબૂકતા હતા. આજુબાજુના ખેતરોમાં ખેડૂતો થાકીને મોડી રાતે જંપી ગયા હતા. દૂર દૂર છૂટાછવાયાં તાપણાં બળી રહ્યાં હતાં. ચોમેર શાન્તિ છવાઈ હતી. દૂર દૂરથી કૂતરા અને શિયાળવાંના અવાજો કાને પડતા હતા અને આ ભયંકર શાન્તિને ભંગ કરતું અમારી સાયકલોનાં ટાયરના જમીન સાથેના ઘર્ષણથી ઉત્પન્ન થતું, આઠે દિવસે કર્કશ લાગતું સંગીત આજે કાનને મધુર લાગતું હતું અને અમને પ્રેરણાનું પાન કરાવતું હતું. કરાંસરીઆના ધનની જેમ, જોઈએ તેટલું જ અજવાળું પાથરતો અમારો દીવો આગળ ધપ્યે જતો હતો. રસ્તાની બન્ને બાજુ બાવળનાં ઝાડ ભયંકર ભાસતાં હતાં.

ચારેક માઈલ સાયકલો ચલાવ્યા બાદ અમને લાગ્યુ કે અમારી સાયકલો વિનામહેનતે પૂરપાટ દોડી જાય છે બારીક નજરથી જોતા માલૂમ પડ્યુ કે અમારી સાયકલો વાનક નદીનો ઢોળાવ ઊતરી રહી હતી બ્રેક દબાવી અમે નીચે ઊતર્યા પગપાળે વાત્રકનાં પાણી સુધી ગયા સાયકલોને સામે પાર કરી નદીમા લગભગ દોઢ બે ફૂટ પાણી હશે પાણી પણ ઉભરા આપતુ હતુ અને વાનરની ભેખડો રાતના જાણે ખાવા વાતી હોય તેમ ભાસતુ હતુ ફરી અમે સાથ લેીને વેગ આપ્યો વાત્રકના કોતરો છોડી બેએક માઈલ ગયા પછી અચાનક અમારે કાને 'ખડે રહો' ના ભયપ્રેરક શબ્દો પડ્યા અમે પણ એ જ ઢબમા હિન્દુસ્તાની ભાષામા પ્રતિકાર કર્યો અને સાયકલોને દોડાવી મૂકી બે-એક માઈલ કાપ્યા બાદ એક ઢોળાવ ઊતરતા હું સાયકલ ઉપરથી ગબડ્યો મને ખાસ ઈજા થઈ નહિ પણ સાયકલ દૂર જઈને પડી પેડલ ચેન સાથે ઘસાવા લાગ્યુ રાતના આ પણ એક નવી જ આફતને? અર્ધોએક કલાક સાયકલને સમારવામા ગાળ્યો પછી ધીમે ધીમે સાયકલો ડાકોની સડકે ચલાવવા માડી

રાતના સાડા અગિયાર વાગે અમે ડાકોર આવી પહોંચ્યા અમે અમારો પ્રવાસ ઉમરેઠ તરફ જારી રાખ્યો ડાકોરથી ઉમરેઠ પાચ માઈલ કાચી સડક છે, વચ્ચે શેઢી નદી આવે છે ત્યાં દિવસે પણ માણસોના જાન જોખમમા હોય છે તો રાતનુ તો પૂછવુ જ શુ? અમે હથિયાર બરાબર તૈયાર રાખ્યા, અને "હિમતે મર્દા તો મદદે ખુદા" એ કહેવતને અનુસરીને આગળ વધ્યા શેઢી નદી સહીસલામત રીતે પસાર કરી સિલેશ્વર મહાદેવ નજરે પડ્યા ત્યાં રોકાયા વિના સાયકલો ચલાવ્યે જ રાખી રાતના સાડાબાર વાગે અમે કાકાનુ ઘર ખખડાવ્યુ કાકાએ હર્ષભેર અમને આવકાર આપ્યો, અમારી સારી પેઠે આગતા સ્વાગતા કરી

રાતના દોઢએ વાગ્યે અમે સૂતા તે સવારના બાલસૂર્યનાં કુમળાં કિરણોએ અમને જગાડ્યા. પછી અમે ગામ જોવા નીકળ્યા ઉમરેઠ ગામમાં બદ્રીનાથ મહાદેવ, મલાવ તળાવ, અને ભદ્રકાળી માતાની વાવ, અને પગલા વગેરે સ્થળો જોવા જેવાં છે જમી પરવારી બપોરના બાર વાગ્યે અમે મહિગળેશ્વર જવા ઊપડ્યા થોડીવારમાં ડાકોર આવ્યુ અને ડાકોરથી ઠાસરા સુધીનો પાકી સડકનો રસ્તો અમે લીધો ઠાસરા દૂધ પી અમે આગાઈને રસ્તે સાયકલો હંકારી મૂકી ડાકોરથી ઠાસરા ૭ માઈલ અને ઠાસરાથી આગાઈ અઢીથી ત્રણ માઈલ થોડી વારમા આગાઈ આવી પહોંચ્યુ

આગાઈથી રેલવે લાઈન ક્રોસ કરી મહિગળેશ્વર તરફ એક રસ્તો ફંટાય છે આગાઈથી મહિગળેશ્વર અઢીથી ત્રણ માઈલ થાય આ રસ્તો નર્યો ધૂળીઓ છે રસ્તાની બને બાજુ કાટાની વાડ છે આવા રસ્તાને આપણે 'નેળ' કહીએ છીએ એક અસ્તવ્યસ્ત ઘરમા જેમ વસ્તુઓ વેરણછેરણ પડી હોય છે તેમ બાવળ ને થોરના કાંટા રસ્તા ઉપર વેરાએલા હતા સાયકલો ખેચતા પણ દમ નીકળી જાય એટલી ધૂળ તેમા પાછો સૂર્ય મધ્યાહ્ને તપતો હોવાથી અસહ્ય ગરમી અને પરસેવે રેબઝેબ થઈ ગએના છાયો આપવા માટે બાવળનાં ઝાડ તૈયાર હતા અઢીત્રણ માઈલ કાપ્યા પછી મહીનદીના કોતરોમા અમે પ્રવેશ કર્યો આ જગ્યા બિલકુલ ધૂળ વિનાની અને ઘણી જગ્યાએ સાયકલો ઉપર સવારી કરી અહી આંખ, બ્રેક અને મગજને વધારે પડતી તકલીફ આપવી પડતી કારણ કે રસ્તો ઢાળવાળો, વાંકોચૂકો અને તદ્દન સાકડો હતો બન્ને બાજુ ઊડા ખાડા હતા અને ખાડામાં કાંટા પુષ્કળ હતા સહેજ મગજ ચગડોળે ચડે તો ખાડામા જઈ પડીએ મારા નાના ભાઈની સાયકલની બ્રેક ઢીલી હોવાને લીધે મારે વારે ઘડીએ તેને સૂચનાઓ આપવી પડતી તેથી હુ સૌથી આગળ હતો

થોડી વારમાં દહેરાની ધજા ફરકતી દેખાઈ અને સહેજ આગળ વધતા મહીનદીએ પણ દર્શન દીધા મંદિર પાસે ધર્મશાળા હતી ત્યાં અમે પડાવ નાખ્યો થોડીવાર આરામ લઈ નદીએ સ્નાન કરવા ગયા મહીનદીના શીતળ જળમાં પગ ઝબોળ્યો. પાણીનો

સ્પર્શ થતા જ અમારો થાક જાણે ક્યાય અદશ્ય થઈ ગયો. નાહ્યા પછી ખૂબ તાઝગી અનુભવી. નદીના પાણી સ્વચ્છ છે તેનો પ્રવાહ સતત જેસલમેર વહ્યે જ જાય છે અને તેનો ઘૂઘવાટ આગ ગાડી આવતી હોય તેવો લાગે છે આસપાસનો પ્રદેશ તદ્દન રેતાળ અને ખડકાળ છે નદીના ભવ્ય સૌન્દર્ય સિવાય આસપાસ કંઈ ડુંગર જેવુ જણાતુ નથી પણ તેના કાળા ખડકો અને રેતીનો વિશાળ પટ તેની ભવ્યતામા ઓર વધારો કરી આપે છે અહી જોવા કરતા જાણવાનું વધારે મળે તેમ છે મહી નદીએ તો પોતાનું નામ અમર કરી ગએના ઘણા બહારવટીઆઓને પોતાના કોતરમાં ઉછેર્યા છે અને તેમને પ્રેરણા પણ આ કોતરોમાથી મળેલી મહી નદી ના હોત તો ગુજરાતને પોતાની શૌર્યની વાતો સાભળવાની મળત કે કેમ તે એક પ્રશ્ન છે મહી નદીને આ સ્થળે એક નાનુ ઝરણુ મળે છે આ નાના ઝરણાને ગળતી નદી કહે છે મહી અને ગળતી નદીના આ સગમસ્થાનને મહિગળતેશ્વર કહે છે કારણકે આ સગમસ્થાન ઉપર મહાદેવનુ દહેરુ છે ફક્ત ગણ્યાગાઠ્યા પત્થરના થાભલાઓ વાળુ આ મહાદેવનું મદિર સાદુ પણ ભવ્ય છે વચ્ચે મહાદેવનુ લિંગ છે

અમારી સામેના કોતર ઉપર ભરવાડોએ પડાવ નાખ્યો હતો ત્યા જઈ અમે ઘેટાનું દૂધ લઈ આવ્યા અને એક ચૂલે ખીચડી પકવવા મૂકી બીજે ચૂલે બટાટા બાફવા મૂકી દીધા રાતના અમે ખીચડી સાદા બાફેલા બટાટા અથાણુ અને ઘેટાનુ દૂધ નિરાંતે આરોગ્યુ પછી સૂવાનો વખત થયો એટલે બાપજીએ એમના ચેલાને ગોદડા આપવા હુકમ કર્યો ચેલાએ પૈસાની લાલચે અમને ત્રણ ગોદડાં અને ત્રણ ઉશીકાં આપ્યાં અને પછી ચા પી ગયો લોભી અને નિર્લજ્જ એ બે બાવાઓએ અમને વિતાડ્યુ તો ખૂબ હતુ પણ તે છતા ય અમારે એમનો ઉપકાર માનવો રહ્યો

અમે થોડીવાર સૂતા હોઈશુ પણ હું તો ઘસઘસાટ ઊંઘી ગયો એટલે પછી શુ થયુ તેનુ મને ભાન નથી પણ જ્યારે જાગ્યો ત્યારે સવાર પડી ચૂકી હતી અને સૂર્યનારાયણનો રથ પૂર્વ દિશામા વેગથી ઉપર ચડતો હતો તેથી નદીએ સ્નાન કરી, નાસ્તો કર્યા બાદ અમે અમારી સાયકલો લઈ રસ્તે પડ્યા બે અઢી કલાકમા ડાકોર આવી પહોચ્યુ અમને કકડીને ભૂખ લાગેલી તેથી એક સારી લૉજ શોધી કાઢી સારી પેઠે જમ્યા અને પછી ડાકોર ગામમા ગયા ગોમતી તળાવની હોડીમા થોડીક સફર કરી રણછોડજીનુ મદિર જોયુ ડાકોરમા ઘણુ જોવા જેવુ છે પછી સાજના છ વાગે અમે મહુધા જવા નીકળ્યા સાજનો પહોર અમારામાં પણ અજબ સ્ફૂર્તિ હતી અને પગ પણ ટેવાઈ ગયા હતા એટલે દોઢેક કલાકમા અમે મહુધા આવી પહોચ્યા

મહુધા અને મહેમદાવાદની વચ્ચે અમે હોઈશુ રાતના નવદસનો સુમાર અંધારી રાત ત્યા બાજુના એક ખેતરમાથી સીસોટીઓની પરપરા આવતી સભળાઈ અમે ચમક્યા. પોલ્યાચાલ્યા વિના સાયકલો પૂર ઝડપે દોડાવી મૂકી. હૃદય ધબકવા કરે પાછળ નજર નાખી તો જણાયુ કે ત્રણ માણસો ખેતરના એક ઝાડ પાસેથી અમારા તરફ દોડતા આવતા જણાયા પગમા હતું તેટલું જોર વાપરી સાયકલો હકારી મૂકી થોડીવારમા મહેમદાવાદ આવી પહોચ્યા ત્યાના સ્ટેશન માસ્તરની રજા લઈ અમે પૂલ ઉપર સૂતા

સવારના સાત વાગે ઊઠી અમે રેલ્વે સડકનો રસ્તો માપ્યો આઠ નવ વાગ્યે અમે બારેજડી આવી પહોચ્યા બારેજડીથી અમદાવાદ એક ડામરની પાકી સડક જાય છે બારેજડીથી અમદાવાદ રેલ્વે રસ્તે આઠ માઈલ અને ડામરને રસ્તે વીસ માઈલ થાય. અમે વીસ માઈલવાળો ડામરનો રસ્તો પસદ કર્યો અમદાવાદ આવતાં વચ્ચે લાલી, બારેજા જેતલપુર, ગાધીજી પાછળ ગાડુ થએલુ અસનાલી ગામ લાભા વગેરે વટાવી અમે ચડોળા તળાવ આવી પહોચ્યા અહી અમને અમારો થાક જણાવા લગ્યો, છતાંય જેમતેમ કરી ઘર ભેગા થઈ જઈ, કાળીચૌદસ હોવાને લીધે સ્વાદિષ્ટ ભોજન જમી નિરાતે આરામ લીધો.

☆

# ઘાસલેટ અને પેટ્રોલનાં ધામ

લેખક : છગનભાઈ મૂળજીભાઈ પટેલ, ગંભીરા

આપણે જે ઘાસલેટ બાળીએ છીએ, મોટરોમાં પેટ્રોલ બાળીએ છીએ, અને નાનાં મોટાં કારખાનાંનાં એન્જીનોમાં જે ઑઈલ વપરાય છે તે ક્યાં બને છે, કોણ બનાવે છે, કેવી રીતે બને છે અને તેનો વેપાર કોણ કરે છે એ બધું તમે જાણો છો?

તમે બર્માનું નામ સાંભળ્યું છે? આપણે ત્યાં 'બ્રહ્મદેશનું વર્ણન' એ નામની કે એને મળતા નામની એક નાની ચોપડી છે એવો મને ખ્યાલ છે. તેમાંથી તમે તેને વિષે વધારે જાણી લેજો કે સાંભળી લેજો. એ બ્રહ્મદેશ આપણા દેશની છેક નજીક આવ્યો છે, અને હિંદનો જ એક ભાગ આજ સુધી ગણાતો હતો. એ બ્રહ્મદેશમાં આપણી હિંદી સંસ્કૃતિ ફેલાયેલી છે. છતાં હમણાં જ અંગ્રેજોએ તેને આપણા દેશથી છૂટો કરી નાખ્યો છે. અને ત્યાંની સ્વતંત્ર સરકાર બનાવી છે. આમ કરીને અંગ્રેજ સરકારે આપણા વિરાટ દેશનું એક અંગ જ જાણે ના કાપી નાખ્યું હોય!

એ બર્મામાં ઘાસલેટનું એક મોટું કારખાનું છે તેમાંથી જ પેટ્રોલ, ક્રુડ ઑઈલ, ઘાસલેટ વગેરે બને છે. એ કારખાનાની ત્યાં સ્વતંત્ર રેલવે છે. તૈયાર થયેલું ઘાસલેટ કે પેટ્રોલ, એક જગાએથી બીજી જગાએ લઈ જવા માટે, પાણીની પાઈપો જમીનમાં નાખેલી હોય છે તેમ, આખા દેશની જમીનમાં માણસ ઊભો રહી શકે એવડી પહોળી પાઈપો નાખેલી છે. તે ત્રણસો માઈલના વિસ્તારમાં પથરાયેલી છે. દરરોજ ત્યાંથી લાખો ગેલન પેટ્રોલ-ઘાસલેટ દેશપરદેશ ચડે છે. આપણે બાળીએ છીએ એ ત્યાંનું જ ઘાસલેટ, અને મોટરોમાં વપરાય છે એ ત્યાંનું જ પેટ્રોલ. તમને કદાચ ખબર નહિ હોય કે આજની દુનિયા ત્રણ ચીજો વડે ચાલી રહી છે: એક લોખંડ, બીજું કોલસો, અને ત્રીજું પેટ્રોલ. આ પેટ્રોલ, ઘાસલેટ અને ક્રુડ ઑઈલ એક જ. ચીજમાંથી બને છે. એટલે તેને એક જ ગણી શકાય. આ ત્રણ ચીજો ના હોય તો આખા દેશની અંદર જાળની જેમ ગુંથાએલી રેલવે ન હોય, ઝડપી મુસાફરી અને સુખસગવડો વધારનારી મોટરો ન હોય, કલાકના સેંકડો માઈલ કાપનારાં હવાઈ વિમાનો ન હોય, ચિત્રવિચિત્ર ચીજો બનાવનારાં મોટાં મોટાં કારખાનાં ન હોય. ટૂંકામાં, યંત્ર ન હોય અને યંત્ર ન હોય એટલે આધુનિક રાજ્યો ન હોય. અત્યારનાં સામ્રાજ્યો આ ત્રણ ચીજો વડે દુનિયાં ઉપર રાજ્ય કરે છે. પણ ભૂલ્યો. આધુનિક સુધારો પણ એ વિના બીજું શું છે? આજના જગતની મોટામાં મોટી અજાયબી વિજ્ઞાન પણ એના જ વડે દુનિયા ઉપર રાજ્ય ભોગવી રહ્યું છે. એ ન હોત તો પશ્ચિમના દેશો પણ આ સ્થિતિએ ન જ હોત. કારણ કે એમનાં સામ્રાજ્યો, એમનો સુધારો, એમની સમૃદ્ધિ, એમની સભ્યતા, એમની બુદ્ધિ અને બળ બધું જ આના ઉપર અવલંબી રહ્યું છે.

હવે તમે જોઈ શકશો કે આજની દુનિયાના પ્રાણ જેવું આ પેટ્રોલ-ઘાસલેટ નદીઓના પ્રવાહની પેઠે બર્મામાંથી નીકળે છે અને એનો વેપાર છે અંગ્રેજી પેઢીના હાથમાં. એ પેઢીના કેટલાએક માણસો છે અંગ્રેજી પાર્લામેન્ટના સભ્યો. એમાંથી કરોડો રૂપિયાનો નફો એ પેઢી કરે છે. પણ આ પેઢી એ જ કાંઈ આખી પેઢી નથી. આ તો માત્ર એક શાખા છે. એની મુખ્ય પેઢી તો છે લંડનમાં, જેની આવી આવી તો અનેક શાખાઓ છે. આખી દુનિયામાં તેની શાખાઓ પથરાએલી છે. અને તે દરેક શાખા દર વર્ષે લાખો અને કરોડો રૂપિયાનો નફો કરે છે. પૂર્વ આફ્રિકામાં પણ તેની એક શાખા છે તેના મેનેજરને દર મહિને છ હજાર શિલીંગ પગાર મળે છે; જ્યારે દક્ષિણ આફ્રિકાના મેનેજરને માસિક વીસ હજાર શિલીંગ પગાર આપે છે. મુંબઈના મેનેજરને આપણા ગવર્નર કરતાં પણ વધારે પગાર

મળે છે ટૂંકામાં, આ 'શેલ કંપની' માસિક બે કરોડ રૂપિયાનો પગાર જ વહેંચે છે ! આફ્રિકામાં પણ તેની એક શાખા છે માત્ર આ એક જ શાખા અહીં આફ્રિકામાં ઘાસલેટ-પેટ્રોલ વગેરે લાવવાને માટે પોતાની પાંચ-છ સ્ટીમરો રાખે છે એ દરેક સ્ટીમરની અંદર દશ હજાર ટન પેટ્રોલ કે ઘાસલેટ સમાય એવડી મોટી ટાંકી હોય છે આટલું પેટ્રોલ દરેક સ્ટીમર વારાફરતી અહીં લઈ આવે છે અને મોમ્બાસાને કિનારે તેની ટાંકીઓ બાંધેલી છે તેમાં ભાવી ભાળીને ઠાલવે છે ત્યાંથી પછી તે આખા આફ્રિકામાં ફેલાય છે

એમ કહેવાય છે, કે આખી દુનિયામાં જેટલું પેટ્રોલ અને ઘાસલેટ વપરાય છે, તેના ત્રણ ટકા જ બર્મામાં તો બને છે બાકીનું મોટા ભાગનું પેટ્રોલ અને ઘાસલેટ અમેરિકા, સુદાન, વેનેઝૂએલા, મોઝલ, મેસોપોટેમિયા ઈરાન જાવા વગેરે જગાએથી નીકળે છે તમે કલ્પના કરો કે એકલા બર્મામાંથી જેટલું પેટ્રોલ-ઘાસલેટ નીકળે છે, તેને માઈલોના વિસ્તારમાં પથરાએલી પહોળી પાઈપો દ્વારા એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જવામાં આવે છે ત્યારે બીજી સત્તાણુ ટકા પેટ્રોલ-ઘાસલેટ જ્યાં નીકળે છે ત્યાં તેને કેવી રીતે લઈ જવામાં આવતું હશે ? તે કેટલા મોટા પ્રમાણમાં નીકળતું હશે ? અને કુલ વપરાશ કેટલી મોટી હશે ? અમેરિકામાં દુનિયાની વપરાશના સાઠ ટકા પેટ્રોલ-ઘાસલેટ નીકળે છે

ઈરાનમાંથી પેટ્રોલ નીકળે છે ત્યાં ૧૨૦૦ માઈલ લાંબી પાઈપો નાખીને તે સ્ટીમર પર લઈ જવામાં આવે છે પાણીની જેમ આજે પેટ્રોલ-ઘાસલેટ વપરાય છે એમ કહીએ તો તેમાં કશી અતિશયોક્તિ નથી કંઈક અંશે અણઘડ એવા એકલા આપણા હિંદુસ્તાનમાં જ દર વર્ષે દસ કરોડ ડબા ઘાસલેટ જ આવે છે પેટ્રોલ અને ક્રુડ ઓઈલ તો જુદું આવી જંગી પેદાશવાળી ચીજનો વેપાર કરનાર છે માત્ર અંગ્રેજો જ કહે છે કે એની મુખ્ય પેઢી જે લંડનમાં છે તે એક જ પેઢી દર વર્ષે પોતાની ઓફિસના નોકરોને કરોડો રૂપિયાનો પગાર વહેંચે છે આખી દુનિયામાં એની પેઢીની આવી પચાસ પોણોસો શાખાઓ પથરાએલી છે એ બધીનું ખર્ચ ગણીએ તો તો અબજો થાય ત્યારે એ વેપારમાં કેટલી મૂડી રોકાઈ હશે ? અને તેમાંથી કેટલો નફો મેળવતી હશે ? એને તમે સંખ્યાથી પણ નહિ માપી શકો આવો વિરાટ વેપાર એ અંગ્રેજ કોમ કરે છે અને તેના વડે દુનિયા ઉપર રાજ્ય ચલાવે છે પશ્ચિમવાસીઓના રાજ્યની કૂંચી છે વેપાર અને એ વેપારની કૂંચી છે આ ત્રણ ચીજો

એક પત્રમાંથી ]

☆

# રજની

## એકાંકી પ્રહસન

લેખક : ધનંજય ઠાકર બી. એ., બી. ટી.
પ્રિન્સિપાલ, ઠાકર હાઈસ્કૂલ, અમદાવાદ

કીર્તિ : (ખુરશીમાં પડ્યા પડ્યા, પાન ચાવતાં ને છાપું સંકેલતાં) આ બૈરાંઓને એક-બે સ્ટેશન જેટલે દૂર ટ્રેનમાં જવું હોય તેમાં કપડાં પેક કરતાં વખત કેટલો! (બૂમ પાડીને) અરે! રજની . . . ઓ . . . રજની.

રજની : (અંદરથી) શું છે? શાના આવડા મોટા ઘાંટા પાડો છો?

કીર્તિ : તે હું કહું છું કે મોળે શણગાર સજી લીધા હોય તો આંહીં પધારો . . .

રજની : (સૂટ-કેસ હાથમાં લઈને આવે છે) આમાં શું મોટા શણગાર સજ્યા છે?

કીર્તિ : પણ વાર જરા વધારે થઈ તેથી.

રજની : તે તો આ પેટી તૈયાર કરવામાં . . .

કીર્તિ : સારું તો એમ. જો તારા પિતા, એટલે મારા સસરા, એટલે મારે કાંઈ કહેવાનું હોય ને? હજુ લગ્ન કર્યે વખત કાંઈ વધારે થયો નથી. અને હું તને આગળ એકલી મોકલું છું એટલે એમને જરા મારે માટે છાપ સારી ન પડે તો તું જરા મારા તરફથી વકીલાત કરજે.

રજની : હા, હું કહીશ કે મકાન વેચવાનું હતું તે ઘરાક જોવા આવવાના હતા એટલે તમે મારી સાથે આવી ન શક્યા.

કીર્તિ : અને કહેજે કે ઘરાક રૂપિયા વીસ હજારનું હતું એટલે તે જવા દેવાય તેમ પણ ન હતું. અને તેય તે રા.સા. બાપા. આપણે પ્રતિદિન સોદાને બીજાની માફક રેઢીએ ને ચાલે . . .

રજની : હા, હા; હું બધુંય કહી દઈશ. મારા બાપા બધું જ માનશે. અને તમારો વાળેય વાંકો નહિ થાય.

કીર્તિ : અને તારી બાને કહેજે : બીજા જમાઈ-રાજાઓને શિયાળામાં સાલમપાક અને બદામપાક કરી કરીને મોકલો છો તે અમને ખબર પડી છે.

રજની : હાય, હાય! તમે તે કેવા ભૂખડા છો! બીજા તો ઉમ્મરલાયક થયા તે એવા પાક હોય. તમને જુવાનજોધને પાક તે હોય.

કીર્તિ : હા. અમે જુવાન થયા તે અમને સ્વાદ પણ ન હોય કેમ? મને કોઈ સ્વાદિષ્ટ પાક કરી મોકલશો હનો.

રજની : પાક તે વળી સ્વાદિષ્ટ હોય? એમાં તો વસાણા પડે. કડવો વખ . . .

કીર્તિ : હા. . હા. નથી મોકલ્યો એટલે કડવોવખ. . . . અને તારા ભાઈને કહેજે કે—

રજની : હવે એ બધુંય કાગળમાં લખતા હો તો કેવું! મને કહેતું ન ફાવે . . . કેટલા વાગ્યા! પાછી ગાડી ચૂકી જઈશ તો!

કીર્તિ : (ઘડિયાળ સામું જોઈને) અરે હજુ તો બે જ વાગ્યા છે. ગાડીને આવવાને તો કલાક એક બાકી છે.

રજની : પણ હજુ તો જવાનું, ટિકિટ કઢાવવાની, બધું બાકી છે ને? કલાક તો સહેજે નીકળી જશે.

કીર્તિ : તે ટિકિટ કઢાવવાનાં એક કલાક થશે? અને સ્ટેશન ક્યાં આઘું છે?

રજની : પણ નીકળીને જવાય ને . . : હું તો જાઉં છું. તમારી વાતો તો સવારથી ખૂટતી જ નથી. મને તો...મને તો બધું બધું યાદેય નહિ રહે. પણ કહો, પાછા ક્યારે તમે મને લેવા આવશો?

કીર્તિ : અરે, આ મોટો પત્ર કે તરત જ... રહેવાને બીજું ઘર જ ક્યાં છે? બીજું મકાન તૈયાર

થશે ત્યાં સુધી બેચાર મહિના સાસરવાસો જ કરવો પડશે

રજની સોદા પતાવીને ઝટ આવજે હો લો હુ તો હવે જઉ છુ

કીર્તિ સારુ

રજની હુ જઉ છુ હો કે બધુ સભાળીને રાખજે

કીર્તિ હા સારુ જા

રજની (જતા જતા) અને વહેના આવજે અને મોડુ થાય તો વચ્ચે એક કાગળ લખજો ભૂલતા નહિ સરસ કાગળ

કીર્તિ કાગળ સરસ કે લખાણ?

રજની મધુપ-સમજ્યા ને- હુ જઉ છુ

કીર્તિ જઉ છુ 'જઉ છુ' ત્રણ વાર કહ્યુ તુ જાય છે હવે!

રજની (જતા જતા) હા, હુ જઉ છુ તમે ઝટ આવજો (રજની જાય છે)

કીર્તિ સારુ . બારણુ ખાલી વાસતી જજે

રજની (દૂરથી) એ હો

(બારણુ વાસ્યાનો અવાજ સાભળીને)

કીર્તિ આખર ગઈ ખરી એના વિના ઘર કેવુ લાગે છે! જાણે વેકેશનમા હોસ્ટેલ (છાપા તરફ જોઈને) હવે આ છાપામાય રસ રહ્યો નથી લડાઈ ધમધોકાર ચાલતી હોય ત્યારે બીજુ તો ઠીક પણ છાપાં વાચવાની મઝા પડે (છાપુ મૂકી દે છે) એક રેડિયો લાવવાની ખાસ જરૂર છે આ એકલવાયા ઘરમા તો રેડિયો હોવો જ જોઈએ પણ હવે આ ઘર જ વેચવાનુ છે ત્યા શુ? સોસાયટીમા ઘર કરવાનુ છે ત્યા તો પુષ્કળ રેડિયા હશે ચારે મજુ પાડોશીઓને ત્યા એકેક તો હશે જ પછી તો એની એવી ટેવ પડી જાય કે તે સાભળ્યા વિના ઊંઘ જ ન આવે લાવ ગ્રામોફોન વગાડુ (ગ્રામોફોનને ચાવી આપે છે ગ્રામોફોન વાગે છે) પીન ઘસાએલી છે બાકી રેકર્ડ તો સારી છે પેલી નવી પીનની ડબ્બી ક્યા ગઈ? રજનીએ ક્યાક મૂકી હશે (શોધવા માડે છે ડ્રેસિંગ ટેબલ ઉપરથી મળે છે) આ રહી પીનની ડબ્બી ડ્રેસિંગ ટેબલ ઉપર આ બેગોમાંથી પણ તાળા (ઉઘાડે છે) લ્યો આમા તો કકુ ભર્યુ છે! ત્યારે પીન ક્યાં નાખી? (શોધે છે) ડ્રેસિંગ ટેબલ ઉપર બોક્સ! ડ્રેસિંગ ટેબલ ઉપર શુ ન હોય અરે! આ બોક્સમાં શુ ભર્યુ છે? વજનદાર છે (ઉઘાડે છે જુએ છે તો પીન નીકળે છે) લ્યો, બાકસમા પીન વાહ રજની એમ તો ભેજુ છે દીવા સળીના બાકસનોય કેવો ઉપયોગ કરે છે? ગમે તેમ તોય બૈરી કોની? (રેકર્ડ પૂરી થાય છે) પૂરી પણ થઈ ગઈ? કઈ રેકર્ડ વાગી? આ પીનની ભજમાંમાં મઝા ન પડી લાવ નવી પીનથી ફરી વગાડુ (ફરીથી વગાડે છે અને સાભળવામા તલ્લીન થઈ જાય છે)

[બહારથી કોઈનો અવાજ આવે છે પણ કીર્તિ કરે શાનો સાભળે? કનુ અને વિનુ અદર આવે છે]

કનુ શુ સગીતની સમાધિ લાગી છે? કોઈ ઘર લૂટી જાય તોય ખબર પડે એમ છે?

વિનુ એય ચક્કર! આમ બારણાં ઉઘાડા રાખીને ઘરના ખૂણામા

કીર્તિ (ઝબકીને) ઓહો અત્યા તમે ક્યાંથી કનુ વિનુ? ક્યાથી અત્યારે? આમ છાનામાના ચોરની માફક

કનુ ચોરની માફક શાના અમે તો ઘણી યે બૂમો પાડી પણ કોઈ સાભળે શાના? આ મેડુ ગીત ગવાતુ હોય તે (ગ્રામોફોન બધ કરે છે) અમે બૂમ પાડી કોઈએ જવાબ ન આપ્યો બારણુ ઉઘાડુ એટલે અમે આવી શક્યા

વિનુ અને શુ જોયુ?

કનુ હીઝ માસ્ટર્સ વ્હાઈસનો કૂતરો જે ધ્યાનથી સાભળે તે ધ્યાનથી સાભળતો કીર્તિ

કીર્તિ : એકલા પડયા શું કરવું? જરા વખત કાઢતો હતો. બોલો શા સમાચાર છે? ક્યારે આવ્યા તમે?

વિનુ : અમે તો સવારના આવ્યા છીએ.

કીર્તિ: અને મને મળવાની અત્યારે ફુરસદ મળી?

કનુ: તારું મકાન કેટલું દૂર? જમી કરીને નીકળ્યા એટલે નીરાંતે બપોર આખી બેસાય.

વિનુ: સાંભળ્યું છે કે તું આ મકાન વેચીને બીજું ચણાવવાનો છે?

કીર્તિ: હા. આ જરા એકલવાયુ છે. એક ઘરાક મળ્યું છે અને સારું ઊપજે એમ છે. સોસાયટીમાં વસ્તીમાં એક પ્લોટ છે ત્યાં નવું મારી સગવડ પ્રમાણે બાંધીશ. અડધામાં રહીશ: અડધું ભાડે આપીશ.

વિનુ: (કનુને બાજુ પર) હજી પરણ્યો લાગતો નથી. આપણે વાત સાંભળી તે ખોટી હોવી જોઈએ.

કનુ: કીર્તિ તે વળી પરણે! એ તો બંદો ફક્કડ અસલથી જ. ભણતો ત્યારથી જ કેવો હતો?

વિનુ: બરોબર છે. વસ્તીમાં જ રહેવું. વસ્તીથી જુદા તે સમાજથી જુદા. જોયુંને પેલો આપણી સાથે કૉલેજમાં હતો તે? પેલો કવિતાઓ કરતો હતો ...કોણ એ!...

કનુ: હા, હા. જગદીશ.

વિનુ: હા. એ જગદીશ. તે કેટલો બધો દૂર રહે છે? તે બીચારો બધાં મળીને બત્રીસ વરસનો થયો તોય ફરજિયાત બ્રહ્મચારી છે!

કીર્તિ: (હસીને) કેમ બધાં મળીને બત્રીસ?

વિનુ: એટલે કૉલેજમાં બધાં વરસમાં ચોગ્ગા ફેંકેલાં તેના—

કનુ: મારા નાના કાકા સાથે F.Y.A.માં હતો.

કીર્તિ: ધન્ય છે એની ધીરજને. એવા ધીરજવાળાનાં તો નામ તકતી ઉપર કોતરીને તેને અંધારા કૂવામાં પધરાવવી જોઈએ, જેથી પ્રકાશ પડે. (બધાં હસે છે.) એ તો ઠીક, પણ કેટલીક વાર એકલવાયા રહેવામાં અકસ્માત પણ બની જાય છે. હમણાં જ એક કિસ્સો વાંચ્યો હતો... કે એક મકાનમાં ધોળે દિવસે કેટલાક બદમાશો ઓળખીતા હોવાનું જણાવી ઘરમાં ઘુસી જઈને ઘર લૂંટી ગયા. ઘરના રહેવાસીઓએ બૂમબરાડા તો ઘણાય પાડયા પણ કોણ સાંભળે?

કનુ: અને હવે તો એવું કામ બૈરાંઓ પણ કરે છે. અમારાં ફોઈબાને ત્યાં એક વાર બપોરે... ઘેર કોઈ નહિ, એકલાં ફોઈબા બીચારાંને એક બાઈ હિન્દુસ્તાની પહેરવેશવાળી આવીને "હું તો બિહારના ધરતીકંપમાંથી આવી છું. ને આમ છું ને તેમ છું. ને મારે બાધા છે..." આવું ધતિંગ કરીને રૂપિયા પાંચ ફોઈબા પાસેથી પડાવી લીધા.

વિનુ: હા. એવાં ગરીબગોલાં હમણાં હમણાં બહુ જ ફાટી નીકળ્યાં છે.

કનુ: અને બૈરી એટલે કોઈ ખાસ રોકે પણ નહિ.

કીર્તિ: હા, હો. બૈરાંઓ પટામણાં હોય છે. ઠગ તરીકે સારા નીવડે.

અવાજ: કીર્તિભાઈ છે કે?

[બારણું ખખડે છે.]

કીર્તિ: એ હા. કોણ! અંદર આવો.

વિનુ: આપણે વાત કરતાં હતાં એવું તો કોઈ નહિ હોય!

કીર્તિ: ના, ના, એ તો પાસેના તેજમના કારખાનામાંથી આવેલ માણસ છે.

[કારખાનાનો માણસ આવે છે.]

કા. મા: કીર્તિભાઈ, આપકુ કારખાનેમેં મેનેજર બાબુ બુલાતે હૈ. બોલતે હૈ કે જરૂરી કામ હૈ ઔર બહુત દેર નહીં લગેગા. બોલતા હૈ આપકુ કુછ બીજનેસ દેને મંગતા હૈ.

કીર્તિ: એમ? જા ત્યારે આવું છું. (કારખાનાનો માણસ જાય છે.)

વિનુ: અમે કેવા શુકનિયાળ છીએ. અમારા આવનાં જ તારે ધંધો પાક્યો.

કીર્તિ હા, કાગનું બેસવુ ને ડાળનું પડવુ એવુ થયુ પણ તમને એકલા મૂકીને જવુ ઠીક નથી દેખાતુ

કનુ એમા કાંઇ હરકત નહિ અમે ક્યા પારકા છીએ? તુ તારે જા ધરમના કામમાં ઢીલ ન કરીએ

વિનુ અમે થાકવા છીએ, નહિ તો તારી સાથે આવત તેજમનું કારખાનું જોવા તે મળત

કીર્તિ ના, ના, તમે આરામ કરો (કોટ પહેરતા) હુ હમણા આવી લાગીશ તમે રેકર્ડ વગાડજો આ બાકસમા નવી પીન છે (કોટ પહેરીને) લ્યો ત્યારે, સાહેબજી! હું આવુ પછી આપણે ચાપાણી પીશુ (જાય છે)

કનુ સારુ જલદી આવજે હો કે!

નિનુ આ કીર્તિએ આ બધી રેકર્ડો ભેગી કરી છે તેમાં ગરબાની આટલી બધી કેમ?

કનુ કોઇની જોડે દોસ્તી કરી હશે એ કાંઈ, કાંઈ નથી

વિનુ (પીન લેવા જતા) અરે! અહીં તો હેર-પીન પણ એકાદ દેખાય છે

કનુ કદાચ પરણ્યો તો નહિ હોય! આપણે એને પૂછ્યુ નહિ

વિનુ એવુ હોય તો એ આપણને કહેને!

કનુ શાનો કહે? શરમાતો હશે કંકોતરી ન મોકલી હોય પછી શાનો કહે!

વિનુ હવે કાલેજના મિત્રોને બધાયને કંકોત્રી તો કાંઈ મોકલાવતું નથી પણ પરણ્યો હોય તો એની પત્નીના કપડા કે એવુ તો કાંઈ હોય ને! તે ક્યા જણાય છે? જોયો નહિ પેલો આપણો પરણેલો મિત્ર!

કનુ હા હા (હસીને) પરસોતમ ગોટલી સવા વેંતની ગોટલી ઓરડાની દરેક ખીંટીએ એની પત્નીનું એક એક કપડુ

વિનુઃ મૂરખે ચિત્રોની ખીંટી ઉપર પણ કમખો, સાડલો, ચોળી બધુ પ્રદર્શન કર્યું હતુ!

કનુ અને એ ય તારા જેવા કળાકારના ચિત્રો ઉપર બ્રહ્મચારી કગારકાગના ચિત્ર ઉપર ઝીના કપડા?! કેટલુ અજુગતુ

નિનુ ઝાઝી મશ્કરી રહેવા દે નહિ તો છુટ્ટી આ ગરબાની રેકર્ડ મારીશ

કનુ ત્યારે નવરા પડયા મશ્કરી સિવાય શુ કરવુ?

વિનુ જો તારે કામ જોઈએ છે ને? તો આપણે કીર્તિનો ઓરડો ગોઠવીએ

કનુ હા, ચાલો બીચારાને કલાત્મક રીતે ગોઠવી આપશે?

[બન્ને મિત્રો ઓરડામા ગોઠવણી ફેરવે છે]

(ઘડિયાળ જોઈને) આ ઘડિયાળ તો બંધ છે!

[ચાવી દઈ ટાઈમ મૂકી ચાલતુ કરે છ પણ થોડી વાર જ તે ચાલે છે વળી ચિત્રો ગોઠવવામા પડે છે]

વિનુ અરે કનુ! આ બાનુઓના રૂમાલ આ ડ્રેસિંગ ટેબલ ઉપર ક્યાથી?

કનુ તારે એની શી પંચાત? કોઈને મોકલવાની જરૂર આપણને ન પડે, કીર્તિને તો હોય ને મૂકી દે અને એમ ઝીણવટથી જોઈશ તો વળી પ્રેમપત્રો પણ મળી આવશે માટે તું તારે આ ગોઠવવા લાગને

[ગોઠવવાનુ કામ ધમધોકાર ચાલતુ હોય છે બનેએ બાંયો ચડાવીને કામ કરવા માંડ્યુ છે સીસોટીથી ગીતો ગવાતા જાય છે વાળ વીખાઈ ગયા છે એવામા રજની આવે છે તેને ટ્રેન મળી નથી]

રજની (સ્વગત) હાય, હાય આ લકધા કોણ ધરમા ઘૂસી ગયા છે!—એય તમે કોણ છો? અને આ બધુ શુ રમણભમણ કરો છો?

કનુ કોણુ છો, કેમ? આખે દેખાતું નથી? તમે કોણ છો?

રજની કોણ છો કેમ વળી? આ તો મારુ ઘર છે

નિનુ અરે! બહુ જબરી બૈરી છે આખુ ઘર જ લેતી પડે છે કનુ આ તો કોઈબાને મળી હતી તેમાની

કનુઃ હાં. હાં. ઠકારો ઠીક માર્યો છે. કોઈ ઘડીક તો અંજાઈ જાય.

વિનુઃ બાઈ, તું ઘરની બહાર નીકળ. અમને કાચા ન સમજીશ. અમે તારા જેવી બહુ જોઈ છે.

રજનીઃ જાવ જાવ હવે બહાર જવાનું કહેનાવાળા ! હું ઘરની ઘણીઆણી છું. હું તમારી બરાબર ખબર લઈશ.

વિનુઃ કનુ, કીર્તિની દોસ્તાર નહિ હોય ?

કનુઃ આ પીન તમારી છે. આ રૂમાલ . . .

રજનીઃ આ બધું ઘર મારુ છે. એકલી સ્ત્રીની મશ્કરી કરતાં શરમાતા નથી ! ક્યાં ગયા એ ! બધું શું થઈ ગયું ? ( રડવા જેવી થઈ જાય છે )

વિનુઃ તે " એ " તે કોણ ?

રજનીઃ કીર્તિકર ! હું તેમની સ્ત્રી છું, પરણેતર છું. તમે અહીં ક્યાંથી ફૂટી નીકળ્યા છો ? તમે કોણ છો ? મને સાચેસાચું કહો, નહિ તો ફજેત થશો.

કનુઃ ઓ તારીની ! સીધી કીર્તિકરની બૈરી થવાની વાત કરે છે. ખરે બપોરે કીર્તિકરને આ બલા ક્યાંથી વળી . . . ( હસે છે )

વિનુઃ તે તમો કીર્તિકરને પરણ્યાં છો ?

કનુઃ ( ધીરેથી ) અને ચાલો માન્યું કે તમો કીર્તિ-કરનાં પત્ની છો. તો તમે ખરે બપોરે ક્યાં . . .

રજનીઃ હું સ્ટેશને ગઈ હતી.

વિનુઃ એમ ? ( વિસ્મયથી જોઈ રહે છે ! )

રજનીઃ હું મારે પીયર જવાની હતી પણ ગાડી ચૂકી ગઈ.

કનુઃ શી બનાવટી વાત છે. કીર્તિકર જેવાની પત્ની પીયર જાય તે આમ ખાલી હાથે, કોઈ માને ખરું ?

રજનીઃ બેગ તો સ્ટેશન ઉપર મૂકતી આવી. પાછી સાંજની ગાડીમાં જવાની છું એટલે.

કનુઃ શી બનાવટ કરે છે !

વિનુઃ બાઈ, ખરું માની જા, અને ચાલી જા, તો કીર્તિકર હમણાં આવશે તો પોલી બોલાવ્યા વિના નહિ રહે.

રજનીઃ એ નથી તેમાં જ તમે આમ ફાટયું ફાટયું બોલો છો...પણ તમે કોણ છો એ કહો નહિ તો મારે પોલીસને બોલાવવો પડશે.

કનુઃ અમે કંઈ તારા જેવા ધતિંગ નથી. અમે કીર્તિકરના ભાઈબંધ છીએ. કૉલેજના લગોટિયા દોસ્તદાર.

રજનીઃ પરણ્યા પછી લગોટિયા દોસ્તદાર શું કરવા છે ? ધતિંગ તો તમે છો, દોસ્તદાર હો તો આ ઘરની બધી જણસને ધાલમેલ કરવાની તમારે કંઈ જરૂર ! શાવકારના દીકરા તમે મોટા દોસ્તદાર થઈને આવ્યા છો !

વિનુઃ જો બાઈ, આ તારો દેખાવ સારો છે એટલે અમને વનિતા વાત્સલ્ય થાય છે. નહિ તો મારી મારીને ઘરની બહાર હાંકી કાઢત.

કનુઃ વાહરે મેરે રંગીન . . . વાહ.

રજની ચૂપ ! જેમ ફાવે તેમ બોલ બોલ શાના કરો છો ? કાંઈ સમજ્યા વિના ! એવું થાય છે કે જીભ જ ખેંચી કાઢું. પણ એમના ભાઈબંધ હો તો પછીથી પસ્તાવુ પડે માટે જ સમસમીને બેસી રહી છુ.

વિનુઃ અરે બાઈ ! આમ ગરમ શું થાય છે ? તું તારે પેલા ખૂણામા બેસ. કીર્તિકર આવશે એટલે તારો નિકાલ કરીશુ.

કનુ. તે તું અહી રોજ આવે છે હેં બાઈ ! વિનુ, આ તો રોજનું ઘરાક હશે.

રજનીઃ ચૂપ ! પણ એ ગયા છે ક્યાં ?

વિનુઃ એમને કંઈ કામ ધંધો હશે કે તમારી પાછળ જ ભટક્યા કરે ? એ ગયા છે તેમ્જવના કાર-ખાનામા ધંધો કરવા.

કનુઃ અરે બાઈ ! આમ ભટકવુ છોડી દઈને કોઈની સાથે પરણી જાને ભલી થઈને ! તારા જેવીને પરણનાર તો ઘણાય મળી આવે.

વિનુ હા, ઘણાય

રજની· ચૂપ ! તમે છાના રહેશો ? પછી પસ્તાશો એવા શરમાશો કે જિંદગી સુધી યાદ રહેશે હું તો ગઈ તમારી જોડે માથાઝીક નથી કરતી ( અંદરના મેડા તરફ ચાલી જાય છે )

કનુઃ અરે, આ તો ઘરમા ગઈ

વિનુ બહારથી બારણું વાસી દે ભલે ઓરડામાં પૂરાઇ રહે ( કનુ વાસો દે છે )

કનુ અરે વિનુ ! ભારે વિચિત્ર લાગે છે માન ન માન પણ કાંઈક ગોટાળો છે આ બાઈ પરણેલી લાગતી જ નથી.

વિનુ હા હો ! પરણેલી બાઈ જ જુદી હોય પણ તદ્દન બનાવટી પણ નથી લાગતી બનાવટી હોય તે આટલી જક ન કરે ને આટલી ધીરજ પણ ન રાખે

કનુ ત્યારે શુ કીર્તિની વૈરી હશે ? ના, ના એની વાત જ કેવી બનાવટી છે પીયર જવુ છે ને પેટી સ્ટેશન પર મૂકી છે ને ગાડી ચૂકી ગઈ. એમ રોતા ગાડી ચૂકાય છે ? તદ્દન બનાવટી લાગે છે

[ આંખે પાટો બાંધીને કીર્તિ આવે છે. કારખાનાનો માણસ તેને દોરીને લાવે છે ]

કનુ-વિનુ અરે કીર્તિ ! આ શુ થયુ ? આ પાટો શાનો ?

કા૦ નો૦ મા૦ અરે સાબ્ કુ જરા આંખમે તેજાબ લગ ગયા બહુત નહીં લગા હૈ દવાઈ લગાયા હૈ કલ તકમે આરામ હો જાયગા લેકીન પટ્ટી હિલાના મત ઐસા ડાક્તર સાબને બોલા હૈ અચ્છા સાબ, કીર્તિબાબુ ! મૈ જા સકતા હૂ ?

કીર્તિ હા ભાઈ ! જા તુ તારે ( કારખાનાનો માણસ જાય છે )

કીર્તિ. ભાઈ કનુ-વિનુ ! તમે છો તે ઠીક છે જરા તેજાબવાળા હાથથી આખ ચોળાઈ ગઈ કાળી બળતરા થાય છે ( કનુ-વિનુ વાત કહેવાની મૂંઝવણમા પડે છે )

કનુ અરે કીર્તિ ! સાચુ કહે તુ પરણ્યો છે ? અહી બીજી ઉપાધિ જાગી છે

કીર્તિ· શુ થયુ વળી ?

વિનુ પેલી હેમિમાને ત્યાં આવી હતી તેવી એક બાઇ આવી હતી

કીર્તિ. પછી ? પોલીસને સોંપવી હતી ને ?

કનુ પણ કહે કે કીર્તિકરની પત્ની છુ.

કીર્તિ મૂર્ખ પત્ની ! એવી બળતરા બળે છે !

વિનુ ( કનુને ) આ વાતનો નિકાલ શી રીતે આવશે ! આની આંખે બળતરા થાય છે ને પેલી બાઇને જુએ નહિ ત્યા સુધી એને પૂરી રાખવી ! બહુ ધાંધલ તો વધ્યુ

વિનુ કીર્તિ ! અમે એ બાઇને અહી પૂરી રાખી છે

કીર્તિઃ અરે ! એની રેઢિયાળને ઘરમા કયા ઘાલી ! કાઢી મૂકવી હતી ને ?

કનુઃ પણ અમને કે કદાચ તારી કોઈ ઓળખીતી હશે

કીર્તિ મરે તો કોઈ ઓળખીતી નથી ભાઈ ! બહુ બળતરા થાય છે

વિનુ: પણ તારી પત્ની કયા છે ?

કીર્તિ જહાન્નમમા અત્યારે તો પહોચીય ગઈ હશે બહુ બળે છે

કનુ અરે ભાઈ, જરા ધીરજ રાખ, મટી જશે. પણ તારા લગ્ન થયા છે ? તારી પત્નીનું નામ શુ ? એ ક્યા ગઈ છે ? ( ધીરજથી ) જરા જવાબ તો આપ

કીર્તિ મેં તમને લગ્નમા બોલાવ્યા ન હતા એટલે તમે મારુ ફારસ કરવા ધાર્યુ છે કેમ ? કોઈ ઢીંગલી પૂરી રાખી હશે અહીં મારો જીવ જાય છે ને તમને ફારસ સૂઝે છે ઓ . મા . રે

[ રા સા ભાયા અને શ્રીમતી ભાયા આવે છે ]

અવાજ મિ કીર્તિ છે કે ?

કીર્તિ ( અંદરથી ) એ હા, આવો. કનુ-વિનુ ! જો આ આવનાર રા સા ભાયા છે. એ મારુ ઘર [illegible] ૭૦ હજારમા લેવાના છે બીજી બધી વાત મૂકીને એમને જરા ઘર બતાવવાનું

છે, સમજ્યો ! મારી આંખે પાટો છે એટલે એ બધું તારે કરવાનું છે.

કનુઃ અરે આને ઘર બતાવવાનું છે ને આ બૈરું પૂર્યું છે તેનું શું ?

વિનુઃ બારણું ઉઘાડી નાખ.

[ કનુ બાપાને લેવા જાય છે. વિનુ રજનીવાળું બારણું ઉઘાડવા જાય છે. ]

અવાજઃ મિ. કીર્તિકર છે કે ?

કનુઃ ( જતાં જતાં ) એ હાજી. પધારો.

[ કનુ રા. સા. અને શ્રીમતીને લઈને આવે છે. ]

[ વિનુ રજનીવાળો ઓરડી ઉઘાડી આપે છે. ]

કીર્તિઃ પધારો રાવસાહેબ.

રા. સા.: અરે મિ. કીર્તિ ! આ પાટો શાનો, શું અકસ્માત થયો છે ?

શ્રીમતીઃ કોની મોટર સાથે ! આ મોટર ડ્રાઈવરો એવા બેદરકાર બની ગયા છે કે વાત ન પૂછો.

કીર્તિઃ જી, ના. આ તો તેજાબના કારખાનામાં જરા તેજાબ આંખે અડી ગયો. ખાસ ચિંતા જેવું નથી. આપ ચાલો, મારા આ બન્ને મિત્રો આપને મકાન બતાવશે.

રા. સા.: મિ. કીર્તિ ! મારે જરા મકાનની કીંમત બાબત કહેવું હતું.

કીર્તિઃ જી. આપ કહો હું સાંભળું છું પણ કીંમત તો આપને ૨૦ હજાર આપવી પડશે, બાકી રૂા. ૨૫ હજારની પણ ઓફરો છે. પણ મારા મનમાં કે આપ જેવાના આવવાથી મારું ઘર સુખી થશે.

શ્રીમતીઃ મકાન સારું હોય તો વળી કીંમત નો જાણે સમજ્યાં.

રા. સા.: ના, ના. કીંમત તો વળી જોવાની જ રહેતો.

કીર્તિઃ આપ બેઉ સાચું કહો છો. પણ એ બાબતમાં મેં આપને કહ્યું તેમજ છે.

શ્રીમતીઃ ચાલો મકાન તો જોઈએ. ( ઊભાં થાય છે. )

કીર્તિઃ ( ઊભો થાય છે ) હા. ચાલો. ( કોઈન ટેકા માટે ફાંફાં મારે છે. વિનુ ટેકો આપે છે. )

[ બધું સરઘસ રજની પૂરાઈ છે તે તરફની ઊંડે વીંગ તરફ વળે છે. રજની ધીરેથી બારણું ઉઘાડ જુએ છે અને બધા ગયા તેની ખાત્રી કરે છે. ]

રજનીઃ મેં બધી વાત સાંભળી. તરડમાંથી બધુ જોયું. બીચારાને આંખમાં તેજાબ પડ્યો અને એ ધારે છે કે હું મારે પીયર પરી ગઈ છું. એ દેખે તો જ માને. એમાંય રાવસાહેબ જેવા મહેમાન. આજે તો બેઠી છે.

[ બહારથી કોઈનો અવાજ સંભળાય છે.

અવાજઃ ઉઘાડો...છે કે કોઈ ? ઉઘાડો...

[ કુશળચંદ્ર મારવાડ તરફના સુધરેલા વેપારી તેવા લાગે છે. યુવક છે. મારવાડી સોબિયા પણ કુશળચંદ્ર એમાં એક માત્ર અપવાદ હોય લાગે છે. રજની બારણા તરફ તેમને લેવા જાય

રજનીઃ પધારો. આપ કોણ છો ? શેનું કામ છે ?

કુશળઃ સાંભળ્યું છે કે આ મકાન વેચવાનું છે.

રજનીઃ જી, હા. (સ્વગત) એક ઘરાક ઉપર આ બીજો. મકાનની પણ કીંમત વધે એમ લાગે છે. આપને પોતાને રાખવું છે કે કોઈ બીજા માટે ?...

કુશળઃ ના. મારે પોતાને રાખવું છે. ક્યાર સુધીમાં ખાલી થાય એમ છે ?

રજનીઃ (સ્વગત) આ ઘરાકને ઉતાવળ લાગે છે. (પ્રગટ) ખાલી કરવામાં કાંઈ વાર નથી. ઘરાક કીંમત આપે એટલે તરત જ.

કુશળઃ એમ ! તો મારે આ ઘર વેચાતું જોઈએ છે. બોલો, તમે જ ઘરનાં ધણીઆણી છોને ? તમે કીંમત ઠરાવશો કે બીજું કોઈ ? બીજું કોઈ હોય તો બોલાવો. મારે આ કામ જરા ઉતાવળથી પતાવી સાંજની ગાડીમાં જવું છે.

રજનીઃ (સ્વગત) મકાન ખરીદવામાં લોકો આટલા ઉતાવળા કેમ થતા હશે ? (પ્રગટ) મકાનની હું જ માલિક છું અને એની કીંમત રૂા. ૨૫ હજાર છે.

**કુશળ** કેટલા, પચીસ હજાર ? મકાન બતાવશો ?

**રજની** જુઓ શેઠ! એક ઘરાક ને તેમના પત્ની મકાન અંદરથી જુએ છે માગ માણસો એમને બતાવે છે

**કુશળ** ના, ના એ મકાન મારે જ લેવુ છે આ નદીકિનારે મારી સો વીઘાં જમીન છે ત્યા વાડી કરવી છે અને આ બગલો મારે ખેતી વાડીના મેનેજર માટે બહુ જ અનુકૂળ છે હું તમને અત્યારે જ રૂ ૨૫ હજારનો ચેક આપુ તમે આ મકાન મને જ આપો તેઓને ના પાડી દો મારે જ એ લેવુ છે

**રજની** (સ્વગત) સન્સ મોકો છે રૂ પાચ હજારનો ચોકખો ફાયદો છે કેવુ સરસ ? એક હજાર સાડીઓ આવે ! (પ્રગટ) સારુ તો શેઠ લાવો ચેક

**કુશળ** પછી જરા મને મકાન બતાવી દેજો એટલે એમાં શા સુધારાવધારા કરવા તેની સમજ પડે બાકી કીમત બાબતનો કઈ વાધો નથી લ્યો આ ચેક લખુ છુ (ચેક બૂક કાઢે છે) બોલો, કોના નામનો લખુ ?

**રજની** રજની કીર્તિકર મહેતા હાથોહાથ પૈસા મળે એવો લખજો અમારુ ખાતુ અમે કઢાવી નાખ્યુ છે

**કુશળ** સારુ (લખે છે પે ટુ રજની કીર્તિકર મ્હેતા ઓર બેરર રૂપીઝ ટવેન્ટીફાઇવ થાઉઝડ ઓન્લી કુશળચદ્ર એસ નેમાણી )

**રજની** આપનુ નામ કુશળચ.?

**કુશળ** હાજી મકાન કીર્તિકરના હાથમાથી હવે કુશળચદના હાથમા આવ્યુ એક જ નામરાશી —ચાલો હવે મકાન બતાવો તો ઠીક બહુ વખત ગયો

**રજની** હા ચાલો અહીંથી તમે પહેલા આ ઓરડો જોઈ લ્યો (કુશળચદ્ર જાય છે રજની ચેક બરોબર તપાસી સાચવીને મૂકે છે ) પેલા લોકો કઈ તરફ છે ? હા ખરેખર ત્યારે અમે પેલી તરફથી જોઈ વળીએ (રજની પણ અંદર જાય છે બારણુ ઉઘાડુ છે (રા સા, કનુ, વિનુ, કીર્તિ શ્રીમતી આવી પહોચે છે )

**રા સા** કેમ બોલો (શ્રીમતીને) હવે મકાન જોયા પછી તમને લાગે છે કે એની કીમત રૂ વીસ હજાર હોય ?

**શ્રી:** (મો બગાડીને) આમ તો ઠીક, પણ જરા સાકડુ પડે અને એકલવાયુ છોકરા કોની સાથે રમે ? અને જગ જૂનું પણ ખરુ

**રા સા** હા મિ. કીર્તિ ! અમારે જરા મુશ્કેલી જેવુ છે પાચ-સાત હજાર આના ઉપર ખર ચીએ ત્યારે અમારી સગવડ થાય પણ (શ્રીમતીને) તમારી મરજી હોય તો મારે કઈ વાધો નથી કારણ ઘરમા વધારે તમારે રહેવાનું અમે તો ધધાદારી રહ્યા ઘરની સગવડ અગવડ તમારે વધારે જોવાની

**શ્રી** હા અડોશપડોશ વિના મને ન ગમે

**રા સા:** તો નથી લેવુ ને ? જુઓ હું ના નથી પાડતો પછી મને કંઇ ન કહેતાં હું તો તૈયાર છુ

**શ્રી** હા નથી લેવુ

**કીર્તિ** જેવી મરજી

**રા સા** કીમતનો સવાલ નથી મિ કીર્તિ ! પણ સગવડ જરા આપને તકલીફ આપી માફ કરજો હો લ્યો ત્યારે, રજા લઈએ

**શ્રીમતી** માફ કરજો હો ! આપને સહુને તકલીફ આપી

**કીર્તિ** ના ના, એમાં તકલીફ શાની ? મકાન તો બતાવવુ જોઇએ ને ! અને સગવડનો વિચાર તો તમારે જ કરવો જોઈએ આ તો મકાન ખરીદવાની વાત છે કયા લૂગડાનો ટુકો છે કે ફાટી જાય તો નવો લેવાય !

**રા સા** બરાબર છે માફ કરજો ભાઈઓ ! ચાલો સાહેબજી ! (શ્રીમતી ને રા સા જાય છે)

**કનુ** (ઉઘાડુ બારણુ જોતાં) વિનુ ગઈ ભલા

ગઈ...

વિનુ : હાશ ! નિરાંત થઈ.

કીર્તિ : શું નિરાંત થઈ ! રૂા. ૨૦ હજારનો સોદો બગડી ગયો.

કનુ : અરે એની ક્યાં વાત છે ? પેલી પૂરી રાખી હતી તે બલા ગઈ.

કીર્તિ : પેલી ગળેપડુ બૈરી ? ગઈ ખરેખર ! અરે પણ ઘરમાં કાંઈ હાથ મારતી ગઈ ન હોય.

કનુ : હા, હોં ! ચાલો જરા જોઈ લઈએ.

કીર્તિ : હા. ચાલો.

[ ત્રણેય જણ મકાનમાંથી રજની કાંઈ લઈ તો નથી ગઈ તે જોવા જાય છે. તખ્તો ખાલી થાય છે એટલે બીજે બારણેથી રજની કુશળચંદને લઈને આવે છે. ]

કુશળ : બરોબર છે. આપણે આખું મકાન જોઈ લીધું. આ પેલા અંદર ગયા તે કોણ છે ? પેલાને આંખે તો પાટો છે.

રજની : (જરા ગૂંચવાઈને) એ છે તે અમારો ડ્રાઇવર છે. મોટરનો અકસ્માત થયો હતો. અને પેલા બીજા : એ એના સગાઓ આવ્યા છે.

કુશળ : મિ. કીર્તિકર મળ્યા હોત તો ઠીક થાત.

રજની : હા, તેઓ પણ આપને જોઈને ખુશી થાત. પણ તેઓ બહારગામ ગયા છે. આજે બપોરની ગાડીમાં જ ગયા.

કુશળ : કાંઈ નહિ, ફરી કોઈ વાર મળીશું. હવે આપ આ મકાન ક્યારે ખાલી કરશો તે મને કહો. અને મને રૂા. ૨૫ હજારની પહોંચ પણ તે વખતે આપજો.

રજની: જુઓ : આ ચેક બે દિવસ પછીની તારીખનો છે. એટલે બે દિવસમાં તો મકાન ખાલી કરીને અમો તમોને જણાવીશું.

કુશળ: પણ હું તો આજે રાત્રે જ જાઉં છું. હાં, તો તમો એમ કરો. હું સરનામું આપું ત્યાં મારો ખેતીવાડીનો મેનેજર ઊતર્યો છે. તેને જણાવજો એટલે તે ... અને આપ તે જ વખતે ... આ દસ્તાવેજમાં સહી કરી આપજો.

રજની: હા, હા. ત્યાં ... પણ આવી જશે. મારું ... કીર્તિકર

કુશળ: આપ લખી લ્યો. ( ... શું ? ... છે : વિજયસિંહ નથ્થુસિંહ રાણા. ... ગામ કોસલેન. ) સારું ત્યારે, હું ... લઉં છું. હું માનું છું કે મેં આ... તકલીફ આપી નથી. માફ કરશો, જયજ...

રજની: જય જય. એમાં તકલીફ શાની ? ( કુ...ચંદ વિદાય લે છે.) હાશ ! બધું ઠીક ગોઠવાયું. પણ હવે છેલ્લો ભાગ જરા સંભાળવાનો છે.

[ કીર્તિ, કનુ, વિનુ મકાન જોઈને પાછા આવે છે. રજની બાજુ પર ખસી જાય છે, છુપાય છે. ]

કનુ: કોઈ વસ્તુને હાથ સરખો અડાડયો નથી. જરા અજબ જેવું.

વિનુ: આપણે રા.સા. સાથે મકાન જોતા હતા ત્યારે બીજા ઓરડાઓમાં જરા અવાજ તો થતો હતો, હો !

કનુ: ના રે, એ તો અમથા ભણકારા.

કીર્તિ: મને તો કાંઇ સંભળાયું નહિ.

[ બહારથી રજની બોલે છે. ]

રજની: ઉઘાડજો.

કનુ: કોણ ? કોઈ બાઈ લાગે છે.

વિનુ: ઓહો ! આજે કેટલી બાઇઓ આવવાની છે ?

કીર્તિ: આવવા દે. કદાચ મકાન માટેનું ઘરાક હોય.

કનુ: આવો, કોણ છે ? અંદર આવો. ( રજની આવે છે.)

રજની: આ મકાન વેચવાનું છે ? મારે તે ખરીદવાનું છે.

કીર્તિ: હા, બહેન! આવો. આપની સાથે કોણ છે! કોઈ બીજું છે ?

વિનુ : અલ્યા, તલ હશે તો આપણું શું મોઢું રહેશે ?

રજની : હું તો ક્યારનીય કહેતી હતી.

કનુ : શું થાય ? પણ આપણે ક્યાં જાણી જોઈને ઇરાદાપૂર્વક અપમાન કર્યું હતું ? ( રજની માથું ઉઘાડે છે. કનુ ને વિનુ તલ જુએ છે. )

કનુ-વિનુ : કીર્તિ, તલ તો છે !

કીર્તિ : ત્યારે તો રજની જ હશે. તું કેમ ન ગઈ ?

રજની : ટ્રેઈન ચૂકી ગઈ.

કીર્તિ : બે વાગ્યાની નીકળી તોય ટ્રેઈન ચૂકી ગઈ ? રસ્તામાં ઊંઘી ગઈ હતી !

વિનુ : પણ ટ્રંકનું શું થયું ?

રજની : ટ્રંક સ્ટેશને જ મૂકી, રાતની ગાડીમાં જવું છે ને ?

કીર્તિ : પણ એટલો બધો વખત કેમ લાગ્યો ?... અને આ ચેકનું શું છે ?

રજની : વખતનું તો કોણ જાણે તમારું કમલું જ કેવું છે ! જુઓ હજુ એમાં કેટલા વાગ્યા છે ! કાંટા ક્યાં ફરે છે ? કોઈ ફેરવે ત્યારે ફરે છે કે શું ? ! (બધાનું ધ્યાન ઘડિયાળ તરફ જાય છે.)

કનુ : અલ્યા ઘડિયાળ તો બંધ લાગે છે !

વિનુ : ( કાને મૂકીને ) હા. તદ્દન.

કનુ : આ ઘડિયાળ તો બંધ છે.

વિનુ : હું ઘણો દિલગીર છું, માફ કરજો ભાભી-સાહેબ !

રજની : ના, કંઈ નહિ, હોય. હવે તમારે જમવું છે તો રસોઈ કરી નાખું. ( જવા કરે છે. )

કીર્તિ : ઠીક ગમ્મત થઈ. એ એ જ લાગની છે. કોઈ વાર મને એવો હેરાન કરે છે ! સોનેરી ટોળીઃ બનાવટી ચેક ! હા. હા. હા. ગળેપડુ ધર્મપત્ની ! સારું હતું કે ગળે તલ છે તે ધ્યાનમાં હતું... હવે મ્હોરવાળી વીંટી પહેરતી જા કે કોઈને શક ન આવે. નહિ તો લૉકીટમાં મારો ફોટો રાખ. ( સહુ હસે છે. )

રજની : આંહીં મારો જીવ ગયો ને તમને ગમ્મત થઈ !

[ માથે ઓઢી અંદર જતી રહે છે. ]

[ પડદો પડે છે. ] *

---

* મુંબઈ ઈલાકા વિદ્યાર્થી પરિષદ ( પાંચમી ) સમયે ભજવાયલું. લેખકની લેખિત પરવાનગી વિના કોઈએ ભજવવું નહિ.

# આફ્રિકાના પત્રો

લેખક શ્રી છગનભાઈ મૂળજીભાઈ પટેલ
સંચાલક : નૂતન ગ્રામ વિદ્યાલય, ગણીરા

## ૧૩

અબાલે
તા. ૯-૨-૩૮

પ્રિય ભાઈઓ,

મેં એક પત્ર તમને સરોટીથી તા. ૪થીએ લખ્યો છે અને હરિપુરાને શિરનામે મોકલ્યો છે તે તમને ત્યાં મળ્યો હતો કે નહિ તે લખશો.

અમે સરોટી-લીરા-ગુલુ વગેરે વિભાગની બહુ લાંબી મુસાફરી આ અઠવાડિયામાં કરી આવ્યા. બેએક ગૃહસ્થોનો સાથ હતો અને તેમની સુંદર મોટર કારો હતી. એટલે એટલી લાંબી મુસાફરીમાં પણ કશી અડચણ ના પડી. બહુ આરામથી મુસાફરી થઈ. છેલ્લા ૫-૬ દિવસમાં અમે હજારેક માઈલ એક-સાથે ફર્યા હોઈશું.

આ મુસાફરીમાં અમે પૂર્વ આફ્રિકાનો સુદાનની સરહદ સુધીનો ભાગ જોયો. ગુલુ અને એની આજુ બાજુના જે સ્થળોએ અમે ફર્યા ત્યાંથી સુદાનની ટેકરીઓ ક્ષિતિજ ઉપર દેખાતી હતી. એ આખો પ્રદેશ લડાયક આફ્રિકનોની ઓછી વસ્તીવાળો અને જંગલ-ઝાડીથી ભરપૂર છે. પચીસ-પચાસ માઈલ સુધીનાં સળંગ જંગલો અમે આ વખતે જ જોયાં. એ જંગલોમાં આજે પણ મોટા મોટા સિંહો અને હાથીઓના ટોળાં પડ્યાં પાથર્યાં રહે છે. અમારી મુસાફરી દિવસની હતી અને આ ઋતુમાં જંગલો સળગાવી મૂકેલાં હતાં એટલે અમને એનાં દર્શન ના થયાં. પણ ઘણા લોકોને અસુર-સવાર હજી પણ એમનો ભેટો થાય છે. અહીંના સિંહો બહુ મોટા હોય છે. એક જગાએ મેં મારેલા સિંહનું ચામડું એક ગાયના ચામડા જેવડું મોટું જોયું. આ તરફના લોકો પણ અઠંગ શિકારી ગણાય છે. દરેકની પાસે ઝેર પાયેલો તીક્ષ્ણ ભાલો તો હોય જ છે. એના વડે જ એ ગમે એવા હિંસક પ્રાણીનો શિકાર કરે છે. કમ્પાલા તરફના લોકો કરતાં આ લોકો વધારે જંગલી દેખાય છે. અર્ધનગ્ન અને નગ્ન સ્ત્રી-પુરુષો આ પ્રદેશમાં વધારે જોયાં. જિંદગીની તો એમને પરવા જ નથી. એ પ્રદેશમાં ખનીજ ધાતુ જમીનમાં વિશેષ હશે તેથી ગરમી પણ ખૂબ પડે છે. બપોરનો તાપ ચાલતી મોટરે પણ કેટલીક વખતે અસહ્ય થઈ પડે એવો આકરો લાગતો હતો. આપણા લોકો આવાં ભર જંગલોમાં નિર્જન સ્થળે અને શહેરોથી સેંકડો માઈલ દૂર વેપાર અર્થે પડેલા છે. તેમાં યે કેટલાક ઊગતા જુવાનોને—જેમની મૂછનો દોરો હજી ફૂટતો હોય છે—જોઈને મનમાં અનેક વિચારો ઉદ્ભવે છે. એમની હિંમતને માટે માન ઉત્પન્ન થાય છે. છતાંએ જે સ્થિતિ-સંયોગોમાં અને સહવાસમાં તેમને જિંદગી ગાળવાની છે એ જોતાં દુઃખ થયા વિના નથી રહેતું.

આટલી નાની ઉમ્મરે તેમની ઊગતી શક્તિ કઈ દિશામાં વળી જશે અને કયા ખડક સાથે અથડાઈ પડશે એ પ્રશ્ન તરત જ મનમાં ઊઠે છે. અને એના જ સંભવો આ દેશમાં વિશેષ છે. એ શક્તિને સુમાર્ગે વાળવાની કોઈ જ શક્યતા અહીં દેખાતી નથી. માત્ર પૈસા મેળવવાના એક જ કામમાં એ શક્તિ—દેશનું યૌવનધન—ખર્ચાઈ જાય એના કરતાં વિશેષ દુર્ભાગ્ય બીજું કયું? એવા દેશનો સર્વાંગી વિકાસ કઈ રીતે થાય? અને એ પૈસા પણ બધાને મળી રહે એવી સ્થિતિ પણ અહીં આજે તો નથી રહી. ઓછી અને અજ્ઞાન પ્રજાવાળા આ પ્રદેશમાં આપણા લોકોની વસ્તી એટલી બધી વધી પડી છે કે વેપારમાં નર્યું હરીફાઈનું તત્ત્વ જ દાખલ થઈ ગયું છે. અહીંની અંગ્રેજ સરકારનું અને અર્ધ-સુધરેલા આફ્રિકનોનું

વલણ પણ આપણી વિરુદ્ધ થતું જાય છે એટલે જે લોકો હવે અહીં આવે છે તેમને ભાગે મુખ્યત્વે પસ્તાવાનું જ રહે છે

ગુલુની નજીકમા મિશનરીઓનું એક મોટું કેન્દ્ર અમે દૂરથી જોયુ. એની નજીકના રસ્તા ઉપરથી અમે મોટરમા પસાર થતા હતા ત્યારે કેટલાક પાદરીઓ અને મિશન સ્કૂલમાં અભ્યાસ કરતા કેટલાક વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને પણ અમે જોયાં પાદરીઓ તો યુરોપવાસી જ હતા પણ છોકરા-છોકરીઓ અહીંના-આફ્રિકન હતા સો-બસો મકાનો, મોટા દેવળો અને આટલાં પાદરી સ્ત્રી-પુરુષો આવા દૂરના દુર્ગમ દેશમાં કેવળ પોતાના ધર્મનો અને સસ્કૃતિનો પ્રચાર કરવા નીકળી પડચા છે અને તેની પાછળ લાખો રૂપિયા ખર્ચે છે એ જોઈને મનમાં અનેક વિચારો ઉદ્ભવ્યા આને માટેના સ્થળની પસદગી પણ બહુ સમુચિત હતી એક ઊચી પહાડી પર કુદરતના ખોળામા એ લોકો પોતાનું થાણું નાખીને પડચા છે આજુબાજુ માઇલો સુધી જોઈ શકાય એવો લીલો હરિયાળો પ્રદેશ ઘીચ ઝાડીથી પથરાયેલો છે અને તેની અંદર કેવળ જગલી લોકો છૂટાછવાયા વેરાયેલા છે આવા લોકોની અંદર, ભર જગલમા અને હિસક પ્રાણીઓ વચ્ચે નિર્ભયતાથી એ લોકો પોતાનું કામ એકનિષ્ઠાથી કર્યે જાય છે

જે સ્થળે-લાબોગી અમે રાત રહ્યા, ત્યાથી જગ-વિખ્યાત લેક આલ્બર્ટનો જળધોધ નજીકમા છે કહે છે કે તે બસો ફૂટ ઊચેથી પડે છે અને નાયગરાના જળધોધથી બીજે નબરે ગણાય છે ત્યા આગળ જગલી પ્રાણીઓનો—હાથી, સિહ, મગર, જંગલી ભેસો વગેરેનો—પાર નથી મોટા મોટા મગરોથી એની આજુબાજુની જમીન છવાઈ ગએલી હોય છે અને અનાજની ગુણીઓની થપ્પી કરી હોય એમ એક ઉપર એક મગરોની થપ્પીઓ ત્યા પડેલી હોય છે ! જગલી હાથીઓ અને સિહોના તો ત્યાં મોટા મોટા ટોળા રહે છે પણ ત્યા જવાને માટે થોડી સ્ટીમરની મુસાફરી કરવી પડે છે અને તે કપાલાથી બસો-ત્રણસો માઈલને અતરે છે એટલે એ બધુ જોવાનું ત્યાથી બની શકે એમ નહોતું.

૧૪

નઈવાસા
તા ૨-૩, એપ્રિલ : ૩૮
શનિ-રવિ

પ્રિય ભાઈ બહેનો,

બહુ લાબે વખતે—લગભગ બે મહિને—આવો વર્ણનાત્મક પત્ર તમને લખી શકુ છુ

એ મહિના દરમ્યાન ફડના કામને અગે ઘણુ રખડવુ પડચુ છે, સેકડો માઈલની મુસાફરી કરી છે, ઘણા અવનવા દશ્યો જોયા છે, કડવા-મીઠા અનેક અનુભવો થયા છે, માનસિક મૂઝવણો વેઠી છે અને કેટલીક વખત અણધાર્યા આનદપ્રસગો પણ પ્રાપ્ત થયા છે એ બધુ આજે વીગતથી જણાવવાનો શો અર્થ ? છતા યે જે જાણવુ તમને ઉપયોગી થઈ શકે અને આનદ આપી શકે એવુ વર્ણન વિસ્મરણનો પડદો ઊચકીને આપવાનો પ્રયત્ન કરુ છુ તમે એ સમભાવથી સાભળશો અને સઘરશો એવી આશા છે

હરિપુરા મહાસભા વખતે જે પત્ર મે તમને સરોટીથી રવાના કર્યો હતો તે પછી એ તરફનો ઘણો પ્રદેશ અમે ફરી વળ્યા તેનું ટૂકું વર્ણન મે તમને ઘણુ કરીને ઈંગા-ગાથી લખી મોકલ્યુ હતું એ 'ઈંગા-ગા'-'જીન્જા'નો એક માસ મોટે ભાગે માન-સિક અસતોષમાં જ ગયો એમ કહુ તો ચાલે વચમાં વચમા કુદરતના કેટલાક અદ્ભુત દશ્યો આનંદ આપીને એ તાપને શમાવતા હતા પણ મન પ્રફુ-લ્લિત નહિ રહેવાથી તેનો આસ્વાદ હુ તમને નથી આપી શક્યો

પછી માર્ચમા તો અમે કપાલા ગયા. ત્યા કુદ-રતની સપૂર્ણ કળાએ ખીલી ઉઠેલી સુદર-સુભગ વાડી નજર ભરીને નીરખી એ વરસાદના દિવસો હતા અને યુગાન્ડા પ્રદેશની સૌથી શ્રેષ્ઠ અને ફળ-

રૂપ જમીન સુકોમળ નવાંકુરોથી ને તાજગીભરી લીલી વનસ્પતિથી શોભી ઊઠી હતી કોઈ સુકોમળ સુંદર કન્યા પ્રાતઃસ્નાનથી પ્રફુલ્લિત બનીને બહાર નીકળી હોય તેમ નવી–જૂની બધી વનસ્પતિ પ્રથમ મેઘથી અભિષિક્ત થઈને પલ્લવિત બની ગઈ હતી કપાલાની આજુબાજુનો ૪૦૦–૫૦૦ માઇલના વિસ્તારનો બધો પ્રદેશ અમે જોઈ શક્યા નથી, પણ જેટલો પ્રદેશ જોવાને અમે ભાગ્યશાળી થયા છીએ તેટલો જોઈને પણ જાણે જીવનની ધન્યતા અનુભવી છે વરસતા વરસાદમા રાતના ૧૦–૧૦ વાગ્યા સુધીની મુસાફરી પણ અમે ત્યાં કરી છે આથી તમે કોઈ ગભરાઈ જતાં નહિ ચોતરફ વરસાદની ઝડી પડતી હોવા છતા, આધુનિક સુધારાએ મોટરના એવા સાધનો તૈયાર કર્યા છે કે જાણે સુવ્યવસ્થિત મજબુત ઘરમા આપણે બેઠા હોઇએ એમ જ લાગે શ્રી મગનલાલની સનુન મોટરકારમા એ વરસતા વરસાદની અદર પણ અમે તદ્દન સુરક્ષિત હતા ઊલટી અદર ગરમી થતી હતી અને છતા ચોતરફ વિસ્તરેલી અનત ટેકરીઓ, તેની ઉપર ઉગેલી નાનીમોટી વનસ્પતિ અને તેને અભિષેક કરતો મદમસ્ત મેઘ : એ સૌંદર્યનું પાન અમે સુખેથી કરી શકતા હતા

કપાલાથી નીકળતા પહેલા અઠવાડિયા અગાઉ અમે એક દિવસ સવારના ૮ વાગ્યાના સફરમાં નીકળેલા રાત્રે સાડાઆરે બસો–અઢીસો માઇલની મુસાફરી કરીને અમે પાછા આવ્યા હોઈશુ, ત્યા વચમા કેટલાક એવા સ્થાનો જોયા કે જેને આપણે કુદરતે રચેલો સુંદર કુંજ કહી શકીએ એ વૃક્ષોના નવ પલ્લવિત પાનમાથી જાણે હમણા જ રસ ટપકી પડશે એટલા એ રસભર હતા રસ્તાની આજુબાજુ ઉગેલું ઘાસ જાણે શેલડીના કે બાજરીના વાઢ ભર્યા હોય એટલું ઊંચુ અને પહોળા પાનવાળું પવનમાં લહેરિયા લેતું હતું આટલા ઉપરથી જ તમે અહીંની ધરતીની તાકાત માપી શકશો આપણા લોકોના અહીં આવ્યા પછી જ આમા, જાબુડા, ગુલાબજાબુ વગેરેના ઝાડ અહીં વવાયા છે તે કેટલીક જીનરી ઉપર એટલા બધા પ્રમાણમા ઊછર્યા છે કે જે જોઈને આપણને આનદ થાય એના ફળ ચાખ્યા વિના પણ એમાથી ઝરતુ રસમાધુર્ય કોઈ પણ કેળવાયેલા માણસની રસેન્દ્રિયને તૃપ્ત કરી દે આવુ એક જ સ્થળે નથી, પણ ઠેરઠેર જોવાને મળે છે

કોઈ કોઈ વખત સફરમાંથી અમે પાછા વળતા હોઇએ ત્યારે સન્ધ્યાનો સુંદર સમય હોય, કવાચિત ઉપર જ વરસાદ વરસી ગયો હોય, માતા ધરિત્રી તાજા મેઘની સુવાસ ચોતરફ ફેલાવતી હોય, આજુબાજુ અનત ટેકરીઓ અને ખીણોવાળો પ્રદેશ લીલી મખમલની ચાદર ઓઢીને શાંત–સ્નિગ્ધ ભાવે પોઢ્યો હોય અને તેમાની કોઈક ટેકરી પાછળ પલિત કેશવાળો ક્ષીણતેજ સૂર્ય છૂપાઈ જતો હોય એ દશ્ય પૂરપાટ દોડી જતી મોટરમાથી જોતા અમારા મનમાં કેવા અવ્યક્ત અનેરા ભાવો ઉત્પન્ન થતા હશે એની તમે જ કલ્પના કરી લેજો આવી કુદરતે રચેલી કુજોમા અને સાર્વત્રિક બનેના સૃષ્ટિસૌંદર્યની વચ્ચે અહીંના 'દેશીઓ'ને ઠેરઠેર છૂટાછવાયા ઝૂપડાંમા પોતાનું ગરીબ ગૃહજીવન ગાળતા આપણે જોઈએ, તેમાના કેટલાક સુખી ગણાતા લોકોને રગબેરગી વસ્ત્રોમા સજ્જ થઈને સધ્યા સમયે ટહેલતા જોઈએ, અને સન્ધ્યાની સુરમ્ય શાતિમાં મૂક ભાવે ઊભેલાં સૌન્દર્યવેષ્ટિત તેમના ઝૂપડાં કે સાદાં ઘર જોઈએ, ત્યારે સહેજે આપણને અહીંનો અરણ્યવાસ આકર્ષક અને આનદદાયક લાગે

આપણી વિમુના બાપુ જે જીનરી ઉપર રહે છે તે કપાલાથી ત્રણેક માઇલના અતરે જ છે ત્યાં યુકેલિપ્ટસના ઘણા ઝાડ છે, જેનો એક ક્ષીણકાય છોડ આપણે ગયા ચોમાસામા આણ્યો હતો અને છેવટે એ કરમાઈ ગયો એ ઝાડ અહીં અસખ્ય છે અને નીચાણવાળા પ્રદેશમાં ઠેર ઠેર ઊગે છે શેઠ નાનજી કાળિદાસના હજારો એકરવાળા શાબાભા–ખેતરમા એની વાડો કરેલી છે અને સીધી લીટીમાં ઉભેલા પહેરેગીરોની લાબી હારની જેમ એકસરખા માપથી તે ઉગેલા હોય છે એનો ઉપયોગ અહીં ભેજવાળી જમીનમાથી ભેજ ચૂસી લઈને મચ્છરને પેદા કરનારી હવાનો નાશ કરવાના કામમાં થાય છે

એ ઝાડ અહીં સો-બસો ફીટની ઊંચાઈવાળાં સીધાં સોટા જેવાં હોય છે. એનો દેખાવ પણ સુંદર લાગે છે.

ગયા પત્રમાં મેં તમને આ જ પ્રદેશના જંગલના એક ગામડાની શાળાનું વર્ણન આપ્યું છે. એ સહુએ સ્મરણમાં રાખવા જેવું છે. એ શાળાના ચોગાનની સ્વચ્છતા, જુદા જુદા રસ્તાના આકાર રચીને તેમાં ઉગાડેલું કળામય ઘાસ, તેમના પ્રાર્થનાઘરની સફાઈ, સાદાઈ અને સ્વદેશીતા ખરેખર અનુકરણીય છે. એ ઘરની ભીંતો માટીની બનેલી હોવા છતાં રેતી અને છાણના મિશ્રણથી બનાવેલા સીમેન્ટ જેવા પદાર્થથી પ્લાસ્ટર કરેલી અને બાવાં કે ધૂળ વિનાની સાફ હતી. છાપરું ઘાસ અને વળીઓથી છાયેલું હોવા છતાં તે પણ એટલું જ સ્વચ્છ અને સુવ્યવસ્થિત હતું. ક્યાંય દોરી કે બાવાં લટકતાં નહોતાં. બધું જ સાદું છતાં સુંદર અને સુઘડ. આમાં જ જીવનની કળા રહેલી છે. અને તે આપણે સહુએ કેળવવાની જરૂર છે. એનું જ નામ સંસ્કારિતા. સમૃદ્ધિ કે સાધનસંપન્નતામાં જ સંસ્કારિતા નથી રહેલી. એમાં શોભા પણ નથી. એ શોભામાં તો અનેકના શ્રાપ રહેલા હોય છે.

તારીખ ૩૧ મીને ગુરુવારની સવારની ૮ાાની ગાડીમાં ત્યાંથી નીકળ્યા અને શુક્રવારે સવારના ૧૧ વાગે લીલાના બાપુને ત્યાં નઈવાસા ઊતર્યા એ નઈવાસાનો ઉલ્લેખ અહીંથી પહેલા લખેલા એક પત્રમાં મેં કરેલો જ છે. જે યુગાન્ડામાં અમે ૪ માસ ગાળ્યા, જે સૌન્દર્ય-સુભગ સૃષ્ટિનાં શાંતિદાયક દર્શન અનેક વખત કર્યાં, જેનું ઉદાર આતિથ્ય અમે સારી રીતે ભોગવ્યું અને જે ભૂમિમાંથી તંદુરસ્ત શરીર લઈને તથા તમારા ભત્રીજાને ભારે મોટું ભાથું લઈને અમે નીકળ્યા તેની સાભાર હૃદયે છેલ્લી વિદાય લીધી. એ ભૂમિ દરિયાની સપાટીથી સાડા ત્રણ હજાર ફીટ ઊંચી છે છતાં ત્યાં વરસાદ નથી હોતો ત્યારે ઠીક ઠીક ગરમી પડે છે જે દિવસે અમે નીકળ્યા તે દિવસે ગાડીમાં ઠીક ઠીક ગરમી લાગતી હતી. પણ સન્ધ્યા વખતે ટ્રેને યુગાન્ડાની સરહદ છોડીને કેનિયાની હદમાં પ્રવેશ કર્યો એટલે ગરમી ઘટતી ગઈ અને ઠંડી વધતી ચાલી. કેનિયાનો આ પ્રદેશ યુગાન્ડા કરતાં બમણો ઊંચો છે. એટલે ગાડી ધીમે ધીમે ઊંચે ચડવા લાગી, તેમ તેમ ઠંડીનો અનુભવ વિશેષ થવા લાગ્યો. ગરમ કપડાં કાઢીને પહેરવાં પડ્યાં અને ગાડીનાં બારીબારણાં બંધ કર્યાં. રાત ઊંઘમાં નીકળી ગઈ પણ સવાર થતાં જાગીને જોયું તો ટાઢનો ચમકારો શરીરને ઠારી દેતો હતો. બારી ઉઘાડવાનું મન નહોતું થતું અને છતાં બાલસૂર્યનાં કોમળ કિરણો મીઠાં લાગતાં હતાં. યુગાન્ડાનો રસભર્યો લીલો હરિયાળો પ્રદેશ ત્યાં નહોતો દેખાતો, પણ કેનિયાનો કંઈક સૂકો અને કુંગરાળ પ્રદેશ શરૂ થઈ ગયો હતો. આમ છતાં, ઉચ્ચ પ્રદેશને લીધે ઠંડીનું પ્રમાણ ઘણું વધારે હતું. મોમ્બાસાથી જતાં જોએલી એની એ જ અનંત ટેકરીઓ, ઊંડી ઊંડી ખીણો અને સપાટ મેદાનો ઉપર ચરતાં અને દોડતાં હરણોનાં ટોળાં સવારના સોનેરી પ્રકાશમાં ઠીક ઠીક શોભતાં હતાં. આ પ્રદેશની હજારો એકર જમીન અંગ્રેજોએ ખરીદી લીધેલી છે અને તેમાં તેઓ જાતજાતનાં અનાજ, ફળો અને શાકભાજી પકવે છે. ઘેટાં, બકરાં અને ગાયો રાખીને તેમાંથી પણ સારું ઉત્પન્ન તેઓ મેળવે છે. એ પશુઓની ઓલાદ પણ તેમણે સુધારી છે. અને ઘેટાંનું મુલાયમ ઊન તથા ગાયોની દૂધની મલાઈ પોતાને દેશ મોકલીને પોતે સારી કમાણી કરે છે એટલું જ નહિ, પણ પોતાના દેશબંધુઓને પણ કમાણી કરાવે છે. જે યુગાન્ડામાં અપાર ઘાસચારો અને ગાયો છે તે યુગાન્ડાની ગાયો ભાગ્યે જ બશેર-ચાર શેર દૂધ દેતી હશે. જ્યારે આ ગાયોને તેમણે દશ શેર દશ શેર દૂધ દેતી કરી મૂકી છે. તેને માટે તેઓ સેંકડો પૌંડ ખર્ચીને યુરોપ-અમેરિકાથી સાંઢ મંગાવે છે. અને એમ ઊતરી ગયેલી પશુઓની ઓલાદને સુધારીને સારી આવક મેળવે છે. તેમના બુદ્ધિકૌશલ્યનું એ પરિણામ છે. એ જ પશુધન અને એ જ જમીન અહીં સેંકડો વર્ષોથી વેરાન હાલતમાં હોવાથી જેની કિંમત કોડીની પણ નહોતી તેની તેમણે આજે ઈર્ષા થાય એટલી કીંમત કેવળ સાહસ અને બુદ્ધિથી ઉપજાવી છે.

જે નઈવાસા સ્ટેશને અમે ઊતર્યા છીએ તેની આજુ બાજુ સખ્યાબધ યુરોપિયનો રહેઠાણ કરીને રહેલા છે તેમણે પોતાને દેશથી લાવીને હજારો પૌડ આ જમીનને અને પશુઓને કેળવવા પાછળ વાપર્યા છે અને પરિણામે તેઓ આજે તેમાંથી મબલક આવક મેળવે છે મોસબી સફરજન જેવાં કીમતી ફળઝાડો પણ આ જમીનમા તેમણે ઉગાર્યા છે

અહી અમે બે દિવસ રહ્યા અને આજ બપોરે પાછા અહીથી નીકળીને હવે નજીક આવેલા નાઈરોબી શહેરમા જઈએ છીએ મે તમને પહેલાના પત્રમા લખેલુ છે તેમ આ સ્ટેશનની આજુબાજુ બસો ચારસો ફીટની ઊચાઈવાળી ઘણી ટેકરીઓ આવેલી છે અને સામે જ ૪૫ માઈલના ઘેરાવાવાળુ એક નાનુ સરખુ સરોવર છે આ સ્ટેશન દરિયાની સપાટીથી ૬૨૦૦ ફીટ ઊચે છે જ્યારે અમારે હજી આથી પણ ઊચે જવાનુ છે બપોરના બાર વાગે પણ અહીનો તાપ બારે માસ મીઠો લાગે છે આપણે ત્યા કારતક માગસરમા જેવી ઠડી પડે છે તેવી ઠડી અહી બારે માસ રહે છે એમાં ફરક એટલો કે એ ઠડી સૂકી અને તેથી ચામડીને બગાડી મૂકે છે, જ્યારે અહીની ઠડીમાં ભેજ રહેલો છે અને તેથી તે બહુ આરોગ્યદાયક ગણાય છે યુગાન્ડા હરિયાળો પ્રદેશ હોવા છતાં ત્યાની હવા મલેરિયસ ગણાય અને એટલે અશે અનારોગ્ય કરનારી છે જ્યારે અહીની હવા અતિશય આરોગ્યપ્રદ અને શીતલ છે કોઈ પણ વખતે ગરમીનો અનુભવ જ ના થાય. હમેશા ઠડો મધુર પવન મનને આલ્હાદ આપ્યા જ કરે

નાઈરોબી જવા માટે જે ગાડીમા અમે નીકળ્યા છીએ તે માલગાડી છે અને તેના ગાર્ડના ડબ્બામા બેસીને આ પત્ર હું તમને લખી રહ્યો છુ આ ડબ્બામા બેસવાથી ગાડીની ઊચેનીચે જતી વાકી ચૂકી ગતિ બહુ સ્પષ્ટપણે દેખાય છે નઈવાસાથી આગળના એક સ્ટેશને જતા તો ગાડી સાતસો ફીટ ઊચે ચડી ને વળી પાછી બીજે સ્ટેશને જતાં બસો ફીટ નીચે ઊતરી આ–કિજાબે–સ્ટેશને ભગુભાઈના સસરાની દુકાન છે પણ આજે અમે ત્યાં નથી ઊતર્યા નાઈરોબી ગયા પછી જોઈ લેવાશે આ સ્ટેશનની ગોદમા જ એક બાજુ ત્રણસો ચારસો ફીટ ઊચી લીલી વનસ્પતિથી છવાએલી સુદર મજાની ટેકરીઓ છે અને તેની સામી જ બાજુ અફાટ વિસ્તારવાળુ સપાટ મેદાન આવેલુ છે એ મેદાનમા દૂર દૂર આવેલાં અહીના દેશીઓના નાના નાના ઝૂપડા વેરાયેલા છાબડાં જેવા દેખાય છે અમારી ગાડી આ સ્ટેશને આવતાં એક ઊચી અને લાબી હરિયાળી ટેકરીની પ્રદક્ષિણા ફરી વળી એ ટેકરીની કિનારે કિનારે ગોદમાં લપતી લપાતી ગાડી ગોળ ગોળ ફરતી ચઢતી જાય અને તેની નીચે સો–બસો ફીટની ઊડી ખીણમાનુ સપાટ મેદાન સરકતુ જાય એ જોવાની મજા તમારે જ્યારે જ લેવી રહે છે

દૃશ્ય આથી વધારે સુદર દેખાવો આગળ જતા આવતા હતા જતી વખતે આ રસ્તે થઈને અમે ગયેલા છતા તે અમારી નજર બહાર રહી ગયા હતા નઈવાસા છોડયા પછી જ કેનિયાની ખરી ખૂબી પ્રકટ થઈ એમ કહું તો ચાલે ૬૨૦૦ ફીટથી જેમ જેમ ઊચે ટેકરીઓ ઉપર ગાડી ચડતી ગઈ, તેમ તેમ તેનુ અભિનવ સૌન્દર્ય અમારી નજર સામે તરવા લાગ્યુ અને આતર બાહ્ય અપૂર્વ સુખાનદ આપવા લાગ્યુ જે ટેકરીની કિનારે કિનારે ગાડી ચડતી જતી હતી તે ટેકરી છોડીને તેને લગોલગ આવેલી બીજી એક એકથી ચડિયાતી સુદર ટેકરીઓ ઉપર ગાડી ચાલી જતી હતી જેમ જેમ આગળના સ્ટેશનો આવ્યાં તેમ તેમ ઊચાઈનુ પ્રમાણ પણ વધવા માડયુ ચઢાણના દરેક સ્ટેશન વચ્ચેનુ અંતર ૧૦–૧૫ માઈલનુ હશે અને એટલા માઈલ કાપતાં દરેક વખતે ગાડી બસો–ત્રણસો ફીટ ઊચે ચડતી જતી હતી આમ કરવાને માટે ગાડીને આગળ બે એજીનો જોડેલા હતા અને પાછળ એક એજીન તેને ધકેલતુ હતુ ત્રણ ત્રણ એજીનો વડે ખેચાતી હોવા છતા ગાડી હાફતી હાફતી ધીમી ગતિએ ઉપર ચડતી હતી જેમ જેમ એ ઉપર ચડતી ગઈ તેમ તેમ ટેકરીઓ ઉપરનુ તદ્દન તાજી લીલોતરીવાળુ અદ્ભુત અને અવર્ણનીય સૌન્દર્ય નજરે પડવા લાગ્યુ ગાડી ટેક

રીની કિનારે કિનારે ચડતી હોવાથી ઘણી વખત તેની બાજુની સેંકડો ફીટ ઊંડી ખીણો ખળખળ વહેતાં ઝરણાંથી અને ગીચ ઝાડીથી ભરપૂર ભરેલી દેખાતી હતી. તેની તળેટીનું નાખી નજર ના પહોંચે એવડું સપાટ મેદાન પણ ઊંડું ને ઊંડું ઊતરતું જતું હતું. આ ટેકરીઓ પર અનેક પ્રકારનાં રસભર્યાં ઝાડો, સોનાનો રસ ઢાળી દીધો હોય એવી લીલી તાજી વનસ્પતિ, ચા અને કૉફીનાં કળામય ખેતરો અનેકરંગી ફૂલો આંખને અનેરો આનંદ આપતાં હતાં. બપોરના બાર વાગે અમે નીકળેલા હોવા છતાં આખો વખત ઠંડો મધુર પવનની લહેરો અમારા મગજને તાજું અને પ્રફુલ્લિત બનાવી દેતી હતી. મધ્યાહ્નનાં ઉગ્ર કિરણો પણ અમને મધ જેવાં મીઠાં લાગતાં હતાં. કુદરતની આ અપૂર્વ, અતીવ સુંદર અને આનંદદાયક લીલા જોઈ જોઈને હૃદય આનંદાભારથી ઉભરાઈ જતું હતું. આ સ્પર્શસુખ અને દૃષ્ટિસૌન્દર્ય જાણે જિંદગીભર ભોગવ્યા કરીએ એવો ભાવ મનમાં ઊઠતો હતો. નાના બાળકને મનગમતી મીઠાઈ અને રમકડાં મળે અને જેટલો આનંદ થાય તેટલો આનંદ અમારાં હૃદયમાં ભર્યો હતો. આવા સ્થળે રહેનાર લોકો કેટલાં સુખી અને ભાગ્યશાળી ગણાય એમ પણ મનમાં થઈ આવતું હતું.

એમ કરતાં કરતાં ગાડી આ પ્રદેશના સૌથી ઊંચા ભાગ પર આવી પહોંચી. તે સાડી છોતેરસો ફીટ ઊંચો હતો અને ત્યાંનો પવન, બપોરના ત્રણ વાગે પણ, બરફના જેવી ઠંડી અસર ઉપજાવતો હતો. એ મીઠી મધુર લહેરો લેતા લેતા અમે આગળ વધ્યા એટલે વળી પાછું નીચાણ શરૂ થયું અને ગાડીની પાછળ જોડેલું એંજીન કાઢી નાખવું પડયું. જે ગતિએ ગાડી અત્યાર સુધી ચાલતી હતી તેના કરતાં ત્રણચાર ઘણી ઝડપી ગતિએ ગાડી હવે નીચે ઊતરતી હતી. આગળનાં એંજીનોને સ્ટીમ અને બ્રેક બંધ કરીને જ ઝડપથી દડબડ દડબડ દોડવું પડતું હતું. ચડતી અને ઊતરતી ગાડી અનેક ટેકરીઓનો પોચો અને પથરાળ ભાગ વીંધીને બહાર નીકળતી એ દેખાવ, દરમાં પેસતા તોતીંગ અજગર જેવો લાગતો અને રેલવે બાંધનારની અથાગ મહેનતનો પણ ખ્યાલ આવતો.

અપલેન્ડ સ્ટેશન જે ઊંચામાં ઊંચું છે ત્યાંથી નાઈરોબી બહુ દૂર નહોતું. કિનીસે સ્ટેશનથી શરૂ થયેલી આ ટેકરી ઉપર ચડીને સરકી જતાં ગાડીને ચારેક કલાક લાગ્યા હશે. ૪૦–૫૦ માઈલ લાંબી આ આખી ટેકરી સીંદુર જેવી લાલ ફળદ્રુપ જમીનની બનેલી છે. તેમાં અનેક ખીણો છે, સપાટ મેદાનો છે, સુંદર હરિયાળાં ખેતરો છે, નાનાંમોટાં રસાળ વૃક્ષો છે, અને લીલા મખમલના ગાલીચા વડે કુદરત તેને આખી ને આખી મઢી લીધેલી છે. મોટે ભાગે આની માલિકી યુરોપિયન સેટલરોની–જમીનદારોની છે. અને તેઓ તેના સૌથી ઊંચા અને સુંદર પ્રદેશ પર પોતાના નાનકડા સુવ્યવસ્થિત બંગલા બાંધીને રહે છે. તેની આજુબાજુ લીલી કાચ જેવી વનસ્પતિની કાતરેલી કળામય વાડો બનાવે છે, તેમાં જાત જાતની વેલીઓ અને ફૂલઝાડ વાવે છે, અને કુદરતની આ અપાર, અખૂટ અને અપૂર્વ સમૃદ્ધિમાં પોતાની બુદ્ધિ, કળા અને વ્યવસ્થા વડે વૃદ્ધિ કરીને તેનો સ્વર્ગીય સુખોપભોગ કરે છે. આ આખા પ્રદેશની –જેમાં નાઈરોબીનો પણ સમાવેશ થઈ જાય છે– હવા તન્દુરસ્ત અને શીતળ છે. તેથી અહીં રહેનાર લોકો વધારે તન્દુરસ્ત લાગે છે. અમને પણ તેની અસર થવા લાગી છે અને દિવસમાં એક જ વાર મિષ્ટાન્ન જેવું ભારે જમણ જમી શકનાર અમને, હવે અહીં બે વખત જમવાની જરૂર પડે છે. અહીંથી થોડું વધારે વજન મેળવીને અમે નીકળીએ તો એમાં નવાઈ નહિ.

અમારી ગાડીને નાઈરોબી પહોંચવાનો સમય સાંજના સાતનો હતો. છતાં તે ૭ વાગે પહોંચી ગઈ. નકુવાસાથી અમે ભાઈ ચુનીભાઈને સાત વાગે સ્ટેશને આવવાનો તાર કરેલો એટલે એક કલાક સ્ટેશન ઉપર કાઢવો પડ્યો. તેઓ સાત વાગે આવી પહોંચ્યા એટલે ભાડાની મોટરમાં તેમની સાથે અમે ઘેર ગયા. નાઈરોબી શહેર હજી અમે ફરીને જોયું નથી. પણ તેના રસ્તા ડામરના બનાવેલા છે. શહેરમાં વીજળી અને

વૉટર વર્ક્સ છે, મકાનો પત્થરનાં સુંદર બાંધેલાં છે, અને ચુનીભાઈ પણ એવા જ એક નાનકડા શહેર બહારના મકાનમાં રહે છે. તેઓ સરકારી નોકર છે એટલે સરકારે બાંધેલાં સગવડભર્યાં સુઘડ મકાનોમાં રહેવાનું તેમને મળ્યું છે. આવા દરેક મકાનની આજુ-બાજુની ખુલ્લી જમીનમાં નાના સરખા બાગ-બગીચા બનાવેલા છે અને તે દરેકમાં જાતજાતનાં રંગીન ફૂલો આંખને આનંદ આપે છે. અહીંનાં હવાપાણી પણ એટલાં જ શીતળ અને સ્વાસ્થ્યકર છે.

તા. ક.

નાયરોબી

તા. ૪–૪–૩૮

અહીં રાત ગાળ્યા પછી આજે સવારમાં તમને આ પત્ર મોકલવા માટે લખ્યો અને બપોરના ઊઠીને શહેરમાં ફરવા ગયા આ શહેર બહુ મોટું નથી, લગભગ વડોદરા જેવડું હશે છતાં તેનું મુખ્ય બજાર, તેના મુખ્ય રસ્તાઓ અને મુખ્ય મકાનો બહુ આકર્ષક અને છેલ્લી ઢબનાં છે હમણાં હમણાં તેને બાંધેલું છે એટલે આધુનિક સુધારાની છેલ્લી ઢબ પ્રમાણે તેની રચના કરી છે. આ શહેરમાં અંગ્રેજોની વસ્તી ઘણી છે એટલે છેલ્લામાં છેલ્લી ફેશનની બધી પરદેશી ચીજોની આંજી નાખે એવી દુકાનો પણ ઘણી છે. ડામરના રસ્તાઓની વચ્ચે કેટલીક જગાએ બ્લૉક બનાવીને સુંદર દેખાવનાં ઝાડો વાવ્યાં છે, અને જાત જાતના રંગના વીજળી દીવાઓ રાત્રે બહુ મોહક લાગે છે. આ શહેરમાં મોટરોની સંખ્યા ઘણી છે એટલે તેની દુકાનો અને પેટ્રોલનાં મથકો પણ એટલાં જ મોહક અને ભવ્ય છે. જાતજાતનાં આકર્ષક ઘાટવાળાં પત્થરનાં ઊંચાં મકાનો ઠીક ઠીક સંખ્યામાં છે. ટૂંકામાં, આખું શહેર યુરોપની સંસ્કૃતિ, યુરોપની રહેણી-કરણી અને યુરોપનો વૈભવ-વિલાસ આપણી નજર આગળ ખડો કરે છે. જો કે એમાં આપણા લત્તા, આપણું બજાર, આપણાં સાર્વજનિક સ્થળો વગેરે જુદી ભાત પાડે છે ખરાં. પણ તે બહુ ઝાંખી ઝાંખી. આ નાનકડા શહેરમાં સંખ્યાબંધ–હજારો–મોટરો જુદા જુદા રંગની અને અવનવા ઘાટની છે. એ તો મેં તમને પહેલાં પણ લખેલું છે જ. આકાશમાં ઊડતાં વિમાનોની સંખ્યા પણ અહીં વધારે છે. રાતદિવસ કોઈ ને કોઈ વિમાન ઊડતું જ હોય. આવું આ નાઈરોબી શહેર છે. અને તેમાં અમારે તમારે માટે–ધૂળિયા ગામડાંનાં જાતમહેનત કરવાવાળાં નાનાં નાનાં બાળકોની નાની નિશાળ માટે–ફંડ કરવાનું છે. બસ ત્યારે.

તમારા

છગનલાલના વન્દેમાતરમ્




## અખંડ હિંદ

અત્યારે જે પ્રચંડ ઘર્ષણ ચાલી રહ્યું છે તેનું મુખ્ય કારણ એ છે કે માનવતાને ભોગે તદ્દેશીય રાષ્ટ્રવાદ ને પ્રજાવાદના આદર્શને ચઢિયાતું સ્થાન અપાયું છે. જ્યાં સુધી પ્રજાઓમાં પ્રામાણિકતાની, વિવેકની અને માનવપ્રેમની લાગણી ન હોય ત્યાં સુધી જગતમાં સુલેહ શક્ય નથી. લડાઈ એ વિકૃત ને પાગલ રાષ્ટ્રત્વનું ફળ હોય તો એનું કારણ એ છે કે રાષ્ટ્રોને એકલતાની આંધિ વળગી છે. પણ આંતરરાષ્ટ્રીય આદર્શથી વિપરીત હોય એવું ખરા રાષ્ટ્રત્વમાં કશું જ નથી, ખરું જોતાં તો રાષ્ટ્રત્વ એ આંતરરાષ્ટ્રત્વની વિશાળતાને જોડનારી કડી છે. વિશાળ દૃષ્ટિબિંદુ દેશભક્તિને વટાવી દઈ શકતું નથી, ઊલટું વધારે દઢીભૂત કરે છે ને એનાં રહસ્યો ને એની મર્યાદાઓ વિસ્તારી શકે છે. આજે હિંદ રાષ્ટ્રીય મુક્તિ માગે છે; એની સ્વતંત્રતા નથી માગતું કે જે જગતમાં અશક્ય હોય; કેમકે સારુંય વિશ્વ સંકલિત દેશોનું બનેલું છે.

સંયુક્ત હિંદની પ્રગતિ એ હિંદના બધા મહાપુરુષોની અભિલાષા હતી અને છે. ભૌગોલિક મર્યાદાથી હિંદ એકલવાયો દેશ ઠર્યો છે, પણ પુરાણા કાળમાં જ્યારે વાહનવ્યવહારની ભારે મુસીબતો હતી, ત્યારે પણ મૌર્યોએ, ગુપ્તોએ હિંદને એકત્ર કરવાના પ્રયાસો કર્યા છે. ખીલજીઓ, તઘલખો, અને મોગલોની હકુમતમાં હિંદ એક ને અવિભક્ત હતું. આર્થિક કારણે એના છૂટા રહેલા વિભાગોનું એકમેકના પર અવલંબન રહ્યું છે. જેનાં મૂળ પ્રાચીનતામાં પ્રસરેલાં હોય ને જેણે ઈતિહાસના લાંબા કાળથી પોતાપણાનું જતન કર્યું હોય એવા સ્ત્રીપુરુષનો સમુદાય જો એક રાષ્ટ્ર તરીકે ઓળખાતો હોય તો હિંદ ઘણા જૂના કાળથી એક રાષ્ટ્ર હતું અને છે. હિંદના મહાન દ્રષ્ટાઓએ એની નિરનિરાળી જાતિઓને ને નિરાળા ધર્મોને સંકલિત કરીને સહિષ્ણુતાના સિદ્ધાંતને પોષ્યો છે. મૌર્યો, ગુપ્તો, મોગલો ને મરાઠાઓ ઉપરાંત બ્રિટિશોનું પણ એ સ્વપ્ન હતું. અશોકના સામ્રાજ્યમાં આખા નેપાલ ને કાશ્મીર સમેત ભરતખંડનો સમાવેશ થતો હતો. એણે જાતિઓની ભિન્નતા માગી નથી, પણ સહિષ્ણુતા ને એકતા પ્રચારી હતી. અશોકની નીતિમાં ધાર્મિક ઝનૂન કે રાજકીય યુક્તિ નહોતી, પણ ધર્મ પ્રત્યેનું આદરમાન હતું.

એવી દલીલ કરવામાં આવે છે કે ઈસ્લામ ધર્મ હિંદુ ને બુદ્ધ ધર્મનો બંધુભાવ જે રીતે મશહૂર છે તે નીતિ રીતિની વિરુદ્ધ હતો. પણ એ વાત ખરી નથી. કુરાને ઘણી પ્રખ્યાત કલમાઓમાં સહિષ્ણુતાનો ઉપદેશ કર્યો છે. મુસ્લીમો એમના પવિત્ર ગ્રંથને આધારે માને છે કે હિંદમાં પણ પ્રભુના પેગંબરો આવ્યા છે. જેમ હિંદુને બુદ્ધિસ્ટ રાજ્યોની નીતિ નિરનિરાળા ધર્મો પ્રત્યે સહિષ્ણુ હતી, તે જ પ્રમાણે બાબરે એના શાહજાદા હુમાયુને એના વીલમાં ઉપદેશ આપ્યો હતો કે તેણે તમામ ધર્મો પ્રત્યે અને જાતિઓ પ્રત્યે અદલ ન્યાયી અમલ કરવો અને ખાસ કરીને ગોવધથી અળગા રહેવું.

હિંદુઓ અને મુસ્લીમો એક જ સમૂહમાંથી ઊતરી આવ્યા છે. જો કે આખા દેશમાં તેઓ વત્તીઓછી સંખ્યામાં વસ્યા છે. તેઓ એક જ ભાષા બોલે છે. બંગાળમાં બંગાળી, ગૂજરાતમાં ગૂજરાતી. નિયમ તરીકે તેમણે એકમેકના ધર્મ પ્રત્યે આદરમાન રાખ્યા છે અને એવી સંસ્કૃતિના સર્જનમાં સાથે મળીને કામ કર્યું છે જે નથી એકલી હિંદુ કે નથી એકલી મુસ્લીમ; પણ હિંદી સંસ્કૃતિ છે. કલા અને

શિલ્પમાં, સંગીત અને ચિત્રકળામાં અને ધર્માચારમાં ઉભય ધર્મોની સમતોલતા જળવાઈ આવે છે. કબીર, નાનક દાદુ ચૈતન્ય અને તુકારામના ઉપદેશો અને સુફિવાદના કથનો એવી એકરામિતાનું ભાન કરાવે છે, જેમાં બધા ધર્મના અગ્રેસરોએ સહકાર કર્યો છે હિંદનાં લાખો ગામડાંઓમાં હિંદુ મુસ્લીમોની રમતગમતો એક પ્રકારની છે એમના આનંદવિહાર એક પ્રકારના છે એકબીજાના ઉત્સવોમાં બને હળેમળે છે અને ગ્રામજીવનનો ઉદ્દેશ સાર્થક કરે છે હિંદુ ને મુસ્લીમો સાથે મળીને એક છાવણીમાં લડ્યા પણ છે બળવા વખતે તેઓ એક હતા કંઈક સૈકાઓ સુધી ઉભય ધર્મોના અનુયાયીઓએ એકતા પાળી છે ને આચરી છે આ દેશમાં બ્રિટિશોનો ઐતિહાસિક ફાળો હિંદને નવીન રાષ્ટ્રત્વ માટે તૈયાર કરવાનો ગણાયો છે કેટલાક શહેરોની એવી ફરિયાદ છે કે અમારી કેળવણીની પદ્ધતિ ખોટી છે એ પદ્ધતિ ઘણી દિશાઓમાં ફેરફાર માગે છે એ ખરું પણ એ પદ્ધતિમાંથી હિંદભરમાં આઝાદીની તમન્ના ને એકતા પ્રગટ્યા છે આવા તત્ત્વોને લઈને હિંદુ-મુસ્લીમ એકતામાં ભડો પેઠો તેનું વર્ણન કરવાની અહીં જરૂર નથી હું તો એને એક ખાલી સસવાટો જ માનું છું કેમકે એ કેવળ અકુદરતી ને ઇતિહાસ સ્થાપિત રચનાથી વિરુદ્ધ છે

યુવાનીના ઉદારતાથી છલકાતા કાળમાં હિંદુ મુસ્લીમો અંગત મિત્રો હોય છે હિંદ બહાર એમની દેશભક્તિ બોલી ઊઠે છે તેઓ વધતી જતી રાષ્ટ્રવાદની ભાવના ઝીલે છે હિંદ બહારના મુસ્લીમ રાજ્યો હિંદમાંનાં મુસ્લીમો માટે કશી આળપંપાળ રાખતા નથી એમના વિકાસમાં પણ તદ્દેશીય રાષ્ટ્રત્વ જ મોખરે રહ્યું છે આરબ રાજ્યોએ ઓટોમન સલ્તનત સામે બંડ કર્યું ને ૧૯૧૮માં સ્વતંત્રતા હાંસલ કરી તેમાં પણ ચાર [illegible] પામ્યા છે

મુસ્તફા કમાલે જૂનાં ખંડેરોમાંથી નવરાષ્ટ્રનું સર્જન કર્યું ખિલાફત રદ કરી અને પ્રજાસત્તાક સ્થાપ્યું રાષ્ટ્રત્વ એ મુખ્ય મુદ્દો થઈ પડ્યો ઠેઠ ભાષા બોલનાર ને રાષ્ટ્રત્વ સ્વીકારનાર પ્રત્યેક મુસલમાન ટર્ક મનાયો મીસરીઓ સ્વતંત્ર મીસરના [illegible] પગલે મક્કમ બન્યા છે તેમણે બહારના ધાર્મિક પ્રચારના સાહિત્યનો પ્રતિબંધ કર્યો છે અફઘાનો પણ જ [illegible] પગલું પર એમની રચના કરી રહ્યા છે ચીનના મુસ્લીમો જાપાની મુસ્લીમો સામે સમરાંગણમાં યુદ્ધ ખેલી રહ્યા છે

એટલે આજનો પ્રશ્ન હિંદુ કે મુસ્લીમોનો નથી પણ હિંદીઓનો છે એમના ધાર્મિક કે જાતીય વિભાગો પાડી શકાય તેમ નથી હિંદ અવિભાજ્ય દેશ છે ને સુલેહમાં કે વિગ્રહમાં એને અખંડ રહેવું જ જોઈએ દુઃખમાં કે સુખમાં આપણે સાથે રહેવા સર્જાયા છીએ સમાન આપત્તિ આપણે ભોગવીએ છીએ અને તેથી આપણે સમાન મુક્તિ માટે મથવું જોઈએ છે અનાજની જરૂર બન્ને કોમના ખેડૂતોને સરખી છે સામાજિક સડો બન્નેને કોરી રહેલો છે એ ખોટાવો દેવા સાથે મળીને કામ કરવું જોઈશે જો સફળ થઈશું તો આજે જે ગૂંચવણ આપણને ભમાવી રહી છે તે એની મેળે અંતર્ધાન થઈ જશે જો અફળ જઈશું તો વધારે નુકસાન થવાનું નથી.

વિદ્યાપીઠોનો એ ઉદ્દેશ છે કે હિંદુ, મુસ્લીમ ખ્રિસ્તી, યહુદી અને પારસી સૌ એમાં ગર્વ લઈ શકે કોમી વિખવાદ સ્વાભાવિક નથી, એ તો ઉત્તેજિત માનસનું લક્ષણ માત્ર છે સસ્તી છાપ [illegible] અને લોકપ્રિયતાની [illegible] માનવીની સ્વાર્થી લાગણીઓને ભડકાવી, [illegible] અને તેનું એ ફળ છે

[illegible]ના પ્રવચનમાંથી ] સર [illegible]